-: પ્રકાશક :-
વિરાટ પ્રકાશન મંદિર
C/o પ્રભાત ડ્રાયફ્રુટ સ્ટોર
દહેરાસર સામે પ્રાર્થના સમાજ
મુંબઈ-૪



વીર સં. ૨૪૯૯ * વિક્રમ સં. ૨૦૨૯ * નેમિ સં. ૨૪ * સન ૧૯૭૩
નકલ ૧૨૫૦
મૂલ્ય : રૂપીયા બાર



—: પ્રાપ્તિસ્થાનો :—

પ્રભાત ડ્રાયફ્રુટ સ્ટોર
દહેરાસર સામે પ્રાર્થના સમાજ
મુંબઈ-૪

સોમચંદ ડી. શાહ
જીવન નિવાસ સામે
પાલીતાણા (સૌ.)

મેઘરાજ પુસ્તક ભંડાર
ગુલાલવાડી
મુંબઈ-૨

સરસ્વતી પુસ્તક ભંડાર
હાથીખાના-રતનપોળ
અમદાવાદ

જસવંતલાલ ગિરધરલાલ
જૈન પ્રકાશન મંદિર,
દોશીવાડાની પોળ અમદાવાદ



-: મુદ્રક :-
કાંતિલાલ ડી. શાહ
ભરત પ્રિન્ટરી,
દાણાપીઠ પાછળ-તળાવ
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

ॐ ह्रीँ अर्हं नमः.

# કાંઈક પ્રાસ્તાવિક

---

પરમ ઉપકારી તીર્થંકર પરમાત્માએ વિશ્વના એકાંતહિતને માટે જે કલ્યાણકારી વાણી ફરમાવી, તે અનેક પાત્રોમાં ઝીલાઈ આજે પણ કલ્યાણમાર્ગને પ્રશસ્ત કરી રહી છે.

ઉપદેશ વિના–બોધ વિના અંધારું છે. મુખ્યતાએ બોધ આપવાના અધિકારી ગીતાર્થ ગુરુ મહારાજો છે. ઉપદેશ આપવાની કળામાં સાધુઓ નૈપુણ્ય અને જ્ઞાન મેળવે એ ઉદ્દેશથી વ્યાખ્યાનલેખનના કુશળ આલેખનકાર આચાર્યપ્રવર શ્રીમદ્ વિજયલક્ષ્મી-સૂરીશ્વરજી મહારાજાએ ઉપદેશપ્રાસાદ એટલે ઉપદેશનો મહેલ નામનો આ મહાગ્રંથ વરસ દિવસના વ્યાખ્યાનોની ગોઠવણ પૂર્વક રચ્યો છે. આ ગ્રંથને મહેલની ઉપમા દઈ યથાર્થ નામાભિધાન અર્પ્યું છે. આ મૂળગ્રંથ સરલ સંસ્કૃતમાં છે. તેમાં વિપુલ–સાહિત્યનું સંકલન અને ઘણું બધું તત્ત્વ ભર્યું છે. પોતાના ગુરુભાઈ શ્રી પ્રેમવિજયજીની પ્રેરણાથી તેમણે આ ગ્રંથ રચી ઘણો ઉપકાર કર્યો છે, કેમકે વર્તમાનમાં પણ ઘણા સાધુ–મુનિરાજો આ ગ્રંથના આધારે વ્યાખ્યાન વાંચતા થયા છે.

મુખ્ય ગ્રંથ ત્રણ ખંડમાં વહેંચાયેલો છે. પ્રથમખંડમાં સમ્યક્ત્વનું સ્વરૂપ, બીજા-ખંડમાં દેશવિરતિ–શ્રાવકધર્મનું સ્વરૂપ અને ત્રીજાખંડમાં સર્વવિરતિ–મુનિધર્મનું સ્વરૂપ વર્ણવેલું છે. આ ત્રણે ખંડને પાંચભાગમાં વહેંચી ગુજરાતી ભાષાંતર રૂપે જૈનધર્મ પ્રસારક સભાએ વર્ષો પહેલા છપાવેલ, જે આજે દુષ્પ્રાપ્ય છે. ભાષાનું સૌષ્ઠવ ને વિષયનું સરલ–વિશિષ્ટ નિરૂપણ થાય, કથાઓને થોડી મઠારવામાં આવે તો ગ્રંથ વધારે ઉપ-કારક થાય એ ઉદ્દેશથી આ પાંચે ભાગો અમે નવેસરથી લખ્યા છે. લખવું, છપાવવું, ઉપદેશ આપી ગ્રાહકો આદિ નોંધવા આદિ કાર્ય ઘણું જ કપરું છે. છતાં ઉપાડેલું કાર્ય શિઘ્ર પૂરું કરવા ભાવના છે, આમાં વધારે કાંઈ કહેવાપણું રહેતું નથી. કારણ કે ગ્રંથ પોતેજ પોતાની વાત કહેશે. શ્રાવક માત્રના ઘરમાં આ પાંચે ભાગ હોવા જરૂરી છે. એક આખા વરસનો આમાં નિત્ય નવો સ્વાધ્યાય છે. ૩૬૦ દિવસ પ્રમાણ ૩૬૦ વિષયો–તેનું નિરૂપણ અને તે પર ૩૬૦ જ્ઞાનબોધવર્ધક આકર્ષક કથાઓ છે. જે ઘણો બોધ આપશે ને ઉપકાર કરશે. (વિશેષ પાંચમા ભાગમાં)

લિ૦

શ્રી મહાવીરસ્વામી જન્મ કલ્યાણક દિવસ — વિશાળવિજય

વીર સં. ૨૪૯૯ — મુંબઈ–૪

# વિષયાનુક્રમ

આચાર્ય શ્રી વિજયલક્ષ્મીસૂરીશ્વરજી મહારાજ વિરચિત શ્રી ઉપદેશ-પ્રાસાદ મહાગ્રંથના ગુર્જર ભાવાનુવાદના એકથી પાંચ ભાગરૂપ એક સેટના રૂપીયા ૫૦) લેખે સેટો નોંધાવી પ્રસ્તુત પ્રકાશનમાં સહયોગ આપી જ્ઞાન-ભક્તિ કરનાર મહાનુભાવોની

# શુભ નામાવલિ

| સેટ નંગ | નામ | ગામ |
|---|---|---|
| ૧૧ | શ્રી પરસોતમદાસ મનસુખલાલ તારવાળા | માટુંગા |
| ૧૧ | શ્રી રતિલાલ છગનલાલ ગાંધી | ,, |
| ૧૫ | ,, ભોગીલાલ હીરાલાલ | ,, |
| ૧૦ | ,, ચત્રભુજભાઈ હરગોવિંદદાસ | ,, |
| ૧૧ | ,, કેશવલાલ આર. શાહ | ,, |
| ૧૦ | ,, અમરતલાલ રામજી | ,, |
| ૧૧ | ,, મણીલાલ બેચરદાસ | ,, |
| ૧૦ | ,, લાલજીભાઈ સી. કાપડીયા | ,, |
| ૧૧ | ,, જગજીવનભાઈ કેશવજી સોપારીવાળા | ,, |
| ૧૧ | ,, શાંતિભાઈ દલીચંદ શેઠ | ,, |
| ૧૧ | શ્રીમતી કાંતાબેન સારાભાઈ | પ્રા. સમાજ |
| ૭ | શ્રી દલસુખલાલ નાથાલાલ ગાંધી | ચોપાટી |
| ૭ | ,, મણીલાલ ડીલાભાઈ | ,, |
| ૭ | ,, તલકચંદ ફુલચંદ ઝવેરી | ,, |
| ૭ | ,, હીરાચંદ પીતાંબરદાસ કામદાર | ,, |
| ૭ | ,, ખુમચંદ રતનચંદ જોરાજી | પ્રાર્થના સમાજ |
| ૭ | શ્રીમતી સવિતાબેન અંબાલાલ ગુલાબીદાસ | ,, |
| ૭ | શ્રી મોહનલાલ દેવીચંદ સોદીડાવાળા | પ્રાર્થના સમાજ |
| ૫ | ,, પ્રવીણચંદ્ર ફુલચંદ | માટુંગા |
| ૫ | ,, કાલીદાસ ગુલાબચંદ | ,, |
| ૫ | ,, [illegible] કેશવજી મહેતા | ,, |
| ૫ | ,, [illegible] વેલજી શેઠ | ,, |

| સેટ નંગ | નામ | ગામ |
|---|---|---|
| ૫ | શ્રી વિજયરાજજી રૂપરાજજી | માટુંગા |
| ૫ | ,, જોહરીમલજી રૂપરાજજી | ,, |
| ૫ | ,, રવીન્દ્રભાઈ હીરાલાલ મલબારી | ,, |
| ૫ | ,, કસ્તુરચંદ ચીમનલાલ | ,, |
| ૫ | ,, નટવરલાલ મનસુખલાલ | ,, |
| ૫ | ,, ચુનીલાલ નારણદાસ વોરા | ,, |
| ૫ | ,, નટવરલાલ મોહનલાલ | ,, |
| ૫ | ,, ભગુભાઈ રતીલાલ મોદી | ,, |
| ૫ | ,, મંગળજી મગનલાલ | ,, |
| ૫ | ,, પન્નાલાલ લીલાચંદ | ,, |
| ૫ | ,, બાલચંદ ચંદુલાલ કચ્છી હાઉસ | ,, |
| ૫ | ,, ઘેલાભાઈ હુકમીચંદ સંઘવી | ,, |
| ૫ | ,, ગુલાબચંદ લબ્ધિભાઈ | ,, |
| ૫ | ,, બિપીનચંદ્ર શાંતિલાલ | ,, |
| ૫ | ,, મહેન્દ્રકુમાર ભોગીલાલ મોતીબાગ | ,, |
| ૫ | ,, હેમચંદ મુળજીભાઈ શેઠ | ,, |
| ૫ | ,, વીરચંદ આર. મહેતા | ,, |
| ૫ | ,, શાન્તિલાલ અમૃતલાલ | ,, |
| ૫ | ,, પદમશીભાઈ પ્રેમજી ઝવેરી | ,, |
| ૫ | ,, દેવચંદ ગુલાબચંદ | ,, |
| ૫ | ,, છોટાલાલ સાકરચંદ | ,, |
| ૫ | ,, ચુનીલાલ નથુભાઈ | ,, |
| ૫ | ,, કેશરીચંદ હરખચંદ | ,, |
| ૫ | ,, ધીરજલાલ જેઠાલાલ | ,, |
| ૫ | ,, હરીચંદ માણેકચંદ | ,, |
| ૫ | ,, એન. રતિલાલ કું. | ,, |
| ૫ | ,, હુકમચંદ ગુલાબચંદ | ,, |

| સેટ નંગ | નામ | ગામ |
|---|---|---|
| ૫ | શ્રી ઉજમશીભાઈ હરચંદ હઃ ધીરૂભાઈ | માટુંગા |
| ૫ | ,, કાન્તિલાલ મણીલાલ દંતારા | ,, |
| ૫ | ,, અમૃતલાલ રાયચંદ ઝવેરી | પ્રાર્થના સમાજ |
| ૫ | ,, મોહનલાલ સૂરચંદ હઃ રસીકભાઈ | પ્રાર્થના સમાજ |
| ૫ | ,, પરસોત્તમભાઈ નાથાલાલ શાહ | પ્રાર્થના સમાજ |
| ૫ | ,, શાહ સાગરમલજી દલીચંદજી | ભારતનગર |
| ૫ | ,, શાહ બબલદાસ ગૌતમદાસ સુબન્ધુ ટ્રેડર્સ | પ્રાર્થના સમાજ |
| ૫ | ,, છોટાલાલ મગનલાલ શાહ લોદ્રાવાળા હઃ વિક્રમભાઈ | ,, |
| ૫ | ,, વિનોદચંદ્ર કાળીદાસ પરીખ | ચોપાટી |
| ૫ | ,, હરગોવિંદદાસ બાઉચંદ હઃ ચીમનલાલ | માટુંગા |
| ૫ | ,, કે. સી છેડા સ્વ૦ પિતાશ્રીના સ્મરણાર્થે | ચર્ચગેટ |
| ૫ | શ્રી કાન્તિલાલ સુળચંદ ધીયા | પ્રા. સમાજ |
| ૫ | ,, પ્રવીણચંદ્ર ટી. પારેખ | ચોપાટી |
| ૫ | ,, સેવન્તિલાલ માનચંદ | ,, |
| ૫ | ,, સેવન્તિલાલ ત્રિભોવન પારેખ | પ્રા. સમાજ |
| ૫ | ,, રતિલાલ કચરાભાઈ | ,, |
| ૪ | ,, અરવિંદભાઈ બાબુલાલ | માટુંગા |
| ૩ | ,, પ્રેમજી ભીમજી | ,, |
| ૩ | ,, વાડીભાઈ ઢીલાભાઈ | ,, |
| ૩ | ,, ચંપકલાલ પોપટલાલ દોશી | ,, |
| ૩ | ,, રમણુલાલ પોપટલાલ વખારીયા | પ્રા. સમાજ |

| સેટ નંગ | નામ | ગામ |
|---|---|---|
| ૩ | શ્રી ભોગીલાલ બબલદાસ હઃ ચંપકભાઈ | પ્રા. સમાજ |
| ૩ | ,, શાંતિલાલ કેશવલાલ શાહ નાસિકવાળા | ,, |
| ૩ | ,, ભલુતમલજી કપુરચંદજી | ,, |
| ૩ | ,, આર. ડી. શાહ | ,, |
| ૩ | ,, નગિનદાસ હરજીવનદાસ શાહ | ,, |
| ૩ | ,, બબલદાસ મગનલાલ શાહ | ,, |
| ૩ | ,, દલપતભાઈ પુરૂષોત્તમભાઈ શાહ | ,, |
| ૩ | ,, કીર્તિભાઈ અમુલખભાઈ શાહ | ,, |
| ૩ | ,, અરવિંદભાઈ કે. જશવા | ,, |
| ૩ | ,, મોહનલાલ સુરચંદ શાહ હઃ મહેન્દ્રભાઈ | ,, |
| ૩ | ,, ઉત્તમલાલ મોહનલાલ સવાણી | ,, |
| ૩ | ,, ચંદુલાલ કાળીદાસ શાહ | ,, |
| ૩ | ,, શા. થાનાજી પ્રાગજી | ભારતનગર |
| ૩ | ,, સુમેરમલજી હજારીમલજી | ,, |
| ૩ | ,, સુનાજી એન્ડ સન્સ | ,, |
| ૩ | ,, મીશ્રીમલજી જુઆરાજી | ,, |
| ૩ | ,, એન. બાબુલાલ એન્ડ કું. | ,, |
| ૩ | ,, શા. કીશોરચંદ્રજી મીશ્રીમલજી | ,, |
| ૩ | ,, શા. મુલચંદજી ફુલચંદજી બાફણા | ,, |
| ૩ | ,, માલાજી ઘેવરચંદજીની કું. | ,, |
| ૩ | ,, બાબુલાલજી સંઘવી | ,, |
| ૩ | ,, એસ. પી. બાફણા | ,, |
| ૩ | ,, ખેરાજભાઈ ખીમજીભાઈ | પ્રા. સમાજ |
| ૨ | ,, કાન્તિલાલ હીરાચંદ વખારીયા | ,, |
| ૨ | ,, મનમોહનદાસ જગજીવનદાસ | માટુંગા |
| ૨ | ,, પારસમલજી રૂપરાજજી | ,, |
| ૨ | ,, શાંતિલાલ વાડીલાલ | ,, |
| ૨ | ,, મણીલાલ લક્ષ્મીચંદ | ,, |

| સેટ નંગ | નામ | ગામ |
|---|---|---|
| ૨ | શ્રી મોહનલાલ શામજીભાઇ કોરડીયા | માટુંગા |
| ૨ | ,, મણીલાલ ભણસાલી | ,, |
| ૨ | ,, પ્રવીણચંદ્ર ડાહ્યાભાઈ | ,, |
| ૨ | ,, મોહનલાલ કપુરચંદ વડાલીયા | ,, |
| ૨ | ,, દલીચંદ ગિરધરલાલ | ,, |
| ૨ | ,, પૃથ્વીચંદ્ર ધીરજલાલ | ,, |
| ૨ | ,, દલસુખલાલ છોટાલાલ | ,, |
| ૨ | ,, જમનાદાસ પ્રેમજી | ,, |
| ૨ | ,, હીંમતલાલ નાગજીભાઈ | ,, |
| ૨ | ,, જયન્તિલાલ લવજીભાઇ | ,, |
| ૨ | ,, રતિલાલ ગણેશભાઇ | ,, |
| ૨ | ,, ધીરજલાલ અમૃતલાલ | ,, |
| ૨ | ,, ફતેહચંદ મોનજીભાઇ | ,, |
| ૨ | ,, પોપટલાલ સોમચંદ મહેતા | ,, |
| ૨ | ,, વાડીલાલ ડાહ્યાભાઇ | ,, |
| ૨ | ,, પરમાણંદભાઈ ઝવેરભાઈ | ,, |
| ૨ | ,, દલીચંદ તારાચંદ | ,, |
| ૨ | ,, જયસુખલાલ રાયચંદ મહેતા | ,, |
| ૨ | ,, નાથાલાલ વાડીલાલ | ,, |
| ૨ | ,, પ્રવીણચંદ્ર છબીલદાસ કુંડલાવાળા | ,, |
| ૨ | ,, મણીલાલ રાયચંદ | ,, |
| ૨ | ,, મણીલાલ મોતિચંદના શ્રેયાર્થે હઃ તેમના સુપુત્રો | ,, |

| સેટ નંગ | નામ | ગામ |
|---|---|---|
| ૨ | શ્રી એક સદ્ગૃહસ્થ | માટુંગા |
| ૨ | ,, ભોગીલાલ છગનલાલ હઃ હસમુખભાઇ | પ્રા. સમાજ |
| ૨ | ,, નાગરદાસ મગનલાલ શાહ શીહોરવાળા | ,, |
| ૨ | ,, ચીમનલાલ ત્રીભોવનદાસ દાણી હઃ અમ્બાલાલભાઈ | ,, |
| ૨ | ,, જવાહરભાઇ મોતિલાલ વીરચંદ | ,, |
| ૨ | ,, દીપચંદભાઇ દામજી | ,, |
| ૨ | ,, કાળીદાસ સાકરચંદ દોશી | સીક્કાનગર |
| ૨ | ,, હીંમતલાલ મનસુખલાલ શાહ | ચોપાટી |
| ૨ | ,, સાકરચંદ ચુનીલાલ | પ્રા. સમાજ |
| ૨ | ,, જયન્તિલાલ જમનાદાસ | ,, |
| ૨ | ,, નવીનભાઇ ફુલચંદ | ચોપાટી |
| ૨ | ,, ગુલાબચંદજી કપુરચંદજી | પ્રા. સમાજ |
| ૨ | ,, વનેચંદ અવિચલદાસ મહેતા | ચોપાટી |
| ૨ | ,, ભૂરમલજી ગુલાબચંદજી | પ્રા. સમાજ |
| ૨ | ,, પન્નાલાલ નાગરદાસ | ,, |
| ૨ | ,, લક્ષ્મીચંદ ભીખાભાઇ ધાનેરાવાળા | ગોરેગાંવ |
| ૨ | ,, ચંપકલાલ હીરાચંદ ધોલેરાવાળા | પ્રા. સમાજ |

*

શેષ મહાનુભાવોના નામો ઉપદેશપ્રાસાદના અન્ય ભાગમાં છે.



ॐ ह्रीँ अर्हं नमः

नमो नमः श्री गुरुनेमिसूरये.

શ્રી વિજયલક્ષ્મીસૂરીશ્વરજી વિરચિત–

# ઉપદેશપ્રાસાદ મહાગ્રંથ

[ ગુજરાતી વિવરણ ]

## ૧. આત્મ–વૈભવ

સ્વસ્તિશ્રી દેનાર વિશ્વભ્રાતા સુરપૂજ્ય સિન્ધુતત્ત્વના,
દીપો છો રવિચંદ્રથી ય અધિકાં **આદીશ** ! આનંદદા;
નાભિરાજ–કુલાંબરે સુઉદયી ઓ જ્ઞાનભાનુ ! વિભો !,
મોહાન્ધાર દૂરે કર્યો સુવર્ણો ! કલ્યાણકારી પ્રભો !. ૧

કલ્યાણશ્રીના અજોડ હેતુ ઓ ત્રિલોકીના ધણી;
આપો શાંતિઃ **શાંતિનાથ** જગને શાંતિની ઈચ્છા ઘણી. ૨

પીડા જાણી ફરી ગયા પશુતણી રથમાંથી ઉતર્યો વિના,
સમજાવ્યો સંસાર લગ્ન બહાને રાજીમતીને ફના;
જઈ ગિરનાર થયાં ગિરીશ બાળ્યો કંદર્પના દર્પને,
મોહાસુર હણનાર **નેમિ ભગવન્** ! આપો સદા હર્ષને. ૩

ગોડી થંભણ અંતરીક્ષ ચારૂપ સેરિસા ને શામળા,
નામે એક હજાર આઠ જેનાં વિખ્યાત તીર્થો ભલાં;
આજે પણ જેનો અચિંત્ય મહિમા છે વિસ્તરે વિશ્વમાં,
શ્રી શંખેશ્વર **પાર્શ્વનાથ** તમને મારી હજો વંદના. ૪

જે સાચા **મહાવીર** ઘોર તપસી નિર્ભય ક્ષમામાં ધુરિ,
વર્ષાવી, સંતપ્ત આ જગત પર વાણી–સુધા–માધુરી;
જેના જ્ઞાન પ્રકાશપુંજ પાસે દેખાય જગ આ વામણું,
તે સિદ્ધાર્થનરેશનંદન પ્રભુ ત્રૈશલેય જીવો ઘણું. ૫

દેવોના રાજા અને નરપતિ જેની ચહે સેવના,
તે અજિતાદિ જિનેન્દ્ર શેષ પ્રણમું જેતા ખરા કામના;
ઇત્યાદિ મંગળકરી **વિજયલક્ષ્મીસૂરીશ્વરજી** તણાં,
**ઉપદેશ-પ્રાસાદ** ગુર્જર કરૂં જે માંહી ઉપદેશો ઘણાં. ૬

નિત્યે નવીન ઉપદેશ તણાં વિચારે,
ગૂંથી ઘણાં વિષય તત્ત્વ અને કથાએ;
બોધે બધાં વરસનાં દિવસો વિતાવે,
પામે '**વિશાળ**' ફળ '**રાજ**' '**રવીન્દ્ર**' ભાવે. ૭

આ મહાન ગ્રંથની નિર્વિઘ્ન પરિસમાપ્તિ અર્થે આદિમાં મંગળાચરણ કરવામાં આવ્યું. કારણ કે શુભકાર્યમાં પ્રવૃત્ત મહાપુરુષને પણ ઘણાં અવરોધ આવે છે. પણ અનર્થકારી પ્રવૃત્તિમાં વિઘ્નો કોણ જાણે કયાંય ચાલ્યા જાય છે. માટે.

ગ્રંથનો પાર પામવા માટે આદિમાં, ગ્રંથનિર્દિષ્ટ આશય હૃદયમાં સ્થિર થાય તે માટે મધ્યમાં અને ગ્રંથ શિષ્ય-પ્રશિષ્યાદિને પરંપરાએ ઉપકારક થાય તે માટે અંતમાં મંગળ કરવું જોઇએ.

શાસ્ત્રવાંચનમાં ઉદ્યમી અને ગ્રંથની પૂર્ણાહુતિએ પહોંચવાની ધગશવાળા શિષ્ટજનોનો આ આચાર છે કે તેઓ કૃપણને છોડી શુભપ્રયોજનમાં નિરંતર પ્રવૃત્તિ કરે છે.

ગ્રંથકાર પરમર્ષિ પોતે ઇષ્ટદેવને નમસ્કાર કરવા રૂપ મંગળકારી સમ્બંધ, અભિધેય અને પ્રયોજન જણાવે છે.

દેવરાજ-ઇન્દ્રોની શ્રેણિ જેમના ચરણોમાં નમેલી છે અને જેઓ ચોત્રીસ અતિશયોથી યુક્ત છે એવા સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ સ્વામિને નમન કરીને ઉત્તમ બોધ આપનાર ઉપદેશપ્રાસાદ ( ઉપદેશના વૈવિધ્યથી રચાયેલ મહેલ ) નામના ગ્રંથને કહીશ.

અતિશયશાલી પરમાત્મા લોકોત્તર ગુણથી સમૃદ્ધ હોય છે. તીર્થંકર પ્રભુ સિવાય કોઇપણ અતિશયશાલી હોતા નથી. તે અતિશયો ચોત્રીશ છે. તેનું વર્ણન કરવામાં આવે છે.

જન્મથી ચાર, ઘાતિકર્મના ક્ષયથી અગીયાર અને દેવકૃત ઓગણીશ એમ ચોત્રીશ અતિશયના સ્વામી પ્રભુજીને વંદન કરું છું.

ચાર મૂળ અતિશય :—

(૧) તીર્થંકર પ્રભુનું શરીર સંસારના સર્વ શરીર કરતાં અધિક સુંદર હોય, તેમને રોગ પરસેવો આદિ ન થાય શરીર સ્વાભાવિક રીતે જ સ્વચ્છ રહે.

(૨) પ્રભુનો શ્વાસોચ્છ્વાસ કમળની સુગંધ જેવો સુગંધી હોય.

(૩) પ્રભુના શરીરના માંસ અને લોહી સફેદ દુધ જેવા હોય.

(૪) પ્રભુના આહાર અને નિહાર આંખોથી કોઈ જોઇ શકે નહી.

( માત્ર અવધિજ્ઞાની આદિ જોઇ શકે )

આ મૂળાતિશય જન્મથી માંડી મોક્ષપર્યંત સાથે જ રહેતા હોઇ એ સહજાતિશય પણ કહેવાય છે.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર (ઘાતી) કર્મના ક્ષયે કેવળજ્ઞાન થયે થતાં દેવકૃત અગીયાર **કર્મક્ષયજાતિશય.**

(૧) એક યોજન પ્રમાણ સમવસરણની ભૂમિમાં કરોડો (કોટાકોટી) દેવતા-મનુષ્ય અને તિર્યંચ પીડા વગર સમાય.

(૨) પાંત્રીસ ગુણવાળી અર્ધ માગધીભાષામાં અપાતી પ્રભુજીની દેશનાને દેવ-મનુષ્ય અને પશુ-પક્ષી પોત-પોતાની ભાષામાં જાણે છે. અને સહુ સ્પષ્ટ સાંભળે છે.

આવા અતિમહત્ત્વપૂર્ણ વાણીના અતિશય વિના આટલા બધા આત્માને માટે એકી સાથે એકજ વખતે આવો મહાન ઉપકાર કરી ન શકાય.

**ભીલનું દૃષ્ટાંતઃ–**

એક ભીલ ત્રણ સ્ત્રીઓ સાથે ગ્રામાંતર જતો હતો. માર્ગમાં એક સ્ત્રીએ ભીલને કહ્યું "કાંઇક ગાઓને, ઝટ માર્ગ કપાય" બીજીએ કહ્યું "થોડું પાણી લાવી આપોને, ગળું સુકાય છે." ત્રીજી બોલી "ભૂખ લાગી છે કાંઈ? ખાવાનું શોધોને."

આ ત્રણે નારીને ભીલે એક જ ઉત્તર આપતાં કહ્યું "सरो नत्थि" એટલે પહેલી સમજી કે સરો અર્થાત્ સ્વર નથી શી રીતે ગાઉં ? બીજી સમજી કે સરોવર નથી. પાણી ક્યાંથી લાવું ? અને ત્રીજી સમજી કે સરો (શરઃ) એટલે બાણ નથી. શી રીતે શિકાર કરું ? અને તને ખાવાનું આપું ? આમ સામાન્ય માણસે એક શબ્દમાં ત્રણ નારી સમજાવી તો પ્રભુજીની વાણી નિરુપમ અને અદ્ભુત છે. તથા દેવોએ દિવ્ય બનાવેલી હોઇ સહુ સમજી શકે તેવી હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી. કહ્યું છે કે,—

સાતનય અને તેના સાતસો ભાંગાવાળી સપ્તભંગીયુક્ત દિવ્યસંગીતમય પ્રભુજીની વાણી સાંભળતા ઘણાં ભવ્યજીવો સિદ્ધાંતના પારગામી થાય છે. આ સર્વ પ્રભુના વચનાતિશયનો પ્રતાપ છે.

(૩) પ્રભુજીના મસ્તક પાછળ સૂર્ય કરતા બારગણું તેજસ્વી ભામંડલ ( પ્રભુજીનો કાંતિનો સમૂહ પીંડરૂપે ) છાજે છે. તેમાં ભગવંતનું અનંત તેજ સમાયેલું હોઇ તેમના દુર્લભ-દર્શન નિર્વિઘ્ને થાય છે.

(૪) દયાના સાગર ભગવંત જ્યાં જ્યાં વિચરે ત્યાં ત્યાં ચારે દિશામાં સો સો ગાઉ ઉપર-નીચે પચીસ-પચ્ચીસ ગાઉની સીમામાં પહેલા થયેલા રોગો ઉપશાંત થાય અને નવા ન થાય.

(૫) પૂર્વભવમાં બાંધેલ કે જન્મજાત વૈર, જીવોને પરસ્પર સમવસરણની ભૂમિમાં જાગતાં નથી.

(૬) પ્રભુજી જ્યાં વિચરે ત્યાં તીડ–ઉંદર આદિનો ઉપદ્રવ હોતો નથી.

(૭) પરમાત્મા જ્યાં વિચરતાં હોય ત્યાં મરકી આદિ ઉત્પાત અને આકસ્મિક મૃત્યુનો ભય રહેતો નથી.

(૮) અતિવૃષ્ટિ ( લીલો દુકાળ ) ન થાય.

(૯) અનાવૃષ્ટિ ( સૂકો દુકાળ ) ન થાય.

(૧૦) દુર્ભિક્ષ ( ભિક્ષા ન મળે તેવો )–ધાન્યાભાવ ન થાય.

(૧૧) સ્વચક્ર (સ્થાનિક રાજા આદિ) તથા પરચક્ર (બીજા રાજા)નો ભય જાગે નહિ.

દેવકૃત ૧૯ અતિશયો :–

(૧) પ્રભુજી જ્યાં વિચરે ત્યાં દેદીપ્યમાન ધર્મચક્ર આકાશમાર્ગે ફરતું રહે.

(૨) સુંદર શ્વેત ચામરોની જોડી વીંઝાયા કરે.

(૩) આકાશમાર્ગે નિર્મળ સ્ફટિકરત્નનું પાદપીઠ ( પગ મૂકવાનો બાજોઠ ) અને સિંહાસન ચાલે. પ્રભુજી જ્યાં બિરાજવાના હોય ત્યાં એની મેળે ગોઠવાઇ જાય.

(૪) ત્રણ છત્રો આકાશમાં અદ્ધર પ્રભુજીના મસ્તકે રહે.

(૫) રત્નમય ( મહેન્દ્ર ) ધ્વજ અનેક નાની ધ્વજાથી શોભતો હોય.

આ પાંચે અતિશય પ્રભુજી વિચરે ત્યારે આકાશમાર્ગે સાથે ચાલતા રહે અને બિરાજે ત્યારે ઉચિત રીતે ગોઠવાઈ જઇ અપૂર્વ શોભા અને પ્રભાવ ઉત્પન્ન કરે છે.

(૬) સોનાના અતિસુંવાળા કમળપર પગ મૂકતા પ્રભુજી વિચરે. બે કમળ પગ નીચે અને સાત પાછળ હોય. એક પરથી પ્રભુજી પગ ઉપાડે કે તરત પાછળથી એક કમળ આગળ આવીને ઉભું રહે. આવું અવિરત બન્યા કરે.

(૭) રત્ન, સોના અને ચાંદીના ત્રણ ગઢસ્વરૂપ સમવસરણ રચવામાં આવે છે. પ્રભુ પાસેનો પ્રથમ ગઢ ઉત્તમરત્નોનો હોય છે. તેને વૈમાનિકદેવો બનાવે છે. બીજો (વચલો) સોનાનો જ્યોતિષીદેવો અને ત્રીજો ચાંદીનો ગઢ ભવનપતિદેવો રચે છે. (ત્રીજો ગઢ સહુથી નીચો, બીજો તેથી ઉંચો અને પહેલો સહુથી ઉંચો હોય છે.)

(૮) સમવસરણમાં સિંહાસન ઉપર પ્રભુજી પોતે પૂર્વદિશા તરફ મુખ રાખી બિરાજે છે. બીજી ત્રણદિશાઓમાં પ્રભુજી જેવાં ત્રણ પ્રતિબિંબો દેવતાઓ રચે છે. જે ચામર, છત્ર, સિંહાસનાદિથી યુક્ત હોય છે અને પ્રભુજી સ્વયં ઉપદેશ આપતા હોય તેમ લાગે છે.

(૯) સમવસરણમાં પ્રભુજી જ્યાં ઉપદેશ આપતા બિરાજે છે, ત્યાં ચારે સિંહાસન ઉપર થઈ ઉપર ફેલાયેલા અશોકવૃક્ષની રચના દેવો કરે છે. ઋષભદેવસ્વામિના

વખતે ત્રણ ગાઉ મહાવીરપ્રભુના વખતે બત્રીસ ધનુષ અને શેષ જિનેશ્વરપ્રભુના વખતે તેમના શરીર કરતાં બારગણો ઉંચો અશોકવૃક્ષ રચવામાં આવતો.

(૧૦) જ્યાં પ્રભુજી વિહાર કરે ત્યાં કાંટા ઉંધા (અધો) મુખે થઇ જાય છે.

(૧૧) પ્રભુજી વિહાર કરી જતાં હોય ત્યારે માર્ગમાં રહેલાં વૃક્ષો નમી જતાં હોય છે.

(૧૨) પ્રભુજી હોય ત્યાં મધુર સ્વરે દુંદુભી વાગ્યા કરે છે.

(૧૩) પ્રભુજીની વિહારભૂમિના એક યોજન પ્રમાણ ક્ષેત્રમાં સંવર્તક નામનો વાયુ કાંટા–કચરો દૂર કરે છે. આ વાયુ મંદ–સુગંધ અને શીતલ હોઇ સુખકારી લાગે છે.

(૧૪) પરમાત્મા વિચરતા હોય ત્યારે મોર, પોપટ, કોયલ, ચાસ વગેરે પક્ષીઓ પ્રદક્ષિણા ફરતાં હોય છે.

(૧૫) પ્રભુજી જ્યાં બિરાજવાના હોય ત્યાં સુગંધીજળની વૃષ્ટિ મેઘકુમાર દેવો કરે છે.

(૧૬) સમવસરણની અંદર ચંપા–બકુલ પ્રમુખ પાંચ વર્ણના સુગંધી ફૂલોની ઢીંચણ સુધી દેવો વર્ષા કરે છે. આ પુષ્પો જળમાં અને સ્થળમાં ઉત્પન્ન થયેલાં હોય છે. તીર્થંકર પરમાત્માના મહામહિમાવંતા અતિશયના પ્રભાવે આ પુષ્પોને જરાય પીડા, સંઘટન થવા છતાં થતી નથી એટલું જ નહી પણ અમૃતના ફુવારા વચ્ચે હોય તેવો અતિઉલ્લાસ અનુભવે છે.

(૧૭) ભગવંતના કેશ તેમજ નખ વધતાં નથી.

(૧૮) પ્રભુજીની પાસે સદા ઓછામાં ઓછા કરોડ દેવો ઉપસ્થિત હોય જ. (વધુ હોય પણ ઓછા નહી)

(૧૯) વસંત આદિ છએ ઋતુના ફળ–ફૂલ આદિ સમકાળે મળી શકે. એ ઋતુ પણ સર્વેને અનુકૂળ હોય.

આ પ્રમાણે ચાર મૂળ અતિશય, અગિયાર કર્મક્ષયે ઉત્પન્ન અતિશય અને ઓગણીસ દેવોએ કરેલ એમ સર્વ મળી ચોત્રીશ અતિશય તીર્થંકર પ્રભુને હોય છે.

વિશ્વસેન મહારાજાના કુળમાં તિલક સમાન, મહારાણી અચિરાદેવીની કુક્ષિરૂપી શુક્તિમાં મૌક્તિક સમાન અને ચોત્રીસ અતિશયશાલી શ્રી શાંતિનાથ ભગવંતને મન–વચન–કાયાની શુદ્ધિપૂર્વક પ્રણામ કરી અનેક ગ્રંથોના આધારે આ ઉપદેશ–પ્રાસાદ નામક મહાગ્રંથની રચના કરીશ.

ગ્રંથમાં વાચ્ય–વાચકભાવ સંબંધ છે. વાચ્ય એટલે પ્રકરણનો અભિપ્રાય અને વાચક એટલે આ પ્રકરણ. આ ગ્રંથમાં તીર્થંકરનિર્દિષ્ટ ધર્મોપદેશનું નિરુપણ એ અભિ-

ધેય છે. આ ગ્રંથનું પર પ્રયોજન રચયિતા અને શ્રોતા બંનેને મુક્તિ પ્રાપ્ત થાય એ છે અને અપર પ્રયોજનથી કર્તાને નિર્જરા અને શ્રોતાને ધર્મનો બોધ થાય એ છે.

પ્રારંભમાં શ્રી જિનેશ્વરદેવના વિશેષણ તરીકે અતિશય હોવાથી, અતિશયનું વર્ણન કર્યું. કારણ કે આ અતિશયોનું સ્મરણ-વર્ણન ભાવમંગળમય છે, વિઘ્નવિનાશક છે અને સર્વ કલ્યાણનું સબળ કારણ છે.

એ પ્રમાણે જિનેશ્વરદેવોની અતિશય-સમૃદ્ધિને પ્રતિદિવસે પ્રભાતકાળે જે મનુષ્યો સ્મરે છે તેઓ કલ્યાણથી ઓતપ્રોત થાય છે.

## ૨. ધર્મનો આધાર

જેમ પ્રાણ વગર શરીરની કશી મહત્તા નથી તેમ સમ્યક્ત્વ વિના ધર્મનાં કશાં મૂલ્ય નથી. માટે સર્વસમ્પત્તિની ખાણ, ગુણપ્રાપ્તિનું નિધાન, સર્વકરણીનું પ્રધાન કારણ એવાં સમ્યક્ત્વનું સ્વરૂપ સમજાવે છે.

રાગ-દ્વેષને જે જિતે તે જિન, જિનેશ્વર, તીર્થંકર. ઋષભ-અજિત આદિ નામજિન કહેવાય. તીર્થંકર પ્રભુની પ્રતિમા સ્થાપનાજિન કહેવાય. તીર્થંકર પ્રભુના જીવને દ્રવ્ય જિન કહેવાય અને સમવસરણને વિષે બિરાજેલા પ્રભુ ભાવજિન કહેવાય. આ ચાર નિક્ષેપાવાળા તીર્થંકર-જિનેશ્વર પ્રભુમાં પ્રભુત્વની બુદ્ધિ, મુમુક્ષુ ( મોક્ષના અભિલાષી ) ગુરુઓમાં ગુરુપણાની બુદ્ધિ, જિનેશ્વરદેવોએ શુદ્ધદયામય કહેલા ધર્મમાં ધર્મની બુદ્ધિ, એને સમ્યક્ત્વ કહેવાય અર્થાત્ ઉપર કહેલા દેવ-ગુરુ-ધર્મપર અટલ શ્રદ્ધા તેનું નામ જ દર્શન કહેવાય.

જો કે આંખથી દેખાય તેને પણ દર્શન કહેવામાં આવે છે. છતાં જૈનશાસનમાં શ્રદ્ધા-સમ્યક્ત્વ-સમકિતને પણ દર્શન કહેવામાં આવેલ છે. શંકાદિ કાલુષ્ય વિના જે સાચા દેવ-ગુરુ-ધર્મતત્ત્વનો બોધ કરાવે, સમકિત મોહનીય કર્મના ઉપશમ આદિથી ઉત્પન્ન થાય, અર્હત્-પ્રતિપાદિત તત્ત્વની શ્રદ્ધા કરાવે, વસ્તુને વસ્તુપણે જાણવાથી થયેલી પ્રતીતિને ઉપજાવે તે જ દર્શન કહેવાય છે. વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણ્યું કોને કહેવાય ? તેને સમજાવતું મહાબળકુમારનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

### રાજકુમાર મહાબળનું દૃષ્ટાંત.

હસ્તિનાપુર નામનું સુંદર નગર. ત્યાં બળ નામના રાજા રાજ્ય કરે. તેમને પ્રભાવતી નામની રાણી. શુણીયલ ને સોહામણી. સિંહના સ્વપ્નથી સૂચિત એક પુત્રને તેણે જન્મ આપ્યો. રૂપનો અંબાર અને શૌર્યનો જાણે ભંડાર. નામ એનું મહાબળકુમાર. યુવાવસ્થામાં આઠ રાજકન્યાઓ સાથે તેના લગ્ન થયાં. રાજાએ આઠે પુત્રવધૂને અલગ અલગ મહેલ-દાસ-દાસી-વસ્ત્રાભૂષણ આદિ સર્વ સાધન, સામગ્રી અને સગવડ આપ્યાં. રાણીઓ સાથે આમોદ-પ્રમોદમાં મહાબળકુમારનો સમય ક્યાં વીતે છે ? તે જણાતું નથી.

એકવાર વિમળનાથસ્વામીના શાસનમાં થયેલા ધર્મઘોષ નામના આચાર્ય મહારાજ

અનેક શિષ્યો સહિત ઉદ્યાનમાં પધાર્યા. હર્ષ અને ઉલ્લાસવાળા અનેક લોકોને જતાં જોઈ મહાબળકુમાર પણ આચાર્યશ્રીના દર્શને જઈ પહોંચ્યો. તે વખતે તેઓએ ઉપદેશ આપતા ફરમાવ્યું કે—

આ સંસારના સારવગરના સ્વરૂપને સારી રીતે વિચારી હે મહાનુભાવો! સર્વ દુઃખોથી છોડાવનાર ધર્મમાં પ્રયત્ન કરો. ઇત્યાદિ ધર્મદેશના સાંભળી મહાબળકુમારને વિવેક જાગ્યો અને તે સંસારની વાસ્તવિકતાને સમજી વૈરાગ્ય પામ્યો. ઘેર આવી તેણે માતપિતાને બધી વાત કરી પોતાની દીક્ષા લેવાની ભાવના જણાવી અને અનુમતિ માંગી પુત્રનો ખૂબ જ ભાવ જોઇ તેમણે કહ્યું કે 'અમે છીએ ત્યાં સુધી તો નહી જ. પછી દીક્ષા લેવી હોય તો લેજે.'

કુમાર બોલ્યો, આપણામાંથી કોણ પહેલા જશે? એ કોણ જાણે? મા! મને અનુજ્ઞા આપો, અનંત ભવમાં અનંત માતાઓ મેં કરી. પણ જીવન સફળ થયું નહી. નવી નવી માતાઓ કરવાના ક્રમમાં ફેર પડ્યો નહીં. આ ભવમાં તમારી કુક્ષીએ અવતર્યો છું, તેની સફળતા માટે પણ મને અનુજ્ઞા આપો. વહાલી મા! રાજી થઈને હા પાડો જેથી આજ સુધી મેં કરેલી અનંત માતાઓની શ્રેણિમાં તમારૂં સ્થાન ન રહે.

અનેક રીતે તેણે માતાપિતાને સમજાવ્યાં-મનાવ્યાં પણ તેઓ ન માન્યાં.

છેવટે તેમણે યુક્તિપૂર્વક રાજકુમારના રાજ્યાભિષેકની મોટી તૈયારી કરી અને રાજા બનાવ્યો. હીરાનો મુકુટ પહેરાવી તેને સિંહાસન પર બેસાડયો. બંને તરફ હારબંધ અધિકારી ગોઠવાઇ ગયા અને અભિનવ મહારાજા મહાબળના જયઘોષના પડઘાઓ પડ્યા. માતા-પિતાએ પોતાના સોભાગી પુત્રના વખાણ કર્યાં, અને કહ્યું 'તું કેવો પ્રભાવશાળી લાગે છે? તારી આજ્ઞા કોઇપણ તોડી શકે નહીં. અમે પણ નહીં. બોલો દીકરા! તમારી શી આજ્ઞા છે?'

મહાબળે તરત કહ્યું "રાજ્યના કોષમાંથી ત્રણલાખ મહોરો લઈ એક લાખ આપી પાત્રા, એક લાખ આપી ઓઘો ( રજોહરણ ) લાવો અને એક લાખ હજામને આપી ચાર આંગળ રાખી બાકીના વાળ કપાવી નાખો."

આ સાંભળી માતા-પિતા પ્રધાનમંડળ આદિ સહુ આભા જ બની ગયા આજ્ઞા પળાય તોય દીકરો જાય અને ન પળાય તો તેવું રાજાપણું તે તરત જ છોડે. છેવટે તેનો પાકો વૈરાગ્ય જોઇ તેમ કરવામાં આવ્યું. પછી સ્નાન-વિલેપન કરી અતિમૂલ્યવાન આભૂષણ આદિ પહેરી મોટા આડંબરપૂર્વક મોટા જયઘોષ અને નિનાદપૂર્વક ગુરુ મહારાજની પાસે આવ્યો અને અપૂર્વ ઉત્સાહથી દીક્ષા લીધી. માતા-પિતાએ કહ્યું 'અમે તો આવો પુરુષાર્થ કરી ન શક્યાં પણ તમારે તરવારની ધાર સમાન અતિકઠોર સંયમમાર્ગમાં સદા જાગ્રત રહેવું અને સચ્ચાઈપૂર્વક મોક્ષમાર્ગનો ઉદ્યમ કરવો.' ઇત્યાદિ હિતશિક્ષા આપી પાછા ફર્યા.

શ્રી મહાબલમુનિ વિનય-વૈયાવચ્ચ, જ્ઞાન આદિની આરાધનામાં તન્મય થઈ પૂર્વધર બન્યા. વિવિધ તપશ્ચર્યા કરી. બાર વર્ષ પર્યંત શુદ્ધ ચારિત્ર પાળી અંતે અણસણ પૂર્વક કાળ કરી પાંચમા (બ્રહ્મલોક) દેવલોકમાં દશ સાગરોપમની સ્થિતિ (આયુ) વાળા દેવ થયા.

ત્યાંનું આયુ પૂર્ણ થયે વાણિજ્ય ગ્રામના ધનાઢ્ય શેઠના ઘરે સુદર્શન નામે પુત્ર થયો. અનુક્રમે યુવાન થયો. એકવાર શ્રી મહાવીરપ્રભુ ત્યાં પધાર્યા. સહુની સાથે તે પણ પ્રભુને વાંદવા ગયો.

પ્રભુજીએ પ્રવચનમાં કાળની મહત્તા સમજાવી. તે સાંભળી અચરજ પામેલા સુદર્શને પ્રભુજીને પૂછ્યું કે 'ભગવંત! કાળના કેટલા પ્રકાર હોય? ભગવંતે કહ્યું કે, 'કાળના ચાર પ્રકાર છે. (૧) પ્રમાણકાળ (વખત બતાવનાર) (૨) આયુષ્ય નિર્વૃત્તિકાળ (આયુષ્ય ભોગવાય તે કાળ) (૩) મૃત્યુ (મરણ) કાળ (૪) અદ્ધાકાળ (આજ-કાલ વગેરે)

પ્રમાણકાળ બે પ્રકારે છે. જેમકે ચાર પ્રહરનો દિવસ, ચાર પ્રહરની રાત્રિ ઇત્યાદિ. નારકીપણે નરકનું-દેવપણે દેવનું આયુષ્ય ભોગવવારૂપે આયુષ્યનિર્વૃત્તિકાળ અનેક પ્રકારે છે.

જીવ શરીરથી અથવા શરીર જીવથી જુદો પડે તે મરણકાળ કહેવાય. આવતી કાલ માસ વર્ષ આદિ અનેક પ્રકારે સમયકાળ છે. ઇત્યાદિ. પલ્યોપમ-સાગરોપમની વાત જાણી સુદર્શને પ્રભુજીને પૂછ્યુંઃ દયાળ! પલ્યોપમ જેવો લાંબો કાળ શી રીતે વીતે?

'સુદર્શન! પૂર્વે તેં પણ એવો અનંતકાળ ભોગવેલો છે. ગયા ભવમાં જ તું બ્રહ્મલોક નામના પાંચમા દેવલોકમાં હતો. ત્યાં તારું આયુષ્ય દસ સાગરોપમનું હતું. ઇત્યાદિ પૂર્વભવની વાત સાંભળી તેને જાતિસ્મરણ જ્ઞાન થતાં વીતેલો આખો ભવ તાજો થઈ આવ્યો. નશ્વરતાની વિચારણાએ વૈરાગ્ય પામી ત્યાં જ દીક્ષા સ્વીકારી. આગળ જતાં ચૌદ પૂર્વધર થયા, કેવળજ્ઞાન પામી ભવનો અંત કરી મુક્તિ પામ્યા-કૃતાર્થ થયા.

દેવાદિતત્ત્વોમાં જેમની કામધેનુ જેવી યથાર્થ બુદ્ધિ હોય છે, તેઓ મહાબલ-મહારાજની જેમ સદ્બુદ્ધિને પામે છે.

## ૩. સમ્યક્ત્વ

તીર્થંકર પરમાત્માએ ઉપદેશેલા તત્ત્વ પર રુચિ થવી તેનું નામ સમ્યક્ત્વ કહેવાય. તેના બે પ્રકાર છે. તે સ્વાભાવિક કે ગુરુમહારાજના ઉપદેશથી થાય છે.

સમકિત વિના એકલા જ્ઞાનની કશી સિદ્ધિ નથી. તત્ત્વજ્ઞાન શ્રદ્ધાથી જ સફળ થાય છે. અભિગ્રંથિ શ્રુતજ્ઞાનના મહાધારક હોવા છતાં આચાર્ય અંગારમર્દકની જેમ તેઓને અભવ્યતા કે દુર્ભવ્યતા હોઈ તેઓ નિષ્કારણ ઉપકારી હિતવત્સલ પ્રભુના વચન પર શ્રદ્ધા રાખી શકતા નથી અને તેમને મુક્તિરૂપ કોઈ ફળસિદ્ધિ પ્રાપ્ત પણ થઈ શકતી નથી.

સમ્યક્ત્વ પ્રાપ્તિના બે કારણો પૈકી પ્રથમ સ્વાભાવિક એટલે ગુરુમહારાજના ઉપદેશ વિના પ્રાપ્ત થાય તે. તેને નિસર્ગરુચિ સમકિત કહેવાય છે. જેમ પર્વતના પાષાણ નદીમાં તણાઇ–અફળાઇ–ભટકાઈ એની મેળે ગોળ આકૃતિવાળા થાય, તેમ અનાદિથી રખડતો જીવ તથાભવ્યતાના પરિપાકથી અજાણપણે યથાપ્રવૃત્તિકરણ કરે. એટલે કે અધ્યવસાયના બળે આયુષ્ય સિવાયના જ્ઞાનાવરણીય આદિ શેષ કર્મોની સ્થિતિને પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન એક કોડાકોડી સાગરોપમની કરે. કર્મના કાઠિન્યવાળી, રાગ-દ્વેષના પરિણામવાળી, કર્કશ અને દુર્ભેદ્ય એવી એક ગ્રંથી હોય છે. ત્યાં સુધી તો અભવ્યનો જીવ પણ અનંતીવાર આવી શકે છે. અરિહંત પ્રભુ આદિની લોકોત્તમ વિભૂતિ જોઈ વધતાં પરિણામથી શ્રુત સામાયિક (જ્ઞાન)નો લાભ મેળવી શકે પણ તેથી આગળ વધી શકે નહીં. તે તો કોઇ ભવ્ય જીવ જ અતિ શુદ્ધ પરિણામથી ગ્રંથીના ભેદવારૂપ અપૂર્વકરણ કરી–મિથ્યાત્વની સ્થિતિને અંતર્મુહૂર્ત કાળ પ્રમાણ–તેનાથી પ્રદેશે વેદવા યોગ્ય દલિક (દળીયા)ના અભાવરૂપ અંતરકરણ કરે છે. તેનો ક્રમ આ રીતે છે.

ગ્રંથીદેશ સુધી આવવું તે પ્રથમ (યથાપ્રવૃત્તિ)કરણ. ગ્રંથીનો ભેદ કરવો તે બીજું અપૂર્વકરણ અને સમ્યક્ત્વની પ્રાપ્તિ નજીક છે જેને એવા જીવને અનિવૃત્તિ કરણ હોય.

અહીં મિથ્યાત્વની સ્થિતિ બે પ્રકારે હોય છે. પહેલી અંતર્મુહૂર્તની સ્થિતિ ભોગવીને બીજી ઉપશમાવેલી સ્થિતિમાં અંતરકરણના પહેલા સમયમાં જ જીવ ઔપશમિક સમ્યક્ત્વ પામે છે. તે સમ્યક્ત્વ અંતર્મુહૂર્ત પ્રમાણવાળું છે.

કોઇના ઉપદેશ આદિ વિના જે પ્રાપ્ત થાય તે નિસર્ગ સમ્યક્ત્વ ગુરુ આદિના ઉપદેશે જે પ્રાપ્ત થાય તે પુણ્ય–પવિત્ર એવું અધિગમ સમ્યક્ત્વ કહેવાય.

સર્વ સુખના અવન્ધ્ય–કારણરૂપ સમ્યક્ત્વ પમાડવા માટે બળ પણ કરવું પડે કે પરાણે પ્રેરણા કરવી પડે તો તે પણ ઉચિત જ છે.

એકવાર પરમકૃપાળુ મહાવીરદેવે વિહારમાં ગૌતમસ્વામીજીને કહ્યું, મહાભાગ ! જો પેલો ખેડૂત દેખાય છે ને ? તેને પ્રતિબોધ આપવાથી મહાલાભ થશે.'

'તહત્તિ, કહી ગૌતમસ્વામીજી તેની પાસે આવી ઉપદેશ દેતાં કહેવા લાગ્યા' ભદ્ર ! તને ઘણી સગવડ મળ્યાં છતાં તું શા માટે બેઇન્દ્રિયાદિના ઘાતવાળી આ ખેતી કરે છે ? આ પાપ તને પીડા નહી આપે ?'

તેણે કહ્યું 'કુટુંબ માટે બધું કરવું પડે. ખાધા વગર કાંઇ ચાલે છે ?'

શ્રી ગૌતમે કહ્યું 'પારકા (પોતાના માનેલા) માટે જે કાંઇ આપણે કર્મ કરીયે છીયે, તે કર્મના ઉદયકાળે આપણે જ ભોગવવાં પડે છે. તે વખતે દુઃખમાં ભાગ લેનાર કોઇ સહભાગી થતું નથી. માટે તપ–સંયમના આશરે ભવનો પાર પામ.'

૨

આ શબ્દોની ખેડૂત પર અજબ અસર થઇ અને તે બોલ્યો; 'ભગવન્! મારે માટે પરિવાર અને સાત સાત કન્યાઓ છે. મને લાગે છે કે જીવનના અંત સુધી આ પલોજણ અને પાપ કર્યા કરું તો પણ મને નિવૃત્તિ ક્યાં મળવાની! ખરી વાત તો એ છે કે હું નકામી ઉપાધિ લઈને બેઠો છું. તમે જે હિતકારક ઉપદેશ આપ્યો છે તે મેં જીવનમાં કદી ક્યાંય સાંભળ્યો નથી. તમો મહાન અને પૂજ્ય છો. ચાલો હું તમારી સાથે આવું છું. તમે જેમ કહેશો તેમ હું વર્તીશ. આજથી તમે જ મારા સર્વસ્વ છો.' તે સાંભળી દેવોએ તેમને સાધુવેશ પરિધાન કરાવ્યો. સાથે ચાલતાં તેણે પૂછ્યું કે 'આપણે ક્યાં જઇએ છીએ? શ્રી ગૌતમસ્વામી બોલ્યા' ગુરુ મહારાજ પાસે, તે બોલ્યો, હેં તમારા પણ ગુરુ છે? તમે આટલા સારા છો તો ગુરુ મહારાજ તો કેટલાય સારા હશે? કેમ?' ગૌતમસ્વામીએ કહ્યું, 'હા, હા. ખરેખર જ તે પ્રભુ તો અલૌકિક છે. તેમની સાથે સરખાવા જેવું કશું નથી.' ઇત્યાદિ કહી પરમાત્માની અદ્ભૂત ઠકુરાઈ અને અતિશય આદિનું વર્ણન કરતાં નવિન મુનિને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું. પછી પ્રભુજીની પ્રભુતા અને અતિશય આદિ દૂરથી નિહાળતાં ભાવનાની વિશેષ વૃદ્ધિ થઈ. એટલામાં તેઓ સમવસરણમાં પ્રભુ પાસે આવ્યા. પ્રભુજીને જોતાં જ તે ખેડૂત મુનિને દ્વેષની લાગણી ઉદ્ભવી. શ્રી ગૌતમે કહ્યું 'હે મુનિ! ત્રિલોકનાથ ભગવંતને વંદન કરો' તે બોલ્યો 'આ કોણ છે? આ તમારા ગુરુ છે? જો એમ જ હોય તો મારે તમારી દીક્ષાની કાંઈ જરૂર નથી.' એમ કહી તે વેશ પડતો મૂકી દોટ મૂકી નાસી ગયો આ કૌતૂક જોઈ ઇન્દ્રાદિ દેવતાઓ પણ મોટેથી હસી પડ્યા ને બોલ્યા કે 'આવો સરસ શિષ્ય ક્યાંથી શોધી લાવ્યા?' આ સાંભળી શ્રી ગૌતમસ્વામી તો જોતા જ રહી ગયા. એક તરફ પર્ષદા ને બીજી બાજુ પેલો જાય મારંમાર. છેવટે તેમણે પ્રભુજીને જ પૂછ્યું. 'ભંતે! આપને જોતાં જ આ અચરજ કેમ થયું?' પ્રભુજીએ કહ્યું 'ગૌતમ! તેં એને જ્યારે તીર્થંકરની મહત્તા સમજાવી તે વખતે જ તેણે ગ્રંથીભેદ કરી સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું. આ રીતે તેને અતિદુર્લભ લાભ થઈ ગયો. હવે દ્વેષનું કારણ સાંભળ.

પૂર્વે પોતનપુરના મહારાજા પ્રજાપતિને ત્રિપૃષ્ઠ નામનો પુત્ર હતો. તે વખતે ત્રણ ખંડનો સમ્રાટ પ્રતિવાસુદેવ અશ્વગ્રીવ હતો. કોઈક નિમિત્તિયાદ્વારા તેણે પોતાનું મૃત્યુ ત્રિપૃષ્ઠના હાથે થવાનું જાણી તેને મારી નાખવા અશ્વગ્રીવે ઘણા યત્નો કર્યા પણ બધા નિષ્ફળ ગયા

રાજધાનીના જંગલમાં એક નરભક્ષી સિંહનો ઉત્પાત થતાં સમ્રાટ અશ્વગ્રીવે તેને પકડવા કે મારવા પ્રયત્નો કર્યા પણ તે સિંહ કોઇ રીતે ન સપડાયો, ત્યારે અશ્વગ્રીવે પોતાના ખંડીયા રાજાઓના વર્ષ વર્ષની સુરક્ષા માટે વારા બાંધ્યા. એમ કરતાં રાજા પ્રજાપતિનો વારો આવ્યો ત્યારે તેમના રાજકુમાર ત્રિપૃષ્ઠે કહ્યું 'પિતાજી, મને આજ્ઞા આપો હું જઇશ.' રાજાએ સમજાવ્યા છતાં કુમાર ન માન્યો અને સિંહથી ક્ષેત્રાદિનું

રક્ષણ કરવા ઉપડયો. સારથી સાથે રથમાં બેસી તે ઉપદ્રવ-સ્થાને આવ્યો ને યોગાનુ-યોગ સિંહનો ભેટો થઈ ગયો. કુમારે ગર્જના તો કરી પણ નરભક્ષી કાંઇ પણ ગણ-કાર્યા વિના છલાંગ મારી ત્રિપૃષ્ઠ પર આવી પડયા. ત્રિપૃષ્ઠે નિશાન ચૂકવી તેને જડ-બામાંથી પકડયો ને મોઢું પહોળું કરી ચીરી નાંખ્યો. સિંહ ચકળ-વકળ સ્થિતિમાં પડયો હતો પણ પ્રાણ જાણે અટકી ગયા હતા. પરિસ્થિતિના મર્મને જાણી ગયેલો સારથી રથમાંથી ઉતરી સિંહ પાસે આવ્યો ને મધુરીભાષામાં બોલ્યો ‘ હે વનકેસરી, તું ખોટો રંજ ન કર. કેમકે તને મારનાર સામાન્ય માણસ નથી. એ પણ નરકેસરી છે. જેમ તું શૂર છે તેમ આ પણ શૂર છે. જેમ તું વનનો રાજા છે, તેમ આ પણ મોટો સમ્રાટ્ થવા સર્જાયો છે. તારૂં મૃત્યુ સામાન્ય માણસથી નથી થયું માટે ખેદ છોડી દે.’ આ સાંભળી તેને શાંતિ થઇ મરીને એ નરકમાં ઉત્પન્ન થયો. કેટલાય ભવો પછી તે ત્રિપૃષ્ઠનો જીવ હું મહાવીર થયો. સિંહનો જીવ તે આ ખેડૂત થયો અને સારથીનો જીવ તે તું ગૌતમ થયો. પૂર્વના વૈરને લીધે મારા ઉપર એને દ્વેષ થયો. તેં સારા વચનોથી શાંતિ ઉપજાવેલ માટે તારા પર એને પ્રીતિ થઇ.

હે ગૌતમ ! સંસારમંચ પર રાગ-દ્વેષ-પ્રીતિ-ધિક્કાર-સ્નેહ-ઘૃણાના નાટકો થયાં જ કરે છે, આજથીતે સીમિત સંસારવાળો થયો. શુક્લપાક્ષિક થયો. ખરેખર તે પામી ગયો. પ્રભુ મહાવીરદેવનાં આ વચનો સાંભળી અનેક આત્માઓને સમ્યક્ત્વનો લાભ મળ્યો.

બે ઘડી માત્ર સમ્યક્ત્વને પામીને તે ખેડૂત નિશ્ચયે અર્ધપુદ્ગલ-પરાવર્તકાળમાં મુક્તિ જશે. તે સાંભળી ઇન્દ્ર પ્રમુખ લોકો સમ્યક્ત્વમાં દૃઢતાવાળા થયા. માટે હે ભવ્યજનો ! તમે પણ તે સમ્યક્ત્વને ચિરકાળ હૃદયમાં ધારણ કરો.

## ૪. સમ્યક્ત્વની દૃઢતા

ચારિત્ર અને જ્ઞાન વગરનું પણ દર્શન ( સમ્યક્ત્વ ) કલ્યાણમાર્ગને પ્રશસ્ત કર-નાર હોવાથી વખાણવા યોગ્ય છે. પરંતુ મિથ્યાત્વરૂપી વિષથી દૂષિત જ્ઞાન કે ચારિત્ર જે વાસ્તવિક જ્ઞાન કે ચારિત્ર ન હોઇ શ્લાઘ્ય નથી. જ્ઞાન અને ચારિત્ર ન હોવા છતાં શ્રી શ્રેણિક મહારાજા માત્ર ( ક્ષાયિક ) સમ્યગ્દર્શનથી નિશ્ચય તીર્થંકરપણું પામવાનાં છે. સમ્યક્ત્વ ત્રણ પ્રકારનું હોય છે. ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક. મિથ્યાત્વ-મોહનીય તથા અનંતાનુબંધી ચારે કષાય ઉદયમાં ન હોય પણ ( ભારેલા અગ્નિની જેમ ) ઉપશાંત હોય તે સ્થિતિમાં પ્રાપ્ત થનાર તે ઔપશમિક સમ્યક્ત્વ કહેવાય. અનાદિ મિથ્યાદષ્ટિ જીવ ત્રણ કરણ કરવાપૂર્વક એક અંતર્મુહૂર્ત કાળ પર્યંત આ સમ્યક્ત્વને ચારે ગતિમાં રહેલો કોઇપણ ભવ્યજીવ પામી શકે છે, અથવા ઉપશમશ્રેણિપર ચઢતા જીવને ઉપશાંતમોહ નામક અગીયારમા ગુણઠાણા સુધી ઔપશમિક સમ્યક્ત્વ હોય છે. ઉદયને પામેલા મિથ્યાત્વ અને અનંતાનુબંધી કષાયનો ક્ષય તથા ઉદયમાં નહી આવેલ-ના ઉપશમથી પ્રાપ્ત તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કહેવાય. આ સમકિતની સ્થિતિ છાસઠ સાગરોપમની છે. સમ્યક્ત્વમોહનીય, મિથ્યાત્વમોહનીય મિશ્રમોહનીય, અને અનંતા-

નુબંધી ક્રોધ-માન-માયા-લોભ એ સાતપ્રકૃતિનો મૂળમાંથી નાશ થતાં ક્ષાયિક સમકિત પ્રગટે છે. આની સ્થિતિ સાદિ અનંત છે. આ સમકિતના પ્રભાવે શ્રી શ્રેણિક મહારાજાએ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું હતું.

શ્રી શ્રેણિકરાય બહુશ્રુત, વિદ્યાના ધારક કે વાચક નહોતા, છતા આવતી ચોવીશીમાં પહેલા તીર્થંકર થવાના છે, તે માત્ર સમ્યક્ત્વના જ પ્રતાપે. તેમનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

મગધસમ્રાટ શ્રેણિકરાજા પાટનગર રાજગૃહીમાં રહી શાસન કરતા હતા. એકવાર વિશ્વવત્સલ પરમાત્મા મહાવીરદેવ ગુણશીલ નામના ચૈત્યમાં સમવસર્યા-પધાર્યા.

મોટા સમારોહ પૂર્વક શ્રેણિકરાજા પ્રભુજીને વાંદવા આવ્યા. તેઓ પ્રભુ પાસે બેઠા હતા. તેવામાં એક કોઢનો રોગી માણસ ( કોઢીયો ) ત્યાં આવ્યો અને પ્રભુજીની ચરણ સેવા કરતાં કરતાં પોતાના શરીરમાંથી ઝરતાં લોહી-પરુથી તે પ્રભુજીના પગને અર્ચવા લાગ્યો. તેનું આવું વર્તન જોઈ શ્રેણિકરાયને ગુસ્સો આવ્યો. તેઓ કાંઈ કરે તેવામાં પ્રભુજીને છીંક આવી. તે સાંભળી કોઢીયાએ કહ્યું 'મરો.' શ્રેણિક કાંઈ કહે તેટલામાં એમને પણ છીંક આવી. તેમને કોઢીયાએ કહ્યું 'ઘણું જીવો.' એટલામાં શ્રેણિકની પાસે જ બેઠેલા અભયકુમાર ( રાજાના મોટા પુત્ર ) ને છીંક આવી, તો કોઢીયો બોલી ઉઠયો 'મરો કે જીવો' એવામાં કયાંયથી એક કાલસૌરિક નામનો ક્રુર કસાઇ આવી ચડયો ને તેને પણ યોગાનુયોગ છીંક આવી. તે સાંભળી કોઢીયો 'ના મર ના જીવ.' એમ બોલી ઉઠી ચાલતો થયો. જેણે ભગવાનને 'મરો' એમ કહ્યું તેને અવશ્ય દંડ દેવો જોઈએ, એમ વિચારી શ્રેણિકે પોતાના માણસોને ઇશારો કર્યો કે આ માણસ સમવસરણની બહાર જાય કે તરત પકડી લેજો. તેઓ તેમ કરવા ગયા પણ કોઢીયો તો આકાશમાં ઉડી ગયો. સેવકોએ એ બીના રાજાને જણાવી. ત્યારે વિસ્મિત થયેલા રાજાએ પૂછ્યું 'ભગવંત! આ કોઢીયો કોણ હતો અને તેણે આવું ગંદું ગોબરું કામ કેમ કર્યું ?' ત્યારે પરમાત્માએ કહ્યું 'હે શ્રેણિક! એ કોઢીયો નહોતો, દર્દુરાંક નામક દેવ હતો. તેણે ઉત્તમ સુખડથી મારા પગની અર્ચના કરી હતી, માત્ર દેખાવ તેણે રોગી અને પરુ આદિનો કર્યો હતો.' શ્રેણિક રાજાએ પૂછ્યું 'ભંતે ! શાથી તે આવો દેવ થયો?' પ્રભુએ કહ્યું. કૌશાંબીના શતાનીક પાસે એક સેહુક નામનો સેવક હતો. એકવાર રાજી થયેલા રાજાએ તેને વરદાન માંગવા કહ્યું. તેણે પોતાની પત્નીની સલાહ મુજબ માંગ્યું કે 'પ્રતિદિવસ નવા ઘરે એકવાર જમવાનો અને એક સોનામહોરની દક્ષિણાનો પ્રબંધ કરાવી આપો.' તેની અલ્પબુદ્ધિ પર હસતા રાજાએ તેમ કરી આપ્યું.

આમ દરરોજ જમણ અને સોનામહોર મળવા લાગી. છતાં એને લોભ જાગ્યો. તે બે ત્રણ કે વધારે ઘરે જમવા અને સોનામહોર ભેગી કરવા લાગ્યો. બીજી જગ્યાએ પહેલાં કરતાં સારું ભોજન જોઈ મોંમાં આંગળા નાખી ઉલટી કરી નાખતો, અને ફરી જમતો. આવી બાદાનીઅરી ચેષ્ટાથી થોડા વખતમાં તેને કોઢનો રોગ થઇ આવ્યો.

રાજાએ તથા [illegible] તેને દૂર રહેવાનું સૂચન કર્યું. રાજા તો ઠીક પણ

પોતાના પરિવારના લોકોના વર્તનથી તેને ઘણું લાગી આવ્યું અને તેઓ ઉપર એને ઘૃણા અને વિદ્વેષની લાગણી પેદા થઈ. એકવાર એને એવી કુમત સૂઝી કે તેણે એક બકરો પાળ્યો અને તેને પોતાના એઠવાડ સાથે શરીરનાં પરુ લોહી વગેરે પણ ખવરાવવા લાગ્યો. આ રીતે ઈરાદાપૂર્વક તેણે પોતાનો રોગ બકરામાં સંક્રામિત કર્યો. અવસર જોઇ પોતાના પુત્રોને તેણે કહ્યું ' હવે હું વૃદ્ધ થયો છું. મારે તીર્થાટને જવું છે, પણ આપણા કુળની એવી પ્રથા છે કે પુત્રોને બકરાની બલીનું ભોજન કરાવી ઘર છોડાય અને તીર્થાટન આદિ કરાય.' પરિવારે સ્વીકાર કર્યાથી તેણે રોગીષ્ટ બકરાનું માંસ સહુને ખવરાવી પ્રસ્થાન કર્યું. ક્રમે બ્રાહ્મણ કુટુંબ પણ રોગિષ્ટ થયું. વન–વગડાનાં ફળ–ફુલ–છાલ ઔષધાદિ ખાતાં અને કુંડ–ઝરણાના પાણી પીતાં દૈવયોગે સમય જતાં બ્રાહ્મણનો રોગ મટી ગયો. ફરતો ફરતો ઘરે તે આવ્યો ને કુટુંબને કોઢ–રોગથી પીડાતું જોઇ પ્રસન્ન થતો બોલ્યો ' જોયુંને અપમાનનું ફળ ? ' એની ચેષ્ટા અને વાણીથી સહુને વિશ્વાસ થઈ ગયો કે આ આનાં જ કામા છે. કોઇએ તેને આવકાર્યો નહી. સહુના તિરસ્કારથી કંટાળી તે રાજગૃનગરે જતો રહ્યો.

અમારું સમવસરણ તે વખતે રાજગૃહીમાં થયું હતું. આ સેઁડુક નગરના દરવાજા પાસે બેઠો હતો. દ્વારપાળ દરવાજાની ચોકીનું કામ સેડુકને ભળાવી અમને વાંદવા આવ્યો. દરવાજા પાસે નગરદેવીનું સ્થાન હતું. ત્યાં ઘણું બધું નૈવેદ્ય જોઇ મૂળથી ખાવાની લાલસાવાળા સેડુકે તે એટલું બધું ખાધું કે પાણીની જગ્યા પણ રાખી નહી. અકળામણ વધી પડી. પાણી પાણી કરતો તે મર્યો ને પાસેની વાવડીમાં દેડકો થઈ અવતર્યો. કેટલાક સમય પછી ત્યાં પાણી ભરતી પનીહારીઓના મોઢે અમારું ફરી આવવું સાંભળી તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તે અમને વાંદવાની ઇચ્છાથી વાવડીમાંથી નિકળ્યો ને કૂદતો કૂદતો માર્ગે જતો હતો. તેવામાં હે રાજા ! તારા ઘોડાની ખરી નીચે ચગદાઇ, અમારા ધ્યાનમાં મૃત્યુ પામી દર્દુરાંક દેવ થયો.

તારા સમકિતની ઇન્દ્રના મોઢે પ્રશંસા સાંભળી તેની પરીક્ષા માટે અહીં આવ્યો હતો.

'ભગવંત ! આપને છીંક આવતા, 'મરો' એમ તેણે શાને કહ્યું ? '

' અમે નિર્વાણ પામીએ એ માટે ભક્તિથી તેણે કહ્યું કે તમે સર્વ કર્મથી મુક્ત થાઓ.'

''આ અભયને કહ્યું કે, મરો કે જીવો.'

'હા, અભય જીવશે ત્યાં સુધી સુખી જ રહેશે અને મૃત્યુ પછી સર્વાર્થસિદ્ધ વિમાનમાં જશે.'

' પેલા કસાઇને મરવા કે જીવવા, બંનેમાં નન્નો કહ્યો. '

' ખરેખર; એ બીચારાની સ્થિતિ ઘણી ખરાબ છે. તે જીવે તો પાંચસો પાડાની રોજ હત્યા કરે, અને મરે તો ઘોર નરકે જાય, માટે તેમ કહ્યું..'

' પણ મને તો એમ કહ્યું ચિરંજીવ એમ કેમ ?'

'અહિં તું રાજ્યવૈભવ ભોગવે છે, મરીને તો નરકમાં જશે. માટે તેમ કહ્યું' આ સાંભળી રાજા તો એકદમ ડઘાઈ ગયા ઘણાં ચિંતિત થઈ પૂછવા લાગ્યા, પ્રભુ! નરકે ન જવું પડે તેવો કોઈ ઉપાય બતાવો. પ્રભુ કહે 'રાજા. ધર્મ પામ્યા પૂર્વે તેં આયુષ્યાદિ કર્મ નિકાચિત બાંધ્યાં છે. હવે એનો છુટકારો ભોગવ્યાં વગર નથી.' છતાં શ્રેણિકરાયે ખુબ જ આગ્રહ કર્યો. ત્યારે તેને બોધ થાય એ હેતુથી પ્રભુએ કહ્યું 'શ્રેણિક! જો તું કપીલા નામની તારી દાસી દ્વારા મુનિને દાન દેવરાવે અથવા દરરોજ પાંચસો પાડાની હત્યા કરનાર કાલસૌરિક નામના કસાઈને એક દિવસ પણ એ હત્યાથી બચાવે તો નરકગતિ નિવારી શકાય.'

શ્રેણિક બોલ્યા 'આ સાવ સરલ કામ છે. તેઓ હું કહીશ તેમ અવશ્ય કરશે' એમ કહી પ્રભુજીને વંદના કરી ત્યાંથી નિકળ્યાં. માર્ગમાં તળાવને કિનારે માછલાં પકડવાની જાળ લઈ એક મુનિ ઉભા હતા. તેમની પાસે પકવેલું માંસ આદિ હતું. આ જોઈ શ્રેણિક બોલ્યા 'અરે આ તમે શું કરો છો? છોડો-છોડો આવાં દુષ્કર્મને, અને પ્રભુ પાસે જઈ શુદ્ધ થાવ.' ઉત્તર આપતાં મુનિ બોલ્યા; ભલા રાજા! આમ તું કેટલાનું નિવારણ કરીશ? હું એકલો જ માછલાં મારું છું કે ભક્ષણ કરું છું, તેમ નથી, પણ ભગવાનના લગભગ બધા જ સાધુઓ આમ કરે છે.'

શ્રેણિક બોલ્યા 'નહી પ્રભુના સર્વ શિષ્યો નિર્મળ છે, તેઓ તો મહાપુણ્યશાલી છે. તમારું જ દુર્ભાગ્ય છે કે ખોટું કરો છો. તમને શરમ આવવી જોઈએ.' ઈત્યાદિ તેમને ઠપકો આપી શ્રેણિક આગળ વધ્યા કે તેમને એક યુવાન સગર્ભા સાધ્વી મળ્યાં. તેમણે હાથ-પગમાં અળતાનો રસ. આંખમાં આંજણ અને મુખમાં પાન રાખવા ઉપરાંત ઘરેણા પણ પહેર્યાં હતાં. તેને રાજાએ કહ્યું 'તમે ધર્મના જાણ અને સંયમરત્નને પામેલા આવું અકાર્ય શાને કર્યું?' તે બોલી 'અમારી સાધ્વીઓમાં આવું તો સાવ સાધારણ થઈ પડ્યું છે. તમને ખબર નથી?' ખીજાયેલા રાજા બોલ્યા 'ઓ પાપિણી, હતભાગી તું છે. કે આવું નિંદ્યકર્મ કરી ભગવાનની પવિત્ર સાધ્વીઓને આળ આપે છે, ધિક્કાર છે દુર્બુદ્ધિને.' એમ કહી શ્રેણિક જ્યાં આગળ વધવા જાય છે ત્યાં એક દેદીપ્યમાન અને સુંદર દેવતા સામે પ્રકટ થઈ બોલ્યો 'મહારાજા! તમે ખરેખર ધન્ય અને કૃતપુણ્ય છો હું એ જ દર્દુરાંકદેવ છું. જેવી ઇન્દ્રે વખાણી હતી તેવી જ તમારી શ્રદ્ધા અવિચલ અને અડગ છે. ખરે જ તમે દૃઢધર્મી છો,' ઇત્યાદિ પ્રશંસા કરી દિવ્ય વસ્ત્ર અને હાર આદિ આપી દેવતા ચાલ્યો ગયો.

રાજાએ મહેલમાં આવી દાસી કપીલાને આજ્ઞા કરી કે 'તારે આજે મુનિરાજને દાન આપવું પડશે' તેણીએ કહ્યું 'હું આપની ચાકર છું. કહો તો વિષ ખાઉં, જીવતી બળી મરું પણ આ સાધુઓને દાન આપવાનું મારાથી નહી બને' અને ઘરાર કપીલા ન માની એટલે કાલસૌરિકને બોલાવી રાજાએ કહ્યું કે 'આજે આઠ પ્રહરમાં તું એકે પાડો ન મારીશ આ મારી આજ્ઞા છે.' તેણે કહ્યું 'મહારાજ! એ કેમ બની શકે?

જ્યારથી સમજણો થયો ત્યારથી બરાબર પાડા મારતો આવ્યો છું. એકે દિવસનો ખાડો પાડયો નથી. બાવડે દરિયો તરી ખાબોચિયામાં ડૂબવા જેવું-આખો જન્મારો જે કર્યું તે એક દિવસ પણ કેમ પડતું મૂકું? મારે બધાં વગર ચાલે પણ મારા વ્યવસાય વિના તો ન ચાલે.' આખરે કોઈ રીતે ન માન્યો એટલે રાજાએ તેને પાણી વગરના કૂવામાં ઉતરાવી મૂકયો. બીજે દિવસે પ્રભાતમાં જ પ્રભુ પાસે જઈ વંદન કરી કહ્યું 'પ્રભુ! કાલસૌરિકે ગઈ કાલે પાડા માર્યા નથી, તો હવે હું નરકગતિથી બચી ગયો?' પ્રભુ બોલ્યા 'તેણે કૂવામાં કાદવના પાડા બનાવીને પણ માર્યા તો ખરા જ, માટે તારી ગતિમાં કશો ફેર પડ્યો નથી.'

આ જાણી રાજાને ઘણો આઘાત અને રંજ થયો. તેણે કહ્યું 'આપના જેવા કરુણાનિધાન નાથ મળવા છતાં મારે નરકે જવાનું એ મહાદુઃખ ને ખેદની વાત છે.' ભગવંતે કહ્યું 'શ્રેણિક, ખેદથી કશો ફાયદો નથી. બળવાન ભાવીને કોઈ અન્યથા કરી શકતું નથી. એનો ઉપાય પણ હોતો નથી છતાં તને હું એક અતિહર્ષની વાત કહું. અતિદૃઢ સમકિતના પ્રભાવે ત્રીજે ભવે તું મારા જેવો જ પદ્મનાભ નામનો તીર્થંકર થશે.' ઈત્યાદિ પ્રભુના વચનો સાંભળી પ્રસન્નચિત્ત રાજા નગરમાં આવ્યા ને સુખે રાજ્ય સંચાલન કરવા લાગ્યા.

શ્રેણિક મહારાજા, રોજ ત્રણે-કાળ જિનપૂજા કરતા હતા, પ્રભુ પાસે રોજ એક સો આઠ સુવર્ણના નવા યવ (જવ)નો સાથીયો કરતા હતા. તેમને કોઈ જાતના પચ્ચક્ખાણ ન હોઈ તે અવિરત હતા, પણ ક્ષાયિક સમ્યક્ત્વના પ્રતાપે તેઓ બોંતેર વર્ષની સ્થિતિ-વાળા શ્રી મહાવીર ભગવાન જેવા આવતી ચોવીશીમાં પહેલા તીર્થંકર થશે.

## ૫. પરમાર્થ—સંસ્તવ

હવે સમકિતના સડસઠ ભેદનું વર્ણન કરતાં, ચાર પ્રકારની શ્રદ્ધામાંથી પહેલી પરમાર્થસંસ્તવ નામની શ્રદ્ધાનું સ્વરૂપ કહેવાય છે.

જીવ-અજીવ આદિ તત્ત્વોનું સત્ આદિ સાત પદ વડે ચિત્તમાં સ્થિર ચિંતન કરવું તે પહેલી શ્રદ્ધા કહેવાય.

જીવ એટલે પ્રાણોને ધારણ કરે તે, તેના સ્વરૂપનો બોધ એ જીવતત્ત્વ. તેનાથી જૂદો સ્વભાવ અજીવનો હોય. આદિથી પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવતત્ત્વોનું સત્પદ આદિ સાત ભાંગાથી વારંવાર ચિંતન કરવું તે પરમાર્થ-સંસ્તવ નામની પ્રથમા શ્રદ્ધા છે, આને 'પરમરહસ્ય-પરિચય' પણ કહે છે.

આના અધિકારી તત્ત્વજ્ઞ-તાત્ત્વિક જીવો જ હોય છે. પણ મિથ્યાત્વી કે અંગાર-મર્દક જેવા અભવીને આ શ્રદ્ધા પેદા થઈ શકતી નથી. શ્રી અભયકુમારનાં દૃષ્ટાંતે તે સમજી શકાશે.

ઔત્પાતિકી આદિ બુદ્ધિના નિવાસ તુલ્ય અને પાંચસો મંત્રીઓમાં મહામાત્ય, અભયકુમાર તત્ત્વના પરિચયથી સર્વાર્થસિદ્ધ નામના (એકાવતાર) વિમાનનાં સુખ પામ્યાં.

મગધપતિ પ્રસેનજિત રાજાને શ્રેણિક આદિ એક સો પુત્રો હતા. યોગ્ય પુત્રની તપાસ માટે રાજાએ એક મોટા મંડપમાં બધાં રાજકુમારોને પોત–પોતાની થાળી લઇ ખીર ખાવાં બેસાડયાં અને પછી ભૂખ્યા કુતરાઓ છોડી મૂકયા. કુતરાઓએ થાળી એંઠી કરી નાંખી આ ઉપદ્રવ જોઇ શ્રેણિક સિવાયના રાજપુત્રો એઠા હાથે ભૂખ્યા જ ઉઠી ગયા. આવતા કુતરાને પોતાના ભાઇઓનાં ભાણાં આપતો રહ્યો, આમ શ્રેણિક શાંતિથી જમીને ઉભો થયો.

આ બીના જાણી રાજાએ નવાણું પુત્રોને ધન્યવાદ આપ્યાં ને શ્રેણિક માટે કહ્યું કે 'કૂતરાઓ ભેગા જમીને કયું શાણપણ કર્યું ?'

બીજીવાર રાજાએ ખાદ્યાન્ન ભરેલાં કરંડીયાનાં ઢાંકણા સીવડાવ્યા અને પાણી ભરેલાં કોરા ઘડાના મોઢાં બંધ કરાવી એક મોટા ઓરડામાં મુકાવ્યા અને પોતાના સોએ પુત્રોને કહ્યું 'દિકરાઓ, તમારે આજ દિવસ–રાત અહીં જ રહેવાનું છે. ભૂખ લાગે તો કરંડીયો ખોલ્યા વિના ખાઇ લેજો, તરસ લાગે ત્યારે ઘડા ખોલ્યા–ફોડયા વિના પાણી પી લેજો અને ભૂખ્યા કે તરસ્યા રહેશો નહી.'

પહેલાં તો બધા વાતોના તડાકામાં પડયા, પણ પછી લાગી ભૂખ. ઘણાં યત્નો કર્યાં પણ બંધ ઘડા–કરંડિયામાંથી પાણી કે ખાણું ન નિકળ્યાં. પ્રયત્ન કરી બધા ભૂખ્યા તરસ્યા આડા પડયા. પછી શ્રેણિકને ભૂખ લાગતાં તે ધીરે રહીને કરંડીયા પાસે બેઠો, કરંડીયો ઉપાડી ભીંત સાથે અફળાવ્યો, તેથી અંદરના ખાજા–પુરી આદિનો ભૂકો થઇ ગયો. ને હલાવવાથી છિદ્ર વાટે બહાર આવી પડયો. તે બધું લઇ શ્રેણિક શાંતિથી ખાવા બેઠો, પછી નવા ઘડાનું પાણી ઝરતું હોઇ ઘડા પર કપડું વીંટી દીધું અને તે નીચોવી પાણી પીધું. આ જોઇ બધા ભાઇ અચરજ પામ્યા. સવારે આ બાબત રાજાએ જાણી, ત્યારે બોલ્યા, 'શ્રેણિકમાં સમજણ જ નથી. ભીખારીની જેમ ધરતી પર પડેલું વીણી ખાધું એમાં કઇ બુદ્ધિ વાપરી ?' આ સાંભળી શ્રેણિકને ઘણું લાગી આવ્યું, પણ વિનયવાન હોવાથી કાંઇ બોલ્યો નહી.

એક વાર મહેલમાં આગ લાગવાથી રાજાએ પુત્રોને કહ્યું 'સારવાળી વસ્તુ લેવાય તે લઇને બહાર નિકળી ભાગો.' એટલે સહુ સોનું–ઝવેરાત આદિ લઇને ભાગ્યા પણ શ્રેણિક તો વિજયની ભંભા લઇ નીકળ્યો. આગ બુઝાયા પછી ખબર પડી કે શ્રેણિકે ભંભા લીધી ત્યારે સહુ હસવા લાગ્યા. કોઇએ કહ્યું 'આગ લાગી એમાં શું ભંભા વગાડવા જેવું હતું ?' ત્યારથી શ્રેણિકનું 'ભંભાસાર' (બગડીને બિંબિસાર) એવું ઉપનામ પડી ગયું.

શ્રેણિકકુમારની યોગ્યતાનો સારો પરિચય મળી ગયો છતાં તેને અભિમાન થઇ જાય કે બીજા ભાઇઓ તરફથી ભય ઉભો થાય એ કારણથી રાજાએ શ્રેણિકની જરાય પ્રશંસા ન કરી.

પછી બધા કુમારોને ગામ–નગર આદિ આપી તેઓને ત્યાંથી રવાના કર્યાં પણ

શ્રેણિકને કશું જ આપ્યું નહીં, તેથી તેને લાગી આવ્યું. એક રાતે કોઇને પણ જણાવ્યા વગર શ્રેણિક ઘેરથી નિકળી પડયો અને કેટલાંક સમયે બેનાતટ નગરે આવી પહોંચ્યો. વિશ્રામ લેવા ભદ્રનામક શેઠની મોટી દુકાનના ઓટલે તે બેઠો જ હતો કે શેઠને અણધાર્યો વકરો અને લાભ થવા લાગ્યો. થોડી વારે શેઠે તેને પૂછ્યું 'ભાઈ પરદેશી, કોના અતિથિ થશો ?' શ્રેણિકે સસ્મિત કહ્યું 'આપના જ ઘરે' તે સાંભળી શેઠે વિચાર્યું 'ઘેર ઉત્તમ વર આવશે, દીકરીની ચિંતા ન કર' એવું જે આજે સ્વપ્નું આવેલ તે સાચું થતું જણાય છે. સમયે બંને સાથે ઘેર આવ્યા. શેઠે સારો આવકાર આપી આદરપૂર્વક તેને જમાડયો, પાસે રાખ્યો. એક સારા દિવસે સગા-સંબંધીઓને નોતરી સારા સમારોહપૂર્વક તેઓની સમક્ષ પોતાની ગુણવતી દીકરી સુનંદાને કુમાર સાથે પરણાવી.

દામ્પત્યસુખ ભોગવતા કેટલોક સમય જતાં સુનંદા સગર્ભા થઈ. ગર્ભપ્રભાવે તેને જિનપૂજા-વરઘોડા-દાન-અમારી ઘોષણા આદિનાં દોહદ (અભિલાષા) થવા લાગ્યા. તેના બધા દોહદ પૂરા કરવામાં આવ્યા.

આ તરફ શ્રેણિકના ચાલ્યા જવાથી પ્રસેનજિત્ રાજાને ઘણો આઘાત લાગ્યો. ચારે તરફ તપાસ કરાવી પણ કયાંય પત્તો લાગ્યો નહી. જે પરદેશ-પરગામથી આવે તેને શ્રેણિક બાબત પૂછવામાં આવતું. એમ કરતાં એક સોદાગરે બેનાતટની ભાળ આપી જણાવ્યું કે તે શ્રેણિક જ હોઈ શકે.

એવામાં યોગાનુયોગ રાજા ગંભીર માંદગીમાં પટકાયા. તેમણે શ્રેણિકને બોલાવી લાવવા સાંઢણીસ્વાર મોકલ્યા અને પોતાની ગંભિર સ્થિતિમાં શીઘ્ર ઘેર આવી પહોંચવા ભલામણ કરી. સ્વારમોઢે આ સમાચાર જાણી શ્રેણિકે સુનંદાને બીના કહી કે 'મારા પિતાજી અંતિમ અવસ્થામાં હોઈ મારે ગયા વિના ચાલશે નહી. તું હાલ અહીં જ રહે. અવસરે હું તને બોલાવી લઇશ. આપણો પુત્ર અવતરે ત્યારે એનું અભયકુમાર નામ પાડજે.

સુનંદાએ કહ્યું 'તમે મને તો કાંઈ જણાવ્યું નહી પણ આ બાળક મોટું થઈ તમારા નામ-ઠામ બાબત પૂછશે તો હું શું કહીશ ?'

ત્યારે શ્રેણિકે ઘરના ભારવટ પર આ પ્રમાણે લખ્યું :—

હું ગોપાલ ધવલ-દિવાલવાળા રાજગૃહે વસું છું;
આમંત્રણ કાજે સુપુત્ર ! તારા આ ભારવટે લખું છું. ૧

આમ સુનંદાને સમજાવી તેની તથા સસરા આદિની રજા લઇ શ્રેણિક ઘેર આવ્યા અને માત-પિતાદિને પ્રણામ કર્યા. રાજા ઘણાં જ આનંદિત થયા અને પૂર્વે બીજા ભાઇઓ સામે શા માટે તારી પ્રશંસા ન કરી ? એના હેતુ સમજાવ્યા. પછી મોટા

સમારોહપૂર્વક શ્રેણિકનો રાજ્યાભિષેક કરી પ્રસેનજિત્ સંન્યસ્ત થયા અને અનુક્રમે સ્વર્ગસ્થ થયા.

શ્રેણિક મહારાજા બન્યા. તેમની પ્રતિભા દિશાઓમાં પથરાઈ ગઇ. મગધના વ્યવસ્થિત સંચાલન માટે પાંચસો મંત્રી હતા પણ કહ્યા વિના માત્ર ઈશારાથી સમજનાર તેમાં એકે ય ન હોઇ, તેવાને શોધી તેને મહામાત્ય બનાવવાની ઇચ્છાથી રાજાએ એક સૂકા કૂવામાં પોતાના નામવાળી વીંટી નાખી ઢંઢેરો પીટાવ્યો કે 'કૂવાના કાંઠે ઉભા ઉભા આ વીંટી જે કાઢી આપશે તેને મહામાત્ય બનાવવામાં આવશે.'

આ તરફ પૂરા મહિને સુનંદાએ એક પુત્રને જન્મ આપ્યો. નક્કી કર્યા પ્રમાણે તેનું અભયકુમાર નામ રાખવામાં આવ્યું. ક્રમે કરી તે શાળાએ ભણવા જવા લાગ્યો. કુશાગ્રબુદ્ધિથી એ સહુને માટે આશ્ચર્યમય થઇ રહ્યો, ને અતિપ્રવીણ તરીકે પ્રસિદ્ધ થયો. સહપાઠી સાથે બોલચાલ થવાથી તેણે મેણું મારતાં કહ્યું 'બાપના નામનું ય ઠેકાણું નથી ને આટલો બધો ડોળ-દમામ શાનો બતાવે છે?' આ સાંભળી ખિન્ન થયેલ અભયે સુનંદા પાસે પિતા બાબતની જાણકારી માંગી. તેણે કહ્યું દિકરા! તારા પિતા પરદેશી હતા. તેમને અકસ્માત જવાનું થતાં, તેઓ આ ભારવટ પર કાંઇક લખીને ગયા છે. આપણને તેડાવાનું કહ્યું હતું પણ હજી સુધી તેમના કાંઇ સમાચાર નથી.

અભયે ભારવટનું લખાણ વાંચી કહ્યું 'મા; બહુ આશ્ચર્યની વાત છે. મારા પિતા તો રાજગૃહ નગરના રાજા છે. ચાલો આપણે ત્યાં જઈએ.' છેવટે પિતાને પૂછી સુનંદા અભયને લઈ રાજગૃહી આવી. માતાને નગર બહાર ઉતારે રાખી અભય એકલો નગરમાં આવ્યો એક કૂવા કાંઠે લોકોની જબરી ભીડ જોઇ. તેણે પૂછતાં વીંટી કાઢવાની વાત જાણી બોલ્યો 'એ તો સાવ સરલ વાત છે. હું હમણાં કાઢી આપું.' એ તેજસ્વી બાળકની વાત સાંભળી સહુને આશ્ચર્ય થયું. રાજપુરુષોએ કહ્યું 'ચાલ કાઢી આપ, આમ વાતો કર્યે શું વળે?' અભયે તરત છાણનો પીંડ મંગાવી વીંટી પર નાંખતાં વીંટી છાણમાં ભરાઇ ગઇ. પછી સળગતા ઘાસના પૂળા નાખી છાણમાંથી છાણું બનાવી નાંખ્યું. અને બાજુમાં વહેતી પાણીની નીકને કૂવામાં વહેતી કરી થોડી જ વારમાં કૂવો ભરાતો ગયો, તે પર તરતું છાણું ઉપર આવવા લાગ્યું. આમ કાંઠા સુધી પાણી ભરાતાં અભયે છાણું હાથમાં લઈ વીંટી કાઢી લીધી. આ વાત જાણી રાજા પોતે ત્યાં આવ્યા. અભયની ઓળખાણ પૂછતાં તેણે કહ્યું 'હું બેનાતટનો રહેવાસી રાજપુત્ર છું.' બેનાતટ સાંભળતાં જ રાજાને અતીતની સ્મૃતિ તાજી થઈ આવી. તેમણે પૂછ્યું 'બાળ, તું ધનાશેઠની દીકરીને ઓળખે છે?' હા, હા તેમને મારા જેવો જ અભય નામનો દીકરો છે. રૂપે, રંગે, દેખાવે અમે સરખા છીયે ને સાચા મિત્ર છીએ. એક બીજા વગર રહી પણ ન શકીયે.' રાજાએ કહ્યું 'જો એમ છે તો તું એકલો એના વગર અહીં કેમ આવ્યો?'

ના, હું તેને મા સાથે અહીં નગર બહારના ઉપવનમાં મૂકીને જ આવ્યો છું.'

'હેં ? શું કહ્યું ? શું સાચું કહે છે ? ચાલ બતાવ એ ક્યાં છે અને શ્રેણિક તેની સાથે નગર બહાર આવ્યા તો સાચે જ સુનંદા. એક-બીજાને ઓળખ્યા ને હર્ષે નયનો ભરાઇ ગયાં. ક્ષેમકુશળ પૂછ્યાં પછી રાજાએ સુનંદાને પૂછ્યું 'આપણું બાળક ક્યાં ?' સુનંદા બોલી 'આ શું, આપની સાથે છે તે' અને રાજાએ અભયને વહાલ કરતાં પૂછ્યું 'દીકરા ! જુઠું કેમ બોલ્યો ?' અભયે કહ્યું 'જરાય નહી પિતાજી, હું મારી માના હૃદયમાં પણ સદાય વસું છું તેથી કહ્યું હતું કે અભય તેની મા સાથે છે.' રાજા ખૂબ ખુશ થયા. માતા-પુત્ર સાથે સારા સમારોહપૂર્વક શ્રેણિકે નગરપ્રવેશ કર્યો. અભયકુમાર સર્વમંત્રીના મહામંત્રી થયા. અપ્રતિમ બુદ્ધિચાતુર્ય અને ઠાવકાઇથી અભયકુમારે મગધની સીમાને સબળ, રાજ્યને નિરાપદ, રાજકુટુંબને પ્રતાપી અને અનેક રાજાઓને અનુકૂળ બનાવ્યા. મગધની કીર્તિગાથા દિશાઓમાં ગુંજતી કરી.

એકવાર શ્રમણ પરમાત્મા મહાવીરદેવ રાજગૃહીમાં સમવસર્યા. અભય પ્રભુને વાંદવા આવ્યા. ત્યાં એક અતિશય શાંત તેજસ્વી-તપસ્વી મુનિરાજને જોઇ તેણે પ્રભુને પૂછ્યું 'ભગવંત ! આ સાક્ષાત્ ધર્મમૂર્તિ મુનિરાજ કોણ છે ?' પ્રભુ બોલ્યા; આ વીતભય નગરના મહાપ્રતાપી ઉદાયન રાજા હતા. તેમણે દીક્ષા લઇ શ્રેય સાધ્યું છે.' 'ભગવન્ ! તેમણે કેવી રીતે બધું છોડી દીક્ષા લીધી ?' ભગવંતે કહ્યું 'એકવાર તેમણે અમારી પાસે ઉપદેશ સાંભળ્યો કે; 'ખીલેલી સંધ્યાની રંગીન છટા અને પાણીના પરપોટાની જેમ જીવન ક્ષણિક છે. નદીના વેગની જેમ ચપળ યુવાની છે. ડાભના અગ્રભાગ પર રહેલ જળબિંદુ જેવો સરી પડે તેવો વૈભવ છે. માટે હે વિવેકી-સમજુ જીવો ! બોધ પામો. મુક્તિ સમાન સુખ વિશ્વમાં ક્યાંય નથી.

જેમ કોઈ કોલસાનો વેપારી પીવાના પાણીનો ઘડો લઇ કોલસા પાડવાની જગ્યાએ અરણ્યમાં આવ્યો. કાપેલાં લાકડાં કોલસા પાડવા સળગાવ્યાં. ઉપરથી સૂર્ય અગન વરસાવતો હતો. અતિ તૃષા લાગવાથી તે ધીરે ધીરે આખો ઘડો પાણી પી ગયો, પણ તરસ તો જાણે વધતી ગઈ. શ્રમ, થાક તાપ અને તરસથી વ્યથિત તે મૂર્છિત થઈ ઢળી પડ્યો. એ અવસ્થામાં તેને સ્વપ્નું આવ્યું કે 'તેણે તરસ બુઝવવા બધાં કૂવા-તળાવ આદિને પાણી પી ખાલી કરી નાંખ્યા. છેલ્લે સમુદ્ર પણ પી નાખ્યો છતાં તરસ ઘટવાને બદલે વધી પડી. બધે પાણી ખલાસ થઇ ગયાં. ખૂબ જ તપાસ કરતાં એક કાદવવાળો કૂવો જડ્યો. તેમાં કાદવ પર થોડું થોડું ક્યાંક પાણી જણાતું પણ વાસણમાં આવે તેમ હતું નહી, માટે દોરડે ઘાસનો પૂળો બાંધી કૂવામાં નાંખી ખેંચ્યો. તે તણખલામાંથી ઝરતા પાણીનાં ટીપાં પીવા લાગ્યો. આવા પાર વિનાના સમુદ્રના પાણી પીવા છતાં તરસ ન મટી, તો આ કીચડવાળા જળબિંદુથી તેની તરસ બુઝાશે ? નહી જ. તેવી જ રીતે દેવલોકના મોટા આયુષ્ય સુધી અનેક વાર નિરુપમ સુખ ભોગવવાં છતાં જે જીવને સંતોષ ન થયો, તેને આ ક્લેશબહુલ ભૌતિક અને કલ્પિત સુખથી સંતોષ થાશે ? નહી જ.' આ સાંભળી બોધ પામેલા ઉદાયન રાજાએ

દીક્ષા લીધી. આ છેલ્લા રાજર્ષિ છે. આ ભવે જ મોક્ષગામી છે. પ્રભુજીની વાણી સાંભળી અભયકુમાર પણ વિરક્ત થયા. તેમણે ઘેર આવી પિતાજીને બધી વાત કરી, પોતાની દીક્ષા લેવાની ભાવના પ્રકટ કરતાં કહ્યું 'આપના જેવા ધર્મરાગી પિતા અને શ્રી વર્દ્ધમાનસ્વામી જેવા પરમ દયાળુ નાથ છે. પ્રભુ અને ગુરુ છે. આવી ઉત્તમ સામગ્રી–સગવડ છતાં હું જો કર્મના નાશનો પ્રયત્ન ન કરું તો બધું મળ્યું વ્યર્થ જ છે.'

આ સાંભળી ચકિત થયેલા શ્રેણિકે પુત્રને ભેટતાં કહ્યું 'ભાઈ, આવા ઉત્તમ–કાર્યમાં ના કેમ પડાય ? પણ જે દિવસે હું તને ખીજાઈને કહુ કે 'જા, તારૂં મોઢું લઈ જા,' તે વખતે તું તારે વગર–પૂછયે દીક્ષા લેજે. અભયકુમારે વાત માની અને સુખે રાજકાર્ય કરવા લાગ્યા.

એકવાર પરમાત્મા મહાવીરદેવને વંદન કરીને રાણી ચેલ્લણા અને રાજા શ્રેણિક પાછા ફરતા હતા. તે વખતે ખૂબ જ ટાઢ પડતી હતી. માર્ગમાં નદીકાંઠે વૃક્ષ નીચે એક મુનિ કાઉસ્સગ્ગ–ધ્યાને અડગ ઉભા હતા. સંધ્યાટાણું થવા આવ્યું હતું અને હાડ થીજવી દે તેવા ઠંડા સૂસવાટા વા'વા લાગ્યા હતા.

રાજા–રાણીએ મુનિને પ્રદક્ષિણા દેઇ વંદન કર્યું. સ્તુતિ–પ્રશંસા કરી અને મહેલમાં આવ્યા. રાણીના ચિત્તમાં હાડ થીજવી દે તેવી ટાઢમાં નદીકાંઠે ઉભેલાં ધ્યાનસ્થ મુનિની સાધના જાણે અંકાઇ ગઇ. રાતે ઉંઘમાં રાણીનો એક હાથ રજાઇની બહાર રહેતાં ઠરી ગયો અને ઉંઘ ઉડી ગઇ. હાથ સોડમાં લેતાં ઠંડીની ઉગ્રતાનો વિચાર કરતાં એનાથી બોલાઇ ગયું કે 'અહો એ અત્યારે શું કરતા હશે ?' બાજુમાં સૂતેલા શ્રેણિકની આકસ્મિક ઉંઘ ઉડી ગઇ અને તેણે આ શબ્દો સાંભળ્યા. તેને શંકા થઈ આવી કે ખરેખર આ રાણીએ કોઇક પોતાના વહાલાની ચિંતા કરી. અવશ્ય તેને કોઇક સાથે સંબંધ છે. આવી સમજુ અને ઉચ્ચકુળની આ રાણી જો આમ છે, તો બીજાનું શું પૂછવું ? એમ વિચારી રાજાએ સવારે અભયકુમારને આજ્ઞા આપી કે 'આખું અંતઃપુર સળગાવી નાખ. આ બાબત મને બીજીવાર પૂછવા આવીશ નહી' એમ કહી રથમાં બેસી રાજા ભગવાનને વાંદવા ઉપડી ગયા. દેશના સાંભળ્યા પછી તેણે પ્રભુજીને પૂછ્યું કે 'ચેડા રાજાની પુત્રીઓ પતિવ્રતા છે કે ?' પ્રભુજીએ કહ્યું 'શ્રેણિક ! ચેડા રાજાની સાતે સાત પુત્રીઓ–અને તારી બધી રાણીઓ સતી છે.' ઇત્યાદિ સાંભળી શ્રેણિકને ફાળ પડી કે 'ઉતાવળમાં મેં અનર્થ કરી નાંખ્યો. ક્યાંક અભય રાણીવાસ બાળી ન નાખે.' એમ વિચારી રાજા ઉતાવળે નગર ભણી ચાલ્યા. અહીં અભયકુમારે વિચાર્યું કે મહારાજાએ ગંભીરતાપૂર્વક વિચાર્યાં વગર ઉતાવળે નિર્ણય લીધો છે, જે પાછળથી ઘણો સંતાપકારી થઈ પડે અને એમની આજ્ઞાનું ખંડન પણ સારૂં નહીં. એમ વિચારી રાણીના મહેલ પાસેના જીર્ણ મકાનમાંથી માણસો અને જનાવરો આદિને બહાર કઢાવી તેમાં રહેલું ઘાસ–લાકડાં વગેરે સળગાવી મૂક્યાં. નગર આખામાં જાણે ધૂમાડો ધૂમાડો થઇ ગયો. કામ પતાવી અભય પણ પરમાત્માને વાંદવા

ચાલ્યાં. સામા મળેલા રાજાએ નગરનો ધૂમાડો જોઇ અભયને પૂછ્યું 'અભય! શું કર્યું?' તે બોલ્યો 'સળગાવી દીધું.' સાંભળી શ્રેણિક ખીજાઇને બોલ્યા, 'ભારે ઉતાવળીયો. આજે તારી બુદ્ધિ નાસી ગઇ? ચાલ આઘો ખસ, તારૂં મોઢું મને બતાવીશ નહીં.' અભયે કહ્યું 'મારે તો આપનું વચન પ્રમાણ છે.' અભયે સમવસરણ તરફ રથ દોડાવ્યો અને પ્રભુ પાસે આવી દીક્ષા લીધી. શ્રેણિક દોડતે રથે રાણીવાસ પાસે આવીને જોયું તો મહેલ પાસેના ઘાસ ભરવાના ઝુંપડા જેવા મકાનો બળી ગયાં હતાં અને રાણીઓ આનંદમાં હતી. રાજાએ વિચાર્યું: ક્યાંક અભય દીક્ષા ન લઇ લે. કેમકે 'ચાલ આઘો ખસ, તારૂં મોઢું મને બતાવીશ નહી. એમ મારાથી કહેવાઇ ગયું છે.' અને મારતે ઘોડે શ્રેણિક સમવસરણમાં આવ્યા. ત્યાં અભયકુમારને મુનિવેશમાં જોઇ બોલ્યા 'આખરે હું ઠગાઇ ગયો, તમે તમારૂં કામ કરી લીધું. આટલો વખત મેં તમને દીક્ષામાં અંતરાય કર્યો તે ખમાવું છું' ઈત્યાદિ કહી તેમની પ્રશંસા-વંદના આદિ કરી શ્રેણિક પાછા વળ્યા. અભયકુમાર પણ શ્રી મહાવીર પ્રભુની ચરણસેવા કરી શ્રુતાભ્યાસ ને તપશ્ચર્યા આદિથી શ્રમણધર્મ આરાધી પ્રાંતે અણસણ કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉપન્યા.

હે ભવ્યો! તમને મુક્તિમહેલમાં પહોંચવાની ઉત્કંઠા હોય તો તમે પણ સર્વ ગુણના નિલય જેવી પરમાર્થસંસ્તવ નામની શ્રદ્ધાને અભયકુમારની જેમ આદરો.

## ૬. ગીતાર્થસેવા-બીજી શ્રદ્ધા

પરમાર્થના જાણકાર અર્થાત્ સૂત્રના જાણ અર્થના મર્મજ્ઞ ને આશયના બોધવાળા, એવા ગીતાર્થ (ગીત=સૂત્ર, અર્થ=આશય) સંયમી, જ્ઞાની, શ્રદ્ધાવાન ગુરુઓનું મન-વચન-કાયાની શુદ્ધિપૂર્વક સેવન કરવું. વિનય-બહુમાનપૂર્વક પરિચય કરવો, વિનયાદિ વિના પરિચયાદિ વ્યર્થ નિવડે છે. મહાફળવાળી ગીતાર્થની સેવનારૂપ આ બીજી શ્રદ્ધા પદાર્થના યથાર્થ બોધમાં ઉપકારક છે. તેથી જ્ઞાન પુષ્ટ અને સમ્યક્ત્વ નિર્મળ થાય છે. ગીતાર્થોની સેવામાં સાવધાન પુષ્પચૂલા નામના મહાસાધ્વી ઘાતીકર્મના ક્ષયે કેવળજ્ઞાન પામ્યા.

ભરતક્ષેત્રની શોભા જેવું પૃથ્વીપૂર નામનું નગર. ત્યાં પુણ્યકેતુ રાજા રાજ્ય કરે. તેમને પુષ્પાવતી નામની નમણી રાણી અને પુષ્પચૂલ-પુષ્પચૂલા નામના સુંદર પુત્ર-પુત્રી. આ ભાઇ-બહેન સાથે જ જન્મેલા. તેમનો એવો સ્નેહ હતો કે એક બીજા જુદા પડતાં નહી અને જૂદા રહી શકતા નહી. દિવસો જતાં તે યુવાન થયાં જેમ વય વધતી ગઇ તેમ આ સ્નેહ પણ આશ્ચર્ય ઉપજાવે તેમ વધતો ગયો. રાજાએ સંતાનના સુખ માટે ઘેલછાભર્યો વિચાર કર્યો અને કેટલાક દરબારી અને આગેવાનોને ભોળવી પુત્ર-પુત્રીને આપસમાં પરણાવી દીધા. રાણીએ ઘણો વાંધો લીધો કે સગાભાઇ-બહેનનો આ વ્યવહાર તમે ઉભો કરી મહાઅનર્થ કર્યો છે. પણ કાંઇ વળ્યું નહીં. પુષ્પચૂલ અને પુષ્પચૂલા ભાઈ-બહેન મટી પતિ-પત્ની બની ગયા. આથી વિરક્ત થઇ રાણી પુષ્પાવતી

દીક્ષા લઈ લીધી, સારી રીતે આરાધના કરી સ્વર્ગમાં દેવ થઈ. અહીં કેટલાક સમય પછી રાજા પુણ્યકેતુ મૃત્યુ પામતા પુષ્પચૂલ-પુષ્પચૂલા રાજા-રાણી થયા, નિઃશંક બની ભોગો ભોગવવા લાગ્યા. દેવ બનેલ માતાએ અવધિજ્ઞાનથી આ જાણ્યું તો એની ગ્લાનિનો પાર ન રહ્યો. એ જીવોની કામાંધદશા અને અજ્ઞાનતા માટે તેને દયા ઉપજી. પુષ્પ-ચૂલામાં પાત્રતા જણાયાથી તેને સ્વપ્નમાં નરકનાં ઘોર દુઃખો દેખાડયાં. તે જોઈ ભયથી વિહ્વળ બનેલી રાણીએ રાજાને સ્વપ્નની વાત કહી ઉમેર્યું કે પાપ કરવાથી આવાં ઘોર દુઃખ વેઠવાં પડે છે. હવે શું થશે? મને ઘણો ડર લાગે છે. આના નિદાન માટે રાજાએ સવારે અનેક સંતો-વિદ્વાનો અને પંડિતોને બોલાવી નરક બાબત પૂછ્યું કે, 'નરક શું છે?' કોઈકે ગર્ભાવાસને, કોઈએ પરાધીનતાને, તો કોઈએ દરિદ્રતાને, કોઈએ અતિરોગીદશાને એમ ભિન્ન ભિન્ન રીતે નરકની વ્યાખ્યા કહી પણ તે વાસ્તવિક ન હોઈ રાણીને સંતોષ થયો નહીં, છેવટે કોઈ પાસે જાણવા મળ્યું કે આ બાબત જૈન મુનિ જાણતા હોય છે એટલે રાજા-રાણી ઉપાશ્રયે ગયા. તેમને નરકનું સ્વરૂપ પૂછતાં તેમણે કહ્યું રાજા! નરક સાત છે. સાતે નરકના આયુષ્ય, શરીર પ્રમાણ, જુદાં જુદાં છે. તેઓ સદા અશુભ લેશ્યાવાળા, અનંત વેદનાથી વ્યથિત હોય છે. દીઠાં ન ગમે તેવાં બીભત્સ એમનાં શરીર હોય છે. રૌદ્ર પરિણામવાળા ક્લેશમય જીવનવાળા તેઓને પરમાધામી દેવો દ્વારા થતી તેમજ પોતાના ક્ષેત્રમાંથી થતી વેદનાનો અંત હોતો નથી. ક્ષુધા અને તરસનો પણ પાર હોતો નથી.' ઇત્યાદિ સપનામાં જોયા પ્રમાણે આખો હેવાલ સાંભળી રાણી બોલી, શું તમને પણ મારાં જેવાં જ સ્વપ્ના આવે છે કે? તેમણે કહ્યું, ભદ્રે! આ સ્વપ્નની નહીં પણ નક્કર વાતો છે. શ્રી જિનેશ્વરદેવના આગમોમાં સંસારનું યથાર્થ સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. રાણીએ પૂછ્યું, 'મહારાજજી! શાથી જીવને નરકે જવું પડે?' જ્ઞાની ગુરુએ કહ્યું, મહારંભ કરવાથી, પરિગ્રહ પર મૂર્છા રાખવાથી, માંસ આદિનું ભોજન કરવાથી અને પંચેંદ્રિય પ્રાણીનો વધ કરવાથી નરકે ઉત્પન્ન થવું પડે છે. ઈત્યાદિ બોધ સાંભળી રાજા-રાણી પાછા આવ્યા. એ રાત્રિએ દેવે રાણીને દેવલોકના સુખ-વૈભવના સપના બતાવ્યાં.

રાણી રાજાને લઈ ઉપાશ્રયે આવીને સ્વર્ગનું વર્ણન હૂબહૂ સ્વપ્નમાં જોયા પ્રમાણે સાંભળી ખુશ રાજી થઈ પૂછવા લાગી કે 'સ્વર્ગ શાથી મળે?' મહારાજજીએ કહ્યું કે 'શ્રાવક કે સાધુઓનો ધર્મ પાળવાથી જીવ સ્વર્ગે જાય.' ઇત્યાદિ સાંભળતાં તેને સાધુ-ધર્મની રુચિ જાગતાં તેણે રાજાને કહ્યું 'અનુમતિ હોય તો હું દીક્ષા લઉં. મને ખૂબ જ ભાવ જાગે છે.' રાજાએ કહ્યું 'તારા વગર હું રહી જ ન શકું.' ઘેર આવી રાણીએ ઘણો જ આગ્રહ કર્યો ત્યારે રાજાએ કહ્યું 'તું પ્રતિદિવસ અહીં મહેલમાં આહાર લેવા આવે તો અનુમતિ આપું.' રાણીએ સ્વીકાર કરવાથી મહામહોત્સવપૂર્વક રાણીને દીક્ષા અપાવી. પોતે આપેલ વચન મુજબ પુષ્પચૂલા સાધ્વી દિવસમાં એકવાર તો મહેલમાં અવશ્ય આવતાં અને રાજાને દર્શન આપતાં. કેટલાંક સમય પછી જ્ઞાનબળે દુકાળ પડશે જાણી આચાર્ય મહારાજે પોતાના શિષ્યોને અન્યત્ર વિહાર કરી જવા

ફરમાવ્યું અને પોતે અવસ્થાને કારણે ત્યાં જ રહ્યા. સાધ્વી પુષ્પચૂલા વૃદ્ધ આચાર્ય મહારાજની આહાર-પાણી આદિથી વેયાવચ્ચ સેવા-શુશ્રૂષા અગ્લાનભાવે કરવા લાગ્યા. એ ગીતાર્થ ગુરુના સેવનથી તેમની શ્રદ્ધા-જ્ઞાન આદિ પકવ અને આત્મા પુષ્ટ થવા લાગ્યો. આમ કરતાં તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ગૌચરી લાવવાનો ક્રમ ચાલુ જ હતો.

પોતાને અનુકૂળ અને રુચિ પ્રમાણેનો આહાર જોઇ તેમણે એકવાર પૂછ્યું; 'તું અભિષ્ટ આહાર લાવે છે તો શાથી? કાંઇ જ્ઞાન વગેરે થયું છે?' તેમણે જવાબ વાળ્યો 'સહવાસથી સમજણ પડે ને?' (પણ ભક્તિ ન અટકે માટે તેમણે જ્ઞાનની વાત ન જણાવી) એકવાર વરસતે વરસાદે તેઓ આહાર-પાણી લાવ્યા. આચાર્યશ્રીએ કહ્યું 'હે કલ્યાણિ! તું શ્રુત-સિદ્ધાંતની જાણકાર છતાં વરસતા પાણીમાં શા માટે વહોરવા ગઇ?' તેમણે ઉત્તર આપ્યો 'જ્યાં જ્યાં અચિત્ત અપ્કાયની વર્ષા હતી તે પ્રદેશમાં થઇને આહાર લાવી છું માટે આહાર શુદ્ધ છે.' ગુરુએ પૂછ્યું અચિત્ત પ્રદેશ કેમ કરી જાણ્યો?' તેમણે કહ્યું 'જ્ઞાનથી.' ગુરુજીએ પૂછ્યું 'કેવા જ્ઞાનથી?' સાધ્વી બોલ્યા 'આપના પસાયે કેવળજ્ઞાનથી' આ સાંભળતાં જ આચાર્ય મહારાજ ડેબતાઇ ગયા. તેમને ઘણું દુઃખ થયું કે 'મેં કેવળીની આશાતના કરી. તેમને ખમાવી મિચ્છામિ દુક્કડં દીધા પછી આદરપૂર્વક પૂછ્યું કે 'મને કેવળજ્ઞાન થશે કે નહીં?' કેવળી સાધ્વી બોલ્યા 'ગંગા નદી પાર કરતાં તમને કેવળજ્ઞાન થશે.' કેટલોક કાળ વીત્યા પછી આચાર્યશ્રી હોડીમાં બેસી ગંગા પાર કરી રહ્યા હતા. હોડી હંકાર્યા પછી થોડીવારે એવું બન્યું કે જે તરફ આચાર્ય બેઠા હોય તે ભાગ ડૂબવા લાગે. આ કિનારે બેસે તો એ અને પેલે કિનારે બેસે તો પેલો કિનારો હોડીનો વળી જાય. વચમાં બેસે તો આખી નાવ ડૂબવા લાગે. આ દેખી સહયાત્રીઓ ખીજાણાં ને આચાર્યને ઉંચકીને નદીમાં નાંખી દીધા. આચાર્યશ્રીની પૂર્વભવની અપમાનિત પત્ની વ્યંતરી થઈ હતી. તેણે આ ઉત્પાત મચાવ્યો હતો. તેણે પાણીમાં શૂલી ઉભી કરેલ. તેમાં ફેંકાયેલા આચાર્ય વીંધાઈને ભરાઈ ગયા ને લોહીની ધારા પડવા લાગી તેઓ આ જોઈ વિચારવા લાગ્યા કે 'મારા લોહીથી અપ્કાય જીવોનો નાશ થશે! આમ વિચારતાં તેમને કેવળજ્ઞાન થયું. થોડી જ વારમાં શેષકર્મ પણ ક્ષય પામતાં, તેઓ સિદ્ધ બુદ્ધ અવિનાશી થયા. નિકટવર્તી દેવોએ તેમનો કેવળમહિમા-મહોત્સવ કર્યો. ત્યાં પ્રયાગ નામનું તીર્થ થયું. જ્યાં માહેશ્વરી આદિ લોકો કૈલાસવાસ કે ઇચ્છિત પામવા પોતે કરવત મૂકાવે છે. શ્રી પુષ્પચૂલા સાધ્વી પૃથ્વી પર લાંબો કાળ વિચરી અનેક જીવોને બોધ પમાડી પ્રાંતે મોક્ષે સીધાવ્યા.

ગુણોને લીધે પ્રશંસાને યોગ્ય તથા પવિત્ર એવું પુષ્પચૂલાનું પવિત્ર ચરિત્ર સાંભળીને જે ભવ્યજીવો પોતાના ગુરુઓની ચરણસેવામાં રક્ત રહે છે તે શાશ્વત-સુખના મહેલમાં રમે છે.

—*—

## ૭. શ્રદ્ધાભ્રષ્ટજનસંસર્ગવર્જન, ત્રીજી શ્રદ્ધા

કદાગ્રહને કારણે જેમણે સમ્યક્ત્વ ખોઈ નાંખ્યું છે તે, યથાસ્થિત સર્વ પદાર્થને પ્રમાણભૂત લેખવા છતાં અનેક પદાર્થ–વસ્તુ માટે અલગ અભિપ્રાય રાખે તે અને જે જિનવચનનો લોપ કે અપલાપ કરે તે નિહ્નવ કહેવાય. તેમનો તથા પાસત્થા–કુશીલ આદિનો સંસર્ગ–પરિચય ન કરવો. તેઓના સંગે સમકિતની હાનિ થાય. શ્રદ્ધા ગયા પછી જીવ પાસે શું બચે ? આ ત્રીજી શ્રદ્ધા પર જમાલીનું પ્રસિદ્ધ દૃષ્ટાંત છે.

ભગવાન મહાવીરદેવના ભગિનીને કુંડપુર નરેશ સાથે પરણાવ્યા હતા. તેમના પુત્ર જમાલી મહાવીર પ્રભુની દીકરી પ્રિયદર્શનાને પરણ્યા હતા.

એકવાર પરમાત્મા બહોળા સમુદાય સાથે કુંડપુરના ઉદ્યાનમાં પધાર્યા. રાજા–પ્રજા પ્રભુને વાંદવા તથા ધર્મ સાંભળવા ત્યાં આવ્યા. પ્રભુજીએ દેશના દેતા ફરમાવ્યું. 'મહાનુભાવો ! આ જીવ ઇચ્છા અને અભિલાષામાં રાચતો રહે છે ! ઘર, પત્ની, પુત્ર મિત્ર, ધન–ધાન્ય, આ બધું કેવું સરસ મને મળ્યું છે. વ્યાપાર–વ્યવસાયમાં કેવો મજાનો લાભ થયો છે ! ઇત્યાદિ સોનેરી સ્વપ્નમાં જીવ ખોવાયો રહે છે પણ એ વિચાર નથી આવતો કે શરીરમાંથી આત્મા નીકળ્યા પછી આ માંડેલું મારું કેટલું ?' ઇત્યાદિ પ્રભુજીની યથાર્થવાણી સાંભળી, માતાપિતાને અતિઆગ્રહે સમજાવી પાંચસો રાજપુત્ર સાથે જમાલીએ અને એક હજાર સંનારી સાથે પ્રિયદર્શનાએ ભગવાન પાસે દીક્ષા સ્વીકારી. ધર્મનો જય જયકાર થઈ રહ્યો જમાલીમુનિ ભણીગણી વિદ્વાન થયા, અગીયાર અંગસૂત્રના જ્ઞાતા થયા. એકવાર જમાલીમુનિએ પાંચસો સાધુઓ સાથે પોતે સ્વયં સ્વતંત્ર વિચરવાની ભગવંત પાસે અનુમતિ માંગી. પ્રભુ મૌન રહ્યા. તેઓ પોતાના પાંચસો શિષ્યો સાથે વિહાર કરી ગયા. એકવાર વિચરતા શ્રાવસ્તીનગરીના તિંદુક નામના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં અચાનક તેમને દાહજ્વરનો વ્યાધિ થઈ આવ્યો, શરીર ક્ષીણ થવા લાગ્યું. તેમણે શિષ્યોને કહ્યું 'મારાથી હવે બેસી રહેવાતું નથી માટે શીઘ્ર સંથારો પાથરો.' વેદના વધી જવાથી તેમણે થોડી વારે પૂછ્યું 'સંથારો થઈ ગયો ?' શિષ્યોએ હા પાડી. તેઓ ઉઠીને જુએ છે તો સંથારો પથરાતો હતો. વેદનાથી શીઘ્ર પીડિત થયેલા તેઓ મિથ્યાત્વના ઉદયે પ્રભુના સિદ્ધાંતને યાદ કરી વિચારવા લાગ્યા કે. 'કડેમાણે કડે–ચલેમાણે ચલે' એટલે 'કરવા માંડ્યું તે કર્યું' અને ચાલતા થયા કે 'ચાલિયા' ઇત્યાદિ પ્રભુના શબ્દો પ્રત્યક્ષ જ ખોટા પડે છે. 'આ સંથારો કરવા માંડ્યો તે કર્યો' કેમ કહેવાય ? કોઈ પણ વસ્તુ કરવા માંડી એટલે 'થઈ' નહીં, પણ થઈ રહે એટલે થઈ કહેવાય. ઘડો વગેરે ક્રિયા પત્યા પછી જ દેખાય પણ માટીનાં પીંડને કાંઈ ઘડો કહેવાય ? આ વાત નાનું છોકરું પણ સમજી શકે છે.

ક્રિયાકાળની સમાપ્તિ પછી જ કાર્ય દેખાય છે. ઇત્યાદિ માન્યતા મગજમાં સ્થિર થઈ ગઈ. સ્વાસ્થ્યલાભ થયા પછી પોતાના શિષ્યોને તેમણે પોતાની માન્યતા અને આશય સમજાવ્યો ત્યારે તેમના સમુદાયમાં રહેલ સ્થવિરો (શ્રુત–જ્ઞાની સાધુઓ) એ

કહ્યું ‘ હે આચાર્ય ! ભગવંતનું વચન તમે બરાબર સમજી શકયા નથી માટે તમને એમ લાગે છે. પ્રભુવાક્ય પ્રત્યક્ષમાં જરાય વિરુદ્ધ નથી. એક ઘટાદિકાર્યમાં અવાંતર કારણ અને કાર્યો એટલાં બધાં છે કે તેની સંખ્યા પણ ન ગણાય, માટી લાવવી, પલાળવી, ખૂંદવી, કાંકરાદિ દૂર કરવા, પીંડ બાંધવો, ચાકડા પર મૂકવો, ચાકડાને દંડથી ફેરવવો ઇત્યાદિ કારણો તો (ઘટરૂપ) કાર્ય પૂર્ણ બનતા પૂર્વે જોવાય છે. આ આ ઘટનિવર્તન-ક્રિયાકાળ છે એવો તમારો અભિપ્રાય અયુક્ત છે. ઉપર જણાવેલ બધાં કારણો ઘટરૂપ કાર્યનાં જ કારણો છે. તે જ્યાંથી પ્રારંભાયા ત્યાંથી તે તે કાર્યોની નિષ્પત્તિથી અંતે ઘટરૂપ કાર્ય થયું. મધ્યવર્તી કારણો થયા વિના છેવટનું ઘટરૂપ કાર્ય થઈ શકે નહી. વચલાં ભિન્ન ભિન્ન કાર્ય થયાં વિના ઘટરૂપકાર્યની સિદ્ધિ ન થાય. ઘટ તો છેલ્લે થશે, પણ વચ્ચે જે કાર્યો થયાં તે પણ ઘટકાર્ય જ કહેવાય. (આ બાબત મહાભાષા નામના ન્યાય ગ્રંથમાં વિસ્તારથી છે.) તમે તો અર્ધ પાથરેલો સંથારો જોઈ આમ વિચારો છો, તે અયુક્ત છે. કારણ કે પહેલા તો ‘ અડધો પાથર્યો છે ’ એમ બોલવામાં આવે છે. કેમકે અડધા પાથરેલાને જ પાથરેલો કહ્યો. અડધો પણ પાથરેલો તો ખરો જ. થોડો પાથરેલ પૂરો પથરાશે, પણ નહી પાથરેલ, પૂરો સંથારો કેમ થશે ? માટે કરવા માંડયું તે થયું, તે પ્રભુજીનું વાક્ય યથાર્થ જ છે. કેમકે કાર્ય આરંભ્યાથી જેટલાં કામ કરવા જોઈએ તેટલામાંથી, જેટલાં કાર્યો થયાં-કર્યાં તે થઈ ચૂકયાં, હવે તે કરવાના નથી જ. માટે કરવા માંડયું તે થયું. વળી જ્યાં સંથારો પથરાયો ત્યાંના આકાશપ્રદેશમાં જ તે પથરાયો છે. અર્ધ પણ સંથારો તો થયો જ. શેષ હવે તેના પર વસ્ત્ર પાથરવાનું આદિ બાકી છે. તે કાર્ય સંથારાની પૂર્ણતાનું છે, તે થયા પૂર્વે ‘ સંથારો પાથર્યો નથી, એમ તો કહેવાતું નથી, અર્થાત્ પરમાત્માનું વચન વિશિષ્ટ સમયની અપેક્ષાવાળું છે. ’ ઇત્યાદિ યુક્તિસંગત વાતો સ્થવિરોએ જમાલી મુનીશને કહી પણ તેઓ માન્યા નહી. અંતે સ્થવિરો જમાલીને છોડી ભગવંત પાસે ચાલ્યા આવ્યા. સાધ્વી પ્રિયદર્શનાએ રાગના કારણે જમાલીમુનિના મતને ચકાસ્યો નહી. અને માની લીધો.

એકવાર માટીના વાસણના મોટા વેપારી ઢંક નામના શ્રાવકને ત્યાં સાધ્વી પ્રિયદર્શના ઉતર્યા અને પોતાના મતના પ્રભાવમાં તે આવે એવા પ્રયત્નો કર્યા. શ્રાવક સમજી ગયા કે આમને મિથ્યાત્વનો રોગ થયો છે. સાધ્વીને સમજાવવાના હેતુથી તે બોલ્યા, ‘ આવું ઝીણું ઝીણું અમે ન સમજી શકીયે. તમારૂં તમે જાણો. ’

એકવાર નિભાડામાં વાસણ પકાવાતાં હતાં. સાધ્વી બાજુમાં હતા. વાસણ કાઢતાં એક ચિનગારી શ્રાવકે સાધ્વીના વસ્ત્ર પર નાંખી, સાધ્વી તરત બોલી ઉઠયાં ‘ અરે, શ્રાવક ! આ તો મારૂં વસ્ત્ર તમે બાળી નાંખ્યું. ’ ઢંકે કહ્યું ‘ અરે ! સાધ્વી આ તો તમે ભગવંતનું વચન બોલ્યા, તે તમને કયાં માન્ય છે ? આખું વસ્ત્ર બળી ગયું હોય

તો જ તમે તેમ બોલી શકો, કારણ કે તમે તો કાર્ય પુરું થયે કાર્ય થયું માનો છો, માટે વસ્ત્રનો જરા જેટલો છેડો બળવાથી વસ્ત્ર બળી ગયું એમ ન બોલાય.' ઇત્યાદિ વચનોથી સાધ્વી તરત મર્મ પામી ગયા અને બોલ્યા 'તમે મને યુક્તિપૂર્વક સાચી સમજણ આપી. ભગવંતનું વચન યથાર્થ છે. મારી મિથ્યામતિએ ઉપજાવેલ દુષ્કૃત નાશ પામો.' પછી પ્રિયદર્શના સાધ્વી આચાર્ય જમાલી પાસે આવી યુક્તિસંગત બોધવચન કહેવા લાગ્યા પણ કાંઇ પરિણામ ન આવ્યેથી જમાલીમુનિનો ગચ્છ છોડી તેઓ ભગવંત પાસે આવી ગયા.

એકવાર દયાના સાગર ભગવાન ચંપાનગરીમાં સમવસર્યા. ત્યારે મુનિ જમાલી ત્યાં આવી કહેવા લાગ્યા કે મારા સિવાય તમારા બધા શિષ્યો છદ્મસ્થ છે. માત્ર હું સર્વજ્ઞ કેવળી છું. ત્યારે શ્રી ગૌતમ ગણધર બોલ્યા 'તમે અસત્ય ન બોલો. પરમાત્માના વચનમાં અસત્યને અવકાશ જ નથી જો તમે સર્વજ્ઞ છો તો કહો 'આ લોક શાશ્વત છે કે અશાશ્વત? આ જીવ નિત્ય છે કે અનિત્ય?' પણ મુનિ જમાલી ઉત્તર ન સૂઝવાથી મૌન રહ્યા. કરૂણાના સાગર પ્રભુ બોલ્યા, જમાલી! આનો ઉત્તર તો અમારા ઘણા છદ્મસ્થ શિષ્યો પણ આપી શકે છે. હતો, છે અને રહેશે એમ ત્રણકાળની અપેક્ષાએ લોક શાશ્વત અને ઉત્સર્પિણી–અવસર્પિણી કાળની અપેક્ષાએ અશાશ્વત છે. દ્રવ્યરૂપે જીવનો કદી નાશ ન હોઇ તે નિત્ય છે પણ નર–નારી–દેવ–પશુ આદિ પર્યાયની અપેક્ષાએ જીવ નિત્ય નથી.'

આવાં કલ્યાણકારી વચનો પ્રભુએ કહ્યા છતાં તેને નહીં માનતા મિથ્યાભિનિવેશ–મિથ્યાત્વને વશ પડી ઉત્સૂત્રનો ઉપદેશ આપતા જમાલી છેવટે પાપનું પ્રતિક્રમણ કે આલોચના કર્યા વગર અણસણપૂર્વક કાળ કરી છઠ્ઠા લાંતક નામના દેવલોકમાં દેવ થયા (જમાલીમુનિનું વિસ્તારપૂર્વક ચરિત્ર ભગવતીજી સૂત્રમાં છે.)

દેવ–મનુષ્ય અને તિર્યંચના પાંચ–પાંચ કુલ પંદર ભવ કરી છેવટે જમાલી મુક્તિને પામશે.

જમાલીનું ચરિત્ર સાંભળી, જે સમકિતથી ભ્રષ્ટ હોય તેનો સંગ ન કરવો. કદાચ સંગ થાય તો પણ જેઓ ઢંક શ્રાવકની જેમ શ્રદ્ધાને આંચ આવવા દેતા નથી, તેઓ ધન્ય છે. તેઓ સ્વર્ગ અને પ્રાંતે મોક્ષના સુખ મેળવે છે.

## ૮. પાખંડી–પરિચય–વર્જન

શાક્યાદિ કુદૃષ્ટિઓનો–બૌદ્ધાદિ મિથ્યાત્વીઓનો સંગ ત્યાગવા રૂપ ચોથી શ્રદ્ધા એટલે પાખંડીનો પરિચય વર્જવો.

તે લોકોનો ઉપદેશ છે કે, માંસભક્ષણ, મદિરાપાન અને મૈથુનસેવનમાં કશો દોષ નથી. આ તો જીવોની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. છતાં એ વસ્તુઓથી નિવૃત્તિ લેવાય તો તે મહાફળદાયી છે.

વળી કહેવાયું છે કે, હે સુનયન ! ખા–પી અને મોજ કર, હે સુતનુ, જે ગયું તે ગયું પાછું આવનાર નથી. ઓ ભોળી ! આત્મા ને પરલોકના પ્રપંચમાં પડીશ નહીં. પાંચ મહાભૂતના સમુદાયવાળા આ કલેવરમાં ચેતના પેદા થાય છે ને એમાં જ નષ્ટ થાય છે. તેમજ પદાર્થને એકાંતે નિત્ય કે અનિત્ય માનનારા પાસે વાસ્તવિકદષ્ટિ ન હોઇ તેઓ મિથ્યાત્વિ છે. તે માટે કહેવામાં આવ્યું છે કે જેટલા વચનપથ છે એટલે જેટલા વચન બોલાય છે. તેટલા બધા નયવાદ (એકાંતવાદ) છે. અને જેટલા નયવાદો છે તે બધા નિશ્ચયે મિથ્યામતો છે. માટે તેનો સંપર્ક ન કરવો. કુદષ્ટિ–પાખંડીઓનાં આગમમાં ત્રણસો ત્રેસઠ મત આ પ્રમાણે બતાવ્યા છે.

એંસી પ્રકારના ક્રિયાવાદી, ચોરાસી જાતના અક્રિયાવાદી, સડસઠ ભેદે અજ્ઞાનવાદી અને બત્રીસ પ્રકારે વિનયવાદી આ બધા મિથ્યાત્વિ છે. તેમનો–બૌદ્ધોનો નાસ્તિકો આદિનો પરિચય ન જ કરાય એવી સમજ–રુચિ તે ચોથી શ્રદ્ધા. કદાચ પહેલાનો પરિચય હોય તો પણ છોડી દેવો. આ બાબત શ્રી ઈન્દ્રભૂતિનું દષ્ટાંત આપતા કહે છે કે, શ્રી ગૌતમ (ઇન્દ્રભૂતિ) ગણધર મહારાજ શ્રી મહાવીરપ્રભુને પામ્યા પછી કુસંગના ત્યાગપૂર્વક સદ્ધર્મકથનમાં ઉદ્યમશીલ થયા.

શ્રમણ પરમાત્મા મહાવીરસ્વામી કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી અપાપા નામની નગરીના મહસેન નામના સુંદર ઉદ્યાનમાં પધાર્યા. દેવોએ અતિ અદ્ભુત સમવસરણની રચના કરી, તેમાં બિરાજી પ્રભુજી ક્રોડો દેવતા અને લાખો મનુષ્યોને ધર્મદેશના આપે છે.

તે વખતે નજીકમાં જ એક સોમીલ નામના ધનાઢ્ય બ્રાહ્મણને ત્યાં મહાન યજ્ઞનું આયોજન કરવામાં આવ્યું હતું. તેમાં ભારતવર્ષના દિગ્ગજ પંડિત ઈન્દ્રભૂતિ અગ્નિ-ભૂતિ, વાયુભૂતિ આદિ અનેક વિદ્વાનો પ્રગલ્ભ પ્રતિભાના ક્રિયાકાંડીઓને આમંત્ર્યા હતા. ઇન્દ્રભૂતિ આદિને પાંચ–પાંચસો શિષ્યો હતા. મુખ્ય અગિયાર પંડિતોના કુલ ૪૪૦૦ શિષ્યો હતા. યજ્ઞનું કાર્ય જોરશોરથી ચાલતું હતું. એવે વખતે અચાનક આકાશમાં દુંદુભી ગડગડી ઉઠી ને દેવતાઓ ગગનથી ઉતરવા લાગ્યા. આ જોઇ બ્રાહ્મણ પંડિતો કહેવા લાગ્યા કે ‘યજ્ઞના પ્રભાવથી દેવો પણ ખેંચાઇ આવ્યા, જુઓ જુઓ કેવું આશ્ચર્ય ?’ પણ દેવો તો યજ્ઞમંડપ છોડી ક્યાંક બીજે ચાલ્યા ગયા. પંડિતોનો ઉત્સાહ ઠંડો થઈ ગયો. એવામાં લોકો બોલવા લાગ્યા કે ‘એ તો સર્વજ્ઞ ભગવંતને વાંદવા જાય છે.’ આ સાંભળી ચકિત થયેલા ઇન્દ્રભૂતિ વિચારવા લાગ્યા કે મારાથી વધારે જાણકાર પૃથ્વી પર કોઈ છે નહીં, અને આ વળી કોણ સર્વજ્ઞ હશે ? અણ-સમજુ હજી છેતરાઇ જાય પણ આણે તો દેવોને પણ ભોળવ્યા, નહીં તો મારા જેવા સર્વજ્ઞને અને આવાં પાવન યજ્ઞમંડપને પડતાં મૂકી દેવો તેની પાસે શાને જાય ? આ તો જેમ સરોવરને જેમ દેડકાં છોડી દે, વૃક્ષને ઉંટ છોડી દે, સૂર્યના તેજને છોડી ઘુવડ સંતાઇ જાય, અથવા સદ્ગુરુને કોઇ સુશિષ્ય છોડી દે તેમ આ દેવો મને છોડી આ નામધારી સર્વજ્ઞ પાસે ચાલ્યા ગયા. ખરેખર તો જેવો એ સર્વજ્ઞ હશે તેવા જ

આ દેવો પણ હશે. ગમે તેમ હોય પણ મારાથી આ ખોટો ડોળ સહન થઈ શકશે નહીં. જેમ આકાશમાં બે સૂર્ય, એક ગુફામાં બે સિંહ અને એક મ્યાનમાં બે તરવાર રહી શકે નહીં તેમ એક સ્થાનમાં મારી સામે બીજો સર્વજ્ઞ રહી શકે નહીં. એવામાં પ્રભુજીને વાંદી પાછા વળતાં લોકોને ગૌતમ ઇન્દ્રભૂતિએ હસતાં હસતાં પૂછયું 'કેમ, તમે પેલા સર્વજ્ઞ જોયા? કેવા છે ગોરા છે? કે શામળા? શું કરે છે?'

લોકો બોલ્યા 'અહાહા! કેવું શાંત-પ્રસન્ન વદન? કરૂણામય નયનો, નિરુપમ દયા, કરોડો દેવો સેવામાં? ઈત્યાદિ કહેવા પૂર્વક તેમણે અષ્ટમહાપ્રાતિહાર્યના વૈભવની વાત કરતાં જણાવ્યું કે, તે મંગળમય પ્રભુના ગુણોનો પાર નથી. ત્રણે લોકના જીવો તેમના ગુણ ગાવા ગણવા બેસે, તેઓના આયુષ્યનો પણ અંત ન આવે, પરાર્દ્ધથી ઉપર ગણિત હોય તો કદાચ તેમના સમગ્ર ગુણો ગણી શકાય.'

આ સાંભળી ગૌતમ તો આભા જ બની ગયા કે આ કોઈ સામાન્ય માયાવી નથી લાગતો, ટોળે ટોળા એણે તો ભરમાવી નાંખ્યા. સૂર્યથી અંધારૂ સહન ન થાય તેમ મારાથી આ ખોટું સર્વજ્ઞપણું સહન નહી થઈ શકે. કેસરીસિંહના વાળમાં કોણ હાથ નાંખી શકે? મેં તો મોટા મોટા વાદીઓને રમતમાત્રમાં હરાવ્યા છે, આ તો કોઈ પોતાના ઘરમાં જ શૂર લાગે છે. એ હારશે ત્યારે એની કેવી વલે થશે? જે પવન હાથીને હડસેલે એની સામે રૂની પુણીનું શું ગજું? ચાલો હમણાં કામ પતાવી લઈએ. એમ વિચારી ઈન્દ્રભૂતિ શ્રી મહાવીરદેવ પાસે જવા તૈયાર થયા. ત્યાં અગ્નિભૂતિ આવીને બોલ્યા 'ભાઈ! આ સાધારણ વાદી પાસે આપને જવાની શી જરૂર? આપ મને આજ્ઞા કરો, હું હમણાં જ એને હરાવી પાછો આવું. કમળને ઉખાડવા કાંઈ હાથીની જરૂર ન પડે.'

ઈન્દ્રભૂતિ ગૌતમ બોલ્યા 'ભાઈ હું સારી રીતે જાણું છું કે હું કે તું તો શું પણ મારો શિષ્ય પણ આ નવા સર્વજ્ઞને જીતી શકે તેમ છે, પણ હવે મારાથી રહેવાતું નથી. હું જઈશ તો જ શાંતિ વળશે. આશ્ચર્યની વાત તો એ છે કે સમસ્ત વાદીઓને હું જીતવા નીકળ્યો ત્યારે આ ખીચડીના કોરડું મગની જેમ કેમ જીતાયા વિના રહી ગયો? ક્યાંક છુપાઈ-કે દૂર દેશાંતર ચાલ્યો ગયો હશે? એક નાનકડું કાણું મોટા વહાણને ડૂબાડી શકે છે તેમ આ એક વાદી પણ જો બચી જાય તો મારા યશ માટે મોટું જોખમ પેદા થાય. ગૌડદેશના પંડિતો તો મારૂં નામ સાંભળી ક્યાંય દૂર દેશાંતરે ચાલ્યા ગયા. ગુર્જર દેશના પંડિતો મારા ભયથી જર્જરિત થઈ નાસી ગયા, માળવાના તો કેટલાક પંડિતો મારા ભયથી અકાળે મૃત્યુ પામ્યા અને તિલંગ દેશના પંડિતો બિચારા તલ જેવા બની ગયા.

મારી સામે વાદમાં ટકી શકે એવું કોઈ જ નથી. આ વાદી કોઈ દેડકો કાળોતરાને લાત મારવા જેવું દુઃસાહસ કરવા તૈયાર થયેલ છે. કોઈ બાળક ઐરાવત હાથીને મુક્કો મારવા દોડે-કોઈ હાથી પોતાના દંતૂશળથી પર્વત ખોદવા ઇચ્છે અને

ન ફાવે તેમ આ સર્વજ્ઞ ફાવી શકે તેમ નથી, પણ તેણે અહીં આવી–પોતાની બડાઈ બતાવી સૂતેલા સિંહને જગાડવા જેવું કર્યું છે. અરેરે એ બિચારાને જીવિકા અને યશ બંને ખોવાનો વારો આવ્યો. અરે આણે તો સામે પવને તાપણું કર્યું. શરીરે આનંદ માટે કૌંચાની ફળી ઘસી. શેષનાગનો મણિ લેવા હાથ લંબાવ્યો. એને એટલો ય વિચાર ન આવ્યો કે આગિયા, તારા કે ચંદ્રમાની ચમકનું સૂર્યોદયે શું થશે ? મદ ઝરતો હાથી ભલે મેઘની જેમ ગર્જે પણ સિંહનાદ થતાં એની કેવી કફોડી દશા કે જાય નાઠો, હશે ! એના નસીબ ! દુષ્કાળમાં ભૂખ્યાંને અન્નની જેમ એ મને મળ્યો છે.

ઘણાં વખતથી જીભ સળવળતી હતી. સારૂં થયું આ વાદી મળ્યો. હું હમણાં જ જાઉં છું. ચક્રવર્તી કોને જીતી ન શકે ? પંડિત કયા વિષયમાં અબોધ હોય ? કલ્પ-વૃક્ષ શું ન આપી શકે ? એનું પાંડિત્ય જોઉં. વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, છંદ, અલં-કાર આદિ સર્વ શાસ્ત્રમાં મારૂં નૈપુણ્ય જગવિખ્યાત છે. મેં કયા વિષય–શાસ્ત્રમાં પરિશ્રમ નથી કર્યો ? માટે હું જાઉં છું ને તેનો ઘમંડ અબઘડીએ ઉતારી નાંખું છું.' ઈત્યાદિ કહી તિલક કરી સુવર્ણની જનોઇ પહેરી મોટા આડંબરપૂર્વક ઇંદ્રિભૂતિ પીતાં-બરાદિ પહેરી નીકળ્યા. તેમના પાંચસો શિષ્યો પણ જયજયકાર કરતા ચાલ્યા ને બીરુદાવલીનાં પડઘા પાડવા લાગ્યા કે ' હે સરસ્વતીના ગળાના હાર, હે સર્વ શાસ્ત્ર પારગામી, હે વાદીકદલી–કૃપાણ, વાદીતમ–ભાણુ, વાદઘટ–મુદ્‌ગર, સર્વ શાસ્ત્રના આધાર, પ્રત્યક્ષ પરમેશ્વર, વાદી ઘુવડ–ભાસ્કર, વાદી–સમુદ્ર પીવામાં અગસ્ત ઋષિ, વાદી–પતંગ બાળવા દીપક, વાદી–જ્વર–ધન્વંતરી. સરસ્વતીની પૂર્ણ કૃપા મેળવનાર તમારો જય થાવ.

એટલામાં ભગવંત મહાવીરદેવના સમવસરણ પાસે આવી ઉભા. ત્યાં અશોક-વૃક્ષાદિ અષ્ટ મહાપ્રાતિહાર્ય, શાંતભાવવાળા તિર્યંચ આદિ જોઇ ગૌતમ પ્રભાવિત થયા. શિષ્યોએ કહ્યું ' મહારાજ ! આવા તો ઘણા વાદી જોયા ને સહેલાઈથી જીત્યા છે.' આ સાંભળી ગૌતમ ઉત્સાહિત થઇ આગળ વધ્યા ને સમવસરણના પ્રથમ પગથીયે ચઢી ભગવંતને જોતાં જ આશ્ચર્ય પામી વિચારવા લાગ્યા. ' કોણ ? ચંદ્ર હશે આ ? ના ચંદ્રમાં તો કલંક છે. તો શું સૂર્ય ? ના તે તો જોઇ પણ ન શકાય. આમને તો જાણે જોયા જ કરીયે ! ચમકદાર કાયાવાળા મેરૂ હશે ? ના તે તો કઠણ છે. તો શું વિષ્ણુ હશે આ ? ના તે તો શ્યામલ છે. બ્રહ્મા વૃદ્ધ છે, કામદેવને તો શરીર જ નથી. તો આ કોણ હશે ? ઓહ, સમજાયું આ તો સર્વદોષવર્જિત અને સર્વગુણસમ્પન્ન એવા અંતિમ તીર્થંકર ભગવાન છે. અરે, આ તો પુણ્યના પ્રાગ્ભાર જેવા છે. સમુદ્રની જેમ અપાર મહિમાવાળા છે. આમની સામે મારૂં મહત્ત્વ કેવી રીતે સચવાય ? અરેરે સિંહના મુખમાં હાથ નાંખવા જેવો મેં ઉદ્યમ કર્યો. હવે અહીંથી કેવી રીતે છટકી શકાય ? આમ જાઉં તો વાઘ ને તેમ જાઉં તો નદી, એના જેવો ઘાટ થયો છે. એક ખીલી માટે મહેલ પાડવા જેવી મૂર્ખતા થઇ ગઇ. આ અવિચારી પગલું ભરાઇ ગયું કે હું

જગદીશના અવતારને જીતવા નીકળ્યો. શું આણે આકર્ષણ પ્રયોગથી મને અહીં બોલાવ્યો હશે ? આગળ કેવી રીતે વધવું અને કેમ કરી બોલવું ? વર્ષોથી કરેલી શિવની ઉપાસના આજ કામ આવે ને મારી લાજ રાખે, કોઇ રીતે હું અહીં વિજયી થાઉં તો ત્રણેલોકમાં મારી કીર્તિ પ્રસરે.' ઇત્યાદિ વિચારે છે ત્યાં ભગવાને કહ્યું 'હે ઇન્દ્રભૂતિ ગૌતમ ! તું ભલે આવ્યો ક્ષેમ છે ને ?' આ સાંભળી તેણે વિચાર્યું 'અરે આ તો મારૂં નામ પણ જાણે છે, પણ, હા. હું બધે પ્રસિદ્ધ છું. બધાં મારૂં નામ જાણે છે. સૂર્યને કોણ નથી ઓળખતું ? એ મીઠાં વચન બોલી મને પલાળી નહીં શકે કે હું વાદ કર્યા વિના પાછો ફરી જાઉં. તે સર્વજ્ઞ હોય તો મારા મનની શંકા કહે.'

તરત જ સજળ ઘન જેવી ગંભીર વાણીમાં ભગવાન બોલ્યા 'હે ગૌતમ ! જીવ છે કે નહીં ? એ તારી શંકા ખોટી છે. પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધ થઈ શકતો નથી, માટે જીવ નથી એમ માનવું અયુક્ત છે. વેદપદના આશયને ન સમજી શકવાથી આમ થયું છે. 'વિજ્ઞાનઘન' ઇત્યાદિ પદનો અર્થ. વિજ્ઞાનઘન એટલે જીવ પંચમહાભૂતમાંથી ઉત્પન્ન થઈ તેમાં જ પાછો લય પામે છે. પ્રેતસંજ્ઞા એટલે પરલોક જેવું નથી. આવો તું અર્થ કરે છે. પણ એનો અર્થ આ પ્રમાણે છે કે વિજ્ઞાનઘન એટલે જ્ઞાનનો ઉપયોગ પાંચભૂતમાંથી ઉદ્‌ભવે અને તેમાંજ લય પામે છે. તેથી કાંઇ જીવનો અભાવ જણાયો નથી. (વિશેષાવશ્યકમાં આ વિષય સવિસ્તર છે.)

જેમ દૂધમાં ઘી, તલમાં તેલ, કાષ્ઠમાં અગ્નિ, ફૂલમાં સુગંધ હોવા છતાં દેખાતા નથી પણ જાણી શકાય છે. તેમ શરીરમાં જીવ તે તેની ચેષ્ટાથી જાણી શકાય છે. અનુમાનાદિ પ્રમાણથી આત્મા જણાય છે. એમાં શંકાને સ્થાન નથી, ઇત્યાદિ સાંભળી શ્રી ગૌતમની શંકા ચાલી ગઇ અને તેમણે પોતાના પાંચસો શિષ્યો સાથે પ્રભુ પાસે દીક્ષા લીધી. પ્રભુએ (પદાર્થો-ઉત્પન્ન થાય છે. લય પામે છે અને સ્થિતિમાં રહે છે એમ સૂચવતી) ત્રિપદી કહી. તે સાંભળી શ્રી ગૌતમસ્વામીએ બારઅંગ સૂત્ર (દ્વાદશાંગી) ની રચના કરી અને પ્રથમ ગણધર થયા. બીજા પણ દશે મહાપંડિતો પોતાના છાત્રો સાથે ત્યાં પ્રભુ પાસે આવ્યા અને પોતાની શંકાઓનું નિવારણ થતા દીક્ષા લીધી. દશે ગણધર થયા. આખું જીવન કુદૃષ્ટિઓમાં ગાળ્યું છતાં બોધ થયા પછી શ્રી ગૌતમ ગણધરે તેઓને સંસર્ગ-પરિચય રાખ્યો જ નહીં. ગુણના આવાસ જેવું કાનને સુખ આપનારૂં શ્રી ગણધરનું ચરિત્ર ભાવથી જો ભણ્યો ! તમે સાંભળો, જેથી કુદર્શનનો નાશ થાય અને મોક્ષસુખના એક માત્ર કારણરૂપ શુદ્ધ સમ્યક્ત્વની ઉપલબ્ધિ થાય.

## ૯. શુશ્રૂષા

સમ્યક્ત્વના શુશ્રૂષા (શ્રવણની ઇચ્છા) આદિ ત્રણ લિંગનું સ્વરૂપ સમજાવતાં ફરમાવે છે કે જિનેશ્વર પ્રભુની વાણી સાંભળવાની ઇચ્છા, તેમના ધર્મ પર દૃઢ રાગ અને જિનદેવ તથા તેમના સાધુ મહારાજનું વૈયાવચ્ચ (ભક્તિ-સેવા) આ ત્રણ સમ્યક્ત્વના લિંગ કહેવાય.

જિનવાણી દરરોજ સાંભળવાની અભિલાષા રાખવી, તેના વિના જીવનનું ઘડતર કે જ્ઞાનાદિ વૈભવનું અર્જન થવું શકય નથી. વીતરાગની વાણી સાંભળવાથી જ્ઞાન, જ્ઞાનથી વિજ્ઞાન–વૈરાગ, વૈરાગથી ત્યાગ (પ્રત્યાખ્યાન), ત્યાગથી સંયમ, સંયમથી નિર્દોષતપ, તપથી નિર્જરા, નિર્જરાથી અક્રિયસ્થિતિ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

શ્રી હરિભદ્રસૂરિજીએ પણ ફરમાવ્યું છે કે, જેમ ખારાપાણીના ત્યાગ અને મીઠા પાણીના સંયોગથી બીજ ઉગી નિકળે છે તેમ તત્ત્વશ્રવણથી મનુષ્ય વિકાસ પામે છે. ધૂમાડાથી જેમ અગ્નિ સમજી શકાય છે. તેમ શુશ્રૂષા આદિ લિંગથી સમ્યક્ત્વ જાણી શકાય છે. શ્રવણ ઈચ્છા ઉપર સુદર્શનનું કથાનક આ પ્રમાણે છે.

રાજગૃહીમાં અર્જુન નામનો માળી હતો. તેને બન્ધુમતી નામની સુંદર પત્ની હતી. ગામ બહાર તેની ફૂલની વાડી પાસે એક મુદ્દગરપાણી યક્ષનું મંદિર હતું. આ પતિ–પત્ની દરરોજ યક્ષની પૂજા કરી પુષ્પો ચઢાવતાં. એકવાર છ સ્વચ્છંદી–લંપટી માણસોની ટોળીએ માળીની સુંદર પત્ની પર દૃષ્ટિ બગાડી દુષ્ટ નિર્ણય લીધો, અને મુદ્દગરપાણિયક્ષના મંદિરમાં સંતાઇ ગયા. ગામ બહારનો સીમાડો સાવ સૂનો, બપોરનો સમય, એવામાં રોજની જેમ અર્જુનમાળી બન્ધુમતી સાથે યક્ષની ઉપાસના કરવા આવ્યો. અવસર જોઇ તે સ્વચ્છંદોએ અર્જુનમાળીને બાંધી એક તરફ નાંખ્યો અને બન્ધુમતીને તેની સામે જ વારા ફરતી છએ જણાએ ભોગવી, બન્ધુમતી ઘણી છટપટી પણ તેનું કાંઈ ચાલ્યું નહી.

આ જોઈ અર્જુનમાળીને કમકમા આવી ગયા. તેને અપાર ક્રોધ આવ્યો. તે લાચાર થઇ પોતાની જાતને ધિક્કારવા લાગ્યો કે 'માતા–પિતાના પરાભવને હજી કોઈ સહન કરી શકે પણ પત્નીના પરાભવને તો પશુ પણ સહી ન શકે. અરે ? મારી નજરે આ પશુ જેવા લોકો આવું નિષ્ઠુર કાર્ય કરે છે અને મને પણ એક પશુ ગણે છે. અરે રે, આ દુઃખ કોને કહેવું ? પછી તેની દૃષ્ટિ યક્ષરાજ પર પડી. તે યક્ષને ઠપકો આપતાં બોલ્યો 'ખરેખર ? તું પથરો જ લાગે છે. તારા જ સ્થાનમાં આ અનર્થ તું સહી શકે છે. અરે, આટલા દિવસ નિષ્ઠાપૂર્વક તારી પૂજા કરી એનું આ ફળ મળ્યું.' સંયોગવશ મૂર્તિના અધિષ્ઠાયકે અવધિજ્ઞાનથી આ અનર્થ નિહાળ્યો અને તે ક્રોધિત થઇ અર્જુનમાળીના શરીરમાં પ્રવેશી ગયો. યક્ષના બળથી અર્જુન માળી બંધન તોડી ઉભો થયો અને યક્ષની મૂર્તિના હાથમાં રહેલ મુદ્દગર ઉપાડી ઘોર ગર્જના કરતા બન્ધુમતી સહિત તે છએ પુરુષોને મારી નાખ્યા.

એના ક્રોધે માઝા મૂકી, એ મુદ્દગર ઉપાડી ગર્જના કરતો ઘોર જંગલમાં ચાલ્યો ગયો. પ્રતિદિવસ તે સાત જણને મારી નાખતો. જ્યાં સુધી આ સંખ્યા પૂરી ન થાય ત્યાં સુધી એ શાંતિથી બેસતો નહી. એ કારણે તે તરફના રસ્તાઓ સાવ વેરાન થઈ ગયા એ આખા ભૂભાગ પર ભયનું વાતાવરણ જામી ગયું. રાજા અને પ્રજાએ ઘણા ઉપાય કરવા છતાં કોઈ સફળતા ન મળતાં રાજાએ ઘોષણા કરાવી કે 'જ્યાં સુધી

સાત માણસોના મૃત્યુ ન થાય ત્યાં સુધી અર્જુનમાળી શાંત થતો નથી, માટે વનનો માર્ગ કોઇએ લેવો નહી.' છેવટે રસ્તાઓ સાવ શૂન્ય થઈ ગયા. કોઈપણ તે તરફ જતું જ નહી, છતાં તે ગમે તેમ કરીને સાત માણસો અવશ્ય મારતો ત્યારે જ જંપતો. સમય વીતતો રહ્યો.

એકવાર પ્રભુ મહાવીર રાજગૃહીના પરિસરમાં સમવસર્યા, પણ તેમને વાંદવા જવાની કોઈની હિંમત ન થઈ, પણ શ્રેષ્ઠિપુત્ર સુદર્શને તૈયાર થઇ માતા–પિતાને જણાવ્યું કે 'હું પરમાત્માને વાંદવા તથા તેઓશ્રીનો ઉપદેશ સાંભળવા જાઉં છું.' તેઓએ કહ્યું 'તને ખબર નથી આવડો ઉત્પાત મચ્યો છે. કોઇ કયાંય જઈ શકતાં નથી, અતિ ઉપયોગી અને અનિવાર્ય કાર્યો પણ રખડી પડયાં છે, ને તું પ્રભુજીને વાંદવાની વાત કરે છે? પ્રભુજીને તો અહિં બેઠા ભાવથી પણ વાંદી શકાય છે.' ઉત્તર આપતા શ્રેષ્ઠિપુત્ર સુદર્શન બોલ્યા 'મા, અહિં પધારેલા ભગવંતના જ્યાં સુધી દર્શન ન થાય ત્યાં સુધી જળ પણ કેમ ગ્રહણ થાય? અમથીય મારે તો તેવી પ્રતિજ્ઞા છે, તાત! હું જાઉં છું. ચિંતા કરશો નહિં ધર્મના પ્રતાપ રૂડા છે.' અને રથમાં ચઢી તેણે ઘોડા દોડાવી મૂકયા. જંગલના રસ્તે જતા તેણે ઘોર ગર્જના સાંભળી અને સાક્ષાત્ નરપિશાચ જેવા અર્જુનમાળીને મુદ્ગર ઉપાડી સામેથી દોડી આવતો નિહાળ્યો.

લોહી ઠરી જાય એવું બીહામણું તેનું મેલું ચીંથરેહાલ શરીર હતું. નખ અને વાળ કંપારી ઉપજાવે તેવા હતા. સુદર્શન તરત રથમાંથી ઉતર્યા. ખેસથી પૃથ્વી પ્રમાર્જી, પરમાત્મા તરફ મુખ કરી ભાવપૂર્ણ વંદના કરી, સર્વ જીવરાશી ખમાવી અને જ્યાં સુધી ઉપસર્ગ શાંત ન થાય ત્યાં સુધી કાયા–માયા આદિ બધું વોસરાવી દીધું અને કાઉસ્સગ્ગ–ધ્યાને નવકાર મહામંત્ર ગણવા લાગ્યા ધ્યાનમાં તન્મય થઇ ગયા. માર માર કરતો અર્જુન આવ્યો અને સુદર્શનને જોતાં જ ઠરી ગયો. મંત્રબળે જેમ સર્પનું વિષ ઉતરી જાય તેમ તેના શરીરમાંથી યક્ષ નાસી ગયો. અર્જુન ધરણી પર ઢળી ગયો. શાંત અને નિરુપદ્રવી એણે થોડી વારે ચેતના પામી પૂછ્યું 'શેઠ. તમે કોણ છો?' ધ્યાન પારી તેણે કહ્યું 'હું ભગવાન મહાવીરદેવનો શ્રાવક છું. પ્રભુજી અહીં સમીપમાં પધાર્યા હોઈ તેઓશ્રીને વાંદવા જાઉં છું. તું પણ ચાલ ને, તને ઘણો લાભ થશે.'

આ સાંભળી તેને ભાવ થયો અને થોડીવારમાં બંને પ્રભુજીના સમવસરણમાં આવી લાગ્યા વંદનાદિ કરી ઉચિત જગ્યાએ ઉચિત રીતે બેઠા. પ્રભુજી ફરમાવતા હતા કે 'આ મોહાંધ સંસારમાં મનુષ્યનું જીવન, આર્યદેશમાં જન્મ, શ્રદ્ધા, ગુરુ–વચન–શ્રવણની સગવડ, વિવેક, મોક્ષમહેલના પગથીયાની પદ્ધતિ જેવું આ બધું અતિ મહેનત કર્યું હોય તો જ મળે છે.' ઈત્યાદિ દેશના સાંભળી સુદર્શન વ્રત–પચ્ચક્ખાણાદિ કરી, પ્રભુજીને વંદન કરી પાછા ફર્યા પણ અર્જુનમાળીએ પ્રભુ પાસે પાપોની નિંદા–ગર્હા કરવાપૂર્વક દીક્ષા લીધી. તેજ વખતે પરમાત્મા સમક્ષ તેમણે પ્રતિજ્ઞા કરી કે નિરંતર છઠ (બે ઉપવાસ) ને પારણે છઠ કરવા.

અર્જુન મુનિ પારણે વહોરવા જતાં ત્યારે તેમને લોકો તાડના–તિરસ્કાર કરતાં અને બોલતાં કે 'આ જ એ હત્યારો છે જેણે મારા પિતાને મારી નાખ્યાં હતા.' તેમ કોઇ, તેમ કોઈ મા, ભાઇ, બહેન–પુત્ર–પુત્રાદિના ઘાતક કહી બોલાવતાં અને અપમાન ભર્યાં હલકા શબ્દો બોલતાં રંજાડતાં છતાં અર્જુનમુનિ સમતા રાખતા, અપ્રીતિ થવા દેતાં નહી, અને જે કાંઇ ઉપસર્ગ થતાં તેને શાંતિથી સહી લેતા. સ્થવિર વડીલ ગુરુઓને બતાવી, કોઈપણ જાતની લાલસા વિના આહાર કરતા, પાછો છઠ આરંભતા આમ ઉત્તમકોટિનું તપશ્ચરણ અને ભાવના ભાવતાં એ મુનિએ છ માસ પછી અનશન કર્યું. પંદર દિવસે તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પાપનો પણ ક્ષય થયો. આમ અંતકૃતકેવળી થઇ તેઓ મોક્ષ પામ્યા. સદા માટે દુઃખથી છુટી ગયા.

પરમાત્માની વાણીના પ્રતાપે, રોજ સાત–સાત માણસોની હત્યા કરનાર અર્જુન માળી દીક્ષા અને ઘોર અભિગ્રહ ધારી છ મહિનામાં કેવળજ્ઞાન પામી મુક્ત થયા. સુદર્શન પણ સ્વર્ગે ગયા.

માટે હે ભવ્યો! આગમશ્રવણમાં આદરયુક્ત ચિત્તવૃત્તિવાળા શ્રેષ્ઠિપુત્ર સુદર્શનનું જીવનકવન સાંભળી, સંસારસાગર તારવામાં નાવ જેવી શ્રી વીતરાગની વાણી સાંભળવામાં પ્રયત્નશીલ બનો.

## ૧૦. ધર્મનો અનુરાગ

ધર્મનો રાગ એ સમ્યક્ત્વનું બીજું લિંગ છે. રાગદ્વેષને જિતનારા શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલ ધર્મ ઉપર અંતરંગ રાગ આવશ્યક છે. સાધુ મહારાજ અને શ્રાવકને આચરવાનો બે ભેદવાળો ધર્મ છે. શુશ્રૂષામાં શ્રુતધર્મનો અને અહીં ચારિત્રધર્મનો રાગ બતાવેલ છે. ધર્મ ઉપરના તીવ્ર રાગથી ચિલાતિપુત્રની જેમ જીવો તરત જ દુષ્ટ પાપનો નાશ કરી શકે છે. તેનું ઉદાહરણ આ પ્રમાણે છે.

ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરમાં યજ્ઞદેવ નામનો એક બ્રાહ્મણ રહેતો. તેને પરમાત્મા જિનેન્દ્રદેવના અકલંક ધર્મની નિંદા કરવાની આદત પડી ગયેલી, અને તેમ કરીને તે પોતે સારૂં કાર્ય કરે છે એવો ઘમંડ લઈને ફરતો. મારી સાથે કોઈ વાદ કરી શકે તેમ નથી એવી એ બડાઇ હાંકતો. એકવાર એક જૈનમુનિએ એના આહ્વાનને સ્વીકારી લીધું. ઉત્તરમાં એણે ઘોષણા કરી કે 'મને જે જીતે તેનો હું શિષ્ય થઈ જાઉં.' સાક્ષીઓની સામે વાદ–શાસ્ત્રાર્થ શરૂ થયો, એમાં બ્રાહ્મણ ભૂંડી રીતે હારી ગયો. ભાવવગર દીક્ષા લઇ શિષ્ય થયો. એકવાર શાસનદેવીએ તેને કહ્યું 'હે વિપ્રમુનિ! અજવાળાં વિના આંખ પણ જોઈ શકતી નથી તેમ જ્ઞાનવાન ચારિત્ર વિના તેનું ફળ પામી શકતો નથી. જ્ઞાનનું પરિણામ જ ચારિત્ર છે.' ઈત્યાદિ સાંભળી તે ધીરે ધીરે ચારિત્રમાં ઉપયોગી થયો, પણ પૂર્વના સંસ્કારના લીધે સ્નાનાદિની મુખશુદ્ધિની સગવડ ન મળવાથી તેને ચિત્તમાં ગ્લાનિ રહેતી હતી. વારે વારે તે આ અણગમો બતાવ્યા કરે.

તેમની પત્ની ગાઢ સ્નેહને કારણે ત્યાં આવી ઘેર આવવાની ભલામણ કરતી. પણ મુનિ ધર્મમાં ઉંડી લાગણી અને પ્રીતિવાળા હોઇ તેની વાત માનતા નહી. એકવાર તેણીએ વશીકરણ પ્રયોગ કરાવ્યો. મુનિ આયુ પૂર્ણ થવાથી સ્વર્ગે સિધાવ્યા પણ બ્રાહ્મણીને લાગ્યું કે કામણ કરવાથી જ મુનિનું મૃત્યુ થયું. ઋષિહત્યાનું પાતક લાગ્યું. હવે શું થશે ? આમ વિચારી તેણે દીક્ષા લીધી અને વશીકરણકર્મની આલોચના લીધા વિના મૃત્યુ પામી સ્વર્ગમાં દેવી બની.

બ્રાહ્મણમુનિનો જીવ આયુપૂર્ણ થયે સ્વર્ગમાંથી ચ્યવી રાજગૃહી નગરીમાં ધન્ના નામના શેઠની ચિલાતી નામક દાસીનો દીકરો થયો નામ રાખ્યું ચિલાતિપુત્ર. તેની પૂર્વભવની પત્ની દેવાયુ પૂરું કરી તેજ ધન્નાશેઠને ત્યાં પાંચ પુત્રો ઉપર દીકરી તરીકે અવતરી તેનું નામ સુસીમા રાખ્યું. ચિલાતીપુત્ર તેને સાચવતો અને રમાડતો એકવાર તેની સાથે કુચેષ્ટા કરતો દેખાયાથી શેઠે ચિલાતિપુત્રને કાઢી મૂકયો. તે રખડતો ભટકતો જંગલમાં સિંહગુહા નામની ચોરોની પલ્લી ( ગુપ્ત રહેઠાણ )માં પહોંચી ગયો. સરદારે એને રાખ્યો. આગળ જતાં તે પોતે સરદાર થયો. વર્ષો વીત્યાં પણ તે સુસીમાને ન ભૂલી શકયો. એકવાર તેણે ચોરોની ટોળીને કહ્યું 'ચાલો આજે આપણે રાજગૃહીના ધન્ના શેઠને ત્યાં જઇએ. એનું ગુપ્ત ધન કયાં છે ? તેની મને ખબર છે. તેની એક રૂપાળી દીકરી છે. તેને પણ ઉપાડી લાવવાની છે. ધન તમારૂં ને રમણી મારી.' સહુ ઉપડયા. ધન મળ્યું ને રૂપાળી રમણી પણ. ચોરોએ માલના પોટલા અને સરદારે યુવાન કન્યાને ઉપાડી. તેઓ ભાગી જાય તે પહેલાં શેઠનું કુટુંબ જાગી ગયું, ધન્ના શેઠ પોતાના પાંચ જવાન પુત્રો અને સમીપમાં રહેલા સીપાહી સાથે ચોરોની પાછળ પડયો. અવસરની ગંભીરતા જોઇ ચોરો ધનના પોટલા પડતાં મૂકી પોબાર ગણી ગયા, ઘોર જંગલ ને ઘોર રાત્રિ ? ચોરોએ પડતાં મૂકેલા પોટલા લઇ રાજપુરુષો પાછા ફર્યા પણ ધન્ના અને તેમના પાંચે દિકરા સુસીમાની તલાશમાં આગળ વધ્યા. પહેલા તો ચિલાતિપુત્ર તેણીનો હાથ પકડી દોડયો, પણ તે ઝડપથી ન દોડી શકી તેથી તેને ઉપાડી દોડવા લાગ્યો. વજનવાળી સુસીમાને લઇને દોડતાં તેની ગતિ ધીમી પડી અને ધન્ના શેઠ દિકરાઓ સાથે દોડતા નજીક આવી લાગ્યા. તેને વિશ્વાસ થઇ ગયો કે હવે સુસીમા લઇ જવી શકય નથી. તરત તેણે તરવાર કાઢી સુસીમાનું માથું કાપી નાખ્યું. ધડ ત્યાં મૂકી માથું લઇ તે ત્વરાએ નાસી ગયો. પુત્રીને મરેલી જોઈ શેઠે ઘણો વિલાપ કર્યો. પાછા ફરી શ્રી મહાવીર પ્રભુને વાંદવા ગયા. પ્રભુએ ઉપદેશ આપતાં કહ્યું;

આ મારા પિતા, આ માતા, આ ધન વૈભવ આદિ મતિવાળો જીવ એમ વિચાર કરતો નથી કે આ બાન્ધવ-પરિવાર અને સ્વજનના નામે યમરાજે પોતાની કૃતિ તૈયાર કરી છે. અર્થાત લાકડાને ઉધઈની જેમ આ બધાંની પછવાડે કાળ પડયો છે.' ઇત્યાદિ ઉપદેશ સાંભળી ધન્નાએ દીક્ષા અને તેમના પુત્રોએ શ્રાવકધર્મ સ્વીકાર્યો. અંતે સર્વે સ્વર્ગે ગયા.

આ તરફ સુસીમાનું માથું લઇ ચિલાતિપુત્ર ચાલ્યો જાય છે, ત્યાં રસ્તામાં તેણે એક મુનિને ધ્યાનમાં ઉભા જોયા. તેમને તેણે કહ્યું 'મને જલ્દીથી ધર્મસ્વરૂપ બતાવો નહી તો માથું લણી લઈશ તે મુનિ 'ઉપશમ, વિવેક અને સંવર.' એટલું કહી નમો અરિહંતાણું બોલતાં વિદ્યાબળે આકાશમાં ઉપડી ગયા. આ સાંભળી ચોર વિચારમાં પડયો કે, ઉપશમ એટલે શું ? સમજાયું. ઉપશાંત થવું. પણ તે મારામાં કયાં છે ? શાંતિની વિરોધી તો આ રહી તલવાર ! અને તેણે તલવાર દૂર ફેંકી દીધી. પછી વિચાર્યું 'વિવેક એટલે શું ? હા સમજ્યો. કાર્ય અકાર્યની સમજણ તે મારામાં કયાં છે ? આ અકાર્ય અને અનર્થનું સૂચક સુસીમાનું માથું તો મારા હાથમાં છે.' અને તરત તેણે મસ્તક છોડી દીધું. એનો વિચારવેગ આગળ વધ્યો, 'આ સંવર એટલે શું ? સંવરણ કરવું, નિયંત્રણ કરવું, શાનું ? ઓહ, સમજ્યો. ઈન્દ્રિયોનું-મનનું સંવરણ કરવું. પણ તે તો મારામાં જરાય નથી. હું સ્વચ્છંદી મટી ધર્મમાં ઉદ્યમ કરું તો કાંઇક થાય.' એમ વિચારી જ્યાં મુનિ ધ્યાનમાં ઉભા હતા ત્યાં જ એ ધ્યાનમાં સ્થિર થઇ ગયો, અને પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી આ હત્યા યાદ આવે ત્યાં સુધી અહીંથી ડગવું નહીં અને એ દૃઢ મનોબળથી ધ્યાનમાં લીન થઇ ગયા. થોડી જ વારમાં જંગલની મોટી મોટી કીડીઓ સુસીમાના લોહીથી ખેંચાઇ ત્યાં આવી. લોહીથી ખરડાયેલા ચિલાતીના અંગોમાં ચટકાં ભરવા લાગી તેમ કરતા તાજું લોહી નિકળવા લાગ્યું કે કીડીઓ ઉભરાવા લાગી. ચટકા ભરતી કીડીઓએ ચીલાતીપુત્રનું શરીર ચાલણીની જેમ છિદ્રવાળું કરી નાંખ્યું. કીડીઓ એક તરફ ઘૂસીને બીજી તરફ આરપાર નિકળવા લાગી, છતાં ચિલાતીપુત્ર ધ્યાનભંગ થયો નહી. અઢી દિવસ સુધી તેણે આ ઘોર વેદના શાંતિથી સહી અને સમાધિપૂર્વક મૃત્યુ પામી આઠમા દેવલોકમાં દેવ થયો.

ધર્મરાગની બુદ્ધિથી ચિલાતિપુત્રે સદ્‌વાક્યના ભાવાર્થ જાણી ઘણાં પાપોને નાશ કર્યો. તેમ હે ભવિકો ! તમે પણ ધર્મરાગે પાપનો નાશ કરો જેથી મોક્ષસુખની સંપદા તમારા હાથમાં રમણ કરે.

## ૧૧. દેવ-ગુરુની સેવા.

શ્રી જિનેશ્વરદેવ અને ગુરુ મહારાજની વૈયાવચ્ચ સ્વરૂપ સમ્યક્ત્વના ત્રીજા લિંગ (ચિહ્ન)નું વર્ણન કરવામાં આવે છે.

અઢારદોષ રહિત, રાગદ્વેષને જિતનારા જિનદેવ કહેવાય. જે ગુણ (તત્ત્વ)ને ગ્રહણ કરાવે તે પાંચ આચારવાન ગુરુ મહારાજ કહેવાય. તેમની અશન-પાન ખાદિમ-આદિ સંયમને ઉપકારક પદાર્થો બહુમાનપૂર્વક આપવાથી અને શ્રી જિનરાજ પ્રભુની દ્રવ્ય-ભાવાદિ ભેદવાળી પૂજા કરવાથી વૈયાવચ્ચ થાય છે. જીવને આથી મોટી ઉપલબ્ધિ અને મહાલાભ થાય છે. આ અપ્રતિપાતિ ગુણ છે. સમ્યક્ત્વનું આ ત્રીજું લિંગ છે.

શ્રેષ્ઠભાવપૂર્વક સાધુ ભગવંતોનું વૈયાવચ્ચ કરનારા મહાનુભાવો **નંદિષેણમુનિની** જેમ શુભકર્મ ઉપાર્જન કરે છે. નંદીગ્રામમાં સોમિલ બ્રાહ્મણ વસે, તેની પત્ની સોમિલા.

બિચારાં જન્મજાત દરિદ્રી તેમને એક પુત્ર ગયો, નામ રાખ્યું નંદિષેણ. બાળક મોટું થાય તે પહેલા તો તેના મા–બાપ ગુજરી ગયાં. ઠેબાં ખાઈ તે મોટો થયો, પણ તેનું આખું શરીર બેડોળ અને કદરૂપું હતું. બિલાડા જેવી આંખો, ગોળી જેવું મોટું પેટ, લાંબા ને લબડતાં હોઠ. મોઢામાંથી બહાર નિકળતા દાંત, આમ આખું શરીર વિચિત્ર હોઈ બાળકો જ નહીં પણ કદીક ઢોર પણ ડરી જતા. બધે ઘણા ઠેબા ખાવા છતાં કોઈએ ન રાખ્યો. પણ તેના મામાને દયા આવતાં તેણે રાખ્યો અને ઢોર ચારવાનું કાર્ય સોંપ્યું. નંદિષેણને યુવાનીમાં પરણવાના ઘણા અભરખા થતા, મામા પણ તેને પરણાવવા પ્રયત્ન કરતા પણ કેમે કરી ક્યાંય કોઈ કન્યા ન મળી. તે ઘણો ખિન્ન થયો ત્યારે તેને મામાએ કહ્યું તું શા માટે બળાપો કરે છે? કોઇ નહી આપે તો મારી સાત કન્યામાંથી એક તને આપીશ.' સાંભળી નંદિષેણને આશા ફળતી દેખાણી, પણ મામાએ એક પછી એક સાતે યુવાન કન્યાઓને નંદિષેણ સાથે પરણવા સમજાવ્યું પણ એકે ન માની, દબાણ કરતાં જણાવ્યું કે 'આત્મહત્યા કરીશું પણ આ તમારા ઉંટ જેવા ભાણાને પરણશું નહીં. મામાએ લાચારી બતાવી એટલે નંદિષેણ તો સાવ હતાશ અને સુનમુન થઇ ગયો.

ખાવું પીવું ભાવે નહી ને રાતે ઉંઘ આવે નહી. આખરે ઘર છોડી જંગલનો રસ્તો લીધો. કાંઇ પણ ન સૂઝવાથી તેણે પર્વત પરથી પડી મરવાનું નક્કી કર્યું. પર્વતના શિખરપરથી એ પડવા જતો હતો ત્યાં અવાજ આવ્યો 'નહી....નહી, આ દુઃસાહસ ન કર.' તેણે આસપાસ જોયું તો સમીપના વૃક્ષ નીચે એક મુનિને જોયા. પાસે જઇને તે બોલ્યા, ભગવંત! નિર્ભાગ્યશેખર છું. મારા દુઃખનો કોઇ પાર નથી. જન્મથી જ સુખ જોયું નથી. હવે મારી મરવા વિના બીજી ગતિ નથી.' મુનિ બોલ્યાઃ અને જો મરવા છતાં દુઃખ ન ટળ્યું તો શું કરીશ? શું મરવાથી દુઃખો જશે અને સુખ મળશે એમ? પરના જીવનો ઘાત કરવાથી જેમ પાપ લાગે તેમ પોતાના જીવનો ઘાત કરવાથી પણ લાગે એક પાપનું ફળ તો તું ભોગવે છે ને પાછું બીજું કરવા તૈયાર થયો છે? આમ કરવાથી તને સુખ તો નહી મળે ઉલટાનું આખું ભવિષ્ય ખરાબ થઇ જશે.'

તેણે ગુરુજીને પૂછ્યું કે 'દુઃખથી છુટવાં મારે શું કરવું? તેમણે જણાવ્યું કે સર્વ સુખનું કારણ અને સર્વ દુઃખનું નિવારણ એક માત્ર અરિહંતનો ધર્મ છે.' ઇત્યાદિ કહેવાપૂર્વક તેને ધર્મ સમજાવ્યો. તે સમજ્યો–બોધ પામ્યો. તેમની પાસે દીક્ષા લીધી. વિનયપૂર્વક ગુરુસેવા અને શ્રુતાભ્યાસ કરી નંદિષેણ મુનિ વિદ્વાન થયા. તેમણે એવી ઘોર પ્રતિજ્ઞા કરી કે આખું જીવન છઠને પારણે આયંબિલ અને આયંબિલ ઉપર છઠ કરવો. જ્યાં હોઉં ત્યાં સાધુસમુદાયમાં ગ્લાન, વૃદ્ધ, આદિની સેવા–વૈયાવચ્ચ કર્યા પછી જ આયંબિલ કરવું'

થોડા સમયમાં જ નંદિષેણ મુનિ તપસ્વી અને વૈયાવચ્ચી તરીકે પ્રસિદ્ધ થયા. તેમની પ્રશંસા માણસો જ નહી દેવતા પણ કરવા લાગ્યા. તપ અને ત્યાગના વખાણ

કોણ ન કરે ? એકવાર દેવોથી ભરેલી સભામાં ઇન્દ્રે નંદિષેણ મુનિની વૈયાવચ્ચની ઘણી પ્રશંસા કરી, પણ બે દેવતાને વિશ્વાસ ન થયો.

તેઓ મુનિનું રૂપ લઇ પરીક્ષા કરવા આવ્યા. મુનિ નંદિષેણ આયંબિલ કરવા બેસતા હતા ત્યાં ઉતાવળે મુનિરૂપધારી દેવે કહ્યું 'કેમ બહુ ભૂખ લાગી છે ? તમે તો મોટા અભિગ્રહધારી, ગામ બહાર એક અતિરોગી મુનિ પીડાઈ રહ્યા છે. પાણી વિના જીવ તાળવે આવી લાગ્યો છે. તમને ખબર નથી ?' આ સાંભળતાં જ નંદિષેણ મુનિ ઉભા થઇ ગયા. રોગી મુનિ માટે તેઓ પાણી લેવા ગયા. જ્યાં જાય ત્યાં દેવતા પાણી ન લેવા યોગ્ય કરી નાખે. ઘણું ફરી ફરીને છેવટે એક ઘરેથી તેમણે શુદ્ધ પાણી મેળવ્યું અને રોગી મુનિ પાસે આવ્યા. તેમને ઝાડા થઇ ગયા હોઇ આખું અંગ ગંદુ અને માથું ફાટી જાય તેવી દુર્ગંધ ફેલાઈ ગઈ હતી.

છતાં તેમણે જરા પણ અકળાયા વગર શરીરની શુદ્ધિ કરી, સેવા કરી વિચાર્યું કર્મ આગળ કોનું જોર ચાલે છે ? આવા સંતને કેવી વેદનાનો ઉદય થયો છે ! 'ચાલો હું તમને ઉપાશ્રયે લઇ જાઉં' એમ કહી તેમને ખભે બેસાડી નંદિષેણ મુનિ ગામ ભણી ચાલ્યા પણ રોગી મુનિ તો ખભે બેઠા તેવા ઝાડા શરૂ થઇ ગયા. નંદિષેણનું આખું શરીર ભરાઇ ગયું. દુર્ગંધનો પાર ન રહ્યો છતાં જરાય અણગમો ન આણ્યો. ઉપાશ્રયે આવી તેમની શુદ્ધિ કરી શય્યા પર સૂવરાવ્યા ને વિચારે છે કે 'અરે હું હું કેવો હતભાગી કે હજી સુધી આમને માટે કાંઈ ઔષધ લાવ્યો નથી. વૈયાવચ્ચમાં જરાય ખેદ લાવ્યા વગર પોતાના આત્માને નિંદે છે. દેવોએ તેમની સાચી ભક્તિ ને દૃઢ પરિણામ જોઇ તે બંને દેવો પ્રકટ થયા. સુગંધી જળ-પુષ્પની વૃષ્ટિ કરી, નમસ્કાર અને ગુણગાન કરી-ખમાવી સ્વર્ગે ગયા. આમ નંદિષેણ મુનિએ વૈયાવચ્ચ સાથે ઘણું ઘોર તપ પણ કર્યું છેવટે અણસણ લીધું ત્યારે ચક્રવર્તી પોતાની પત્નીઓ સહિત તેમને વંદન કરવા આવ્યો. અતિસ્વરૂપવાન નમણી રમણીઓને મૂલ્યવાન આભૂષણાદિથી સજેલી જોઈ તે મુનિએ એવું નિયાણું કર્યું કે 'જો આ તપ-સંયમનું કાંઇ ફળ હોય તો હું આવતા ભવમાં સ્ત્રીઓને વહાલો થાઉં.' અંતે કાળ કરી તેઓ સાતમે સ્વર્ગે દેવ થયા. ત્યાંનું આયુષ્ય પૂર્ણ કરી સૌરીપુર નગરના રાજમહેલમાં અંધકવિષ્ણુના પત્ની સુભદ્રાની કુક્ષીએ દશમા દિકરા તરીકે જન્મ્યા ને તેમનું નામ વસુદેવ રાખ્યું. પૂર્વભવમાં બાંધેલ નિયાણાએ એટલા બધા મોહકરૂપવાળા થયા કે લોકો મુગ્ધ થઇ તેમને જોતાં જ રહી જાય.

તેઓ યુવાન થયા, તે બહાર ક્યાંય જાય તો સ્ત્રીઓ તેને જોઈ જ રહે, અરે કેટલીક તો પોતાના કામ પડતા મૂકી પાછળ પાછળ ફર્યા કરે, કેટલીયવાર સુધી માર્ગમાં ઉભી રહી વાટ પણ જોયા કરે. આ વાત મહારાજા સમુદ્રવિજય પાસે આવતા તેમણે વસુદેવને કહ્યું કે આપણે રાજકુમારને જ્યાં ત્યાં ફરાય નહી. વળી આપણા શત્રુઓ પણ ઘણા હોઇ મહેલમાં રહેવું અને નવી કળાઓનો અભ્યાસ કરવો. પછી તેમણે બહાર હરવું ફરવું બંધ કરી દીધું.

એકવાર દાસી વિલેપનનો વાટકો લઈ જતી હતી. વસુદેવે પૂછ્યું 'શું લઈ જાય છે? દાસી કાંઈ બોલી નહી અને સંતાડી જવા લાગી. વસુદેવે તેની પાસેથી ઝુંટવી લીધું અને પોતાના અંગે ચોપડી પુરું કર્યું. દાસી બોલી 'અમથા મહેલમાં નથી ગોંધી રાખ્યા. તમારા લક્ષણે બંદી બનાવ્યા છે.' આ સાંભળી વસુદેવે દાસી પાસેથી બળપૂર્વક બધી બાતમી મેળવી. રાત્રે નગર છોડી નિકળી પડચા. નગરના મુખ્ય બારણે લખ્યું કે ભાઈ (રાજા) થી અપમાનિત થયેલ વસુદેવ અહીં સળગી મર્યો છે. ત્યાં ચિતા બનાવી કોઈ મરી ગયેલું ઢોર બાળી તે દેશાંતરે ચાલી નિકળ્યા.

વસુદેવ જ્યાં જ્યાં ગયા ત્યા અનેક રાજા–મહારાજા વિદ્યાધરોની રૂપવતી કન્યાઓ પરણ્યા.

એકવાર સૌરીપુરનગરમાં જ રોહિણીનો સ્વયંવર રચાયો. ઘણાં બધા રાજા ત્યાં આવ્યા હતા. વસુદેવ પણ વિદ્યાવડે કુબડાનું રૂપ લઈ ત્યાં પહોંચ્યા. રોહિણી તેમને મૂળ સ્વરૂપ જોતી હતી. મુગ્ધ થઈ તેણે તરત વરમાળા પહેરાવી દીધી. એક ઠીંગુ–કાળા કુબડાને આવી કુંવરી પરણે એ રાજાઓથી સહન ન થયું ને હાહાકાર મચી ગયો. સમુદ્રવિજય રાજા યુદ્ધ માટે સજ્જ થઇ આવી ઉભા. વસુદેવે પણ હથીયાર તૈયાર કર્યાં, પણ ભાઇ સાથે યુદ્ધ અનુચિત સમજી વસુદેવ ભાઇને પ્રણામ કરે છે. એવું લખેલું બાણ ધનુષપર ચઢાવી છોડ્યું જે રાજા સમુદ્રવિજયના પગ પાસે પડ્યું. બાણના શબ્દો વાંચતાં સમજાયું કે નાનો ભાઇ વસુદેવ છે અને એણે આવું વામણું રૂપ લીધું છે. યુદ્ધ અટકાવવામાં આવ્યું. વસુદેવે મૂળરૂપ પ્રગટ કર્યું. ભાઇઓ ભેટી પડચા. આનંદના વાતાવરણમાં રોહિણી સાથે વસુદેવના લગ્ન થયા, સમારોહપૂર્વક નગરપ્રવેશ થયો. ક્રમે કરી રોહિણીએ હાથી, સિંહ, ચંદ્રમા અને સમુદ્રના સ્વપ્નથી સૂચિત પુત્રને જન્મ આપ્યો તેનું બળદેવ અને દેવકીએ સાત સ્વપ્નથી સૂચિત પુત્ર પ્રસવ્યો તેનું નામ કૃષ્ણ રાખવામાં આવ્યું. (વસુદેવહિંડી નામક ગ્રંથમાં આ વિષય વિસ્તારથી આલેખાયો છે) અંતે વસુદેવ સ્વર્ગે સંચર્યા.

વૈયાવચ્ચ નામક સમ્યક્ત્વના ત્રીજા લિંગને જે જીવ આદરે તે નંદિષેણમુનિની જેમ આ લોકમાં પણ વિપુલ ઋદ્ધિ–વૈભવ અને પરંપરાએ મોક્ષના સુખને પામે છે.

## ૧૨. વિનય

અરિહંત, સિદ્ધ, સાધુ, ધર્મ, ચૈત્ય, શ્રુત, જિનપ્રવચન (શાસન), આચાર્ય, ઉપાધ્યાય અને સમ્યક્ત્વ આ દશ પદનો વિનય કરવો. એટલે આ દશેની પૂજા, પ્રશંસા, ભક્તિ બહુમાન કરવા અને આશાતના ટાળવી દેવ–અસુર–નરેન્દ્ર આદિની પૂજાને જેઓ યોગ્ય છે, જે અશોકવૃક્ષાદિ અષ્ટમહાપ્રાતિહાર્યથી યુક્ત છે તે અર્હંત્ કહેવાય, તીર્થંકર કહેવાય. ઉત્કૃષ્ટકાળે એકસો સિત્તેર અને જઘન્યકાળમાં વીસ કે દશ વિચરે છે. જન્મની અપેક્ષાએ ઉત્કૃષ્ટ વીસ અને જઘન્યથી દસ હોય છે.

જેમનાં સર્વકાર્ય સિદ્ધ થયા, જે કૃત્યકૃત્ય થયા તે સિદ્ધ કહેવાય. જે એકથી માંડી દશ સુધીના ધર્મ આચરતા અને ઉપદેશતા હોય તે મુનિ કહેવાય. ત્રણે લોકમાં રહેલા શાશ્વતા કે અશાશ્વતા જિનાલયોને ચૈત્ય કહેવાય.

એકસો કરોડ, બાવન કરોડ, ચોરાણું લાખ, ચુમ્માલીસ હજાર સાતસો સાઠ શાશ્વત (૧,૫૨,૯૪,૪૪,૭,૬૦) જિનબિંબ દેવવિમાનમાં છે.

ત્રણ લાખ, એકાણું હજાર ત્રણસો વીસ (૩૯૧૩૨૦) શાશ્વતા જિનબિંબો (જ્યોતિષ વિના) તીર્છાલોકમાં રહેલાં છે.

તેરસો કરોડ, નેવ્યાસી કરોડ, સાઠ લાખ શાશ્વતા જિનબિંબો ભવનપતિમાં છે અને જ્યોતિષીમાં અસંખ્ય શાશ્વતા જિનબિંબો સદાકાળ બિરાજમાન છે.

પંદરસો કરોડ, બેતાલીસ કરોડ, અઠ્ઠાવન લાખ, છત્રીશ હજાર એંસી સર્વ મળીને શાશ્વતા જિનબિંબો છે. તેમનો તથા શ્રી ભરત મહારાજા આદિએ કરાવેલ અશાશ્વતા જિનાલયો આદિનો વિનય કરવો.

શ્રુત–જિનાગમ–દ્વાદશાંગીનો વિનય કરવો. પ્રવચન એટલે ચતુર્વિધ શ્રી સંઘ, ગચ્છના નાયક આચાર્ય, ઉપાધ્યાય તે વાચક–પાઠક, દર્શન એટલે સમ્યક્ત્વનો વિનય કરવો. વિનયના ઘણાં પ્રકાર છે પણ અહીં પૂજા, પ્રશંસા, ભક્તિ અને આશાતનાના ત્યાગરૂપે ચાર પ્રકારે જણાવેલ છે. વિનયના સંદર્ભમાં ભુવનતિલકમુનિનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

કુસુમપુરના રાજા ધનદને પદ્માવતી નામની રાણી અને ભુવનતિલક નામનો પુત્ર હતો. એકવાર રાજસભામાં રત્નસ્થળ નગરના રાજા અમરચંદ્રના મંત્રીએ આવી કહ્યું કે 'અમારી રાજકન્યા યશોવતી એકવાર ઉપવનમાં ગઇ હતી ત્યાં વિદ્યાધર કુંવરીઓના મુખે તમારા યુવરાજના યશોગાન સાંભળી તે તેમના ઉપર અત્યંત અનુરાગિણી થઇ. યુવરાજ વિના એનું જીવન કષ્ટમય જ નહી પણ જોખમાયેલું છે. એવું અમારા મહારાજા અમરચંદ્રે જાણ્યું ત્યારે તેમણે મને અહીં તેનું વેવિશાળ કરવા મોકલ્યો છે. તે સ્વીકારી આપ રાજકુમારને જાન સાથે મોકલશો એવો અમને વિશ્વાસ છે આ સાંભળી રાજા પ્રસન્ન થયા. તેને સન્માનપૂર્વક થોડા દિવસ રોકી સુમુહૂર્ત્તે રાજાએ પોતાના મંત્રી–સામંતાદિ સાથે આડંબરપૂર્વક રાજકુમારને કુસુમપુર જવા વિદાય આપી.

રસ્તામાં સિદ્ધપુર નગરે પડાવ નાંખ્યો. ત્યાં અચાનક રાજકુમાર અચેત થઇ પડી ગયો. વાચા પણ બંધ થઇ ગઈ. મંત્રી સામંતાદિ ચિંતાતુર થઇ ગયા. ઔષધોપચાર તથા મંત્ર–તંત્રાદિના ઘણા પ્રયોગો કર્યા, પણ બધું નિષ્ફળ ગયું.

પાસેના ઉદ્યાનમાં શુભધ્યાનમાં રમણ કરતા એક મુનિરાજને કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં દેવોએ ઉત્સવ કર્યો સુવર્ણના કમળપર બેસી કેવળી ઉપદેશ દેવા લાગ્યા. ઘણા લોકોની સાથે રાજકુમારના મંત્રીઆદિ પણ ત્યાં જઇ બેઠા. જ્ઞાની ભગવંતે ફરમાવ્યું

કે 'હે ભવ્યો ! નિરવધિ ભવજળધિમાં નિરાધાર ભમતાં આ જીવને પૂર્વના કોઇ મહા-સુકૃતે અદ્દભુત એવું આ મનુષ્યત્વ મહાદુઃખે મળ્યું છે. તેની સફળતા માટે કલ્યાણ-વૃક્ષ માટે મેઘસમાન સિદ્ધિના સાધનરૂપ પરમેષ્ઠિનું વિનયપૂર્વક આરાધન કરો. ઇત્યાદિ દેશના પૂર્ણ થયે કંઠીરવનામક મંત્રીએ પૂછયું 'ભગવન ! અમારા ભુવનતિલક નામના રાજકુમારને આકસ્મિક આવું દુઃખ કેમ આવી પડયું ?' જ્ઞાની બોલ્યા, ધાતકીખંડના ભરતક્ષેત્રમાં ભુવનાગાર નગરે લોકોના પાપનિવારક એક આચાર્ય મહારાજ શિષ્યાદિ સમુદાય સાથે પધાર્યા. તેમના એક શિષ્ય ઇંદ્રદત્ત મુનિઓ સાથે અતડા દુર્વિનીત હતા. એકવાર આચાર્યશ્રીએ તેને હિતશિક્ષા આપતાં કહ્યું. વિનયનું ફળ શુશ્રૂષા, ગુરુશુશ્રૂષાથી શ્રુતજ્ઞાન, જ્ઞાનથી સંયમ, સંયમથી આશ્રવનો નિરોધ, નિરોધથી સંવર, સંવરથી તપોબળ, તપથી નિર્જરા, નિર્જરાથી ક્રિયાનિવૃત્તિ, તેથી અયોગિ-પણું, યોગનિરોધથી ભવસંતતિનો ક્ષય અને ભવસંતતિના ક્ષયે મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટે સર્વ કલ્યાણનું કારણ વિનય છે. માટે હે મુનિ ! તું વિનય કરીશ તો સર્વ-ગુણની સમૃદ્ધિ મેળવીશ' પરંતુ ગુરુની આવી વાણીથી પણ તેને ક્લેશનું કારણ થયું. તેણે ગુરુ ઉપર ક્રોધ કર્યો. સર્વ મુનિઓએ તેનો તિરસ્કાર કરવાથી તેણે પીવાના પાણીમાં જ તાલપુટ વિષ લાવી નાંખ્યું. તે વનમાં ભાગ્યો ક્યાંય શાંતિ મળી નહી. સૂકાં ઘાસમાં સૂતો હતો ત્યાં આગ લાગતા ખરાબ ધ્યાનમાં મરી નરકે ગયો. આ તરફ શાસનદેવીએ જણાવ્યાથી વિષવાળું પાણી સાધુઓએ પરઠવી દીધું ને બીજું લાવી ઉપયોગ કર્યો.

એ કુશિષ્ય નરકનું આયુ પૂર્ણ કરી પશુઓના અનેક ભવો કરી, કોઇક સુકૃતના યોગે રાજકુમાર થયો છે. પૂર્વભવે સાધુઓનો ઘાત ઈચ્છેલો તેથી આ વ્યથા થઇ, પણ આ વાત તમે જઇને તેને સંભળાવશો તો તરત જ સાજો થઇ જશે. મંત્રીએ તેમ કરવાથી તે તરત સાજો થઇ ગયો. જાતિસ્મરણ પામી તે કેવળી પાસે આવ્યો અને પોતે કરેલા ઘોર પાપના નાશ માટે દીક્ષા લીધી. યશોમતીએ આ જાણ્યું ત્યારે પહેલા તો તેને આઘાત લાગ્યો પણ સાવધાન થઇ નશ્વર સંસારની અસારતા જાણી માતા-પિતાની અનુમતિપૂર્વક દીક્ષા લીધી. મંત્રી આદિને મુખે રાજા ધનદે ભુવનતિલકની દીક્ષાદિની વાત જાણી. મમતાની વેદનાને સમજણનો હર્ષ લઇ તે તેમને વાંદવા ગયા.

શ્રી ભુવનતિલક મુનિરાજે અરિહંતાદિ દશે પદોનો ખૂબ વિનય કર્યો. તેથી સુરમુખે પણ તેમની ઘણી ઘણી પ્રશંસા વિસ્તાર પામી. તેમણે બોંતેર લાખ પૂર્વ સુધી ચારિત્ર પાળ્યું. ચોરાશી લાખ પૂર્વનું સર્વાયુ પૂર્ણ કરી પ્રાંતે પાદપોપગમન નામનું અનશન કરી કેવળજ્ઞાન પામ્યા અને અનંત-અવ્યાબાધ આનંદના ધામ મોક્ષને પામ્યા.

આ પ્રમાણે શ્રી ભુવનતિલકમુનિનું ચરિત્ર સાંભળીને અરિહંતાદિ દશે પદનો હે મહાનુભાવો ! વિનય કરો. જેથી યશોભદ્ર સમેતી મોક્ષલક્ષ્મી તમારો આશ્રય કરે.

—❀—

# ૧૩. વિનય પ્રશંસા

વિનયથી જ્ઞાન, જ્ઞાનથી સમ્યક્ત્વ, સમ્યક્ત્વથી ચારિત્ર અને ચારિત્રથી મુક્તિની પ્રાપ્તિ થાય છે. આ સંસારનો વૈભવ પણ જે કાર્ય કરી શકતો નથી. તે સમજણ સદ્જ્ઞાનથી ને સદ્જ્ઞાન ગુરુઓની કૃપાથી મળે છે અને ગુરુ કૃપા વિનયથી મળે છે માટે ગુરુવિનયમાં તત્પર રહેવું.

વિનયપૂર્વક પ્રાપ્ત કરેલ જ્ઞાન ફળને ઉત્પન્ન કરે છે. અન્યથા નિષ્ફળ પણ જાય છે.

અંત્યજને સિંહાસન પર બેસાડી શ્રેણિકે વિદ્યા ગ્રહણ કરતા તે તરત સિદ્ધ થઈ, તેમ વિનયપૂર્વક શીખેલ શાસ્ત્રસમૃદ્ધિ–આત્માના ઐશ્વર્ય માટે થાય છે.

તેનો પ્રબંધ આ પ્રમાણે છે :—

મગધસમ્રાટ્ મહારાજા શ્રેણિક એકવાર પરમાત્મા મહાવીરદેવના શ્રીમુખે મહારાણી ચેલ્લણાના સતીત્વની પ્રશંસા સાંભળી રાજી થયા. તેમણે ચેલ્લણાને ગમતો સુંદર એક સ્તંભો મહેલ કરાવવા મહામાત્ય અભયકુમારને કહ્યું. અભયે પ્રસિદ્ધ સૂત્રધારને આજ્ઞા કરતાં તેણે કહ્યું 'મહામાત્ય ! રાણીબાને યોગ્ય થાંભલા ઉપર મહેલ બનાવવા માટે અસાધારણ ઉંચુ, સરળ, પહોળું અને સબળ લાકડું જોઈએ.' અભયકુમારે તપાસ કરવા માણસો જંગલમાં મોકલ્યા. તેમણે જંગલના ઉંડાણમાં એક અતિ વિશાલકાય વૃક્ષ શોધી કાઢ્યું ને મંત્રીશ્વરને સૂચના આપી. અભય પોતે ત્યાં આવી સુગંધથી મહેકતા એ ઘેઘૂર વૃક્ષ જોઈ વિચારવા લાગ્યા "આ કોઈ દેવથી અધિષ્ઠિત હોય તેમ લાગે છે. આવું વૃક્ષ મળવું પણ દુર્લભ છે. માટે કદાચ કોઈ યક્ષાદિનો નિવાસ હોય તો તેની આજ્ઞા માટે સ્નાનાદિ કરી, ઉત્તમ ધૂપ, દીપ, ફળ, નૈવેદ્ય આદિ આદરપૂર્વક અનુષ્ઠાન કરી પછી છેદાદિ કરશું." અને સહુ પાછા ફર્યાં.

તે રાત્રિએ વૃક્ષાધિષ્ઠાયક યક્ષે અભયકુમારને કહ્યું 'મંત્રી ! શ્રેષ્ઠ અને પ્રાચીન મારૂં સ્થાન છેદ નહીં. તમારી ઇચ્છા પ્રમાણે હું મહેલ બનાવી આપીશ.'

પછી અચિંત્ય શક્તિવાળા તે દેવે મોટો એક થાંભલાવાળો મહેલ બનાવી આસપાસ છએ ઋતુઓના ફૂલ–ફળ સદા મળે એવું ઉપવન બનાવ્યું અને ફરતો ઉંચી દિવાલવાળો પરકોટો તૈયાર કર્યો. લક્ષ્મી જેમ કમળમાં વસે તેમ મહારાણી ચેલ્લણા તે અદ્ભુત મહેલમાં આવી વસ્યા.

એકવાર તે જ નગરમાં રહેતા કોઇક ચાંડાળની સગર્ભા પત્નીને અકાળે આંબા ખાવાનો દોહદ થયો. તેના પતિએ પરકોટાની બહાર સુધી પહોંચેલી ડાળીને વિદ્યાથી નમાવી કેરી તોડી અને ડાળ પાછી સીધી કરી દીધી. પત્નીને કેરી ખવરાવી ઇચ્છા પૂરી કરી.

બીજા દિવસે સવારમાં જ આંબાની લુમ ચોરાયાની બૂમ રાજા પાસે આવી. આ સાંભળી રાજાને અપાર અચંબો થયો કે આવા પાકા પહેરા વચ્ચે ચોરી કેવી રીતે

થઇ ? તેમણે અભયકુમારને કહ્યું 'આવી ચોક્કસ ચોકીદારી છતાં આંબા ચોરાઈ જાય મહેલની સુરક્ષા કેમ થઈ શકશે ?' અભયકુમારે ચોરને પકડવાનું માથે લીધું.

સાવ સામાન્ય વેશે મહામંત્રી હલકી વસ્તીમાં ગયા. ત્યાં જુગાર–પાસા–ગમ્મતમાં સ્વચ્છંદી લોકો લીન હતા. અભયે કહ્યું 'આ તમાશા કરતા વધારે સરસ એક વાર્તા હું તમને કહું. તમને ગમ્મત પડશે.' સહુ બોલ્યા 'હા, હા કહો. તેમણે કહ્યું'

વસંતપુર નગરમાં અતિ દરિદ્રી જીર્ણ નામના વણિકને એક સુંદર યુવતી કન્યા હતી. તે સારા પતિની પ્રાપ્તિ માટે ગામ સીમાડે આવેલા કામદેવના મંદિરે હંમેશા પૂજા માટે જતી હતી. પોતે નિર્ધન હતી તેથી એક માળીના બાગમાંથી તે રોજ પુષ્પો ચોરી લાવતી ને યક્ષને ચડાવતી. શંકા પડતા માળીએ ચોકી કરતાં કન્યા પકડાઈ ગઈ અને સાચી બીના કહી. તેના ઉપર મુગ્ધ થયેલા માળીએ કહ્યું 'તું શય્યાભાગી થાય તો જ તને છોડીશ.' તેણીએ કહ્યું 'હું કન્યા છું. મારી સાથે ગમન કરાય નહીં' માળીએ કહ્યું 'તો પરણીને પહેલા મારી પાસે આવવાનું વચન આપ તો તને છોડું' તેણીએ કબૂલ કર્યું. થોડા વખત પછી તેના લગ્ન થયા. પહેલી રાત્રે તેને ઉદાસ જોઇ પતિએ ઉદાસીનું કારણ પૂછતાં તેણે માળીવાળી વાત કહી અને માળી પાસે જવા અનુમતિ માંગી.

તેની સત્યનિષ્ઠાથી રાજી થયેલા પતિએ જવાની અનુમતિ આપી. લગનવેળાના કપડા–અલંકારથી સજ્જ થયેલી તે રાત્રિના અંધકારમાં એકલી જતી હતી ત્યાં માર્ગમાં ચોર મળ્યા. તેમણે ઘરેણાં ઉતારવાનું કહ્યું તે બોલી 'મારે પહેલા માળી પાસે જવું છે. એને વિશ્વાસ થવો જોઇએને કે લગ્ન પછી હું સીધી જ એની પાસે આવી છું. પાછા વળતા તમારે ઘરેણાં જોઇએ તો લેજો.' ચોરોએ સાશ્ચર્ય મંજૂર રાખ્યું. આગળ જતાં તે યુવતીને એક રાક્ષસ મળ્યો. તે કહે 'હું તને ખાઉં.' નારીએ બધી વાત કરી કહ્યું 'પાછી ફરતા મને ખાજે' અને તે માળીને ઘેર આવી. માળીએ 'આટલી મોડી ક્યાંથી આવી ?' એમ પૂછતાં તેણે લગ્ન, પતિની અનુમતિથી માંડી રસ્તામાં નડેલા ભયોની વાત કહી ઉમેર્યું 'આટલી ઉપાધિ વહોરી હું અહીં માત્ર મારું વચન પાળવા આવી છું. હવે જેવી તમારી ઇચ્છા.' આ સાંભળી માળી વિચારવા લાગ્યો કે 'બાઇની કેવી સત્ય પર નિષ્ઠા છે. તેના પતિએ તેનો વિશ્વાસ કરી વચન પાળવા અનુમતિ આપી. અરે ! ચોર અને રાક્ષસે પણ અનુમતિ આપી, તો હું શું એમનાથી પણ ગયો ? કે આવી સત્યનિષ્ઠ નારીનું શિયળ છોડાવું. આવા દુષ્કૃત્યના વિચાર કરવાવાળા મને ધિક્કાર છે. એમ વિચારી તેણે તે નારીને બહેન કહી સંબોધી અને માનભેર રજા આપી. તે રાજી થઈ પાછી ફરી ત્યાં રાક્ષસ મળ્યો. તેણે પૂછ્યું 'કેમ, માળી મળ્યો ?' તેણે બધું કહી સંભળાવ્યું

રાક્ષસ વિચારવા લાગ્યો 'આવી નવયુવતીને અર્ધરાત્રિના એકાંતમાં પણ માળીએ બહેન કહી પાછી વાળી. તો આવા સત્યનિષ્ઠ માણસને ખાધા વગર મારું ક્યાં મોત

આવે છે ? ઘણું ખાવાનું મળશે.' એમ વિચારી તેણે પણ આદરમાનપૂર્વક વિદાય આપી. ત્યાંથી ચાલી તે ચોરો પાસે આવી. તેમના પૂછવાથી તેણે માંડીને બધી વાત તેમને કહી સંભળાવી. અચરજમાં ડૂબેલા ચોરો પણ વિચારમાં પડ્યા કે આ પવિત્ર સત્ય નિષ્ઠાએ માળી અને રાક્ષસને પણ પામરતામાંથી ઉગારી લીધાં તો અમે એટલા નીચ બનીએ કે આના આભૂષણ લઇએ ?' તેઓએ પણ કહ્યું 'બહેન ! તું તારે જા. અમારે તારૂં કાંઇ ન ખપે' અને તેણે પતિ પાસે આવી સઘળી બીના કહી સંભળાવી. તે સાંભળી પતિ ઘણો રાજી થયો. બંનેના દિવસો આનંદમાં વ્યતીત થયા.

આમ વાર્તા પૂરી કરી અભયકુમારે સહુને પૂછ્યું કે આ ચાર જણમાં શ્રેષ્ઠ કોણ? ત્યારે તેઓમાં સ્ત્રી પ્રત્યે અવિશ્વાસુ હતો તે બોલ્યો કે 'ખરેખર બાઈના ધણીને ધન્ય છે. નહીં તો સુહાગરાતે પરણેતરનો સંગ કર્યા વિના તેને જરાય દૂર કોણ જણા દે? તેણે તો જાણતા છતાં પરપુરુષ પાસે જવા દીધી.'

ભૂખના કાયરે કહ્યું 'ધન્ય તો રાક્ષસને છે, જેણે આવું મજાનું મુલાયમ ભોજન જવા દીધું' લંપટ બોલ્યો 'અરે ! સાચા ધન્યવાદને પાત્ર તો માળી છે. જેણે આવી અખંડ કૌમાર્યવાળી ઘેર આવેલી યુવતીને એકાંતમાં પણ છોડી દીધી.' ત્યારે તે વખતે ત્યાં બેઠેલા કેરીચોર ચાંડાલ બોલ્યો 'ધન્ય ધન્ય એ ચોરો ! જેમણે લગ્ન સમયના મોંઘાં આભૂષણો જતાં કર્યાં' આ સાંભળતાં જ અભયે તેને પકડી લીધો ને પૂછ્યું 'કેમ આંબા તેં જ ચોરેલા ને ?' અપરાધ સ્વીકારતા તે બોલ્યો 'આપ જેવા સૌભાગીએ હાથ પકડયો છે, છતાં કાંઇ અનિષ્ટ થાય તો મારા ભાગ્યની વાત.' અભયકુમારે તેને નિર્ભય થવા અને બનતા પ્રયત્ને છોડાવી લેવાનો વિશ્વાસ અપાવ્યો. રાજમહેલે જતાં રસ્તામાં ચોરને પૂછ્યું. કે આવી મોટી ભીંત અને ચોકી છતાં ચોરી કેવી રીતે કરી ?' તેણે કહ્યું કે મારી પાસે વિદ્યા છે. અવનામિની વિદ્યાથી ઝાડની ડાળ હું નમાવી શકુ છું અને ઉન્નામિની વિદ્યાથી પાછી મૂળ સ્થિતિમાં મૂકી શકું છું.'

એમ કરતા ચોરને રાજા પાસે ઉપસ્થિત કરવામાં આવ્યો. ખીજાયેલા રાજાએ પ્રાણદંડનું વિધાન કરતાં અભયકુમારે કહ્યું 'પિતાજી ! આની પાસે બે ઉત્તમ વિદ્યાઓ છે. તે લઈ લેવી જોઇએ.' રાજા બોલ્યા 'હા, બોલ, તારી વિદ્યા બોલ. અમે શીખી લઇએ.' ચાંડાળ ઘણીવાર બોલ્યો પણ તેના અટપટા અક્ષરો શ્રેણિકને ઘણાં પ્રયત્ન છતાં યાદ ન રહ્યા. અભયકુમારે કહ્યું 'પિતાજી ! આપ ભૂલી ગયા ? ભગવાન શું કહેતા હતા ? તેઓએ ફરમાવ્યું હતું ને કે વિનય વિના વિદ્યા આવડે નહીં.' રાજાએ કહ્યું 'સાચી વાત છે. શું કરીશું ?' અભયે કહ્યું 'આપ સિંહાસન પરથી નીચે ઉતરો અને આને ઉંચે આસને બેસાડો, પછી વિદ્યા લો.' રાજાએ તેમ કરતાં તરત વિદ્યા સિદ્ધ થઈ ગઈ. પછી રાજાએ કહ્યું હવે ચોરને ચઢાવી દ્યો માંચડે.'

અભયકુમારે કહ્યું 'જેણે વિદ્યા આપી તે ગુરુ કહેવાય. તેનો વધ કેમ કરી

થાય ?' એમ કહી ચાંડાળને છોડાવ્યો. નગરને ઉપદ્રવ રહિત કર્યું. વિનય કરવાથી વિદ્યા આવડે છે. સ્થિર અને સફળ થાય છે માટે વિનયમાં તત્પર રહી વિદ્યા ગ્રહણ કરવી.

## ૧૪. અવિનય

જેમ વિનયના ફળ સારાં છે, તેમ અવિનયના એટલાં જ નઠારાં છે. પ્રકૃતિથી જ દુર્વિનીત અને ગુરુવચનથી ઉંધી બુદ્ધિવાળો કૂલવાલક નામક સાધુ સંસારસાગરમાં ડૂબી ગયો

એક આચાર્ય મહારાજનો શિષ્ય સાવ અવિનયી હતો. તેને જેમ જેમ શિખામણ આપવામાં આવે તેમ તેમ તે વધારે ને વધારે ખીજાતો.

એકવાર ગુરુ મહારાજ સાથે તે ગિરનારનો ડુંગર ચઢતો હતો. તે માર્ગમાં સ્ત્રીઓને જોવા તથા બહાનું કાઢી વાતો કરવા ઉભો રહી જતો. ગુરુએ શિખામણ આપતાં તેણે ગુરુનો જ ઘાત ચિંતવ્યો અને ઉપર ચઢી એક શિલા ગુરુ મહારાજ ઉપર ગબડાવી ગુરુ ચેતીને બચી ગયા. તેમણે કહ્યું 'એ દુરાત્મા ! તારા આ લક્ષણથી લાગે છે કે તારો વિનાશ સ્ત્રીથી જ થશે.' તે દુર્વિનીતે વિચાર્યું કે 'આ ગુરુનું વચન ખોટું પાડું. એવી જગ્યાએ રહું કે જ્યાં સ્ત્રીની છાયા પણ ન આવી શકે ! અને તે ગુરુથી એકલો જૂદો પડી એક નદીના કાંઠે આતપાદિ તપશ્ચરણ કરતો રહેવા લાગ્યો. તપોબળથી તેણે અનેક લબ્ધિ પ્રાપ્ત કરી. એકવાર તેણે નદીનું કૂળ એટલે કિનારો, તપોલબ્ધિથી ફેરવીને વહેણ બીજી તરફ વાળી નાખતાં તેનું નામ કૂળવાલક તરીકે પ્રસિદ્ધ થયું.

આ તરફ દેવતા પાસેથી મળેલ દિવ્ય કુંડલની જોડી, હાર, વસ્ત્રયુગલ અને સેચનક નામનો પટ્ટહસ્તી શ્રેણિકે પોતાના હલ્લ-વિહલ્લ નામના દીકરાને વહેંચી આપ્યા. તેથી રોષે ભરાયેલા કોણિકે પોતાના પિતા રાજા શ્રેણિકને છલનાપૂર્વક પકડી કેદખાનામાં નાખ્યા ત્યાં શ્રેણિકે આત્મહત્યા કર્યાથી કોણિકને એવો આઘાત લાગ્યો કે રાજગૃહીમાં રહી ન શક્યો. તેણે મગધની રાજધાની તરીકે રાજગૃહીને બદલે ચંપાને સ્થાપી. ત્યાં કાળ-મહાકાળ આદિ પોતાના અતિ બળવાન યોદ્ધા ભાઈઓ સાથે રહેવા અને રાજ્ય ચલાવવા લાગ્યો.

એકવાર કોણિકની રાણી પદ્માવતીએ પતિને ચઢાવ્યો કે 'દિવ્યકુંડલ-સેચનક હાથી આદિ ચાર વસ્તુ રાજ્યની છે. અને તમે રાજા છો એટલે આપણને મળવી જોઈએ.' તેથી કોણિકે હલ્લ-વિહલ્લને જણાવ્યું કે આ વસ્તુ અમને સોંપી દો નહીં તો પરિણામ અતિ દારુણ આવશે.' આથી તે શાણા ભાઈઓએ વિચાર્યું કે અથડામણમાં ઉતરવા કરતાં ખસી જવું સારું અને તેઓ સારભૂત વસ્તુઓ લઈ પોતાની માતાના પિતા ચેડારાજાને ત્યાં ચાલ્યા આવ્યા. કોણિકે દૂત મારફત જણાવ્યું કે બંને ભાઈઓને મને સોંપી દો. રાજાએ ઉત્તર આપ્યો કે 'શરણે આવેલા દીકરીના દિકરા-

ઓને હું પાછા ન મોકલી શકું.' આથી રોષે ભરાયેલા કોણિકે પોતાના ત્રણ ક્રોડ યોદ્ધાઓના સૈન્ય સાથે આક્રમણ કર્યું. સાથે કાળ–મહાકાળ આદિ દશે ભાઈઓને પણ તેટલા જ સૈન્યયુક્ત સાથે લીધા. ચેડા રાણા પણ સૈન્યસજ્જ મુગટબદ્ધ અઢાર મહારાજા સાથે સમરની ભૂમિ પર આવ્યા. બંનેની સેનાઓ અથડાઈ અને યુદ્ધ જામી પડયું. રોજ એક જ બાણ છોડવાના નિયમવાળા ચેડા રાજાએ દિવ્ય અમોઘ બાણથી પ્રથમ દિવસે મહાબળશાળી કાળને, બીજા દિવસે મહાકાળને એમ દસ દિવસમાં દસે કુમારોને નામશેષ કરી નાખ્યા.

કોણિકના સૈન્યમાં હાહાકાર મચી ગયો. દસે ભાઈના મરણ અને ચેડા રાજાને અજેય જાણી કોણિકે અટ્ઠમ તપથી સૌધર્મેન્દ્ર–ચમરેન્દ્રનું આહ્વાહન કર્યું. તેમની પાસે યુદ્ધમાં સહકાર માગતાં, તેમણે આક્રમણમાં સહયોગ આપવાની સાફ ના પડી. કોણિ-કના શરીરની સુરક્ષા માટે ઇન્દ્રે વચન આપ્યું પણ ઘણો આગ્રહ કોણિકે કર્યો તેથી ચમરેન્દ્રે તેને મહાશિલાકંટક અને રથમૂશલ નામના વિચિત્ર શસ્ત્ર આપ્યાં. પહેલા શસ્ત્રમાં કાંકરો ભરીને મારવામાં આવે તો શિલા જેવો ઘાત કરે અને બીજામાં નાંખેલ સાંઠીકડું પણ બાણ જેવો વિનાશ સર્જે. આ મહાવિનાશક શસ્ત્રોની સહાયથી કોણિકે તે જ દિવસે સામા પક્ષના ચોરાશી લાખ વીર યોદ્ધાઓને મારી નાખ્યા. બીજે દિવસે છન્નું લાખ મહાસુભટોને મૃત્યુને આરે પહોંચાડયા.

વચન પ્રમાણે ઇન્દ્રે કોણિકનું શરીર વજ્રકવચથી મઢી દીધેલું તેથી ચેડારાજાએ મૂકેલું બાણ કોણિકને ભટકાઈને ધરતી પર પડયું. એક જ બાણ નાંખવાનો નિયમ હોઇ ચેડા રાજાએ બીજું બાણ ચડાવ્યું નહીં. બીજા દિવસે ફરી બાણ ચડાવી છોડયું. તે પણ અથડાઈને પાછું પડયું ત્યારે ચેડારાજા ચિંતિત થઈ વિચારવા લાગ્યા કે 'મારૂં બાણ કદી નિષ્ફળ જાય નહીં લાગે છે કે આ કોણિક પાસે કોઈ દિવ્ય શક્તિ છે, તેથી મારું બાણ પાછું પડે છે. મારે એક જ બાણનો નિયમ છે. આવી પરિસ્થિતિમાં હું જીતી નહીં શકું.' એમ વિચારી તેઓ વૈશાલીમાં પાછા આવી ગયા અને નગરીના દરવાજા બંધ કરાવી દીધા.

તે પછી હલ્લ–વિહલ્લ પોતાના સેચનક હાથી પર બેસી કોણિકની છાવણીમાં ઓચિંતા આવી સૈન્યને હણી જતા. પોતાના સૈન્યને ક્ષીણ થતું જોઈ શ્રેણિકે સૈન્ય ફરતી ખાઇ ખોદાવી અને તેમાં ખેરના અંગારા ભરાવી દીધા. સેચનક પર સવાર થઇ હલ્લ–વિહલ્લ કોણિકની છાવણી પર આવતા હતા, ત્યાં ખેરની આગવાળી ખાઇ જોઈ જાતિસ્મરણજ્ઞાનવાળો શાણો સેચનક હાથી અટકીને ઉભો રહ્યો. ખરે વખતે અટકી ઉભેલા હાથીને હલ્લ–વિહલ્લે અંકુશ બતાવતા કહ્યું 'અરે ધીઠ! અણીના વખતે આમ જીદ કરવી એ તારી પાત્રતા છે?' આ અસહ્ય વચન સાંભળી–પોતાની સૂંઢથી બંને ભાઇઓને ધરતી પર પાડી હાથી તે ખાઈમાં જઈ પડયો ને ચડ ચડ કરતો તરફડીને મૃત્યુ પામ્યો (ને પ્રથમ દેવલોકે દેવ થયો) સાચી પરિસ્થિતિ જાણી બંને ભાઇ ખૂબ

દુઃખી થયા. તેઓ વિરક્ત થઈ વિચારવા લાગ્યા કે આ ભયંકર પાપથી કેવી રીતે ઉગરશું ? તે જ વખતે શાસનદેવીએ તેમને ઉપાડી પરમાત્મા મહાવીર પ્રભુના સમવસરણમાં મૂક્યા. બંને દીક્ષા લઈ તપશ્ચર્યાપૂર્વક આયુનો અંત કરી સર્વાર્થસિદ્ધ વિમાનમાં એકાવતારી દેવ થયા.

કોણિકે વિશાળા નગરને ઘેરો ઘાલી એવી પ્રતિજ્ઞા કરી કે ' હું આખી વિશાળા નગરીને ઉજ્જડ-વેરાન બનાવી તેની ભૂમિ પર ગધેડા પાસે હળ ખેડાવું ત્યારપછી જ અહીંથી પાછો જાઉં. વર્ષો વીત્યા પણ કોણિક ફાવ્યો નહીં. નિરાશ થયો પણ તેણે ભરડો ઉપાડ્યો નહીં.

એવામાં કોઈ ક્ષેત્રદેવતાએ તેને જણાવ્યું કે અમુક નદીના કાંઠે રહેતા તપસ્વી પણ ગુરુવચનના ઉત્થાપક એવા કૂળવાલક નામના મુનિને માગધિકા નામની ગણિકા લાવે તો તે મુનિ આ નગરીના નાશનું કારણ શોધી આપશે. કોણિકે આ કાર્ય માટે માગધિકાને તૈયાર કરી. તે પણ બનાવટી શ્રાવિકા થઈ ત્યાં આવી, વંદનાદિ કરી બોલી ' ભગવન્! હું યાત્રાએ નિકળી છું. મુનિરાજો તેમજ દહેરાસરો જુહાર્યા વગર હું પાણી પણ લેતી નથી. આજ આપના દર્શનથી હું કૃતાર્થ થઇ વિના વાદળે વૃષ્ટિ થઇ. ધન્ય છે કૃપાળ ! મને આહારાદિનો લાભ દો. ' એમ કહી તેણે આદરપૂર્વક મોદક વહોરાવ્યા. પણ તેમાં નેપાળાનું ચૂર્ણ મેળવેલું હોઈ મુનિને ઝાડા થઈ ગયા. ત્યાં બીજું કોઈ સારવાર કરે તેવું હતું નહીં. તેથી ગણિકા સેવા કરવા લાગી. ઝાડાનું પ્રમાણ વધી જવાથી ઘણી અશક્તિ આવી ગઈ હતી.

પહેલા તો કપડાં અને પછી તો મુનિનું શરીર પણ ગણિકા ધોવા લાગી. આમ રૂપવની યુવતીનો સ્પર્શયુક્ત સહવાસ સહચારમાં પરિણમ્યો. મુનિનું પતન થયું. ગણિકા તેમને સાથે લઇ કોણિક પાસે આવી. કોણિકે મુનિને વિશાલા નહીં જીતાવાનું કારણ પૂછતાં તેણે કહ્યું ' મુનિવેશે હું નગરીમાં જઇ શકીશ અને કારણ જોઇ તમને જણાવીશ. તેણે નગરીમાં પ્રવેશ કરી જાણ્યું કે અહીં શ્રી મુનિસુવ્રતસ્વામિનો સ્તૂપ હોવાથી આ નગરી અજેય છે. ' એવામાં કેટલાંક લોકો ત્યાં આવી પૂછવા લાગ્યા. ' મહારાજ! આ યુદ્ધનો અંત ક્યારે આવશે ? બાર બાર વર્ષ થયા હવે તો બધી રીતે થાકી ગયા છીએ. દુર્વિનીત સાધુએ કહ્યું કે ' આ સ્તૂપ પાડી નાંખો એટલે યુદ્ધનો અંત. ' લોકોએ ઉત્સાહમાં આવી સ્તૂપ તોડવા માંડ્યો. અહીં સંકેત પ્રમાણે કોણિક ઘેરો ઉપાડી બે ગાઉ પાછો જતો રહ્યો. લોકોને વિશ્વાસ જતાં તેમણે મૂળમાંથી સ્તૂપ ઉખાડી પાડ્યો. રાજા-પ્રજા નિર્ભય થયા. બાર વર્ષથી બંધ દરવાજા ઉઘાડી નાંખ્યા. લોકો આનંદમાં આવી ગયા. ત્યાં અચાનક કોણિકે નગરમાં પેસી આક્રમણ કર્યું અને કોઈ કલ્પી પણ ન શકે તેવું ઘોર યુદ્ધ થયું.

આવું યુદ્ધ આ અવસર્પિણીમાં ક્યાંય થયું નથી. તેમાં એક કરોડ એંશી લાખ માણસો મર્યા. તેઓમાંથી દશ હજાર માછલાં થયાં. એક દેવ થયો. એક સારા કુળમાં

મનુષ્ય થયો. બાકી બધા તિર્યંચ અને નારક થયા. વિશાળાની દુર્દશાને પરાજય જોઈ ચેડારાજા ચાલી જવાની તૈયારી કરતા હતા, ત્યારે કોણિકે તેમને કહ્યું 'હે તાત! તમે મારા પૂજ્ય છો હું તમારો દાસ છું. તમે જતા રહેવાનો વિચાર ના કરતા. આપ જેમ ફરમાવશો તેમ કરીશ.' ચેડારાજાએ કહ્યું 'ભાઇ! થોડીવાર ઉભો રહે. હું આ વાવડીમાં સ્નાન કરી આવું છું.' એમ કહી તેઓ વાવડીમાં ઉતરી મોટો પથરો ગળે બાંધી અરિહંતાદિના શરણા કરી સમાધિપૂર્વક વાવડીમાં કૂદકો માર્યો ત્યાં ધરણેન્દ્રે તેમને ઝીલી લીધા. પથરો દૂર કરી પાતાળલોકમાં પોતાને સ્થાને લાવ્યા. તેમણે ઘણું સમજાવ્યું પણ ચેડારાજા ન માન્યા અને અણસણ લઇ આઠમે સ્વર્ગે દેવેન્દ્ર થયા.

આ તરફ છેલ્લું યુદ્ધ ચાલતું હતું ત્યારે ચેડા રાજાના દિકરી સુજ્યેષ્ઠાનો સત્યકી નામનો વિદ્યાધર પુત્ર વિશાલાના નાસભાગ કરતાં લોકોને નિલવંત પર્વત પાસે લાવ્યો. ત્યાં નવી વિશાલા નગરી વસાવી ને ત્યાં સહુને વસાવ્યા. કોણિક વિશાલામાં ગધેડે જોડેલા હળ ફેરવી પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી, ચંપાનગરીમાં પાછો ફર્યો. કૂલવાલક પણ દેવ-ગુરુની આશાતના કરી સંયમભ્રષ્ટ થઇ દુર્ગતિમાં ગયો. માટે હે ભવિક જીવો! જો ખરેખર મુક્તિની અભિલાષા હોય તો, કૂલવાલક સાધુનું દુરંત ચરિત્ર સાંભળી વિષમ વિષસમાન સદ્‌ગુરુની આશાતના તુરત છોડી દો.

## ૧૫. સ્થિરતા

મન-વચન-કાયાની શુદ્ધિ સમ્યક્ત્વને શુદ્ધ સ્વચ્છ કરે છે. તેમાં અનંત જ્ઞાની તીર્થંકર પરમાત્માએ કથેલાં દ્વાદશાંગીરૂપ આગમ ગ્રંથો-તત્સ્વરૂપ જે જિનમત તેને સત્ય માનવું તે મનશુદ્ધિ જાણવી. તેમાં સ્થિરતા કેળવવી. તે બાબત જયસેનાનું દૃષ્ટાંત આ પ્રમાણે છે:—

ઉજ્જયિની નામની નગરીમાં સંગ્રામશૂર નામે રાજા રાજ્ય કરે, ત્યાં વૃષભશ્રેષ્ઠિ નામક એક શેઠ રહે. તેમને જયસેના નામક પત્ની હતી. તે શ્રી જિનધર્મમાં દ્રઢ પ્રીતિવાળી અને સબળ સમકિતી હતી. તે સુલક્ષણા નારીને મોટી વય થયા છતાં એક પુત્ર થયો નહી. તેણે એકવાર પોતાના પતિને કહ્યું, પિતા થવાની તમારી ઇચ્છા હું પૂરી કરી નહીં માટે તમે હવે બીજા લગ્ન કરી શકો છો. સંતાન વિના ઘર શૂન્ય છે. નીતિમાં કહ્યું છે ને કે 'જ્યાં આદરપૂર્વક સ્વજનોની સંગત થતી નથી. જ્યાં નાના બાળકો નથી અને જ્યાં ગુણના ગૌરવની ચિંતા નથી. ખેદ છે કે ઘર હોવા છતાં ઘર નથી.'

વૃષભશેઠે કહ્યું 'તારી ભલી લાગણી અને સારી સમજણ માટે મને માન છે. પણ વિષયો વિષમ છે. બીજું લગ્ન કરીને પણ સંતાન મળે કે નહીં કોણ જાણે?'

જયસેનાએ કહ્યું 'વિષય માટે નહી પણ સંતાન માટે લગ્ન અયુક્ત નહીં કહેવાય.' શેઠ કાંઇ ન બોલ્યા. એટલે તેણે જ એક સારી કન્યા જોઇ લગ્ન કરાવી દીધાં.

પત્નીનું નામ ગુણસુંદરી હતું. તે જેટલી દેખાવે સુંદર હતી તેવી જ શાણી અને સુશીલ જણાવાથી જયસેનાએ ઘરની બધી જવાબદારી ગુણસુંદરીને સોંપી પોતે ધર્મસાધનામાં તન્મય થઈ. અહીં ભાગ્યજોગ ગુણસુંદરીને થોડા સમય પછી પુત્ર થયો. તેથી તેનું માન પણ વધ્યું.

એકવાર ગુણસુંદરી પિયર આવી. તેની માતા બંધુશ્રીએ તેને પૂછ્યું કે 'કેમ છે? તને સારું સુખ મળ્યું છે ને? તેણે સ્રીસહજ સ્વભાવે કહ્યું, શોક્યના ઘરે પરણાવી હવે સુખની વાત પૂછે છે? મુંડાવીને વાર અને પાણી પીને ઘર પૂછવા જેવી આ તારી વાત છે. ખરી વાત તો એ છે કે સાસરામાં મારું કશું મહત્ત્વ ન હોઇ મને કશું સુખ નથી. મારા વર આ શોક્યને પૂછ્યા વિના ડગલુંય ભરતા નથી. એકાંતમાં બંને ગુસપુસ મંત્રણા કરતા હોય પણ મને તો દૂર જ રાખે. જાણે હું સાવ પારકી અને જુદી હોઉં.' ઇત્યાદિ કહેતાં તેણે રડી એવું વાતાવરણ સર્જ્યું જાણે એ ઘણી જ દુઃખમાં હોય. આ સાંભળી મા તો ડઘાઇ ગઈ. 'બિચારી મારી દીકરીને આવું દુઃખ? બાઇ રે? એ શે સહેવાય? આવું હતું તો તારે મને કહેવું જોઇતું ને? કાંઇ વાંધો નહીં. તું તારે ઘેર જા. થોડા વખતમાં જ એનો ઉપાય કરું છું.' ધીરજ આપી તેને ઘેર મોકલી.

એકવાર ભિક્ષામાં ઘરે આવી ચડેલ કોઈ કાપાલિકની બન્ધુશ્રીએ ખૂબ હાવભાવપૂર્વક સેવા-ભક્તિ કરી. કાપાલિક પણ રોજ આવવા લાગ્યો. કહ્યું છે કે; કોઇને કોઈ વહાલું નથી. સહુને સ્વાર્થ વહાલો છે. સ્વાર્થથી જ કોઇ કોઈને ભજે-સેવે છે. દૂધનો નાશ જાણી વાછરડું પણ ગાયને છોડી દે છે.

રોજ ઘરે આવતા કાપાલિકને બન્ધુશ્રી સારું સારું ભોજન આદિ આપતી. એકવાર કાપાલિકે કહ્યું 'બાઈ, તેં સારી સેવા કરી. અમારા જેવું કાંઈ કામ હોય તો કહેજે.' બન્ધુશ્રી રડમસ થતાં બોલી 'મહાત્માજી! મારી એકની એક દિકરીને સાસરામાં શોક્યનું ઘણું જ દુઃખ છે. માટે શોક્યનું પતી જાય એવું કાંઈક કરો તો તમારો મોટો ઉપકાર' કાપાલિકે કહ્યું 'થોડા જ સમયમાં બધું પતાવી દઇશ.' અને પોતાને કામે લાગ્યો. કાળી ચૌદશે ક્યાંકથી એ એક મડદું લઇ આવ્યો. તેને નવરાવી-પૂજા કરી. વૈતાલી વિદ્યાનો જાપ કરી વૈતાલી વિદ્યાનું આહ્વાહન કર્યું. વિદ્યા પ્રત્યક્ષ થઇ પ્રયોજન પૂછવા લાગી. કાપાલિકે કહ્યું 'હે મહાવિદ્યે! જયસેનાને મારી નાખ. વિદ્યાદેવી ઉઘાડી તલવારે જયસેનાના ઘરે આવી. જયસેના પોતાના નિત્ય નિયમ પ્રમાણે બારણાં વાસીને ઊંડી મનશુદ્ધિપૂર્વક કાઉસ્સગ્ગ-ધ્યાનમાં ઉભી હતી તેના પર વૈતાલી વિદ્યા પોતાનો પ્રભાવ બતાવી શકી નહીં અને પાછી ફરી. ભયાનક મુદ્રાવાળી તેને પાછી ફરતી જોઇને ભયભીત કાપાલિક ક્યાંક નાસી ગયો.

પછી બીજી-ત્રીજીવાર કેટલાક દિવસને આંતરે તેણે જયસેનાને મારવા મોકલી પણ તેનો સમય જોઈને ધર્મક્રિયા કરવાનો અને વૈતાલી વિદ્યાને આવવાનો એટલે

વૈતાલીને સફળતા ન મળી. ચોથી વાર અઘોરીએ ખૂબ આક્રોશપૂર્વક કહ્યું કે 'આજે કામ કર્યા વિના પાછી ફરીશ નહી. છેવટ જે દુષ્ટ હોય તેને મારજે.' સમસમ કરતી વૈતાલી ચાલી. જયસેના તો સ્વસ્થ ચિત્તે દેવ–ગુરુનું ધ્યાન કરતી હતી એવામાં મહાપ્રમાદી ગુણસુંદરી લઘુશંકા માટે ઉઠી બહાર આવી ને વૈતાલીએ તેને પકડી વધેરી નાખી અને કાપાલિકને ખબર આપી પોતાને સ્થાને ચાલી ગઇ.

થોડી વારે જયસેના ક્રિયામાંથી નિવૃત્ત થઇ બહાર આવી ત્યાં મરેલી ગુણસુંદરીને જોઇ વિચારવા લાગી કે આ કલંક મારા માથે આવી પડશે તો ? તે તરત ઘરમાં આવી અને ઉપદ્રવ નિવારણનો કાઉસ્સગ્ગ કરી તેમાં સ્થિર થઇ. જયસેનાના હાલ જોવા બન્ધુશ્રી સવારના પહોરમાં તેના ઘરે આવી પણ આંગણામાં જ મરેલી ગુણસુંદરીને જોઇ હાય હાય કરતી બરાડા પાડી રડવા લાગી અને મહારાજા પાસે જઇ ફરિયાદ કરી કે જયસેનાએ મારી દિકરી ગુણસુંદરીને મારી નાખી. ક્રોધી થયેલા રાજાએ રાજપુરુષો મારફત જયસેનાને પકડી મંગાવી કાઉસ્સગ્ગમાં હોઇ તે કાંઈ પણ જવાબ આપતી નથી ત્યાં અચાનક શાસનદેવની પ્રેરણાથી તે કાપાલિક આવી ચડ્યો અને જોરથી બોલવા લાગ્યો કે "જયસેના નિર્દોષ છે તે ગુણસુંદરી જ દુષ્ટ હતી તેથી વૈતાલી વિદ્યાએ તેને હણી છે." ઇત્યાદિ આખી વાત કહી. જયસેના ઉપર પુષ્પવૃષ્ટિ થઇ અને તેનો જયજયકાર થયો. રાજાએ દુષ્ટ બુદ્ધિ રાખનાર બન્ધુશ્રીને દેશનિકાલ કરી. જયસેનાને પૂછયું 'ઓ સત્યવતી ! કહે આ સંસારમાં કયો સત્ય ધર્મ છે ?' જયસેનાએ યુક્તિ હેતુપૂર્વક કહ્યું કે–જગતમાં વીતરાગદેવે પ્રરૂપેલો સ્યાદ્વાદ ધર્મ જય પામે છે. તે જ સત્ય ધર્મ છે.'

રાજાએ પૂછયું હે સુશીલા ! ગંગા–પ્રયાગ આદિ તીર્થોમાં કયું તારનારૂં છે ?' તેણે ઉત્તર આપતા કહ્યું 'રાજન્ ! આ તો સ્વાર્થી લોકોએ પોતાના સ્વાર્થ પોષવા તીર્થો ઉપજાવી કાઢ્યા. તરતાં આવડે તો તરે અને નહીં તો એ નદીઓમાં ડૂબી જવાય. એ શું તારે ? તીર્થ તો સિદ્ધગિરિરાજ છે. ત્યાં અનંત આત્માઓ મુક્તિ પામ્યા ને સદાને માટે સંસાર તરી ગયા છે.

કાર્તિકી પુનમના દિવસે સિદ્ધગિરિ પર ઋષભદેવ પ્રભુના પુત્રો દ્રાવિડ મુનિ અને વારિખિલ્લ મુનિ દસ કરોડ મુનિઓ સાથે મુક્તિ પામ્યા. ફાગણ શુદ દશમના દિને નમિ અને વિનમિ નામના મુનિ બે કરોડ મુનિ સાથે નિર્વાણ પામ્યા. દર વર્ષે ફાગણ શુદ આઠમે શ્રી ઋષભદેવ પ્રભુ નવાણુ પૂર્વવાર સિદ્ધાચલે સમોસર્યા–પધાર્યા હતા. શ્રી શાંતિનાથ સ્વામિ અહીં ચોમાસું રહ્યા ત્યારે મુનિ અને ગૃહસ્થો મળીને સત્તર ક્રોડ મનુષ્યો સિદ્ધિ પામ્યા હતા. શ્રી અજિતનાથ પ્રભુના હાથે દીક્ષિત નવાણું હજાર સાધુઓ ચોમાસું રહ્યા હતા, તેમાંથી કાર્તિકી પૂનમે દસ હજાર મુક્તિ પામ્યા. આસોની પૂનમે વીસ કરોડ સાથે પાંડવો સિદ્ધિ પામ્યા. ફાગણ શુદ તેરસના દિવસે

શાંબ-પ્રદ્યુમ્ન ત્રણ કરોડ મુનિ સાથે સિદ્ધ થયા. કાલક મુનિ પાંચ હજાર સાથે, સુભદ્ર મુનિ સાતસો મુનિ સાથે, તેમના ભાઈ ભરત ત્રણ કરોડ મુનિ સાથે સિદ્ધિગતિ પામ્યા છે.

શ્રી વસુદેવની બોંતેર હજાર સ્ત્રીઓમાંથી પાંત્રીસ હજાર સ્ત્રીઓ આ તીર્થાધિરાજ પર મુક્તિ પામી છે. બાકીની સાડત્રીસ હજાર પત્નીઓ ભિન્ન ભિન્ન સ્થળે મુક્તિ પામી છે. દેવકી અને રોહિણી આગામી ચોવીશીમાં શ્રી જિન થવાની છે. શ્રી સિદ્ધગિરિની પંજાગિરિ નામક ટુંક પર સુકોશલ નામના મુનિ વાઘના ઉપદ્રવથી ભવનો અંત કરી સિદ્ધ થયા એમ અનંતા આત્માઓ આ તીર્થે સિદ્ધ થયા અને ભવિષ્યમાં પણ અનંત આત્માઓ સિદ્ધિગતિગામી થશે.

ચૈત્રી પૂનમે પુંડરીક ગણધર પાંચ કરોડ મુનિ સાથે સિદ્ધ થયા. આવો અદ્‌ભુત મહિમા છે શ્રી સિદ્ધગિરિરાજનો. શ્રી તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રા કર્યાથી સર્વ તીર્થની યાત્રાનું ફળ મળે છે. આ બધો પ્રતાપ શ્રી જિનધર્મનો છે.' રાજા આ બધું સાંભળી ખૂબ પ્રસન્ન થયો, તેણે ઘણી પ્રશંસા કરી ધર્મ અને તીર્થની. જયસેનાને બહુમાનપૂર્વક વિદાય આપી. જયસેનાએ સર્વ કદર્થનાનું મૂળ સંસાર જાણી દીક્ષા લીધી અને અંતે મુક્તિ પામી.

ત્રિકરણ શુદ્ધિથી ધર્મમાં સ્થિર જયસેના શાશ્વત સુખને પામી, તેમ જીવે ઉપાધિમાં અકળાયા વગર ધર્મમાં સ્થિર થવું જોઈએ.

## ૧૬. મનઃશુદ્ધિ

મનની શુદ્ધિ વિના જેઓ મુક્તિ મેળવવા તપોનુષ્ઠાન આદિ કરે છે તેઓ ભરદરિયે વહાણ પડતું મૂકી બાવડાથી સાગર તરવા ઇચ્છે છે. માટે મુક્તિના અભિલાષીએ અવશ્ય મનશુદ્ધિમાં લક્ષ્ય રાખવું જોઈએ. કારણ કે ઘણા આરંભશીલ આત્માને પણ મનશુદ્ધિથી મોક્ષમાર્ગ સુલભ બને છે અને મુક્તિ મળે છે. તે સંબંધમાં આનંદ શ્રાવકનો પ્રબંધ આ પ્રમાણે છે.

વાણિજ્યગ્રામ નગરના કોલ્લાક સંનિવેશ ( ઉપનગર )માં એક આનંદ નામક સદ્‌ગૃહસ્થ રહેતા હતા. શ્રમણ પરમાત્મા મહાવીરદેવ પાસે જતાં લોકોના સમૂહને જોઈને તે પણ ગયા. પ્રભુની સ્યાદ્વાદ જણાવતી કલ્યાણી વાણી સાંભળી તેઓએ પ્રભુ પાસે વ્રતો સ્વીકાર કર્યાં. દ્વિવિધ-ત્રિવિધે સ્થૂળથી પ્રાણાતિપાત મૃષાવાદ આદિના ત્યાગ સ્વરૂપ પાંચ અણુવ્રત ગ્રહણ કર્યાં. ચોથા વ્રતમાં પોતાની પત્ની સિવાય અન્ય કોઈપણ નારી આદિના સંબંધનો ત્યાગ કર્યો પાંચમા વ્રતમાં ચાર કરોડ સુવર્ણમુદ્રા ઘરે રાખવાની, ચાર કરોડ વ્યાજે રોકવાની અને ચાર કરોડ વેપારમાં રોકવાની છુટ રાખી, તે સિવાય બાકીનો ત્યાગ કર્યો.

દસ હજાર ગાયનું એક, એવા ચાર ગોકુળ રાખ્યા. એક હજાર ગાડાં, પાંચસો હળ, પોતાના માટે ચાર વાહન ઇત્યાદિ પાંચમા વ્રતમાં તેનો નિયમ કર્યો. તેમ છઠ્ઠા

દિશાવ્રતમાં ગમનાગમનની ભૂમિની મર્યાદા કરી સાતમા ભોગ–ઉપભોગ વ્રતમાં અનંતકાય (કંદમૂળ) અભક્ષ્ય તેમજ પંદરે કર્માદાનનો સર્વથા ત્યાગ કર્યો. જેઠીમધનું દાતણ મર્દન માટે શતપાક સહસ્રપાક તેલ, ઉદ્વર્તન માટે ઉપલોટ અને કુષ્ટની પીઠી, નહાવા માટે ગરમ પાણીના આઠ ઘડા, પહેરવા માટે એક જોડ ચીનાંશુક ( રેશમી ), સફેદ કમળ અને માલતીના ફૂલ, અલંકારમાં નામવાળી વીંટી અને કુંડલની જોડ, ધૂપમાં દશાંગાદિ, ખાવામાં પેયા, મિષ્ટાન્નમાં ઘેવર અને ખાજા, ભાતમાં કલમશાલના ચોખા, દાળમાં મગ–ચણા–અડદની દાળ, શરદઋતુમાં તપાવેલું ગાયનું ઘી, શાકમાં ડોડી આદિ ફળમાં આમળા, માત્ર આકાશથી પડતું સંચિત કરેલું પાણી અને મુખવાસમાં જાયફળ, લવીંગ, ઈલાયચી કંકોલ અને કપૂરથી વાસિત તાંબૂલ એટલું રાખી બાકી બધો ત્યાગ કર્યો. આમ પ્રભુ પાસે બાર વ્રત અંગીકાર કરી નવતત્ત્વાદિની સમજણ લઇ તે આનંદ ઘેર આવ્યા. તેમને અતિ પ્રસન્ન જોઇ શિવાનંદાએ કારણ પૂછતાં તેમણે કહ્યું ‘ આજે મને અપૂર્વ–અચિંત્ય લાભ મળ્યો છે.’ એમ કહી વ્રત–ધર્મપ્રાપ્તિની વાત તેમણે કહી અને ઉમેર્યું કે તું પણ પરમાત્મા પાસે જઈ ધર્મ સાંભળ અને સ્વીકાર કર.

આ સાંભળી શિવાનંદા સરખી સન્નારીઓ સાથે રથમાં બેસી ભગવાન પાસે ગઇ. વંદન આદિ કરી ધર્મ સાંભળ્યો અને અહોભાવથી સ્ત્રીકાર કર્યો. અત્યંત નિષ્ઠાપૂર્વક ધર્મ પાળતાં આ દંપતીને ચૌદ વર્ષ વીતી ગયા. એક પાછલી રાત્રિએ આનંદ જાગી ગયા ને ધર્મનો વિચાર કરવા લાગ્યા. ખોબામાં ભરેલા પાણીને જેમ સાચવી શકાતું નથી તેમ લાખ પ્રયત્ને પણ આ જીવન લાંબો કાળ સાચવી શકાતું નથી. અતિ મોંઘું આ જીવન સાવ સસ્તે ભાવે ચાલ્યું જાય છે. લોકો કુશળ પૂછે છે પણ જ્યાં આયુષ્ય ઓગળતું હોય ત્યાં કુશળ ક્યાંથી હોય ? જીવનનો મોટો ભાગ તો પૂરો થઇ ગયો, માટે હું પ્રમાદ છોડી શ્રાવકની પ્રતિમા વહન કરૂં. આ પ્રમાણે નિર્ણય કરી સવારે જ્ઞાતીય–ગોત્રીયજનોને નોતરી તેમને ભોજન કરાવી વસ્ત્રાદિની પહેરામણી કરી પોતાની શુભ ભાવના જણાવી, મોટા પુત્રને વહેવાર વાણિજ્ય ભળાવી પોતે પૌષધશાળામાં આવી આ પ્રમાણે પ્રતિમા વહન કરી.

પ્રથમ સમકિતની પ્રતિમા એટલે રાયાભિયોગેણં ઇત્યાદિ છ આગારનો પણ ત્યાગ કરી શંકા–કાંક્ષાદિ દૂષણ રહિત જરાય અતિચાર વિના એક મહિનો શુદ્ધ સમ્યક્ત્વનું પાલન કરવા રૂપ પહેલી પ્રતિમા વહી.

બીજી વ્રત પ્રતિમા એટલે બારે વ્રત સમકિત સહિત અખંડપણે બે માસ પર્યંત પાળવા તે.

ત્રીજી સામાયિક પ્રતિમા ત્રણ માસની હોય છે. પૂર્વની બંને પ્રતિમાની આરાધનામાં બંને ટંકની નિયમિત યથાવિધિ સામાયિક ભળે છે.

ચોથી ચાર મહિનાની પૌષધ પ્રતિમા, તેમાં પૂર્વની ત્રણે પ્રતિમાની આરાધના ઉપરાંત દરેક મહિનાની ચારે પર્વણીમાં ચોક્કસ રીતે પૌષધ કરવાનો હોય છે.

પાંચમી પાંચ માસની પ્રતિમામાં પહેલાની પ્રતિમાની ઉપાસના સાથે ચાર પર્વીના પૌષધમાં રાત્રિના ચારે પ્રહર કાઉસ્સગ્ગ કરવાનો હોય છે.

છઠ્ઠી છ મહિનાની બ્રહ્મચર્ય પ્રતિમામાં પૂર્વની પાંચે પ્રતિમાની ક્રિયાપૂર્વક છ મહિના પર્યંત શુદ્ધ બ્રહ્મચર્ય પાળવાનું હોય છે.

સાતમી પ્રતિમામાં છ પ્રતિમાની વિધિ કરવા ઉપરાંત સાત માસ સુધી સચિત્ત પદાર્થનો ત્યાગ કરવાનો હોય છે.

આઠમી પ્રતિમામાં પૂર્વની સર્વ આરાધના સહિત આઠ મહિના આરંભનો સર્વથા ત્યાગ હોય છે.

નવમી પ્રતિમામાં નવ માસ સુધી પૂર્વની આરાધના સાથે કોઈ નોકર વગેરે વ્યક્તિને મોકલી કાર્ય કરવાનો પણ ત્યાગ હોય છે.

દસમી પ્રતિમામાં પૂર્વની નવે પ્રતિમાની વિધિ સાચવવા ઉપરાંત પોતા માટે કરેલા આહારાદિનો પણ પરિહાર હોય છે અને અગિયારમી પ્રતિમામાં તો પોતે અસ્રા કે લોચથી મુંડ થઇ રજોહરણ તેમજ ઉપગ્રહ (ઉપકરણ) ગ્રહણ કરી શ્રમણની જેમ ધર્મને સ્પર્શીને અગિયાર માસ સુધી વિચરે. સાધુની જેમ પોતે શ્રાવકને ઘેર ભિક્ષાએ જાય અને 'પ્રતિમા–પ્રતિપન્નાય શ્રાદ્ધાય ભિક્ષાં દેહિ' એમ કહી યોગ્ય ભિક્ષા ગ્રહણ કરે. આવી રીતે આનંદ શ્રાવકે અગિયારે પ્રતિમા સત્ત્વપૂર્વક વહન કરી પાંચ વર્ષ અને પાંચ માસે આ પ્રતિમા પૂર્ણ થતાં આનંદ શ્રાવક ઘણાં જ કૃશ થઇ ગયેલા તેમનું શરીર નિર્બળ થયેલું. આત્મા તેટલો જ સબળ થયેલો. સત્ત્વહીન શરીર જોઈ અતિ સાત્ત્વિક આનંદ વિચારવા લાગ્યા 'આ શરીર હવે વધારે ચાલી શકે તેમ નથી. સંયમ પણ લેવાતું નથી. મારા પરમ ઉપકારી પરમ ગુરુ પરમાત્મા મહાવીરદેવ હજી આ પૃથ્વી પર વિચરે છે ત્યાં સુધીમાં મારે પુરુષાર્થ કરી લેવો જોઈએ. કલ્યાણકારી નિર્ણયને તેમણે ક્રિયાશીલ બનાવ્યો અને સંલેખના (અણસણ) લઇ ધર્મધ્યાનમાં લીન થયા, મનઃશુદ્ધિ સબળ થવાથી તેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું.

એવામાં પરમાત્મા મહાવીર ભગવંત વાણિજ્યગ્રામમાં સમવસર્યા. શ્રી ગૌતમસ્વામિ ભગવંતને વંદન કરી છઠને પારણે ગૌચરી પધાર્યા. ત્યાં લોકોને મોઢે આનંદ શ્રાવકની સંલેખના આદિના સમાચાર જાણી તેઓ તેને દર્શન દેવા પૌષધશાલામાં પધાર્યા.

ગૌતમસ્વામિને પધારેલા જોઈ આનંદ બોલ્યા 'ભગવન્! શારીરિક અશક્તિને કારણે અભ્યુત્થાન આદિ કરી શકતો નથી માટે અવિનયની ક્ષમા આપજો. આપ સમીપમાં પધારી મસ્તકે વંદન કરવા દેવા પ્રસાદ કરો' શ્રી ગૌતમસ્વામી સમીપ આવતાં આનંદ શ્રાવકે વંદન કરી શાતા પૂછી પછી પૂછ્યું 'ભગવન્! શ્રાવકને અવધિજ્ઞાન થઈ શકે?' તેમણે ઉત્તરમાં કહ્યું 'હા, મહાનુભાવ! શ્રાવકને પણ અવધિજ્ઞાન થઈ શકે.' આનંદે કહ્યું 'મને અવધિજ્ઞાન થયું છે. તેથી હું ઉપર સૌધર્મ દેવલોક,

લોલુકપ્રભા નામક પ્રથમ નર્કાવાસનો પાથડો તથા તીર્છાલોકમાં સમુદ્રમાં ત્રણ દિશાએ પાંચસો યોજન તથા ઉત્તર દિશામાં ચુલ્લ હિમવંત સુધી હું જોઈ શકું છું.'

આશ્ચર્ય પામેલા શ્રી ગૌતમસ્વામી બોલ્યા 'આનંદ! ગૃહસ્થને આટલી લાંબી મર્યાદાવાળું જ્ઞાન થઈ ન શકે. માટે તમારે મિચ્છામિ દુક્કડં આપવું જોઇએ.'

આણંદે પૂછ્યું 'દયાળ, અસત્ય બોલે તેણે મિથ્યાદુષ્કૃત દેવું જોઈએ કે બીજાએ?'

'જે અસત્ય બોલે તેણે.'

આણંદ બોલ્યા 'જો એમ હોય તો આપશ્રીએ મિથ્યાદુષ્કૃત દેવું ઘટે.'

આ સાંભળી સંદિગ્ધ થયેલા શ્રી ગૌતમસ્વામી શ્રી મહાવીર પ્રભુ પાસે આવ્યા અને તેમને પૂછતાં તેઓશ્રીએ ફરમાવ્યું કે 'હે ગૌતમ! આણંદ યથાર્થ બોલે છે.' આ સાંભળી શ્રી ગૌતમસ્વામી તરત જ પાછા ફર્યા અને આણંદ શ્રાવકને 'મિચ્છામિ દુક્કડં' દીધું.

આણંદ શ્રાવક સારા ઉલ્લાસપૂર્વક ધર્મ આરાધી પ્રથમ દેવલોકના અરૂણાભ નામના વિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળા ઋદ્ધિશાળી દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહે જન્મી મુક્તિ પામશે (શ્રી આણંદ શ્રાવકનું ચરિત્ર ઉપાસકદશાંગ નામક સાતમા અંગસૂત્ર અને શ્રી વર્દ્ધમાન દેશનામાં સવિસ્તર છે)

આ પ્રમાણે પ્રવર્દ્ધમાન મનઃશુદ્ધિવાળા આનંદ શ્રાવકનું વૃત્તાંત સાંભળીને શ્રાવકોએ આદરપૂર્વક મનશુદ્ધિ માટે પ્રયત્ન કરવો જોઇએ.

## ૧૭. વચનશુદ્ધિ

જીવ–અજીવ આદિ તત્ત્વોનાં પ્રકાશક શ્રી જિનઆગમ છે. કોઇપણ સંયોગોમાં અને વિષમ સ્થિતિમાં પણ જેઓ શ્રી જિનાગમથી વિપરીત ન બોલે તેઓ વચન–શુદ્ધિવાળા કહેવાય.

જેમ સદ્દાનથી ગૃહસ્થાઇ અને વિવેકથી ગુણનો વૈભવ તેમ મોક્ષસુખ માટેનું સમ્યક્ત્વ આગમાનુસારી સત્ય વચનથી ઓળખાય છે.

ચંદનની સુગંધી ઘસાયાથી, શેરડીની મીઠાશ પીલાયાથી તેમ સન્નિષ્ઠ આત્માઓનું સમ્યક્ત્વ કસોટીએ ચઢ્યા પછી પ્રસિદ્ધ થાય છે. શ્રી કાલિકાચાર્યજીનું દ્રષ્ટાંત આ બાબતને જણાવે છે.

તુરમણિ નામક નગરીમાં એક કાલિક નામના સજ્જન બ્રાહ્મણ રહે. તેમને ભદ્રા નામની બહેન અને દત્ત નામનો ભાણેજ હતો. કાલકે જૈનાચાર્યથી પ્રતિબોધ પામી તેમની પાસે દીક્ષા લીધી. કાલિક દીક્ષિત થયા પછી દત્ત પર કોઈનો દાબ ન રહ્યો અને તે સ્વચ્છંદી બનવા લાગ્યો. ત્યાંના રાજા જિતશત્રુની સેવા કરતાં તે પોતાના

કૌશલ્યથી રાજાનો મંત્રી બની ગયો. ધીરે ધીરે તે રાજ્યતંત્રમાં ઉંડે સુધી ઉતર્યો. પ્રધાન મંડળને સ્વાધીન કરી રાજ્યધુરા અને રાજ ઉપર પણ વિશ્વાસ ઉપજાવી તેણે રાજાને બંદીવાન બનાવ્યો અને રાજા બની બેઠો. પરલોકની તેને જરાય પડી નહોતી. રાજા બની તે વધારે નિષ્ઠુર થયો પરંતુ પોતાની કીર્તિને માટે તે યજ્ઞ-યાગ હોમ હવન આદિમાં ધનવ્યય છૂટા હાથે કરતો.

તેના મામા શ્રી કાલિકે દીક્ષા લીધેલી. તેઓ યોગ્ય ગુણવાન બહુશ્રુત ખ્યાતનામ અને કીર્તિવાન ગચ્છાધિપતિ થયા.

કપટથી જિતશત્રુનું રાજ્ય પડાવી લેનાર દત્ત યજ્ઞ આદિ ખૂબ કરાવતો. તેથી ઘણાં જીવોનો વધ થતો જોઇ તેને ઘણો હર્ષ થતો.

એક મોટા સમુદાય સાથે શ્રી કાલિકાચાર્ય પોતાના નગરમાં આવ્યા. તેમના દર્શને પ્રજાના ટોળેટોળાં ઉભરાયા. દત્તની બુદ્ધિમાં દુષ્ટતા જ રમતી હતી. તેને જૈન-ધર્મ પર જરાય પ્રીતિ નહોતી પણ પ્રજાનો ધસારો જોઈ માતાનો આગ્રહ હોઇ તે શ્રી કાલિકાચાર્યના દર્શને આવ્યો. વંદન કરી એક તરફ બેઠો. ઔપચારિક વાતો પછી તેણે પૂછ્યું 'મામા ! યજ્ઞ કરવાથી શું ફળ મળે ?' તેમણે ઉત્તર આપ્યો કે 'દયામાં ધર્મ છે અને ધર્મના ફળ ઘણાં સારાં છે.' દત્તે ફરી કહ્યું 'મેં તમને યજ્ઞનું ફળ પૂછ્યું છે. તેનો જવાબ આપો ને આડી વાતો પછી કરજો.' યજ્ઞના ફળ બાબત તેણે વારે વારે પૂછ્યું ત્યારે આચાર્યશ્રી બોલ્યાઃ- દત્ત ! મેં તને બરાબર જ ઉત્તર આપ્યો છે. તું નથી જાણતો કે જ્યાં જ્યાં હિંસા હોય ત્યાં ત્યાં પાપ હોય. અતિઘોર હિંસા-મય પાપનું ફળ નિર્વિવાદ નરક જ હોય. યજ્ઞમાં તો ઘોર હિંસા જ થતી હોય છે. તમારા લૌકિક ગ્રંથોમાં પણ લખ્યું છે કે 'હાડકામાં શંકર, માંસમાં વિષ્ણુ અને વીર્યમાં બ્રહ્માનો વાસ હોય છે માટે માંસભક્ષણ કરવું જોઈએ નહીં. તલ અને સર-સવ જેટલું પણ જે માંસ ખાય તે સૂર્ય-ચંદ્રની સ્થિતિ સુધી નરકનાં દુઃખો ભોગવે છે.'

આ સાંભળી દત્ત આ વાતોને મિથ્યા પ્રલાપ કહી હસવા લાગ્યો ને પૂછ્યું 'ત્યારે તો તમે સ્વર્ગે અને હું નરકે જઈશ કેમ ?'

આચાર્ય બોલ્યા 'હા રાજા, આજથી સાતમે દિવસે તને કુંભીમાં પકવવામાં આવશે અને મરીને તું નરકે જશે.' તેણે પાછું પૂછ્યું 'શી ખાત્રી ?'

'ખાત્રી એ કે મૃત્યુના પહેલે દિવસે તારા મુખ પર વિષ્ટા પડશે. જો તેમ થાય તો તું વિશ્વાસ રાખજે કે તારી દુર્ગતિ થશે.'

ખીજાયેલા દત્તે પૂછ્યું 'અને તમારી ગતિ કઈ થશે ?'

'રાજન, હું સ્વર્ગે જઈશ. ધર્મના ફળ તો ઘણા સારા છે. તે જીવને દુર્ગતિમાં પડવા દેતા નથી. આ સાંભળી ક્રોધિત થયેલા દત્તને મામાનો ઘાત કરવાની દુષ્ટ ભાવના થઈ આવી પણ પછી વિચાર આવ્યો કે સાત દિવસ પછી આઠમે દિવસે હું

જાતે આવી મારીશ અને કહીશ કે મારૂં નહીં તમારૂં મોત આવ્યું છે.' આમ વિચારી તેણે ઉપાશ્રયની ચારેતરફ ચોકીદારો ગોઠવી દીધા રાજમહેલમાં આવી તેણે આજ્ઞા બહાર પાડી કે નગરમાં કોઇએ વિષ્ઠા કરવી નહીં. કચરો પણ રાખવો નહીં અને આખું નગર સ્વચ્છ રાખવું.' આ પ્રમાણે પાકો બંદોબસ્ત કરી રાજા દત્ત રાજમહેલમાં જ ભરાઇ રહ્યા. દિવસની ગણત્રીમાં ભૂલ થવાથી છટ્ઠા દિવસને સાતમો સમજી ખૂબ દબદબાપૂર્વક મોટી સવારી કાઢીને તે કાલિકાચાર્યને ખોટા પાડવા ચાલ્યો.

તે વખતે રાજમાર્ગથી જતાં એક માળીને તીવ્ર હાજત થવાથી તેણે ઝાડે જઇ ઉપર ફૂલ મૂકી દીધાં. એટલામાં દત્તરાજની સવારી આવી. તેની આગળ ચાલતા ઘોડાનો પાછલો પગ વિષ્ઠામાં પડતાં જોરથી પગ ઉપાડતાં તેમાં ચોંટી આવેલી વિષ્ટા ઊડીને દત્તના મોઢા પર પડી, તરત જ દત્ત ચમક્યા. ગંધાતી વિષ્ટા હાથ ફેરવતાં ઓળખાઇ ગઈ. શ્રી કાલિકાચાર્ય મહારાજના શબ્દો તાજા થઇ કાનમાં ગુંજવા લાગ્યાં. તેને શંકા પડતાં દિવસની ગણત્રી કરી. એક આખા દિવસની ભૂલ સમજાયાથી તે છળી ઉઠ્યા. તે પરસેવામાં રેબઝેબ ને ગભરાટથી બેબાકળા થઇ ગયો. તે તરત ત્યાંથી પાછો ફર્યો.

આ તરફ રાજ્યના હિતચિંતકોએ આ છ દિવસમાં દત્તની અસાવધાનીનો લાભ લઈ રાજાને વ્યવસ્થિત તૈયારી કરી દત્ત પાછો ફરે તે પૂર્વે રાજાને સિંહાસન પર બેસાડી દીધો અને દત્તને પકડી કેદખાનામાં નાખ્યો. તેના હીન આચરણના લીધે તેની ઘણી કદર્થના થઈ અને સાતમે દિવસે કુંભીમાં પકાવી કરપીણ રીતે મારી નાંખવામાં આવ્યો. અંતે તે નરકે ગયો.

આ પ્રમાણે કોઈનીય શેહમાં તણાયા વગર અને મૃત્યુનો ડર રાખ્યા વિના યથાસ્થિત વાક્ય બોલવું જોઇએ. તેથી આ ભવ, પરભવ અને ભવોભવ ઉત્તમ સુખ મળે.

## ૧૮. કાયશુદ્ધિ

તલવાર આદિથી ભેદાવા અને બંધન–કેદ આદિથી પીડાવા છતાં અર્થાત્ અતિ વિષમ આપત્તિમાં આવવા છતાં જે રાગ–દ્વેષના જીતનાર જિનેશ્વરદેવ સિવાય અન્યને નમસ્કાર કરતા નથી તે ભાગ્યશાળી કાયશુદ્ધિવાળો સમકિતી કહેવાય.

ઉત્તમ કોટિના ગુણો અને સર્વથા દોષનો અભાવ શ્રી અરિહંત દેવોમાં જ છે. તેથી તેઓ વંદન–પૂજનને યોગ્ય છે. તેમને કરેલ વંદન–પૂજનથી દુઃખના કારણનો નાશ સંભવે છે ત્યારે અન્ય દુઃખનું કારણ અને સ્વરૂપ પણ જાણતા નથી. વજ્રકર્ણની કાયશુદ્ધિ સંસારમાં વખણાયેલી છે.

ઇક્ષ્વાકુ વંશમાં જન્મેલા અયોધ્યાના અધિપતિ મહારાજા દશરથના સુપુત્ર શ્રી રામચંદ્રજી, રાજરાણી કૈકેયીના વચનથી પત્ની સીતા અને ભાઇ લક્ષ્મણ સાથે વનવાસે નીકળ્યા. પંચવટીથી અવંતી નગર જતાં વચમાં તેમણે અતિ સમૃદ્ધ પણ માણસ વગ-

રતું એક નિર્જન નગર જોયું. શ્રી રામચંદ્રે લક્ષ્મણને પૂછતાં લક્ષ્મણ એક વટેમાર્ગુ માણસને શોધી શ્રી રામચંદ્ર પાસે લઈ આવ્યા. તેણે બંનેને પ્રણામ કર્યા. પછી નગરની નિર્જનતાનું કારણ જણાવતાં તેણે કહ્યું.

આ નગરનું નામ દશપુર છે. અહીંના રાજા વજ્રકર્ણ હતા. તે સમજુ અને સાત્વિક હતા પણ તેમને આખેટ (શિકાર)નું વ્યસન હતું. તેઓ એકવાર પોતાના સાથીઓ સાથે શિકારે ગયા. મૃગના ટોળાં તો જાય નાઠાં પણ એક સગર્ભા હરિણી રાજાના બાણની ઝપટમાં આવી ગઈ. તેનો ગર્ભ પડી ગયો, તે અતિવ્યાકુળ થઇ તરફડવા લાગી. આ દૃશ્ય એટલું બધું કરૂણ હતું કે રાજાને પણ કમકમા આવ્યા. દયાની લાગણી ઉત્પન્ન થઈ આવી. તે પોતાની જાતને ધિક્કારવા લાગ્યો.

આ હત્યાથી વ્યથિત થયેલો રાજા 'અરેરે, મેં અતિઘોર પાપ કર્યું, હવે આ પાપથી કેવી રીતે છુટકારો થશે ?' એમ બોલતો નિરાશ રાજા આમથી તેમ દોડવા લાગ્યો. ત્યાં એક શિલા પર ચંદ્ર સમાન સૌમ્યતાવાળા એક મુનિરાજને જોઇ તે તેમની પાસે ગયો, વંદન કરી પૂછવા લાગ્યો કે 'તમે આવા ઘોર જંગલમાં એકલા એકલા શું કરો છો ? મુનિએ કહ્યું 'હું મારૂં હિત કરું છું' રાજા બોલ્યો 'તો મારૂં પણ કાંઇ હિત થાય તેવું કહો ને.' મુનિએ કહ્યું 'હે ભદ્ર ! સમ્યક્ત્વપૂર્વકની અહિંસામાં જ આત્માનું હિત સમાયેલું છે.

રાગ-દ્વેષ રહિત એવા જિનેન્દ્રદેવને તરણતારણ ભગવાન માનવાં, ચારિત્ર રત્નના નિધાન એવા ગુરુને ગુરુ જાણવા અને જીવ-અજીવ તત્ત્વોની શ્રદ્ધા રાખવી તેને સમ્યક્ત્વ કહેવામાં આવે છે. પરમાત્માએ આને જ પ્રધાનતા આપેલ છે. જેઓના મસ્તક શ્રી અરિહંત પરમાત્મા તથા તેમના આજ્ઞાધીન મુનિઓ સિવાય ક્યાંય નમતું નથી તેનું સમ્યક્ત્વ, નિર્વાણસુખના નિધાન જેવું વિશુદ્ધ કહેવાય.'

ઇત્યાદિ ઉપદેશ સાંભળી રાજાએ બોધ પામી સમ્યક્ત્વયુક્ત બાર વ્રત ગ્રહણ કર્યા અને એવી પ્રતિજ્ઞા કરી કે આજથી શ્રી વીતરાગ અને તેમનાં સાધુઓ સિવાય કોઈને નમસ્કાર કરવા નહીં. એક વાર એ પોતાના મહેલમાં બેઠો વિચાર કરે છે કે હું અવંતીનરેશ સિંહરથ રાજાનો હું ખંડિયો રાજા હોઈ મારે જ્યારે જ્યારે એની પાસે જવાનું થશે ત્યારે ત્યારે તેને નમસ્કાર કરવા પડે. જો તેમ થાય તો મારો નિયમ જાય. માટે કાંઈક રસ્તો શોધવો પડશે. એમ વિચારી તેણે વીંટીમાં નાનકડી રત્નમય મુનિસુવ્રત સ્વામીની પ્રતિમા જડાવી. જ્યારે રાજાને નમન કરવાનો અવસર આવે ત્યારે ત્યારે વીંટીમાં જડેલા ભગવાનને માથું નમાવે. એકવાર કોઈક ચાડીયાએ આ વાત સિંહરથને કહી. આથી રાજાને ખીજ ચઢી કે મારા તાબાનું રાજ્ય ભોગવે છે ને નમસ્કાર કરવામાં ય કપટ કરે છે. ઉદ્ધતાઈનું ફળ અવશ્ય મળવું જોઈએ એમ વિચારી તેણે વજ્રકર્ણના નગર તરફ આક્રમક પ્રસ્થાન કર્યું. યુદ્ધવાદ્ય વગાડતું સૈન્ય આંધીની જેમ આકાશ ધમધમવા લાગ્યું.

આ તરફ વજ્રકર્ણ રાજાને કોઇકે આવીને કહ્યું 'હે સહધર્મી સિંહરથ રાજા મોટા સૈન્ય સાથે વેગપૂર્વક તમારા ઉપર ચઢાઈ કરાવી ધસી આવે છે. માટે તમે સાવધાન થઈ જે ઉપાય લેવો હોય તે લો.'

રાજાએ પૂછયું 'તમે કોણ છો ?' રાજા મારી વાત તથ્ય હીન છે છતાં સાંભળો.

હું કુંડનપુરનો રહેવાસી વૃશ્ચિક નામનો નાતે વણિક અને ધર્મે શ્રાવક છું. એકવાર ઘણો બધો માલ લઈ વેપાર માટે હું ઉજ્જયિની નગરી ગયો. ત્યાં વસંત-ઋતુમાં વન ઉત્સવ જોવા ઉપવનમાં ગયો હતો તે વખતે ત્યાં અનંગલતા નામની અતિ સુંદર ગણિકાના પરિચયમાં આવ્યો અને પરિણામ એ આવ્યું કે એના સહવાસે મને જડ બનાવી દીધો. એના વિના કાંઈ દેખાય નહીં, એ જે કહે તે હું પ્રાણુના જોખમે પણ કરું. કમાવાનું દૂર રહ્યું, હતું તે પણ મેં ખલાસ કર્યું. કોઈ એવો અશુભનો ઉદય થયો કે મારો વિવેક સમજણ-ચતુરાઈ બધું હવા થઇ ગયું. એકવાર ગણિકાએ ત્યાંની રાણીના ઘરેણાં જોઈ ગેલ કરતાં મને કહ્યું 'રાણી ઘરેણાંથી કેવી સુંદર લાગે છે. મને આ ઘરેણાં લાવી આપોને, તમે ય મારા રાજા જ છો ને ?' મેં તેને કહ્યું 'તને બિલકુલ એના જેવા જ સરસ દાગીના કરાવી આપીશ.' પણ તેણે તો જીદ જ લીધી કે ઘરેણાં તો રાણીના. એ જ લાવી આપો તો તમારો પ્રેમ સાચો. એની વાતમાં આંધળો થયેલો હું છેવટે હું ચોરી કરવા રાજમહેલે પહોંચ્યો. રાજાના શયનકક્ષ સુધી હું પહોંચી ગયો. રાજા-રાણી જાગતા પલંગમાં પડયાં હતાં. રાત ઘણી વીતી હતી. હું સંતાઇને અવસરની વાટ જોતો હતો. ત્યાં રાણી બોલી; 'આજ મહારાજાને અકળામણ છે કે ઊંઘ આવતી નથી ?' તેણે કહ્યું, રાણી ! જગતમાં કેવા કેવા લોકો હોય છે ? પેલો વજ્રકર્ણ મોટો ધર્માત્મા થયો છે મને નમન-નમસ્કાર કરવામાં એનો ધર્મ ચાલ્યો જાય માટે એ પ્રપંચીએ એની વીંટીમાં એના ભગવાનને જડયાં છે.

માથું તેમને નમાવે અને નમન અમને જણાવે. હું એને મારી એનું માથું મારા પગમાં મૂકીશ ત્યારે જ મને ચેન મળશે. તેણે કહે છે કે નિયમ લીધો છે કે વીત-રાગ સિવાય કોઇને નમવું નહી, એજ મારા સાચા સ્વામી છે, પણ કાલ સવારે જ પ્રસ્થાન કરવા આજ્ઞા આપી છે. 'ઓ રાજા, ઉજ્જયિનીનરેશના આ શબ્દો સાંભળી મને વિચાર આવ્યો 'અહો કયાં એ દ્રઢધર્મી મહારાજ વજ્રકર્ણ અને કયાં એક બજારૂ બાયડીના કહેવાથી દુઃસાહસ કરનાર હું કુળવાન સદ્‌ગૃહસ્થ છતાં ચોર ? કેટલી હદ સુધી હું ગબડી ગયો ! ધિક્કાર છે મારી દુર્બુદ્ધિને ! પછી તરત હું ત્યાંથી નીકળી અનં-ગલતા પાસે આવ્યો, તેની પાસેથી વિદાય માંગી. તેણે મને ખૂબ મનાવ્યો ને મમતા બતાવી પણ મેં મારો નિર્ણય કરી લીધો હતો. હું સાંઢણી પર બેસી ઉતાવળે તમને ચેતવવા આવ્યો છું. તમારી દ્રઢતાની વાતે મને પણ સાબદો કરી ધર્મકર્તવ્યનો સાદ આપ્યો છે. સારૂં પ્રણામ, હવે હું જઇશ. તમારે ધર્મની રક્ષા ખાતર જે ઉપાય લેવા હોય તે લો.'

આ સાંભળી પ્રસન્ન થયેલા વજ્રકર્ણે વૃશ્ચિક વણિકને ઉચિત સત્કાર કરી પહેરામણી પૂર્વક વિદાય આપી.

વજ્રકર્ણ રાજાએ નગર બહારના ઉપનગરો ખાલી કરાવી લોકોને નગરમાં બોલાવી લીધા. નગરમાં બધી સગવડ કરાવી દરવાજા બંધ કરાવી દીધાં. એવામાં રાજા સિંહરથે નગર ઘેરી લીધું ને પડાવ નાંખી પડયો. દૂતમુખે તેણે વજ્રકર્ણને કહેવરાવ્યું કે 'હજી બગડયું નથી. તું અમને નમસ્કાર કરી જા અને સુખે તારૂં રાજ્ય કાંઈ ભોગવ. નહીં તો મૃત્યુ સિવાય તારી ગતિ નથી એ નક્કી વાત છે.'

વજ્રકર્ણે ઉત્તરમાં કહેવરાવ્યું કે મને ધર્મમાં સુખ અને શાંતિ છે. તેથી વધીને કાંઈ રાજ્ય-વૈભવ નથી. માટે મને ધર્મમાર્ગ (જવાનો રસ્તો) આપો તો બીજે જઈ ધર્મ આરાધું. રાજ તમે રાખો.'

પરંતુ સિંહરથે જવાનો માર્ગ ન આપ્યો. તે વજ્રકર્ણને મારવાની પેરવીમાં પડયો છે. તેથી આ ઉપનગરો ઉજ્જડ થઇ ગયાં છે. વસ્તી ચાલી ગઈ છે.

આ સાંભળી શ્રી રામચંદ્ર લક્ષ્મણ સાથે ત્યાં આવ્યા. છેવટે રામ લક્ષ્મણ સિંહોદરને જીતી વજ્રકર્ણ સાથે સંધી કરાવે છે આ રીતે વજ્રકર્ણે નિયમ જરાય બગાડયો નહીં. તેઓ એકાવતારી દેવ થઈ ત્યાંથી ચ્યવી મનુષ્ય થઇ મુક્તિ જશે.

શ્રી વજ્રકર્ણ રાજાની અડગતા સાંભળી ભાવુક શ્રાવકોએ શ્રી જિનેન્દ્રપ્રભુ સિવાય અન્યને નમસ્કાર ન કરવા જોઇએ અને કાયશુદ્ધિવાળા થવું જોઇએ, જેથી શીઘ્રતાથી મુક્તિ પ્રાપ્ત થાય.

## ૧૯. શંકા

શંકા, કાંક્ષા, વિચિકિત્સા, મિથ્યાદૃષ્ટિની પ્રશંસા અને તેમનો પરિચય આ પાંચે સમ્યક્ત્વને દૂષિત કરે છે માટે દૂષણ કહેવાય છે.

અરિહંત પરમાત્માએ કહેલ ધર્મમાં-તત્ત્વમાં સંદેહ થવો તેનું નામ શંકા છે. સમ્યક્ત્વનું તે પહેલું દૂષણ છે. શંકા દેશથી અને સર્વથી એમ બે પ્રકારે હોય છે. દેશથી એટલે એક પદાર્થના સ્વરૂપનો સંદેહ થવો, જેમકે જીવ પદાર્થ છે તો ખરો પણ તે સર્વગત છે (સર્વવ્યાપી) કે અસર્વગત છે? સર્વથી શંકા તે મૂળભૂત પદાર્થ કે તત્ત્વમાં સંદેહ. આ શંકા-સંદેહ સમ્યક્ત્વને દુષ્ટ કરી તેમાંથી જીવને ભ્રષ્ટ કરે છે.

શંકા પર બાળકનું દૃષ્ટાંત.

એક બાળકની માતા મૃત્યુ પામતા તેના પિતાએ બીજું લગ્ન કર્યું. અપરમાતા બાળકને પણ સારી રીતે સાચવતી અને અપરમાતા જેવું જરાય જણાવા દેતી નહીં. થોડા દિવસે તેને પણ એક પુત્ર થયો, પોતાની આંખની કીકીની જેમ બંને પુત્રોમાં કોઈ જરાય ફરક જોયો નહોતો. છોકરાં થોડા મોટા થયા એટલે તેમને નિશાળે મૂક્યાં. બંને બાળકોમાં કોઈ જાણતું નહોતું કે સાચું શું? અને સાવકું શું? પણ આ સંસા-

રના લોકોને શાંતિ જોઈતી નથી. તેમનાથી શાંતિ જીરવાતી નથી અને કોઇ શાંતિથી રહે તે પણ જાણે ગમતું નથી. પોતાના ઘરે પોતાની માતા આદિના મોઢે તે બાળકોના સહપાઠીઓએ સાંભળેલું કે અમુક બાળકો સગા ભાઇ નથી ને અમુક મા તે સાચી નહીં પણ સાવકી મા છે, અને સાવકી માનો વહેવાર સાવકા પુત્ર સાથે સારો ન હોય, તે ખાવા-પીવા-પહેરવા આદિમાં ઘણો ભેદ રાખે. અરે! કેટલીક માતા તો સાવકા દિકરાને કાંઇક ખવરાવી દે. અને ધીરે ધીરે આ વાત પેલા સાવકા દિકરા પાસે આવી. પહેલા તો તેણે એ વાતને મહત્ત્વ ન આપ્યું પણ જ્યારે ઘણાએ કહ્યું કે આ તારી સાચી મા નથી. સાવકી તો કોણ જાણે શું ય કરે! તેને મન પોતાના પુત્રનું ઘણું મહત્ત્વ હોય, પોતાના પુત્રનાં હિત માટે સાવકાને મારી પણ નાંખે કાંઇક ખવરાવી પણ દે.

આ રીતે તે છોકરાને વિશ્વાસ થઇ ગયો કે આ મારી સગી મા નથી, અને તે મારા કરતા એના પુત્રની સાર-સંભાળ વધારે લે છે. આમ માતા પર એને શંકા થઇ. શંકાથી જોનારને કદી સાચું દેખાય નહીં, શંકા બળવાન બનતી જાય. આ શંકા જાણે છોકરાને જ ખાવા લાગી. તેની ઉંઘ અને ભૂખ ઓછી થઇ ગઇ, તે માથી દૂર દૂર રહેવા લાગ્યો. માએ દિકરાની દુર્દશા જોઇ ખૂબ વહાલથી કારણ પૂછ્યું. પણ પેલાને સંદેશ જાણે જીવનમાં જ વણાઇ ગયા હતો. માના નિર્વ્યાજ વાત્સલ્યને પણ તે છલના સમજવા લાગ્યો. માને ચિંતા થઈ, તેણે પોતાના પતિને વાત કરી કે આપણા મોટા દિકરાને કોણ જાણે શું થયું છે? પૂરું ખાતો ય નથી. દિવસ આખો ખોવાયેલો ખોવાયેલો રહે છે. મેં તો નજર પણ ઉતારી, પણ કાંઇ સમજાતું નથી. કોઈ વૈદ્યને બતાવીએ.'

શરીરમાં તો રોગ હતો નહીં. વૈદ્ય શું બતાવે? તેણે નિર્બળતા કહી અને તેના નિવારણ માટે અડદની પેયા (ખીર) ખવરાવવા જણાવ્યું.

એકવાર જેવો છોકરો નિશાળેથી આવ્યો તેવો માએ તેને અડદની પેયા પીરસી ગરમ ગરમ ખાઇ જવા કહ્યું. આજે સાવ સહુથી જૂદું અને કાળી કાળી માંખી મારી દૂધમાં બાફી નાખી હોય એવું ખાણું જોઈ છોકરો ગભરાયો. બેઠો બેઠો થાળીને અને માને જોયા કરે. મોઢું બગાડે પણ ખાય નહીં. માએ કહ્યું 'ખાઇ લે. તારા માટે જ બનાવી છે. છતાં તેણે ખાધી નહી ત્યારે માએ આંખ કાઢી કહ્યું ખાઇ લે કહું છું, નથી સમજાતું? એટલામાં એના બાપા આવ્યા તેમણે પણ કહ્યું જલ્દી ખાવા મંડ, ઠર્યા પછી નહીં ભાવે' છોકરાને પણ વિદ્યાર્થીઓની વાત યાદ આવી કે નવી માની બધી વાત બાપા માને, દિકરાની એકે ય ન માને. તેણે ભયથી પેયા ખાવાની શરુઆત કરી પણ કોળીયે કોળીયે તેને ઝેરની જ જાણે ગંધ અને માખીઓનો જ સ્વાદ આવવા લાગ્યો. થોડીવારમાં તેનું ચિત્ત બગડી ગયું. ઉલ્ટીઓ થવા લાગી અને છેવટે તે મરી ગયો. ત્યારે તેના સાવકાભાઇએ ખીર ખાધી, તેણે પૌષ્ટિક આહારનું કામ કર્યું. કેમ કે તેને મા પર વિશ્વાસ હતો. શંકાથી આવાં અનર્થો થાય છે. માટે શ્રી જિનવચનમાં સંદેહ રાખવો નહી. શંકાથી કેવાં અનર્થો થાય છે? તે પર તિસગુપ્ત નિહ્નવનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

વિશ્વવન્દ્ય પરમાત્મા મહાવીરદેવને કેવળજ્ઞાન થયાં પછી સોળ વર્ષે તિસગુપ્ત નિહ્નવ ( ભગવંતના વચનનો ઉત્થાપક ) થયો.

રાજગૃહી નગરીમાં ગુણશીલ નામના ચૈત્યમાં ચૌદપૂર્વધારી શ્રીવસુ નામક આચાર્ય પધાર્યા. તેમની સાથે તેમના તિસગુપ્ત નામના શિષ્ય પણ હતા. આત્મપ્રવાદ પૂર્વ ભણતા એવો પાઠ આવ્યો કે 'હે ભગવન્! એક જીવપ્રદેશને જીવ કહેવાય ?' ઉત્તર, 'ના, ન કહેવાય.' 'બે જીવપ્રદેશ જીવ કહેવાય ?' 'ના, ન કહેવાય.' યાવત્ સંખ્યાતા અસંખ્યાતા જીવપ્રદેશને જીવ ન કહેવાય, એક પ્રદેશ ઓછો હોય તો પણ જીવ કહેવાય નહીં પણ સંપૂર્ણ–એક પણ ઓછો નહીં એવા સમસ્ત લોકાકાશના પ્રદેશ પ્રમાણ જીવના પ્રદેશ હોય તો જ તે જીવ કહેવાય.' આ પાઠ ભણતાં તિસગુપ્તને શંકા થઇ કે આ પાઠ પરથી તો એમજ લાગે છે કે છેલ્લા પ્રદેશમાં જ જીવ છે. બીજામાં નહીં.

આ શંકા દૃઢ થતાં તેણે ઘણાને જણાવી ને ભ્રમમાં નાખ્યા. તેનો આ અનર્થ શ્રી વસુ આચાર્યે જાણ્યો. તેઓ તેની પાસે આવી હિતબુદ્ધિથી મિત્રની જેમ કહેવા લાગ્યાં 'હે વત્સ ! રેતીના એક કણમાં જો તેલ ન હોય તો હજાર–લાખ યાવત્ અસંખ્યકણમાં પણ ન જ હોય, તેમ આત્માના પહેલા–બીજા આદિ પ્રદેશમાં જીવ ન હોય તો છેલ્લામાં પણ જીવ ક્યાંથી આવે ? કેમકે બધાં પ્રદેશ તો સરખા જ છે, આમ કરતા તો જીવના અભાવની જ આપત્તિ થાય. માટે આ પ્રમાણે અર્થ કરવાનો નથી.'

આ સાંભળી શિષ્યે કહ્યું 'આ તમારી વાત તો આગમને વ્યાઘાત પહોંચાડનારી છે. કારણ કે આગમમાં પાઠ છે કે, પ્રથમ આદિ પ્રદેશો વિના છેલ્લા પ્રદેશમાં જીવસત્તાનું વિદ્યમાનપણું છે તો પછી વિશ્વબન્ધુ મહાવીરદેવના વચનનો શાને નિષેધ કરો છો ? ગુરુજીએ જણાવ્યું કે, એજ પાઠમાં એમ કહેલું છે કે જેટલા આકાશના પ્રદેશ છે તેટલાં જ આત્માના પ્રદેશ છે. જો પાઠ પ્રમાણ છે તો શંકાને ક્યાં સ્થાન છે ? અર્થાત્ સમસ્ત સંપૂર્ણ પ્રદેશે જ આત્મા કહેવાય. જેમ તાંતણાના સમૂહથી જ વસ્ત્ર થાય, તે વસ્ત્ર કહેવાય પણ એક આદિ તાંતણાને વસ્ત્ર કહેવાય નહીં, તાંતણામાં તંતુત્વ રહેલું છે, પણ તેને જેમ વસ્ત્ર કહેવાય નહીં, તેમ તમામ આત્મપ્રદેશમાં જીવસત્તા રહેલી છતાં એકાદિને જીવ ન કહેવાય.'

આમ ઘણી રીતે તેને ગુરુજીએ સમજાવ્યો પણ તેણે પોતાની જીદ છોડી નહીં, આખરે કોઇ ઉપાય ન રહેતાં ગુરુ મહારાજે તેને ગચ્છની બહાર કર્યો.

એકવાર તિસગુપ્ત વિચરતાં આમલકલ્પા નગરીમાં આવ્યા અને પોતાના મતનો જોર-શોરથી પ્રચાર કરવા લાગ્યા. એક મિત્રશ્રી નામના શ્રાવકે તેમને યથાર્થ વસ્તુસ્થિતિ સમજાવવાના આશયથી પોતાને ઘેર ગોચરી પધારવાનો આગ્રહ કર્યો. તેઓ એને ઘેર આવ્યા. શ્રાવકે ખૂબ જ બહુમાન-આદર પૂર્વક ઉત્તમ આસને બેસાડી તેમની સામે વિવિધ જાતના ખાન-પાન અને વસ્ત્રાદિ લાવી મૂક્યાં. મહારાજજીના પાતરા આગળ

પૂર્વક પકડી લીધાં, જાણે હમણાં એ પાત્ર ભરી દેશે અને નિવારવાં છતાં માનશે નહીં. પણ તેણે મોટા મોટા થાળમાંથી દરેક વસ્તુની એક એક કણી ડોળપૂર્વક પાતરામાં વહોરાવી. શાક, દાળ-ભાત બધાના કણ ને છાંટા પાત્રમાં નાખી દોરાનો તાંતણો ખભે મૂકી, બહુ ખુશ થઈ કહેવા લાગ્યો કે 'આજ બધાં મનોરથો સફળ થયાં, સોનાનો સૂરજ ઉગ્યો ને માંગ્યા મેઘ વરસ્યા. દિકરા-દિકરીઓ ભાઈ-બહેનો બધાં અહીં આવો. જુઓ તો ખરા આજે આપણને કેવો અપૂર્વ લાભ મલ્યો. આજ તો આટલી બધી વસ્તુ મહારાજજીને વહોરાવી આપણે કૃતાર્થ થયાં છીએ. આવો અવસર પાછો ક્યાં? ચાલો બધાં આપણે વંદન કરીએ. ઇચ્છામિ ખમાસમણો....

પછી શ્રાવક બોલ્યો, મહારાજજી! અવાર-નવાર પધારી લાભ આપતા રહેજો.' મહારાજ સમજી ગયા કે આ હવે વિદાય આપે છે. તેઓ બોલ્યા, 'શ્રાવક, તેં તો આજ ખરા ઠગ્યા ભઈ. આટલે છેટે અમને લાવ્યો અને હાસ્ય ઉપજાવે તેવો તમાસો કર્યો.' શ્રાવકે કહ્યું ' આપના મત પ્રમાણે મેં આપની બરાબર ભક્તિ કરી છે. જો આત્માના છેલ્લા પ્રદેશમાં જ જીવત્વ છે તો તમને આપેલ પણ વસ્તુઓના છેલ્લાં જ કણ છે. તમારા મત પ્રમાણે એક દાણાથી જ તમને તૃપ્તિ અને એક તાંતણાથી શરીરનું આવરણ થશે.'

આ સાંભળતાં જ તિસ્સગુપ્તનો ભ્રમ ભાંગી ગયો અને તેઓ સદ્બોધ પામ્યા. તેમણે કહ્યું વાહ રે શ્રાવક! ધન્ય છે તને, તેં મને ખરો બોધ આપ્યો. જો આ યુક્તિ ન વાપરી હોત તો સત્ય સમજાત નહીં. તું મારા ગુરુ તુલ્ય છે. હું ગુરુ મહારાજ પાસે જઇ મારા અપરાધની ક્ષમા માગીશ અને આલોચનાદિ લઇ શુદ્ધ થઇશ.' પછી શ્રાવકે સાચી ભક્તિપૂર્વક આહાર આદિ વહોરાવ્યાં. તિસ્સગુપ્ત પણ ગુરુ મહારાજ પાસે આવી શુદ્ધ થયા. કાળાંતરે સ્વર્ગે ગયા.

શ્રી તિસ્સગુપ્તના આ ચરિત્રને સાંભળી નક્કી કરવું કે શ્રી જિનવાક્યમાં શંકા કરવાથી સારી બુદ્ધિ પણ મલિન થઇ જાય છે. માટે કદી શંકા કરવી નહી.

અન્ય નિહ્નવોની નોંધ આ પ્રમાણે છે.

(૧) શ્રી મહાવીરપ્રભુના કેવળજ્ઞાન પછી ચૌદમે વર્ષે જમાલી નામક પ્રથમ નિહ્નવ થયા.

(૨) પ્રભુના કેવળજ્ઞાન પછી સોળમેં વર્ષે તિસ્સગુપ્ત થયા.

(૩) પ્રભુના નિર્વાણ પછી બસો ચઉદ વર્ષે અવ્યક્ત નિહ્નવ થયા.

(૪) પ્રભુના નિર્વાણ પછી બસો વીશ વર્ષે શૂન્યવાદી થયા.

(૫) પ્રભુના નિર્વાણ પછી બસો અઠાવીસ વર્ષે, એક સમયે બે ઉપયોગવાદી ગંગદત્ત થયા.

(૬) વીરપ્રભુના નિર્વાણ પછી પાંચસો ચુમ્માલીસ વર્ષે નોજીવ-મતવાદી રોહગુપ્ત નિહ્નવ થયો.

(૭) વીરનિર્વાણથી પાંચસો ચોર્યાશી વર્ષે ગોષ્ઠામાહિલ થયા.

(૮) વીરનિર્વાણથી છસો નવ વર્ષે દિગંબરમતસ્થાપક સહસ્રમલ્લ થયો.

(૯) છેવટે જિનપ્રતિમા ઉત્થાપક-નિષેધક હુંઢકમતી-લુંકામતી થયા.

આ બધા એક એક વસ્તુના ઓળવનારા પણ નિહ્નવ કહેવાયા. માટે જિનેશ્વર-ભગવંતના આગમ-વચનમાં જરાય શંકા ન કરવી.

## ૨૦. કાંક્ષા

ક્યાંક મતિની દુર્બળતાને લીધે, ક્યારેક ગીતાર્થ પુરુષોના વિયોગથી, એકાગ્રતા-સ્થિરતાના કે નય-નિક્ષેપના બોધના અભાવે અથવા ગાઢ જ્ઞાનાવરણીય કર્મના ઉદયે, હેતુ ઉદાહરણાદિ સારી રીતે ન જાણી-સમજી શકાય તોય શ્રી સર્વજ્ઞપ્રભુનું વચન યથાર્થ જ છે. એમ ચિંતવવું જોઇએ. અને પોતાના સમ્યક્ત્વને સુસ્થિર રાખવું જોઇએ.

સંસારમાં એવા પણ કેટલાક પદાર્થો કે ભાવો છે જેને કેવલી ભગવંતો જાણે છે પણ સંપૂર્ણપણે કહી શકતાં નથી. અર્થાત્ જીવને સમજાવી શકતાં નથી. તે ભાવો અનુભવગમ્ય છે. માટે પ્રભુના વચન પર દૃઢ શ્રદ્ધા રાખવી. દેશથી કે સર્વથી એટલે કે કોઇ ધર્મની અમુક કરણી, આચરણી કે માન્યતા સારી છે. કરવા આચરવા જેવી છે એવી અભિલાષા તે દેશથી કાંક્ષા અને એ ધર્મ સારો છે, માટે એ અન્યમતને સેવવા-પામવાની વાંછા તે સર્વથી કાંક્ષા કહેવાય, તેનું વર્જન કરવું. નિઃસંદેહ થઇ દૃઢ શ્રદ્ધા રાખવી કે આ સંસારમાં જ્યાં કાંઈ જરા પણ સારૂં દેખાય છે એ શ્રી જિનેશ્વરદેવના પ્રતાપે છે. શ્રી જિનેશ્વરદેવનો ધર્મ જ આ જીવને તારનાર-ઉગારનાર છે. એમાં જ પરમાર્થ છે, નિસ્તાર છે. એ સર્વાંગ સ્વસ્થ અને સંપૂર્ણ છે. એમ સમજી બીજી બીજી અભિલાષા કરવી નહીં.

એકવાર એક રાજા અને મંત્રી ઉંધી શિક્ષા પામેલા ઘોડા પર સવાર થઈ ફરવા નિકળ્યા. ઉંધું શિક્ષણ મળ્યું હોવાને કારણે જેમ જેમ ઘોડા રોકવાને લગામ ખેંચી તેમ તેમ ઘોડા પવનની જેમ દોડવા લાગ્યા, અને ઘોર જંગલમાં ઉંડે ઉંડે ઉતરવા લાગ્યા. છેવટે કંટાળીને રાજા-મંત્રીએ લગામ ઢીલી મૂકી દીધી તો ઘોડા ઉભા રહી ગયા. ખુબ દોડયા હોઇ તેમના સાંધા ઢીલા થઇ ગયા ને તે ઢળી પડયા.

રાજાને પછી ભૂખ લાગી હોવાથી ત્યાં જે મળ્યાં તે ફળ પાંદડા ખાવા માંડયાં. મંત્રીએ વિવેકબુદ્ધિથી જાણી સુપાચ્ય અને સારાં ફળથી સંતોષ માન્યો. આમ ને આમ કેટલોક સમય વીતી ગયો. રાજા અકરાંતીયાની જેમ નવરો પડી ગુણદોષ સમજ્યા વિના જંગલી ફળો ખાધાં કરે. મંત્રીએ વિપરીત અસરવાળા ફળ છોડી દીધાં અને નિર્દોષ થોડા ફળથી નિર્વાહ કરી જાત-જાતનાં સુંદર ફળો જોઈ રાજાનું મન ખાવા લલચાતું અને ભૂખ પણ જબરી લાગતી એટલે રાજા તો ફળ ખાધાં કરે મંત્રીની સૂચના ગણકારે નહીં. થોડા સમયે વીખુટા પડી ગયેલા રાજપુરુષો રાજાને શોધતા ત્યાં આવી પહોંચ્યા

અને સહુ શહેરમાં પાછા આવ્યા. ઘણાં દિવસે જંગલમાંથી મહેલમાં આવેલ રાજાએ જે ભાળ્યું તે ખાવા માંડયું. પરિણામે તેને શૂળનો રોગ થયો અને રાજા મરણ પામ્યો.

મંત્રીએ ઘરે આવી વમન-વિરેચનના પ્રયોગે પેટ સાફ કરી જંગલી ફળના વિકારને શાંત કર્યો. મંત્રી ઋતુને અનુકૂળ પથ્ય આહાર લઈ સંપૂર્ણપણે સ્વસ્થ થયો.

અર્થાત્:-રાજા અને મંત્રી જેવા જગતમાં જીવો હોય છે. રાજાની જેમ ગુણ-દોષ કે પરમાર્થ જાણ્યા વિના અન્ય ધર્મના બાહ્ય ક્રિયાકાંડ, ભજન-કીર્તન, લીલા આદિ બાહ્ય અનુષ્ઠાન જોઈ તેની આકાંક્ષા કરે તો આ રાજાની જેમ અનર્થ પામે. પરંતુ પ્રધાનની જેમ પરમાર્થવૃત્તિથી ગુણ-દોષ જાણી, સ્યાદ્‌વાદમાર્ગને ભજનારા, નિશ્ચલ વૃત્તિવાળા થઇ અવશ્ય સુખના ભાગી થાય છે. માટે અન્ય અન્ય દર્શન (ધર્મ) ની કાંક્ષા કરવી નહી.

જે મનુષ્ય ગુણ-દોષ હાનિ-લાભ જાણ્યા વગર સર્વદેવો પર ભક્તિવાળો થાય તે જેમ પહેલા શ્રીધર સુખ ન પામ્યો તેમ સુખ પામી શકતો નથી.

ગજપુર નગરમાં સ્વભાવથી જ ભોળો શ્રીધર નામનો વણિક રહેતો હતો. એકવાર કોઇ મુનિરાજ પાસે ધર્મ સાંભળી તે પરમ શ્રદ્ધાળુ થયો, અને ત્રણે કાળ જિન-પૂજા આદિ એકાગ્ર મને કરવા લાગ્યો એકવાર તેણે જિનમંદિરમાં ભાવપૂજા કરતા પ્રભુ-જીના અલૌકિક ગુણની ભાવના ભાવતાં એવો નિર્ધાર કર્યો કે જ્યાં સુધી આ ધૂપ-ધાણામાંથી ધૂમાડો નીકળે ત્યાં સુધી સ્થિર થઇ મારે ધ્યાન ધરવું. તે ધ્યાનમાં બેઠો હતો ત્યાં એક મોટો કાળો સર્પ આવી ચઢયો અને શ્રીધરને ડંસવા લાગ્યો. છતાં શ્રીધર જરાય ક્ષોભ પામ્યા વગર કાયાની ભંગુરતા ભાવતો ધ્યાનમાં સ્થિર જ રહ્યો. ત્યાં તો શાસનદેવી પ્રકટ થઇ બોલી 'ઓ ભાગ્યવાન ! તને ધન્ય છે. તારી ધીરતા અને સત્ત્વથી હું રાજી થઇ છું. માટે તને જે કાંઇ ઇષ્ટ હોય તે તું માંગી લે, હું તને અવશ્ય પાપીશ.'

શ્રીધરે કહ્યું 'ધર્મના પ્રતાપે ઘણી ધરપત છે, મારે શું જોઈએ ?' આ સાંભળી દેવી ઘણાં તુષ્ટ થયાં. તેમણે શ્રીધરને એક ઉત્તમ મણિ આપ્યો. તે મણિના પ્રભાવે શ્રીધરના ઘરે વૈભવ જાણે છલકાવા લાગ્યો,

એકવાર એના કુટુંબના કોઈ સભ્યને માંદગી થઇ આવી, ઘણાં ઉપાયો અને ઉપચાર છતાં રોગે મચક ન આપી ત્યારે કોઈના કહેવાથી તેણે ગોત્રદેવીની પૂજા કરી. અને નૈવેદ્ય ધર્યાં. ભાગ્યજોગે રોગીને લાભ થયો. ત્યારબાદ ઘરમાં કોઇ ને કાંઈ તો કોઈ ને કાંઇ એમ વ્યાધિ રહ્યાં જ કરે. તેના પ્રતિકાર માટે શ્રીધરને લોકોએ જે કાંઇ બતાવ્યું. જે કોઇ દેવ-દેવી-યક્ષ આદિને પૂજવાનું જણાવ્યું, શ્રીધરે તે પ્રમાણે કર્યું.

શાંતિ, લાભ, આરોગ્ય આદિ માટે તો કાંઈ કેટલાય દેવોની પૂજા-યાત્રા માનતા આદિ કરવા લાગ્યો. તે સામાન્ય સ્થાનોમાં સાવ સામાન્ય જનોની તેને સંગત થવા

લાગી. તેમના આચાર વિચારનો તેના પર પ્રભાવ પડવા લાગ્યો. સંગ પ્રમાણે રંગ આવે છે

તુંબડી કોઇ સાધુપુરુષ પાસે હોય તો તે પાત્રની શોભા પામે. ગવૈયા પાસે હોય તો તેને વાંસમાં જોડી એકતારો કે તંબૂરો બનાવે, સરસ મજાનું ગાય અને તુંબડીમાં જડેલા તારમાંથી સુમધુર સૂર પેદા કરે. તરવા ઇચ્છનાર તુંબડીને કેડે બાંધી દુસ્તર જળ-પ્રવાહને સહેલાઇથી તરી જાય છે. વ્યસની તેમાં દારૂ પીવે કે કાપાલિક લોહી ભરી પીવે. અર્થાત્ તુંબડી કદાચ એકજ વેલડીની હોય, પણ સંગત પ્રમાણે તેનામાં ગુણ-દોષ દેખાય છે.

એકવાર શ્રીધરના ઘરમાં ચોર લોકોની ધાડ પડી. તેના ઘરમાંથી સારભૂત બધી વસ્તુઓ તે ઉઠાવી ગયા. છેવટે શ્રીધરને ખાવાનાં પણ સાંસાં પડવા લાગ્યાં. શું કરવું? કાંઇ સમજાયું નહીં છેવટે ઘરમાં ભેગાં કરેલા દેવતાઓ પાસે ત્રણ દિવસની લાંઘણ કરી બેઠો. ત્રીજે દિવસે એક દેવે કહ્યું 'તું શા માટે મારી સામે ભૂખે મરે છે?' તેણે કહ્યું 'ઘણી ઉપાધિમાં આવી પડયો છું. કોઇ રીતે મને માર્ગ બતાવો, સંપત્તિ વિના હવે તો આબરુ પણ જવા બેઠી છે.' ખીજાયેલા દેવે કહ્યું 'જા પેલી કુળદેવતા પાસે, તારી તો એ સગી છે, ને તને તો તેના પર અપાર વિશ્વાસ છે. જા ત્યાં.' તેણે કુળદેવતાને વિનંતી કરી, તેણે કહ્યું 'અરે, અક્કલ વિનાના, મારી પાસે આવતાં તને શરમ પણ ન આવી. હું તારા કુળની પરંપરાની દેવી અને તું મને મૂકી બીજે રઝ્યો. મારૂં મહત્ત્વ ઓછું પાડયું. ઊઠ ઊભો થા, જા તારા વ્હાલા ગણેશ પાસે' તેણે ચંડિકા બતાવી. ચંડિકાએ યક્ષ બતાવ્યો. યક્ષે કહ્યું જા, જા. ડાહ્યા તારા શાસનદેવતા પાસે જા. જ્યારે હોય ત્યારે શાસનદેવતાના ગુણ ગાતો ફરતો હતો હવે ત્યાં જ જાને, એ જ તારો ઉદ્ધાર કરશે. ચાલ ભાગ અહીંથી. અને એ ગભરાઇને શાસનદેવીને શરણે ગયો. તેણે કહ્યું 'ભાઇ. સ્વસ્થ થા. નિદ્રા-પ્રમાદ-વિકથાનો ત્યાગ કરી સર્વદોષ રહિત-સમસ્તગુણના ભંડાર એવાં દેવાધિદેવનું શરણ લે. તેમને ભજ, તેમની સેવા આદિ કર તો તારૂં કલ્યાણ થાય.' અને તે પોતાના ધર્મમાં સ્થિર થયો. શાસનદેવીએ તેને પછીથી ચિંતામણિ રત્ન આપ્યું.

તેથી તે અતિ સમૃદ્ધિશાળી થયો, અંતે થોડા જ ભવ કરી તે મુક્તિ પામ્યો. શ્રી જિનશાસનના જાણકાર છએ દોષોમાં ગર્હિત અને ઉપહાસ્યપાત્ર કાંક્ષા નામનો દોષ ન લગાડવો. દોષથી શ્રીધરની જેમ અસ્થિરતા અને ઉપાધિ મળે છે, ને ત્યાગથી તેની જેમ જ સર્વ સમૃદ્ધિ અને છેવટે મુક્તિ મળે છે.

## ૨૧. વિચિકિત્સા

દેશથી (આંશિક) અથવા સર્વથી (સંપૂર્ણ) પોતે આચરેલી ક્રિયાના ફળમાં સંદેહ કરવો તેને વિચિકિત્સા નામનું દૂષણ સમજવું. સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, તપ, જપ, તપ પચ્ચક્ખાણ આદિ ક્રિયાનું-પાળેલા શીલનું ફળ મળે તેમ ફળ મળશે કે

નહીં ? ફળમાં સંદેહ થવો તેનું નામ વિચિકિત્સા. શંકામાં જિનવચન પર સંદેહ થવો ત્યારે કાંક્ષામાં ક્રિયાના ફળ પ્રતિ સંદેહ હોય છે. અથવા સાધુ મુનિરાજોને કે તેમનાં વસ્ત્રોને મેલા-અસ્વચ્છ કે પરસેવાદિની દુર્ગંધવાળા જોઇ અણગમો ઉત્પન્ન કરવો કે તે બાબતનો અણગમો કહી સંભળાવવો તે પણ દુગંછા કે વિચિકિત્સા દોષ કહેવાય. આમ કરતાં વીતરાગદેવે પ્રરૂપેલા ધર્મ ઉપરની આસ્થા ડગવા લાગે અને સમકિતમાં દૂષણ લાગે માટે દુગંછા ન કરવી.

દુગંછા કરવાનું ફળ દુર્ગંધાની કથાથી જણાય છે.

રાજગૃહીના મહારાજા શ્રેણિક એકવાર મોટા ઠાઠમાઠથી પ્રભુ શ્રી મહાવીરદેવને વાંદવા ચાલ્યા. રાજમાર્ગે થઈ સમવસરણ તરફ જતા માર્ગમાં સહન ન થઇ શકે તેવી દુર્ગંધથી શ્રેણિક રાજાને આશ્ચર્ય થયું. તેમણે તપાસ કરાવી કે આ શાની દુર્ગંધ છે ? સેવકોએ તપાસ કરી જણાવ્યું 'મહારાજા ! આ નાળા પાસે નવજાત બાળા તજી દેવાઇ છે. તેના શરીરમાંથી આ અતિ તીવ્રતર દુર્ગંધ આવે છે, જે કોઈથી સહી શકાતી નથી.' આ સાંભળી રાજા પોતે ત્યાં જઇ જોઇ આવ્યા. તેમને ઘણું આશ્ચર્ય થયું. પછી પ્રવચન બાદ તેમણે પ્રભુજીને વંદન કરી પૂછયું કે 'ભગવન્ ! હમણાં મેં અતિ ગંધાતી છોકરી જોઇ છે. તેણે પરભવમાં શું પાપ કર્યું હશે ? કે જન્મતાં જ તેને તરછોડી દેવામાં આવી, ને ગંધ તો કેવી ? માથું ફાટી જાય તેવી !' ભગવંતે કહ્યું 'રાજા, અહીં નજીકમાં વાણિજ્યગ્રામ નામનું ઉપનગર છે ને ? ત્યાં રહેતા ધનમિત્ર નામક શેઠને ધનશ્રી નામે એક દિકરી હતી. ઉનાળાની ઋતુમાં તેના લગ્ન પ્રસંગે ઘરમાં તૈયારીઓ ચાલતી હતી. તેવામાં એક મુનિરાજ તેમના ઘરે વહોરવા પધાર્યા. શેઠે દિકરીને કહ્યું 'બેટા, ઘણો સરસ અવસર મળ્યો, તારો આજ લગ્ન દિવસ છે. માટે તું લાભ લે.' ધનશ્રી નાહી-ધોઇ, સારાં કપડાં-ઘરેણાં પહેરી તૈયાર થઈ હતી સુગંધી પદાર્થોથી તેણે પ્રસાધન કર્યું હતું. અંગવિલેપનની મહેક મહકી રહી હતી. તે મહારાજજીને વહોરાવવા રસોડામાં ગઈ, પણ તેમના મેલા પરસેવાવાળા કપડા અને શરીરમાંથી આવતી દુર્ગંધથી મોઢું મચકોડવા ને નાક ચઢાવવા લાગી.

એક તો યુવાવસ્થા તેમાં વળી લગ્નનો દિવસ. ખૂબ સારી રીતે તેની સાજસજ્જા ને અંગરાગ કરવામાં આવેલ. થોડી છકી ગયેલી તે વિચારવા લાગી. 'અરે આ મુનિ કેવા ગંદા છે ? કેટલી વાસ મારે છે ? શરીર-કપડા ચોકૂખા રાખતા હોય તો ?' આમ એને દુગંછા થઇ આવી ને તેણે દુષ્કર્મ બાંધ્યું. આ કર્મનો તેને પસ્તાવો પણ ન થયો ને તેણે આલોયણ પણ લીધી નહીં. છેવટે મૃત્યુ પામી તે આ નગરમાં જ એક ગણિકાની કૂખે ઉપની. તે ગર્ભમાં આવી ત્યારથી મા-ગણિકા બહુ પીડાતી. તેણે ગર્ભ પાડવાના ઉપાય પણ કર્યાં પરંતુ ગર્ભપાત ન થયો ને છોકરી જન્મી. જન્મતા જ એવી દુર્ગંધ ઘરમાં ભરાઇ ગઇ કે કંટાળીને ગણિકાએ તેને ગંદી

ગંદી વિષ્ઠાની જેમ તરત ગામ બહારના નાળામાં નખાવી દીધી. એ જ બાળાને રાજા તમે જોઈને આવ્યા છો.

રાજાએ પૂછયું 'ભગવન્ ! એ બિચારીનું શું થશે ?' ભગવાને જણાવ્યું 'રાજા ! તેણે દુર્ગંછા કરી જે કર્મ બાંધ્યું હતું તે અતિ તીવ્રતાથી ભોગવી લીધું છે. ગયા ભવમાં ભાવપૂર્વક કરેલા સુપાત્રદાનના પ્રભાવથી હવે સારી સોભાગી થશે તે યુવતી થશે ત્યારે રાજા ! એ તમારી રાણી બનશે એક વાર તમે બંને સોગઠા રમતા હશો ત્યારે એવી શરત કરી હશે કે જે હારે તે જીતનારને ખભે બેસાડે. તેમાં તમે હારશો ને એ તમારા ખભે બેસશે. આવા પ્રભુજીના વચનો સાંભળી વિસ્મિત થયેલા રાજા મહેલમાં આવ્યા ને સુખે કાળ વીતવા લાગ્યો.

આ તરફ જ્યાં દુર્ગંધા કન્યા પડી હતી ત્યાં થોડીવારે એક ગોવાલણ આવી. હવે દુર્ગંધાની દુર્ગંધ નાશ પામી હતી. તે સુંદર ને ઘાટીલી કન્યાને જોઇ પુત્રી વિનાની એ ગોવાલણ તેને ઘેર લઇ આવી. પાળી–પોષીને મોટી કરી. દિવસે દિવસે તેનું રૂપ–લાવણ્ય અને શરીરસૌષ્ઠવ ખીલવા લાગ્યું. તેનું મુગ્ધકર યૌવન આશ્ચર્ય ઉપજાવવા લાગ્યું.

એકવાર કૌમુદી ઉત્સવમાં રાજા અને પ્રજા બધા ભેગા થયા હતા. અભયકુમાર સાથે રાજા ક્રીડા જોઇ રહ્યા હતા. તેવામાં તે કન્યા રાજાની નજરે ચઢી. ઉભરાતા યૌવનવાળી, મધુર ભાષાવાળી, વધતાં સૌભાગ્ય–ભાગ્યોદયવાળી, મોટી આંખોવાળી, પાતળી કમરવાળી, પ્રગલ્ભ ગર્વવાળી, બાળહંસ જેવી રમ્ય ગતિ–ચાલવાળી, મત્ત હાથીના કુંભ જેવા સ્તનવાળી, બિંબફળ જેવા રાતા ઓષ્ટવાળી પૂર્ણ ચંદ્રમા જેવા મુખવાળી ભ્રમરાના સમૂહ જેવા કાળા કાળા વાળવાળી તે યુવતીને જોતાં જ રાજા તેના પર અનુરાગી થયા. ચતુર રાજાએ તે યુવતીના છેડામાં લાઘવ (ચપળતાવાળી કળા) થી પોતાના નામવાળી વીંટી બાંધી દીધી. ભીડમાં અભયકુમાર જેવાને પણ આ બાબતની ખબર પડી નહી. પાછા અભિનય કરતાં રાજા બોલ્યા, અરે મારી વીંટી ક્યાં ગઇ ? અમૂલ્ય વીંટી આટલામાં જ ક્યાંય પડી ગઇ છે.' પછી અભયકુમારને કહ્યું 'મારી વીંટી શોધી કાઢજે.' અભયકુમારે નગરમાં પ્રવેશ કરતા લોકો માટે એક દરવાજો ઉઘાડો રાખી બાકીના બંધ કરાવ્યા ને તપાસ શરૂ કરી. એમ કરતાં દુર્ગંધાના આંચલમાં બાંધેલી વીંટી અભયકુમારે પકડી પાડી ને પૂછયું 'આ વીંટી તું ક્યાંથી લાવી ?' તેણે કાન પર હાથ મૂકતા કહ્યું 'મને કશી ખબર નથી. આ વીંટી બાબત હું કાંઇ જાણતી નથી.' તેની નિખાલસતા અને દેખાવ પરથી અભય કળી ગયા કે આ યુવતી સાચી છે. રાજાએ જ આ કપટ કર્યું લાગે છે.' તેઓ તેને લઇ રાજા પાસે આવ્યા ને કહ્યું; લો મહારાજા, આ ચોર પકડાયો. મને લાગે છે કે વીંટી તો નહીં કાંઇ બીજું જ ચોર્યું છે.' રાજાએ હસતાં કહ્યું 'સાચી વાત છે. પછી તે યુવતીના મા-બાપની અનુમતિપૂર્વક અભિષેક તેની સાથે લગ્ન કર્યા. રાજાને કોટડી

બધી વહાલી થઇ ગઇ કે થોડા જ સમયમાં તે પટ્ટરાણી બની. એકવાર તેની સાથે રાજા સોગઠાબાજી રમતા હતા. રમતમાં એવી શર્ત કરવામાં આવી કે જે હારે તેણે જીતનારને ખભે બેસાડવા. આમ કરતા રાજા જ હાર્યો. જીતેલી રાણી જરાય ખચકાટ વિના રાજાના ખભા ઉપર ચઢી બેઠી.

સામાન્યકુળમાં ઉત્પન્ન થયેલ, જો કુળના ગૌરવ ને સન્માન પામે તો પણ પોતાના કૃત્યથી કુળને પ્રકટ કરે છે. મગધસમ્રાટ્ શ્રેણિકના ખભા પર દુર્ગંધાએ પોતે ગણિકાની પુત્રી હોવાને કારણે પગ મૂકયો. અર્થાત્ રાજાના ખભા પર ચઢી પોતાનું કુળ જાણે દેખાડયું. રાજાને પ્રભુની વાણી યાદ આવી.

જરાય ખચકાયા વિના પોતાના ખભા પર બેઠેલી રાણીની આ ચેષ્ટા જોઇ રાજા હસી ગયા. ખભા પરથી ઉતરેલી રાણીએ હાસ્યનું કારણ પૂછયું ‘ રાજાએ પરમાત્મા પાસેથી સાંભળેલું તેનું ગયા ભવ સહિતનું આખું ચરિત્ર કહી સંભળાવ્યું. તે સાંભળતાં જ તેને જ્ઞાનનો પ્રકાશ મળ્યો ને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો. રાજાની અનુમતિ માંગી રાજાને મનાવી દેવી દુર્ગંધા રાણી પ્રભુ મહાવીર પાસે આવી અને અનન્ય ઉત્સાહથી ચારિત્ર લીધું.

આ પ્રમાણે દુર્ગંધા રાણીનું ચરિત્ર સાંભળી પુણ્યશાળી જીવો સંયમી મુનિની કદી જુગુપ્સા-દુગંછા કરતા નથી.

## ૨૨ મિથ્યાત્વ.

મિથ્યાત્વી લોકોની પૂજાદિ તથા ક્રિયાકાંડ આદિની પ્રશંસા કરવી, તેમના અમુક રીતરિવાજ આદિનું કીર્તન કરવું, તેનું નામ પ્રશંસા નામક દૂષણ છે. આ પ્રશંસા બે પ્રકારની દેશથી અને સર્વથી હોય છે. કોઇ એક ધર્મની રીતિ-નીતિના વખાણ કરવા એ દેશથી પ્રશંસા અને અમુક ધર્મ આપણા કરતાં ઘણો સારો, એમાં કાંઇ તપ-ત્યાગ નહીં, સરળતાથી સધાય અથવા ધર્મ બધાય સારા, કોઇ ધર્મ ખોટું શિખવતા નથી એવી પ્રશંસા તે સર્વથી પ્રશંસા છે. આ પ્રશંસા કરવાથી આપણા સમ્યક્ત્વમાં દૂષણ લાગે છે. બીજા સામાન્ય જીવોને આપણા વચનથી સમ્યક્ત્વ ખોવાનો વારો પણ આવે છે. મિથ્યાત્વીની પ્રશંસા-અપ્રશંસા ઉપર સુમતિ અને નાગિલનો પ્રબંધ !

આ ભરતે મગધદેશનાં કુશસ્થળ નગરમાં સુમતિ અને નાગિલ નામના બે ભાઇઓ વસતા હતા. તેઓ અતિ ધનાઢય અને જીવાદિક નવતત્ત્વના જાણકાર હતા. કાળાંતરે અશુભના ઉદયથી તેમના ધનનો નાશ થયો. ધનની ખેંચમાં પણ તેમણે સત્ય જાળવી રાખ્યું. કદી તેમણે છળ-કપટ ન કર્યું. પૌષધ-પ્રતિક્રમણ-દેવપૂજા આદિ શુભ કરણી તેઓ કદી છોડતા નહીં. દિવસે દિવસે કારમી દરિદ્રતા તેમને ભીંસી રહી. સગા-સંબંધી પણ દૂર રહેવા લાગ્યા. તેમનો માન-મોભો પણ ઓગળવા લાગ્યો. બંને ભાઇ વિચારવા લાગ્યા કે ‘ એક પૈસો જતાં જાણે બધું ચાલી ગયું. હવે અહીં

રહેવા કરતાં પરદેશ જવું સારૂં છે. અને તેઓ એક દિવસ પરદેશ જવા ઉપડયા. રસ્તામાં તેમણે પાંચ મુનિરાજ અને એક શ્રાવકને પોતાની આગળ જતા જોયા. નાગિલે સુમતિને કહ્યું 'ભાઈ, આપણને સરસ સંગાથ મળ્યો. માટે ચાલો તેમની સાથે સાથે જઈએ. બંને ભાઈઓ તેમની સાથે ચાલવા લાગ્યા. નાગિલને સાધુની સાધુતામાં સંદેહ થયો. પરીક્ષા કરતાં ખામી દેખાણી. જેમ ઝવેરી બનાવટી ઝવેરાતને ઓળખી કાઢે છે તેમ નાગિલે સાધુઓને ઓળખી કાઢયા. તેણે પોતાના ભાઈ સુમતિને કહ્યું 'ભાઇ ! ભગવાને શ્રીમુખે ફરમાવ્યું છે કે–હે ગૌતમ ! કુશીલ, અવસન્ન, પાર્શ્વસ્થા, સ્વચ્છંદ અને શિથિલ એ પાંચ પ્રકારના માત્ર વેષધારી સાધુઓથી દૂર રહેવું–નજરે પણ જોવા નહીં.'

માટે આપણે આમનો સાથ છોડી દેવો જોઈએ. એમની સાથે જવાથી તેમનો સંસર્ગ થાય. આલાપ–સંલાપનો પ્રસંગ આવે. સંગનો ઓછાયો પડયા વિના રહે નહીં અને શ્રી તીર્થંકર પ્રભુની આજ્ઞાનો ભંગ થતા અનંતસંસારી થવું પડે.

આ સાંભળી સુમતિએ કહ્યું; તારે જવું હોય તો જા. હું તો આ મહાનુભાવો સાથે જ જઇશ. તારી તો મતિ ખરાબ થઈ છે જેથી આ સાધુઓમાં પણ તને દોષ દેખાય છે.' આમ બોલતાં પરસ્પર ભાઈઓમાં અપ્રીતિ થવા લાગી. સુમતિ ખરેખર તો અવસરવાદી હતો. તેમાં પરમાર્થની બુદ્ધિ હતી નહીં. તેણે વળી કહ્યું 'તું મોટો શાસ્ત્રોનો જાણકાર પંડિત કે જે આવા નિર્દોષ મહાનુભાવોના અવર્ણવાદ બોલે છે. કેવા તપસ્વી ને ક્રિયાકાંડી છે, તેમને તું કુશીલીયા ને અસદાચારી કહે છે ? તું ભાઈ! જબરો શ્રાવક !' નાગિલે કહ્યું 'ભાઇ ! મને એમના ઉપર જરાય દ્વેષ નથી, ને હું મારી જાતને પણ મહાન્ માનતો નથી. પણ શ્રી જિનવચન એમ કહે છે કે આવા લક્ષણવાળા કુશીલીયા આદિ હોય તેમનું મુખ પણ ન જોવું.'

સુમતિએ કહ્યું જેવો તું જડબુદ્ધિ છે તેવા જડબુદ્ધિના જ આ વચનો પણ લાગે છે, જે સાધુઓની સંગતિની પણ ના પાડે છે.' નાગિલે તરત ભાઇના મુખ પર હાથ મૂકતા કહ્યું 'ભાઇ, તું આવા શબ્દો બોલી તીર્થંકર પ્રભુની આશાતના ન કર. આથી તો અનંત સંસાર વધે. તું આ સાધુઓના વખાણ કરે છે પણ ખરેખર તો તેઓ બાહ્ય તપસ્વી જેવા છે. ચિંતામણિરત્નથી યે મોંઘા સંયમને સમજી શક્યા નથી. ગઈ કાલે એક નિરાવરણ નારીને જોતા છતાં પણ પોતાની દૃષ્ટિનું વારણ ન કર્યું. વળી તેની આલોચના કે પ્રતિક્રમણ પણ ન કર્યાં તથા આજે સવારે વનસ્પતિના સંઘટ્ટોને તેમજ કાચાં પાણીના સ્પર્શને તેમણે સાવ સામાન્ય ગણી લીધા. આવા તો કેટલાય તેમના સામાન્યજન ઉચિત વર્તાવ છે જે સાધુપુરુષના આચારથી સાવ વેગળા લાગે છે. આવા કુશીલોના સંસર્ગથી આપણી ભાવનાઓ પણ ઢીલી થાય, આપણો પુરુષાર્થ પણ પાંગળો થાય. માટે તને કહું છું ભાઇ ! એમની સંગતિ અને પ્રશંસા કરવી એ સારી વાત નથી.'

આ સાંભળી સુમતિએ કહ્યું 'ભાઈ, એ ગમે તેવા હોય તેમાં આપણે શું? આપણે તો આપણો લાભ જોવો જોઈએ. એ કુશીલ હોય કે સુશીલ હોય, મને તો તેમનો સાથ ગમે છે. માટે મારો હાથ છોડ અને મને જવા દે. તારે ન આવવું હોય તો કાંઈ નહીં.' અને તે નાગિલનો સાથ છોડી દૂર નીકળી ગયેલા સાધુઓને જઈ મળ્યો. એમના સહવાસથી સુમતિને પણ દીક્ષા મજાની ને જરાય કષ્ટ વિનાની લાગી. તેમની પાસે તેણે પણ દીક્ષા લીધી. ઢીલે ઢીલા મળ્યા. બધાય જાણે પત્થરની નાવના મુસાફર. આમ કરતાં બાર વર્ષનો મહાદુષ્કાળ પડ્યો. તે પાંચે સાધુઓએ દુષ્કાળમાં પોતાના રહ્યાંસહ્યાં આચારને નેવે મૂકી દીધા.

પોતાના અસદાચારને આલોચ્યા કે પ્રતિક્રમ્યા વિના પ્રાંતે મૃત્યુ પામીને તેઓ વ્યંતર-પિશાચ આદિ દેવોના વાહન તરીકે અવતર્યા. ત્યાંથી ચ્યવી મ્લેચ્છ દેશમાં અવતરી ઘણી હિંસા-મદ્ય-માંસભક્ષણ આદિ મહાપાપ કરી સાતમી નરકમાં જશે. ત્યાંનું આયુ પૂર્ણ કરી ઘણો કાળ ભવમાં ભમી ત્રીજી ચોવીશીમાં પાછું સમકિત પામશે અને તે ભવથી ત્રીજે ભવે તેમાંથી ચાર સાધુઓ મોક્ષે જશે. પાંચમો જીવ અભવ્યનો હોઈ એકાંત મિથ્યાત્વને લીધે મુક્તિ પામશે નહીં.'

તે વખતે શ્રી ગૌતમસ્વામીએ શ્રી મહાવીર પ્રભુને પૂછ્યું 'ભગવંત! સુમતિનો જીવ ભવ્ય છે કે અભવ્ય?' પ્રભુએ કહ્યું 'ભવ્ય.' શ્રી ગૌતમે પૂછ્યું 'તે ક્યાં ઉત્પન્ન થયો? ભગવંતે કહ્યું તે પરમાધામી (નરકના જીવોને પીડા કરનાર) દેવ થયો છે.' શ્રી ગૌતમસ્વામીએ પૂછ્યું 'ભગવન્! ભવ્ય જીવ પરમાધામી થાય?' ભગવંતે કહ્યું 'હા ગૌતમ! થાય; જે જીવ મહામિથ્યાત્વના ઉદયે પોતાના હિતચિંતક ગુરુ કે વડીલના હિતકારી ઉપદેશને અવગણે દ્વાદશાંગી-સ્વરૂપ શ્રી શ્રુતજ્ઞાનને વિરાધે, સિદ્ધાંતનો માર્ગ જાણવા છતાં જાણ્યે-અજાણ્યે અસદ્ આચારની પ્રશંસા કરનાર, પરમાધામી (નરકના જીવોને રંજાડનાર) દેવો તરીકે ઉપજે. તેવી જ રીતે સુમતિ પણ દુરાચારને પ્રશંસી શ્રી તીર્થંકરની આશાતના કરી પરમાધાર્મિક દેવપણે ઉત્પન્ન થયો છે.'

શ્રી ગૌતમસ્વામીએ ફરી પૂછ્યું ભંતે! ભાવીમાં તેની કઈ ગતિ થશે?' ભગવંત બોલ્યા "ગૌતમ અનાચારીનો સંગ, તેની રુચિ અને પ્રશંસાથી તેમજ શ્રી તીર્થંકરની આશાતનાથી તેણે અનંત સંસાર ઉભો કર્યો છે. અનેક પુદ્ગલ પરાવર્તકાળ સુધી તેના પરિભ્રમણનો અંત આવે તેમ નથી. છતાં તેનાં સંક્ષેપથી થોડાં ભવ કહું.

આ જંબૂદ્વીપને વીંટળાયેલા લવણસમુદ્રમાં જ્યાં ગંગા અને સિંધુ નામની મહાનદીઓ પ્રવેશ કરે છે. ત્યાંથી દક્ષિણ દિશાએ વેદિકાથી પંચાવન યોજન દૂર ગયા પછી હાથીના કુંભસ્થળના આકારનો સાડા બાર યોજન પ્રમાણવાળો સાડા ત્રણ યોજન ઊંચો એક દ્વીપ છે. તેમાં અતિઘોર અંધકારમય સુડતાલીશ ગુફાઓ છે. તે ગુફાઓમાં જળચર મનુષ્યો વસે છે. તેઓ વજ્રઋષભનારાચ સંઘયણવાળા, અતિ બલિષ્ટ મહાપરાક્રમી સાડા બાર હાથ લાંબી કાયવાળા અને સંખ્યાતા વર્ષના આયુષ્ય-

વાળા હોય છે. તેમને માંસ-મદિરાની ભીષણ લાલસા હોય છે. સ્વભાવથી જ લંપટ, કાળા વર્ણવાળા, દુર્ગંધવાળા, કઠોર સ્પર્શવાળા અને ખરાબ ભાષાવાળા આ અંતર ગૌલિક મનુષ્ય કહેવાય છે. તેમની અંડગોળીને ચમરી ગાયના વાળમાં ગૂંથી, તેને કાને બાંધી મરજીવા લોકો સમુદ્રમાં ઉતરે છે. તે અંતરગોળીના પ્રભાવે ભયંકર જળ-હસ્તી, મગરમચ્છ, સુસુમાર આદિ જળજંતુઓ નજીક આવી શકતા નથી અને મર-જીવાઓ દુર્લભ રત્નો મૌક્તિકો મેળવી ઘરે આવે છે. પરંતુ આ અંતરગોળી કાઢતાં તે અંતરગૌલિક મનુષ્યોને જે પીડા થાય છે તે નારકીના જીવોના દુઃખો કરતાં કોઇ રીતે ઓછી નથી હોતી. તે મનુષ્યોને માર્યા વગર ગોળી મળે નહીં અને એમને મારવા એ અતિ દુષ્કર કાર્ય છે. આ મનુષ્યો અતિ બળવાન હોય છે.'

આ સાંભળી શ્રી ગૌતમસ્વામીએ પૂછ્યું 'ભગવંત! તે અંતરગૌલિક માનવોની ગોળી કેવી રીતે મેળવે?' પ્રભુએ કહ્યું 'ગૌતમ! ત્યાં લોટ દળવાની મોટી ઘંટી જેવા વજ્રમય-શીલા સંપૂટો હોય છે. રત્નદ્વીપના સાહસિક રત્નવણિકો તે સંપુટના ઉપલા પડને ઉંચો કરી નીચલા પડમાં મદિરા, માંસ અને મધ આદિ ગોઠવે છે. પછી તેઓ જ્યાં આ અંતરગૌલિક હોય ત્યાં આવે છે. અંતરગૌલિક આ વણિકોને જોતાં તેમને મારવા દોડે. વાણિયાના માણસો આગળ ભાગતા જાય ને થોડા મદ્ય આદિના તુંબડા રસ્તામાં નાંખતા જાય, એમ ભાગતાં ભાગતાં તેઓ તે સંપુટમાં ભરાય. તેમાં અતિ સ્વાદુ માંસ-મદિરાદિ જોઈ અંતરગૌલિક લીન થઇ ખાવા-પીવામાં લાગી જાય. વણિકો ચતુરાઇથી બહાર નિકળી આવી સુસજ્જ યોદ્ધાઓથી સંપુટને ઘેરી લે છે અને ઉપલું પડ પાડી દે છે. તે વખતે જો એક પણ અંતરગૌલિક બહાર નિકળી આવે તો સર્વનો નાશ કરે, એ એટલાં બળશાલી હોય. સંપુટમાં ફસાયા પછી પણ તેઓ સ્હેજે મરતાં નથી તેમના હાડકાં પણ વજ્રમય હોઇ સરળતાથી મચકાતાંયે નથી.

અતિ બળવાન બળદો જોડી તે ઉપલાં પડને નિરંતર એક વર્ષ ભમાડવામાં આવે છે. એક વર્ષની વેદના એવી હોય છે કે તેનું વર્ણન કરવું કઠણ છે. તેમના મૃત્યુ પછી પણ હાડકાના સાંધા તે ઘંટીમાં છૂટા પડે પણ હાડકાંના કટકા સ્હેજે થાય નહીં. એમ કરતાં આંગળી આદિ અવયવના ભાગો બહાર પડતા જોઈ તે રત્નવણિ-કોને વિશ્વાસ થાય કે હવે અંતરગૌલિક મૃત્યુ પામ્યા છે. પછી ઉપરનું પડ ઉપાડી હાડકાના ભૂકામાંથી ગોળીઓ શોધીને લઇ લે.'

શ્રી ગૌતમ બોલ્યા 'પ્રભુ! ભૂખ્યા-તરસ્યા તેઓ આવી વેદના સહેતા વર્ષ સુધી જીવતા રહે? પ્રભુ બોલ્યા 'હા, ગૌતમ! સ્વોપાર્જિત કર્મના વિપાકથી તેઓ એવા શરીર અને જીવન પામે છે. તેમજ તે સહન કરવા તેઓ જીવતા રહે છે. હે ગૌતમ! એ સુમતિનો જીવ પણ પરમાધામી દેવપણામાંથી ચ્યવી આવો અંતરગૌલિક મનુષ્ય થશે. ત્યાં આવી અસહ્ય વેદના સહી મરશે અને પાછો ત્યાં જ સાત ભવ અંતરગૌલિ-કના કરશે. નવમે ભવે અંતરદ્વીપ થશે. દશમે ભવે લીંબડો થશે. અગિયારમે નારી,

બારમે છઠ્ઠી નરકે, તેરમે કોઢીયો મનુષ્ય, ચઉદમે મોટા યૂથનો માલિક હાથી, પંદરમે વનસ્પતિ (અનંતકાય)માં. તેમાં અનંતકાળ ભમી મનુષ્ય, મહામચ્છ, સાતમી નરકે, પછી બળદ થઇ મનુષ્ય થશે એમ ઘણા ભવો ભમી શ્રેષ્ઠિકુળમાં અવતરશે. ત્યાં તેને પાછો સારો સંયોગ મળશે અને તે દીક્ષા લઈ સુંદર આરાધના કરી અનુત્તર વિમાને દેવ થશે. ત્યાંથી ચ્યવી ચક્રવર્તી થશે. અંતે રાજવૈભવ છોડી દીક્ષા પાળી કેવળજ્ઞાન પામી મોક્ષે જશે. હે ગૌતમ ! કુશીલ આત્માઓની સંગતથી પરિણામો પડતા જ જાય છે. તેમની સંગતિ, પ્રશંસા આદિથી તેમજ તીર્થંકર ભગવાનની આશાતના કરી તેથી તેને આવા અનંતા ભવ કરવા પડશે, અંતરગોલિકના મહાદુઃખો સહેવા પડશે. માટે પતિતોની મિથ્યાત્વીઓની પ્રશંસા ન કરવી જોઈએ. પ્રશંસાથી જાણ્યે-અજાણ્યે પણ કોઇ જીવ કુપથગમન કરી લે છે. (આ કથા મહાનિશીથ સૂત્રના ચોથા અધ્યયનમાં છે.)

## ૨૩. મિથ્યાત્વી પરિચય

મિથ્યાત્વી સાથે આલાપ, ગોષ્ઠી, મિત્રતા કે પરિચય કરવો તે સંસ્તવ નામનો દોષ છે. તેથી સમ્યક્ત્વને દૂષણ લાગે છે. તેમના સંસર્ગે તેમનું જાણવા જોવા મળે અને જૈનદર્શનનું સરખું જ્ઞાન આપણને ન હોય તો માર્ગમાંથી સરી-ખસી જવાય. અતિ દુર્લભ વસ્તુ એળે ચાલી જાય અને એની આપણને ખબર પણ પડે નહી. શ્રી જૈનદર્શન અને સ્યાદ્વાદના જાણકાર તેમજ પ્રબળ શ્રદ્ધાવાનને તો કશી હાનિ થતી નથી, એટલું જ નહી શ્રી જિનમતના સાચા જ્ઞાનીને તો મિથ્યાત્વીનો પરિચય થવાથી હાનીને બદલે લાભ જ થાય છે અવગુણને બદલે ગુણની પ્રાપ્તિ અને સ્થિરતા થાય છે. સમ્યક્ત્વ દૃઢ અને નિર્મળ થાય છે.

તે ઉપર પંડિત ધનપાલનો પ્રબંધઃ—

ધારા નામની નગરીમાં લક્ષ્મીધર નામના બ્રાહ્મણ વસે. તેમને ધનપાલ અને શોભન નામના બે દિકરા. એકવાર ધરણીમાં ભંડારેલું પોતાનું નિધાન ખૂબ ખોળવા છતાં ન મળતાં લક્ષ્મીધર ઘણો નિરાશ થયો. બધેથી થાકી છેવટે શ્રી જિનેશ્વરસૂરિ નામના મહાજ્ઞાની જૈનાચાર્ય પાસે આવી પૂછવા લાગ્યો કે 'મારૂં નિધાન મળતું નથી. તમે અતિ પવિત્ર અને દેવાંશી પુરુષ છો, જો બતાવો તો મારૂં મોટું સંકટ ટળી જાય.' આચાર્યશ્રીએ કહ્યું 'તારા ઘરનો અડધો માલ મને આપે તો બતાવું' તેણે સ્વીકાર્યું. આચાર્યશ્રીએ અવિલયચક્રના આધારે તે નિધાન બતાવ્યું. તેમાંથી અડધું નિધાન અર્પણ કરવા લાગ્યો ત્યારે ગુરુમહારાજે કહ્યું 'અમારે ધન શું કરવું છે ? મેં તો તારા ઘરનો અડધો માલ માંગ્યો હતો એટલે કે તારા બે દિકરામાંથી એક અમને આપ.' આ સાંભળી તે વિમાસણમાં પડી ગયો. પણ કબૂલ કરેલ એટલે બોલ્યો 'હમણાં છોકરા નાના છે પછી આપીશ.' મહારાજજી વિહાર કરી ગયા. પ્રાંતે શય્યામાં પડેલા લક્ષ્મીધરે પોતાના બંને પુત્રોને બોલાવી આચાર્ય મહારાજને આપેલા વચનની વાત કરી ત્યારે નાનાભાઇ શોભને કહ્યું 'પિતાજી ! આપ ચિંતા ન

કરશો. એ કલ્યાણકારી માર્ગે હું અવશ્ય સંચરીશ અને વચન પાળીશ.' આ સાંભળી સંતુષ્ટ થયેલા લક્ષ્મીધરે પ્રાણ છોડ્યા.

અંતિમ સંસ્કાર થયા પછી શોભને મોટાભાઈની અનુમતિ વિના શ્રી જિનેશ્વરસૂરિજી મહારાજ પાસે દીક્ષા લીધી. આ જાણી ધનપાલ જૈનોના દ્વેષી થઈ ગયા. પરિણામે ગુરુમહારાજે શિષ્યોને માળવામાં વિચરવાનો નિષેધ કર્યો. ધનપાલ અને શોભન બાલ્યકાળથી જ કુશાગ્ર બુદ્ધિવાળા અને આગળ જતાં પ્રખર પંડિત થયા હતા, તેમાં શ્રી શોભનમુનિની કાવ્યશક્તિ અદ્‌ભુત હતી. દીક્ષા પછી તેઓ કાવ્યગ્રથનમાં ખૂબ જ રચ્યાપચ્યા રહેતા. ત્યાં સુધી કે એકવાર તેઓ વહોરવા ગયા ત્યારે પાત્રને બદલે પથરો ઝોળીમાં મૂકી ઉપાશ્રયે આવ્યા. ગુરુમહારાજ પાસે જઇ ગોચરી બતાવતા ઝોળીમાં પથરો જોઇ અન્ય મુનિઓ હસવા ને કહેવા લાગ્યા કે 'શોભનમુનિ મહાભાગ્યશાળી છે. તેમને આવી અપૂર્વ ભિક્ષા મળે છે' ગુરુમહારાજે કારણ પૂછતાં શોભનમુનિ બોલ્યા 'ભગવંત! મારું ધ્યાન શ્રી જિનચોવીશીની સ્તુતિની રચનામાં પરોવાયેલું હોઈ આ ભૂલ થઇ જવા પામી છે.' ગુરુમહારાજે પૂછ્યું 'તું જિનસ્તુતિ રચે છે એમ? લાવ જોઇએ કેવીક રચના છે તારી' અને જ્યારે પાંડિત્ય–લાલિત્ય–શ્લેષ અને પ્રાસના ચમત્કારવાળી સુંદર છંદોબદ્ધ રચના તેમણે જોઇ ત્યારે તેઓ આશ્ચર્યમય આનંદ અનુભવી રહ્યા. તેમણે તે કૃતિની ઘણી પ્રશંસા કરી. સહુને તેમની લાક્ષણિક પ્રતિભાની ખાતરી થઈ.

એકવાર ગુરુમહારાજે શોભન મુનિને કહ્યું 'શોભન! તું વિચક્ષણ અને વિદ્વાન્ છે. જૈનોના દ્વેષી તારા ભાઇ ધનપાલને કાંઇ બોધ આપને, જેથી તે સ્વશ્રેય સાધે ને પરમાર્થ કરે.' શોભનમુનિ ગુરુમહારાજનો આશીર્વાદ લઇને ચાલ્યા ને આવ્યા ધારાનગરીમાં.

તે વખતે ધારાનગરીમાં રાજા ભોજ રાજ કરે અને તેમના પાંચસો પંડિતોમાં શ્રેષ્ઠ સ્થાન પંડિત ધનપાલ ભોગવે. નગરમાં પેસતાં જ શોભનમુનિને ધનપાલ સામા મળ્યા. ઉગ્ર અને કઠોર સાધનાને લીધે તેમજ ઘણાં વર્ષે મળ્યા હોવાથી બદલાઇ ગયેલી પરિસ્થિતિવાળા શોભન મુનિને પંડિતે ઓળખ્યા વગર જ કટાક્ષ કરતા બોલાવ્યા. 'ગર્દભદંત! ભદંત! નમસ્તે' (ગધેડાના દાંત જેવા દાંતવાળા હે મુનિ! તમને નમસ્કાર) ઠઠ્ઠા કર્તાં ચમકવાળા ને કટાક્ષમય શબ્દોનો જવાબ પાંડિત્યપૂર્ણ સભ્યતાથી આપતા મુનિ બોલ્યા 'મર્કટાસ્ય! વયસ્ય! સુખં તે?' (વાંદરાના મુખ જેવા મુખવાળા હે મિત્ર! તમને સુખ છે ને?) ઉત્તર સાંભળી ધનપાલ વિચારમાં પડી ગયો કે આણે મને સચોટ ચમકાવ્યું. છતાં મજાની વાત તો એ છે કે તેણે પોતાનું ગૌરવ જાળવ્યું, મેં ગધેડાની વાત કરી ને તેણે મિત્રનું સંબોધન કર્યું. મહાનતા અને પાંડિત્ય બંનેના જાણે સ્વામી જણાય છે. પછી મારું પૂછ્યું 'કસ્ય ગૃહે વસતિસ્તવ સાધો!' (હે મુનિ! કોના ઘરે તમારો વાસ છે) મુનિ બોલ્યા 'યસ્ય સ્ત્રિયસ્તાગૃહે વસિષ્યે' (જેના બાપ

હોય, તેના ઘરે રહીશું ) આવા પ્રકાંડ પંડિત જાણી ધનપાલ શોભનમુનિને આગ્રહ કરી પોતાના ઘેર લઈ ગયા, યોગ્ય સ્થાનમાં ઉતારો આપ્યો. ભોજન અવસરે ગોચરી માટે બોલાવી તાજા બનાવેલા લાડવા વહોરાવવા લાગ્યો. આ લાડવામાં ધનપાલના કોઇ વૈરીએ ધનપાલને મારી નાખવાં અતિઉગ્ર વિષ નંખાવ્યું હતું. તે મોદક લેવાની શોભનમુનિએ ના પાડી તેથી આશ્ચર્ય અને નિરાશા પામેલા ધનપાલે પૂછયું 'કેમ આ લાડવામાં શું વિષ છે?' તેમણે કહ્યું 'હા, ખરેખર જ આમાં વિષ નાખેલું છે.' ધનપાલ મૂઢની જેમ મુનિની સામે જોતો વિચારમાં પડી ગયો 'શું આમાં વિષ હોઇ શકે? પણ પરીક્ષણ કરતાં શિઘ્રપ્રાણઘાતી વિષ જણાયું. જે કોઈ ધનપાલના ઈર્ષ્યાળુ વૈરીએ ભોજનમાં નંખાવ્યું હતું. પ્રાણદાતા મુનિ પર તેને અપાર ભક્તિ અને પ્રીતિ ઉપજયાં. તેણે પૂછયું 'ભગવન્! આપે શી રીતે જાણ્યું કે આ મિષ્ટાન્ન વિષમિશ્રિત છે?' મુનિ શ્રી શોભન બોલ્યા. 'શાસ્ત્રમાં જણાવાયું છે કે-વિષયુક્ત આહારને જોઇ ચકોરપક્ષી આંખો ફેરવી લે છે, હંસ કુંજન કરવા લાગે છે. મેના વમન અને પોપટ આક્રોશ કરે છે. વાનર વિષ્ટા કરે છે. કોયલ તો મૃત્યુ પણ પામી જાય છે. ક્રૌંચપક્ષી મત્ત થાય છે, નોળીયો હર્ષિત અને કાગડો પ્રસન્ન થાય છે. ઇત્યાદિ બાહ્ય ચિહ્નો અને કેટલાક આંતરિક ચિહ્નોથી વિષ જણાઇ શકે છે. આ તેં પાળેલાં ચકોરે લાડવાં જોતાં જ આંખો ફેરવી લીધી હતી' પછી ધનપાલ જામેલું દહીં લઇ વહોરાવા લાગ્યો. શોભન મુનિએ લેવાની ના પાડી. ધનપાલે પૂછયું 'આમાં જંતુ પડયાં છે?' શોભન મુનિએ કહ્યું 'ત્રણ દિવસ ઉપરાંતનું દહીં હોવાથી તેમાં જંતુ હોય માટે આ દહીં અમને ખપે નહીં.' અને ધનપાલે તે દહીંમાં અલતાના ટીપાં નાખતાં થોડીવારમાં ઝીણાં જીવો હાલતા ચાલતા દેખાવા લાગ્યા. જૈનમુનિઓના અતિસૂક્ષ્મ જ્ઞાન-આચાર અને વ્યવહારથી તે અતિપ્રભાવિત થયો. મુનિશ્રી યોગ્ય આહાર વહોરી ઉતારે આવ્યા. ધનપાલ કહેવા લાગ્યો; આપ તો મારા મહાઉપકારી જીવનદાતા છો જ. પણ આપને જોતાં મને મારો ભાઇ યાદ આવે છે. મુનિએ કહ્યું 'હું તમારો ભાઈ જ છું.' ભાઇને ઓળખી ધનપાલ ઘણાં હર્ષિત થયા, આગ્રહ કરી ભાઇ મુનિને રોકયા ધર્મનો રાગ થવાથી તેમણે ધર્મનો અભ્યાસ કર્યો અને શ્રાવકનો ધર્મ પણ સ્વીકાર્યો. શોભનમુનિ વિહાર કરી ગયા.

એકવાર ભોજરાજા પાંચસો પંડિત અને તેમના નાયક મહાપંડિત ધનપાલ સાથે ઉપવનમાં ક્રીડા કરવા ચાલ્યા. સહુ ઘોર જંગલમાં જઈ ચડયા. રાજાએ ખેંચીને એક મૃગલા પર બાણ માર્યું. વન્ય પ્રાણીઓએ નાસ-ભાગ કરી મૂકી. આ જોઈ રાજાએ એક પંડિતને પૂછયું કે,

શા માટે આ હરણીયાં આકાશ તરફ ઉછળે છે. અને આ ભૂંડ શા માટે પૃથ્વી ખોદતાં હોય તેમ ચાલ્યાં જાય છે?' પંડિતે ઉત્તર વાળ્યો કે તમારા અચૂક શસ્ત્રાથી

ચમકી ગયેલા હરિણો જાણે ચંદ્રમાના હરિણને શરણે જવા ઉછળે છે અને આ વરાહો (ભૂંડો) આદિવરાહ ( દશાવતારમાંના એક વરાહાવતાર ) ની સહાય લેવા પૃથ્વીની નીચે ભૂમિ ખોદતા હોય તેમ જણાય છે.'

પછી રાજાએ ધનપાલને પૂછ્યું 'તમે કહો' ધનપાલ બોલ્યા 'રાજન્ ! આ ડુક્કરો જમીન ખોદતાં એમ જણાવે છે કે અશરણ અને નિર્દોષ જીવને સતાવવા એ તો કુનીતિ કહેવાય, જ્યાં બળવાન નિર્બળોને હણે ત્યાં વ્યવસ્થા ક્યાં રહી ? હા, હા. આ તો અરાજકતાવાળું જગત થઈ ગયું. આવું પરાક્રમ ( પૃથ્વી પગથી ખોદતા ) રસાતળમાં જાવ અને રાજા આ મૃગ શું કહે છે જાણો છો ? તે કહે છે કે 'ડગલે ને પગલે અતિબલિષ્ટ રણરસિક યોદ્ધાઓ મળે તેમ છે. ત્યાં તમારો હિંસાનો રસ નથી પૂરાતો કે કૃપાપાત્ર એવા નિર્દોષ અમારા પર તમે ઘાતકી થાવ છો ? રાજાના આ નિંદવા યોગ્ય પરાક્રમને ધિક્કાર થાવ' આ સત્ય વાત સાંભળી રાજાને માઠું લાગ્યું. પણ કાંઇ બોલ્યા નહીં. ધનપાલે પાછું કહ્યું 'રાજન્ ! પકડાયેલા શત્રુના ઘાત વખતે જો તે ઘાસ મોઢામાં લઈ લે તો નીતિવાન્ માણસો પ્રાણાંત શિક્ષાની તૈયારીમાં પણ તેને છોડી દે છે. તો પછી સદાય ઘાસ ખાનાર પશુને તો મરાય જ કેમ ?'

મહાકવિની આ કરૂણામય ઉક્તિ સાંભળી રાજામાં દયાની લાગણી ઉત્પન્ન થઇ. તેને લાગ્યું કે આવા નિર્દોષ અને મૂંગા પ્રાણીઓને હણવામાં ખરેખર કાંઇ પરાક્રમ નથી.

આગળ ચાલતા સહુ રાજસરોવરને કાંઠે આવી ઉભા. રાજાએ આ સરોવર મોટી હોંશે અને ઘણાં ખર્ચે તૈયાર કરાવ્યું હતું. રાજાએ કવિઓને કહ્યું 'આ સરોવરનું વર્ણન કરો.' એક કવિ તરતજ બોલ્યા;

હંસોના સુંદર યુગલોથી, વિકસિત સુગંધી કમળોથી, આકાશીરંગના આકર્ષક તરંગોથી, ઉંડે સુધી પહોંચેલા ગંભીર પાણીથી, બગલાના સમૂહથી પકડાતા માછલાથી, કાંઠે ઉગેલા હારબદ્ધ વૃક્ષોની શીતળ છાયામાં સ્ત્રીઓએ આરંભેલા કર્ણપ્રિય ગીતોથી તથા ચપળ ચક્રવાકોની ક્રીડાથી આ સરોવર અપૂર્વ શોભાને પામ્યું છે.'

આ સાંભળી પ્રમોદ પામેલા રાજાએ વધુ સારા વર્ણનની અપેક્ષાએ કવિધનપાલને કહ્યું, તમે પણ વર્ણન કરો.' પરમાત્મા જિનેન્દ્રદેવના ધર્મને પામેલા કવિ બોલ્યા !

આ તો તળાવ બહાને મહા દાનશાળા,
જાણો રસોઈ રૂપે મત્સ્યો રસાળા;
ભિક્ષુ જુઓ ! સરસ સારસ ચક્રવાકો,
મળે સુપુણ્ય તમને શું ? તમે જ જાણો.

આ સાંભળતાં જ રાજાની આંખો લાલ થઈ આવી, પણ કાંઈ બોલ્યાં વિના સહુને લઈ તેઓ પાછા વળ્યાં. માર્ગમાં યજ્ઞસ્તંભે બાંધેલાં કેટલાંક આર્તનાદ કરતાં પશુઓ

જોઇ રાજાએ કવિને પૂછયું 'આ પશુઓ શું કહે છે?' એક કવિએ કહ્યું કે 'હે રાજન્! આ પશુઓ પશુજીવનથી ત્રાસી ગયા છે. કહે છે યજ્ઞની બલિ અર્થે તમે અમને શિઘ્ર હણો. કારણકે ઘાસ ખાઈ ખાઇને હવે તો જઠર પણ બળવા લાગી છે. જ્યારે જૂઓ ત્યારે પેટ ખાલી ને ખાલી. માણસો અમને પશુ ગણે છે અને અમારી સાથે હીન વ્યવહાર રાખે છે. અમે પત્ની–પુત્રી આદિનો ભેદ પણ જાણુતા નથી. ભૂખ–તરસની વ્યથા કોને કહીયે? તેથી હે રાજન! અમે તમને પ્રાર્થના કરીયે છીએ કે અમને જલ્દી દેવલોકમાં પહોંચાડો.' પછી રાજાએ કવિધનપાલને કહ્યું, તમે કહો, આ આ પશુઓ શું બોલે છે?, ઉત્તર આપતાં તેમણે કહ્યું; રાજા આ પશુઓ એમ કહે છે કે :–'એ ભલા રાજા! અમે સ્વર્ગના ફળ કે ત્યાંના ઉપભોગના તરસ્યાં નથી. અમે એવી કોઇ પ્રાર્થના પણ તમને કરી નથી. અમે તો તૃણભક્ષણથી સંપૂર્ણ સંતુષ્ટ છીયે. અમારી સાથે સ્વર્ગ માટેનો આ વ્યવહાર યુક્ત નથી. તમારાથી હણાયેલા પશુઓ ખરેખર જો સ્વર્ગમાં જ જતાં હોય તો ઓ રાજા! માતા–પિતા–પુત્ર–બાન્ધવનો યજ્ઞ કરી તેમને કેમ સ્વર્ગે પહોંચાડતાં નથી?' આ સાંભળી ભીષણભૃકૂટિવાળા રાજાએ પૂછયું 'કવિ તમે આ શું કહી રહ્યાં છો? તેણે ઉત્તર આપ્યો 'હા, મહારાજા, હું વાસ્તવિક વાત કહી રહ્યા છું. યજ્ઞનો સ્તંભ ઉભો કરી, નિર્દોષ પશુઓને હણી, લોહીનો કાદવ કરી જો સ્વર્ગે જવાય તો નરકે કયા કામ કરીને જવાશે?'

મહારાજા! આ તો માંસલોલુપ માણસોએ ઉભો કરેલો મજાનો ભ્રમ છે, આપ પણ યજ્ઞના સુંદર નામે ભરમાયા છો. ઘોર હિંસા, ને એ ધર્મ? કેવી છલના? કેવું કપટ? જ્યાં હિંસા ત્યાં ધર્મની કલ્પના પણ ન થઇ શકે. શાસ્ત્રમાં યજ્ઞનું સ્વરૂપ બતાવતાં કહ્યું છે કે સત્યરૂપી યજ્ઞસ્તંભ, તપરૂપી અગ્નિ, કર્મરૂપી સમિધ (બળતણ) અને અહિંસારૂપી આહૂતિવાળો દૈવીયજ્ઞ છે અને તેજ સત્પુરુષોનો મત છે.'

શ્રીધનપાલકવિના ધર્મમય નીતિવચનો અને તેની પાંડિત્યયુક્ત પ્રગલ્ભ પ્રતિભાથી રાજા ચકિત થઇ બોલ્યા, કવિ! તમે સાવ સાચું કહો છો. તમારા પર મને ઘણો ક્રોધ આવેલો પણ તમારી સચ્ચાઇથી હું પ્રસન્ન છું. જે જોઈએ તે કહો, હું અવશ્ય આપીશ.' ધનપાલે કહ્યું 'મહારાજ! જો આપ પ્રસન્ન હો તો તમે મારા બંને નેત્રો લીધાં છે તે પાછાં આપો.' રાજા બોલ્યા 'અરે' મેં કશું જ લીધું નથી, આંખો પણ તમારી પાસે છે, છતાં આમ બોલો છો?' કવિએ કહ્યું, શિકાર અને સરોવરના વર્ણન વખતે આપે મને કરડી નજરે જોયો અને એવો વિચાર કર્યો હતો કે આની આંખો કઢાવવી. એટલે તમે મારી આંખો તો લઇ જ લીધી છે.' આ સાંભળી રાજા સાશ્ચર્ય બોલ્યા 'કવિરાજ! આ હૃદયની વાત તમે શી રીતે જાણી? શું તમે સર્વજ્ઞ છો?' ધનપાલ બોલ્યા 'મહારાજા! મેં સર્વજ્ઞદેવનો (તીર્થંકરપ્રભુનો) ધર્મ સ્વીકાર્યો તેથી હું સર્વજ્ઞપુત્ર થયો છું.' આશ્ચર્ય પામી રાજાએ કહ્યું 'સર્વજ્ઞપુત્રને છાજે તેવી તમારી પ્રતિભા છે.' અને ધનપાલને તેમણે એક ક્રોડ સુવર્ણમુદ્રાનું દાન આપ્યું. મહા-

કવિ ધનપાલે ધર્મની પ્રતીતિ માટે રાજા ભોજને હેતુ-ઉદાહરણ પૂર્વક ઘણી ઉક્તિ બતાવી છે. જે પ્રબંધ ચિંતામણિ ગ્રંથમાં ઉપલબ્ધ છે.

એકવાર રાજા ભોજે ધનપાલને ગુમસુમ જોઇ પૂછ્યું; ' મહાકવિ હમણાં કાંઇ ખોવાયેલા હોય તેમ ઉંડા વિચારમાં જણાઓ છે. શું કારણ છે ? ' ધનપાલે કહ્યું 'મહારાજા, હાલમાં હું શ્રીયુગાદિનાથના ચરિત્રની રચના કરું છું. તેથી મારૂં ચિત્ત તેમાં વ્યસ્ત રહે છે. બીજું કશું કારણ નથી. રાજા બોલ્યા, ' એમ ! ત્યારે તો એ રચના ઘણી સરસ હશે ? પૂર્ણ થાય એટલે અમને સંભળાવજો ' અને ચરિત્ર પૂર્ણ થયે અતિ આનંદ માણતા મહાકવિ ગ્રંથ લઈ રાજસભામાં આવ્યા. મોટી સભા સાંભળવા એકઠી થઇ. અલંકાર. ઉક્તિ-યુક્તિ-પ્રાસ-ઉપમા આદિનો એમાં એવો અદ્દભુત રસ હતો કે ઢળી ન જાય તે માટે ગ્રંથની નીચે મોટો સોનાનો થાળ મૂકવામાં આવતો. સાંભળતા સહુ આશ્ચર્યમાં લીન થઇ જતા. રાજા તો એવા રસતરબોળ થયા કે રાજકાજ કરતાં વધારે રસ તેમને શ્રી ઋષભદેવના ચરિત્રશ્રવણમાં પડતો, સાહિત્ય-કાવ્યના અલંકારમય રસનો એમના પર એવો પ્રભાવ પડયો કે આખો દિવસ તેમને એના જ વિચાર અને રાત્રે તેનાં જ સ્વપ્ના આવતાં. ગ્રંથનું વાચન પૂરું થયે, કવિધનપાલને કાંઇક પારિતોષિક આપવાના સમયે રાજાએ કહ્યું, કવિરાજ એમાં તો કોઇ શંકા નથી કે તમે એક અતિ અદ્દભુત સર્જન કર્યું છે.

જો તમે મારી વાત માનો તો તમે કહો તે આપું. ધનપાલે પૂછ્યું ' શી વાત છે મહારાજાની ? ' રાજા બોલ્યા ' આ તમારા અદ્દભુત ગ્રંથમાં જ્યાં વિનીતાનગરીનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાં ઉજ્જયિની નગરીનુ નામ આપો. જ્યાં ઋષભદેવનું નામ છે ત્યાં ભગવાન શંકર ( મહાકાલ )નું નામ મૂકો અને જ્યાં ભરતનું નામ છે ત્યાં મારું નામ ગોઠવો. તેમ-કરવાથી અતિપરિશ્રમે રચેલો આ ગ્રંથ સોનામાં સુગંધના જેમ સંસારમાં પ્રસિદ્ધિ પામશે. ' આ સાંભળી આશ્ચર્ય પામેલા કવિ બોલ્યા ' ભોળા મહારાજા ! કયાં વિનીતા ને કયાં અવંતી ? કયાં ચક્રવર્તી ભરત ને કયાં રાજા ભોજ ? કયાં વીતરાગી આદીશ્વર ને કયાં શિવજી ? અરે ? કયાં મેરુ ને કયાં સરસવ ? ક્ષમા કરજો મહારાજ ! આ મારાથી કદી નહી બની શકે. આપને આવો વિચાર જ કેમ આવ્યો ?'

આ સાંભળી ક્રુદ્ધ થયેલા રાજાએ કહ્યું ' મારી સમક્ષ આવું બોલતાં તારી જીભ ખંડિત કેમ ન થઇ ? ' ત્યારે ધનપાલ અન્ય ઉક્તિમાં બોલ્યા; હે નારાચ ! (ત્રાજવાની દાંડી ) હે મોટા છતાં તારી કેવી નિરક્ષરતા ? હે. લોહ (લોખં) મતિ ! તને શું કહું ? ચણોઠી સાથે (સરખામણીમાં) સોનું તોલતાં તું પાતાળે કેમ ન ગયો ? '

આ સાંભળતાં જ રાજાના ગુસ્સાએ માઝા મૂકી. તેણે ધનપાલ પાસે પડેલા ગ્રંથને ઉપાડી સગડના ભડકામાં નાખી દીધો. અને ક્ષણવારમાં તો તેની રાખ થઈ ગઇ.

આવો અદ્દભુત-લાલિત્ય-પાંડિત્ય અને રસ-સભર અતિપરિશ્રમે તૈયાર કરેલો ગ્રંથ

ક્ષણવારમાં વિનાશ પામતાં નિરાશ, હતપ્રભ અને સર્વસ્વ લુંટાઇ ગયા પછી ખિન્ન થયા હોય તેવા ધનપાલકવિ લથડતા પગે ઘેર આવ્યા. ગાદી પર બેસતા જ જાણે ફસડાઇ પડયા. અકાળે અતિવૃદ્ધ થયા જેવા પિતાને જોઇ તેમની પુત્રી તિલકમંજરીએ પૂછયું 'પિતાજી! આટલી બધી ગ્લાનિનું શું કારણ?' પહેલાં તો ધનપાલ કાંઇ બોલ્યા નહી, પણ પુત્રીના અતિ આગ્રહે વીતક કહી સાંભળતા જ તિલકમંજરી હસી પડી. કવિને આશ્ચર્ય થયું. તે બોલી 'પિતાજી! આવડી વાતમાં તમે આટલા બધાં ઉદાસ?' કવિએ કહ્યું 'દિકરી! તું શું જાણે કે એ કેવડી વાત હતી? ડૂબેલું વહાણ કદાચ મળી જાય, પણ એવી અદ્દ્ભુત રચના હવે કયાંથી થાય?'

તિલકમંજરીએ કહ્યું 'બાપુ, ખેદ છોડો, હું લખાવું, તેમ લખવા માંડો.'

'બેટા, પરિહાસ ન કર.'

નહી, હું સાચું કહું છું. હું તમારા ઓરડામાં જ્યારે કચરો કાઢવા આવતી ત્યારે રોજેરોજની રચના ધ્યાનથી વાંચી જતી. એ એવી અદ્દ્ભૂત ને સરસ હતી કે આખો દિવસ હું ગણગણ્યાં કરતી. તે મને હજી પણ આખી કડિબદ્ધ યાદ છે, હું બોલું; તમે લખો.' અને તે કોઇ વિદુષીની છટાથી બોલવા લાગી. આભા બનેલા ધનપાલ સાંભળી રહ્યા. 'વાહરે મારી દિકરી, આશ્ચર્ય, મહાઆશ્ચર્ય. જબરી ધારણા, પ્રબળ પ્રજ્ઞા!!!'

આમ તિલકમંજરીએ આખોય ગ્રંથ લખાવી દીધો. ધનપાલના આનંદ ને ગૌરવનો પાર ન રહ્યો. પુત્રીની પ્રજ્ઞાને ઘણી પ્રશંસી તેને વારંવાર ધન્યવાદ આપ્યા અને એ યુગાદિનાથની ગૌરવગાથા ગાતા તે ગ્રંથનું નામ 'તિલકમંજરી' રાખ્યું. જ્યાં રાજા છંછેડાયો હોય ત્યાં રહેવું એ સર્પોના દર પાસે રહેવા કરતાં પણ વધારે ભયંકર હોય છે. માટે કવિ ધનપાલ પરિવાર સાથે માલવદેશ છોડી અન્યત્ર રહેવા ચાલ્યા ગયા.

એક વાર મહારાજા ભોજની સભામાં કોઇ પરદેશી પંડિત આવ્યો. તેણે રાજાના બધા પંડિતોને પ્રબળ પરાજય આપ્યો. રાજાને આથી ઘણો ખેદ થયો તેણે ધનપાલને બોલાવી લાવવા માણસો દોડાવ્યા. ખબર મળી કે ધનપાલ તો માળવા છોડી ગયા છે. છેવટે ધનપાલને શોધી કાઢી રાજા પોતે તેમને મનાવી સન્માનપૂર્વક પોતાના નગરમાં લાવ્યા. સ્વયં ઉતાવળા સ્વભાવની નિંદા અને કવિરાજની ધર્મશ્રદ્ધા અને ગંભીરતાની પ્રશંસા કરી. ધનપાલનું આગમન જાણી તે પરદેશી પંડિત રાતોરાત પલાયન કરી ગયો. ધનપાલનો યશ વિસ્તર્યો જિનધર્મનો જયજયકાર થયો. ધર્મારાધના કરતાં પ્રાંતે ધનપાલ સ્વર્ગગામી થયા.

દ્રવ્યથી મિથ્યાત્વીનો પરિચય છતાં, ભાવથી તો સદા પાપસંગતિના નિવારણમાં સ્પૃહાવાળા જિનધર્મઉપાસક કવિવર શ્રીધનપાલ સમસ્તદોષ-રહિત સમ્યકત્વના ધારક હતા.

## ૨૪. પહેલા પ્રભાવક

શ્રી જિનેશ્વરદેવ કથિત વર્તમાન આગમને-તેના અર્થ અને મર્મને જે જાણે. શ્રી ચતુ-

વિધસંઘને શુભમાર્ગે પ્રવૃત્ત કરે. તે ગુણપ્રધાન પ્રવચન પ્રભાવક કહેવાય. શ્રી જિનશાસનમાં આઠપ્રભાવક કહ્યા છે. તેમાં પહેલા પ્રવચનપ્રભાવક કહેવાય. તે મહાભાગ શ્રી જિનધર્મની મહાપ્રભાવના કરે, અર્થાત્ તેમની વિલક્ષણશક્તિથી જીવો શ્રી જિનશાસનના પ્રભાવમાં આવે. આ સંદર્ભમાં શ્રી વજ્રસ્વામીનો પ્રબંધ આ પ્રમાણે છે–

તુંબીવન નામક ગામમાં આર્ય ધનગિરિ નામના બ્રાહ્મણ વસતા હતા. તેમને સુનંદા નામની સુંદર ને ગુણીયલ પત્ની હતી. સિંહગિરિ નામના જૈનાચાર્યનો ધનગિરિને સમાગમ થતાં તેમને સંસારની યથાર્થતા અને અસારતાનો બોધ થયો. તેમને એટલો પ્રબળ વૈરાગ્ય થયો કે તેમણે સગર્ભા સુનંદાને છોડી શ્રી સિંહગિરિ પાસે દીક્ષા લીધી.

સમયે સુનંદાએ પુત્રને જન્મ આપ્યો. રૂપ–રૂપના અંબાર જેવો એ બાળક સહુને પરાણે વહાલો લાગે. આસ–પાસની કેટલીક સન્નારીઓ તો અવશ્ય તેને રમાડવા કે હીંચોળવા આવતી. એકવાર કેટલીક બાઈઓ તેનાં ઘોડીયા પાસે બેઠી વાતે વળગી. વાતમાં ને વાતમાં તેઓ પુત્રજન્મના ઉત્સવની કથની કરવા લાગ્યાં. થોડાંક જ મહિનાનું બાળક કાન સરવા કરી જિજ્ઞાસાથી તેમની વાત સાંભળ્યાં કરે. તેમાં એક બાઈ બોલી: ' સાવ સાચી વાતઃ ધનગિરિ તો ઘણાં હોંશીલા. જો તેમણે દીક્ષા ન લીધી હોત, તો તેમણે પુત્રજન્મોત્સવ એવો માંડયો હોત કે આપણી આખી શેરી ઝળાંહળાં થતી હોત. ' બીજી બાઈ બોલી ' આવો સરસ દિકરો હોય, પછી કાંઈ એ મણા ન રાખે. પણ એતો કેવા વૈરાગી, દિકરાના જન્મ સુધી પણ ન રોકાયા ને ધરાર દીક્ષા લીધી જ.'

આ સાંભળતા જ સુનંદાના બાળકની સ્મૃતિ સતેજ થઈ. ' દિકરાના જન્મ સુધી પણ ન રોકાણા ને દીક્ષા લીધી જ. ' આ શબ્દો જાણે હૈયામાં કોતરાઈ ગયા. જાણે ઘણા પરિચિત શબ્દો ક્યાં પહેલા સાંભળેલા? આમ ઉહાપોહ કરતાં વિસ્મૃતિના પડલ ભેદાયાં અને ગતભવ સ્મૃતિમાં ઉપસી આવ્યો. જાતિ-સ્મરણજ્ઞાન થયું. ગયા ભવની આરાધના તાજી થઈ આવી. સમજાઈ ગયું કે મારા પિતાએ દીક્ષા લીધી છે. માતાને હું એકજ સંતાન છું. મા પાસે અઢળક વૈભવ છે, મારા પર અત્યંત વહાલ અને મમતા છે. પણ માણસનો ભવ તો આત્માનું કામ કરી લેવા માટે છે. આવા સારા સંયોગ જીવને વારે વારે મળતાં નથી. પણ મા પાસેથી કેમ છુટાય ?' અને માત્ર નાનકડા એ શિશુને પરભવના જ્ઞાન–સમજણના જોરે રસ્તો મળી આવ્યો, તેણે એ અમલમાં મૂક્યો પણ ખરો. બાળક પાસે શું રસ્તો હોય ? ને જોરે શું હોય ? તેણે રડવા માંડયું. બરાબર સુનંદાને કામનો કે આરામનો અવસર હોય ત્યારે તેનું બાળક ધીરે ધીરે રડવાનું શરૂ કરે અને થોડીવારે તો તેનું રુદન એટલું વધી જાય કે સુનંદા ત્રાસી જાય. તે જેમ જેમ તેને છાનો રાખવા મથે તેમ તેમ તેનો અવાજ વધારે [illegible] પડે. સુનંદાએ ઘણાં ઉપાયો કર્યાં, ઘણાં ઉપચારો કર્યાં. અરે ? બાળકને કોઈની નજર લાગી હોય કે કાંઈ વળગ્યું હોય, એમ માની તજ્જ્ઞો પાસે તેનો

ઉપચાર કરાવ્યો પણ કાંઇ વળ્યું નહી. આખો દિવસ કામ કરી, પુત્રની ઘણી ચિંતા કરી થાકેલી સુનંદાને પ્રહરરાત્રિ વિત્યે માંડ ઉંઘ આવે. તેણે એકાદ ઘડીની નજીવી ઉંઘ માણી હોય ત્યાં ધીરે રહીને તેનું બાળક રડવાની શરુઆત કરે, તે જાગીને પુત્રને છાનો રાખવાના ઘણા પ્રયત્નો કરે પણ બધાં વ્યર્થ જાય. અડધી રાતે રડતાં બાળકનો ક્ષણે ક્ષણે ઘેરો બનતો ઘાંટો માત્ર તેની માતાને માટે જ નહી પણ આસપાસ રહેનારા માટે પણ અસહ્ય થઇ પડયો.

ઇરાદાપૂર્વકની આ ગોઠવણ, સમજણપૂર્વક એ બાળકે અમલમાં મૂકી હતી મા પાસેથી છુટયા વિના કલ્યાણ ન હોતું અને એકલવાયી માતાને મમતા માટે એક જ માત્ર પુત્ર હતો. મા હેરાન થાય તો જ મમતાના વેગમાં અવરોધો ઊભા થાય. અને એ માટે બાળકે પોતાની વ્યવસ્થિત યોજના કાર્યાન્વિત કરી હતી.

હવે પાડોશી પણ કહેતાં 'સુનંદા તારા દીકરાથી તો ભઇ ? કંટાળ્યા.' સુનંદા કહેતી 'હું પણ ત્રાસી ગઈ છું. પણ કરું શું ? એવામાં એક દિવસ આર્યસિંહ-ગિરિજી મહારાજ પોતાના શિષ્ય-પ્રશિષ્ય ધનગિરિજી મહારાજ આદિ સાથે તે ગામમાં પધાર્યા. શ્રી ધનગિરિજી મહારાજ પોતાના ગુરુજીને પૂછી ગૌચરી જતા હતા ત્યારે ગુરુજી શ્રી સિંહગિરિજી આચાર્યદેવે કહ્યું 'આજે ભિક્ષામાં સચિત્ત કે અચિત્ત જે કાંઇ મળે તે લઈ લેજો.' 'જેવી આજ્ઞા' કહી શ્રી ધનગિરિજી મહારાજ ફરતાં ફરતાં સુનંદાને ઘરે આવી ચઢયા. 'ધર્મલાભનો પરિચિત અવાજ સાંભળતા સુનંદાએ પોતાના પૂર્વપતિ ધનગિરિને ઓળખ્યા ને આવકાર આપ્યો. ધર્મલાભ સાંભળી જાગેલા બાળકે વ્યવસ્થિત રડવાનું શરુ કરી દીધું. દિકરાથી ધરાઇ ગયેલી સુનંદા બોલી; મહા-રાજજી, આપ તો મજાથી આત્મકલ્યાણ સાધો છો પણ મારા તો દુઃખનો પાર નથી આટલી સગવડમાં મને આ તમારા દિકરાએ દુઃખી દુઃખી કરી મૂકી છે. માટે કૃપા કરીને એને જ તમે લઈ પધારો.' ધનગિરિએ ઝોળી પસારતા કહ્યું 'સુનંદા પછી પાછળથી વાંધો લેતી નહી.' સુનંદાએ 'ના રે, મારે કોઈ ભાવે આવો દિકરો ન જોઇએ, તમ-તમારે લઈ પધારો, હું તો છુટી ઉપાધિમાંથી' એમ કહી તેણે બાળક શ્રી ધનગિરિજીની ઝોળીમાં મૂકી દીધું, અને એ જ ક્ષણે તે મરક મરક મલકાઇ ઉઠયું. સુનંદા પણ ચકિત થઇ જોતી રહી.

ધનગિરિ ધર્મલાભ કહી ઉપાશ્રયે આવ્યા. ગુરુ મહારાજે 'આ 'વજ્ર' જેવું વજનદાર શું લાવ્યાં ?' એમ કહી તેમની ઝોળી લઇ ઉઘાડી તો અંદર મજાનું મલ-કતું બાળક ! ત્યારથી તે બાળકનું 'વજ્રકુમાર' નામ પડી ગયું. ધર્મિષ્ઠ અગ્રણી શ્રાવકને સોંપી ભલામણ કરવામાં આવી કે આના ભાવ વધે અને સારા સંસ્કાર પામે તેવા સંયોગ આપશો.' શ્રાવકે શ્રાવિકાને સોંપ્યો અને શ્રાવિકા તો એટલી બધી ધર્મિષ્ઠ હતી કે નવરી પડે કે તરત સાધ્વીજીના ઉપાશ્રયે જ પહોંચે ત્યાં જ તેણે ઘોડીયું

પણ રાખ્યું. વજ્રકુમારને એ ક્ષણવાર પણ છેટો રાખે નહી. વજ્ર એવો સુંદર કે પરાણે વહાલ કરવાનું થાય. કોઇ દિવસ જરાય રડવાનું તો નામેય નહી.

જ્યારે જૂઓ ત્યારે આનંદમાં મલકાતો. શ્રાવિકા શાંતિથી સામાયિકાદિ ક્રિયા કરે અને ધર્મનો અભ્યાસ કરે, વજ્ર શાંતિથી ઘોડીયાંમાં પડયો પડયો બધું સાંભળે, જરાયે પજવવાની તો વાતેય નહી. એમ કરતાં વજ્ર ત્રણ વર્ષનો થયો. પૂર્વના જ્ઞાનબળે ત્રણ વર્ષનું એ બાળક કોઇ વાર તો એવી વાતો કરતું કે સાંભળનારને અચંબો થાય. એની છટા, જ્ઞાનભરી વાતો, નાનકડી ઉમર છતાં ઘણી મોટી સમજણ, પ્રસન્નમુદ્રા, જ્યારે જૂઓ ત્યારે તાજા ખીલેલા કમળ જેવી પ્રફૂલ્લતા આ બધી વિલક્ષણતાએ વજ્રકુમારને ચર્ચાનો વિષય બનાવી દીધો. 'આ સુનંદાનો રોતલ છોકરો ??, ન હોય, કેવો સોહામણો, સુંદર ને સમજણો.' આ વાત સુનંદા પાસે આવી. તેણે પણ ખાત્રી કરી લીધી કે એ મારો જ પુત્ર. મેં અભાગણીએ આવો મજાનો–અરે હજાર દિકરામાંય ન જડે એવો દિકરો આપી દીધો. આપ્યો તો શું થયું ? હમણા પાછો લઇ આવું. એ તો આવી ઉપાશ્રયે, માંગણી કરી 'મારો પુત્ર મને આપી દો.' ધનગિરિજીએ કહ્યુ 'મેં તને તે વખતે સાફ સાફ કહ્યુ હતું કે, સુનંદા પાછળથી વાંધો લેતી નહી, ત્યારે તેં જ કહ્યું હતું, ના રે મારે કોઈ સાવે આવો દિકરો ન જોઈએ. યાદ છે ને ?' સુનંદા બોલી 'મહારાજ, મને એ જ ખબર પડતી નથી કે આવો દિકરો મેં તમને આપી જ કેમ દીધો ? મારે મારા પુત્ર વગર નહી ચાલે, મને મારો લાલ અપાવો.' શ્રી સિંહગિરિજી અને ધનગિરિજીએ સુનંદાને ઘણી સમજાવી પણ તે ન માની.

છેવટે સુનંદા રાજદરબારે પહોંચી, તેણે પુકાર કરતાં કહ્યુ 'મારા પતિએ તો દીક્ષા લીધી છે, પણ મારો એકનો એક દિકરો પણ તેમની પાસે છે, તે મને અપાવો. મારે કોના માટે જીવન જીવવું ?' રાજાએ બધી વાત સાંભળી કહ્યુ 'બહેન ! ઘરે આવેલા એક સંતને તું તારી જાતે એક વસ્તુ આપી દે પછી તેના પર તારો અધિકાર રહેતો નથી.' સુનંદાએ કહ્યું, 'એ વસ્તુ નથી મહારાજા ! મારો એકનો એક દિકરો છે, મારા જીવનનો આધાર. કૃપાવતાર ગમે તેમ કરી મારૂં બાળક મને અપાવો. એ બાળ વગર હું જીવીજ ન શકું.' અસમંજસમાં પડી ગયેલા રાજાએ છેવટે રસ્તો કાઢી ન્યાય આપ્યો કે એક તરફ મા ને બીજી તરફ તેના પિતા બેસે, બાળક મારી પાસે હશે તેને હું કહીશ કે આ તારી મા ને તારા પિતા છે. તારે જ્યાં જવું હોય ત્યાં જા. અને એ બાળક જેની પાસે જશે તેનું થશે. બોલો માન્ય છે ?' તે બોલી હા, મહારાજા ! માન્ય છે.' અને સુનંદા પોતાના કામે લાગી ગઇ.

બીજા દિવસે સવારમાં જ રાજમહેલમાં ઠઠ જામી. સમય પૂર્વે જ સુનંદા રાજમહાલયના ન્યાયાલયમાં આવી ગઈ હતી. સારી જગ્યા જોઇ પોતાની આગળ જ રમકડાં, મીઠાઈ અને સારાં કપડાંઓ ગોઠવી તે બેઠી. એણે ઘણાં પરિશ્રમે આ બધું પસંદ કર્યું હતું અને મોં માંગ્યાં દામ પણ આપ્યાં હતાં. રાજા અને રાજ્યાધિકારીઓ

પણ આવ્યા. સભા ભરાઇ ગઇ હતી. જિનશાસનના જયકારપૂર્વક આર્યધનગિરિ આવી ઉભા. આખી સભા ઉભી થઇ ગઇ, ત્યાગીઓને સહુએ આવકાર્યા. મુનિશ્રી બેઠા પછી રાજા અને સભ્યો પણ બેઠા. વજ્રકુમાર રાજા પાસે ઉભો હતો. સુંદર, સ્વસ્થ અને સ્થિર સહુએ જોયું કે મેવા મીઠાઇ, કપડાં અને ચુનંદા રમકડાં લઇ સુનંદા દિકરાને હરખે નિરખતી બેઠી છે. ત્યારે તેની સામે જ શાંત, પ્રસન્ન ને સ્વસ્થ શ્રી ધનગિરિજી બેઠા છે, પણ તેમની પાસે બાળક રીઝે તેવું કશું જ ન હોતું. સભાની કાર્યવાહી પ્રારંભાઇ. ધીર અને ગંભીર સાદે રાજા પોતાની પાસે ઉભેલ બાળકને કહેવા લાગ્યા.

'ભાઇ વજ્રકુમાર, જો પેલી બાજુ તારા માટે ઘણું મનગમતું લઈને બેઠેલી તારી મા છે, મમતાની મૂર્તિ છે. તારા ઉપર તેને અપાર વહાલ છે. જો, એની આંખોમાં પણ વાત્સલ્યનો સાગર લહેરાય છે. તારા માટે બધું જ કરી છુટવાની જાણે તેને તાલાવેલી છે.

તેની બરાબર સામે વીતરાગનો વેશ પહેરી બેઠેલા તારા પિતા છે. તેઓ ત્યાગની પ્રતિમૂર્તિ અને ધર્મનો અવતાર છે. ભાઈ, તું પોતે જ સમજુ છે, તને મારે શું કહેવાનું હોય ? હું પણ ધર્મસંકટમાં મૂકાયો છું અને મારા માટે પણ વિચિત્ર સંયોગ ઉભા થયા છે. માટે મારે તને એટલુંજ કહેવાનું છે કે આ બંને વત્સલ માતા અને દયાળુ પિતામાંથી તને જે ગમે તેની પાસે તું જા. જેની પાસે જશે, તારે તેની પાસે તેના થઇને રહેવાનું છે.'

વયના પ્રમાણમાં ખૂબ જ ઠાવકાઈથી વજ્રકુમાર આ બધું સાંભળી નિહાળી રહ્યો હતો. પળવાર માતાને જોતો હતો, બીજી પલકમાં પિતાને નિરખતો. એક તરફ મમતા–વાત્સલ્યની ખાણુ હતી તો બીજી તરફ અપાર દયાનો સાગર હતો. વજ્ર જોતો જાય ને ધીરે ધીરે આગળ વધતો જાય. સ્નેહઘેલી મા ઉમળકાભેર તેને પોતા તરફ બોલાવે ને જાત–ભાતની વસ્તુઓ દેખાડતી જાય. કોઇ વાર તો ગેલમાં ને ગેલમાં રાજસભાનું અસ્તિત્વ પણ ભૂલી જાય અને બેઠેલી–છતાં અડધી ઉભી થઇ જાય. ત્યારે ધનગિરિ પાસે એવી ચપળતા નહોતી અને બાળકને આકર્ષે તેમ કોઇ વસ્તુયે નહોતી. સુનંદા અને ધનગિરિના મધ્યમાં ચાલ્યા આવતા વજ્રને ધનગિરિએ પોતાનું રજોહરણ (ઓઘો) ઉંચુ કરીને બતાવ્યું ને ગંભીર બાળક આનંદિત થઇ તેમની પાસે દોડી આવ્યો, રજોહરણ લઇ નાચવા લાગ્યો અને તેમની પાસે બેસી પ્રસન્નવદને સહુને નિહાળવા લાગ્યો. છેવટે રાજાએ પણ ન્યાય એજ આપ્યો કે 'બાળક મહારાજજીની પાસે જ રહેવા માંગે છે' શાણી સુનંદા પણ વાસ્તવિકતાને સમઝી. તેણે વજ્રકુમારને ઉમંગે દીક્ષા અપાવી અને અતિઉત્સાહપૂર્વક પોતે પણ દીક્ષા લીધી.

આઠ વર્ષ જેવી નાની વયમાં પણ વજ્રકુમાર મુનિનો જ્ઞાનવૈભવ આશ્ચર્ય ઉપજાવે તેવો હતો. તેઓ જેવા જ્ઞાની હતા તેવા જ તપસ્વી સંતોષી અને સંયમમાં સાવધાન હતા. તેમની સાવધાનીની પરીક્ષા માટે તેમના પૂર્વભવના મિત્રદેવે માયા ઉભી કરી.

એકવાર શ્રીસિંહગિરિજી મહારાજ પોતાના સમુદાય સાથે વિહાર કરી જઈ રહ્યા હતા, ત્યાં અચાનક વાદળાં ચઢી આવ્યા ને વરસાદ વરસવા લાગ્યો. એક મોટાં ઘેઘૂર વૃક્ષની નીચે સહુ આવી ઉભા. નજીકમાં જ કોઇ મોટા સાર્થવાહનો પડાવ, તંબુ–રાવટી દેખાતાં હતાં. આહારનો સમય થવા છતાં હજી ઝરમર વર્ષા વરસતી હતી. મુનિશ્રેષ્ઠો સ્વાધ્યાય–ધ્યાનમાં લાગી ગયા હતા. ત્યાં એક સાર્થવાહે વંદન કરી અતિનમ્ર પ્રાર્થના કરી કે મારો પડાવ અહીં પાસે જ છે. આહારનો અવસર થયો છે, વર્ષા પણ થંભી ગઈ છે, દયાળ ! કૃપા કરી પગલાં કરો.' આચાર્ય મહારાજે બાળમુનિ વજ્રને જવાં કહ્યું. વજ્રમુનિ સાર્થેશ સાથે તેની છાવણીમાં વહોરવા ગયા. તેણે પણ અતિભાવ પૂર્વક ઘેવરના થાળ મંગાવ્યા ને વહોરવા આગ્રહ કર્યો.

સદા સજાગ અને સાવધાન વજ્રમુનિને તે સાર્થપતિમાં કાંઇક વિલક્ષણતા દેખાઈ. ધ્યાનથી જોતાં તેમને જણાયું કે આ લોકો માણસ નહી પણ દેવતા જણાય છે. અરે ! આમની આંખોની પાંપણ પણ હાલતી નથી. નક્કી દેવતા જ. દેવોની ભિક્ષા તો લેવાય નહી ! તેઓ પાછા ફરવા લાગ્યા. દેવને ખબર પડી ગઇ કે વજ્રમુનિમાં અદ્ભુત સાવધાની છે. જોતાં જ મોંમાંથી લાળ પડે એવાં મઘમઘતાં ઘેવર પર તેમણે દષ્ટિ પણ ફેરવી નહી. ધન્ય સાધુ ! ધન્ય સાધુતા ! દેવે પ્રકટ થઇ પૂર્વભવની મિત્રતાની વાત કહી તેમની ઘણી પ્રશંસા કરી અને વૈક્રિય રૂપ વિકુર્વી શકાય તેવી વિદ્યા આગ્રહ કરીને આપી. થોડાં સમય પછી એ દેવે એવી ને એવી ઇન્દ્રજાળ પાછી ઉભી કરી અને વજ્રમુનિને કોળાપાકની મીઠાઇ વહોવરાવવા લાગ્યો. પણ અતિઉપયોગી વજ્રમુનિ મામલો જાણી ગયા ને પાછા ફરવા લાગ્યા. ત્યાં દેવ પ્રત્યક્ષ થઇ તેમના ચરણોમાં પડ્યો. તેમની સાધુતાનું ખૂબ ખૂબ કીર્તન કરવા લાગ્યો. તેમને તપોબલથી ક્ષીરાશ્રવ આદિ અનેક લબ્ધિઓ પ્રાપ્ત થઇ હતી.

તેમનામાં આશ્ચર્ય ઉપજાવે તેવી જ્ઞાનની ગરિમા હતી. એકવાર સર્વ સાધુ–મહારાજ બહાર ગયા હતા. વજ્રમુનિએ વચ્ચે પોતાનું ઉંચું આસન ગોઠવી આસપાસ અન્ય સાધુ મહારાજોના આસન ગોઠવ્યાં. પોતે સહુને વાંચના આપતા હોય તેમ અપૂર્વ છટાથી અસ્ખલિત રીતે સ્પષ્ટ ઉચ્ચારપૂર્વક સૂત્રપાઠ બોલવા લાગ્યા. આવી પહોંચેલા ગુરુ મહારાજે આ અનોખું દશ્ય જોયું ને જોતાં જ રહી ગયા. વજ્રમુનિની અપ્રતિમ પ્રતિભા જોઈ તેઓ આનંદાશ્ચર્ય અનુભવી રહ્યા. પાત્ર ને યોગ્ય જાણી ગુરુમહારાજે વજ્રમુનિને ઘણો અભ્યાસ કરાવ્યો. તેઓ દશપૂર્વી અને ખૂબ જ નાની વયમાં આચાર્ય થયા. તેઓ પ્રતિદિવસ પાંચસો સાધુમહારાજોને આગમની વાંચના આપતા. તેમની વાણીમાં કોઇ અજબની મધુરિમા હતી કે સાંભળતાં જ અહીં હૈયામાં કોતરાઈ જતી. સ્મૃતિમાં જડાઇ જતી. તેમનું પ્રવચન સાંભળવા પડાપડી થતી. અનેક જીવો બોધ પામતા–વ્રતો–મહાવ્રતો સ્વીકારતા.

શ્રી વજ્રાચાર્યની કીર્તિસૌરભ રજનીગંધાના પુષ્પની જેમ દિશાઓમાં પસરવા

લાગી. શ્રાવક–શ્રાવિકાના ઉપાશ્રયોમાં શ્રી વજ્રસૂરિજીની પુણ્ય પ્રતિભા, જ્ઞાનગરિમા, સુંદરતા ભરી સ્વસ્થતા. અજોડ પ્રભાવકતા ને આગવી લાક્ષણિકતા આદિ ગુણો સાધુ–સાધ્વી પણ ગાતા ધરાતા નહી. એકવાર પાટલીપુત્રનગરના વાસી અતિ ધનાઢ્ય ધનાશેઠની એકની એક રુક્મિણી વજ્રમુનીશની સાધ્વીજીના મુખે પ્રશંસા સાંભળી મુગ્ધ થઈ ગઇ. તેણે નક્કી કર્યું કે ગુણનિધાન શ્રી વજ્રસ્વામીને જ પરણવું. જો આ શકય નહી બને તો આજન્મ કૌમાર્ય પાળીશ. એમ કરતા અનેક મુનિવૃષભોથી પરિવરેલા શ્રી વજ્રસ્વામી પાટલીપુત્રમાં પધાર્યા. ધનાશેઠે પોતાની પુત્રીની સ્થિતિ–પરિસ્થિતિ જાણી. તેઓ ઉપાશ્રયે આવી વજ્રસ્વામીને મળ્યા. રુક્મિણીની પ્રતિજ્ઞા જણાવી. રુક્મિણી પણ લાખમાં ન મળે તેવી રૂપવતી ગુણયલ કન્યા હતી તે જણાવ્યું અને પોતે એક કરોડ સુવર્ણમુદ્રા કન્યા સાથે આપવા આતુર છે તે જણાવ્યું. આ બધું શાંતિથી સાંભળી વજ્રસ્વામીએ કન્યા લઇ આવવા જણાવ્યું.

થોડીવારમાં દેવલોકની અપસરાને પણ ઝાંખી પાડે તેવી યુવતી રુકિમણી આવી વજ્રસ્વામી પાસે બેઠી. શિયળના સ્વામી વજ્રસ્વામીએ કહ્યું, રુકમણી ! આ આત્મા ઈચ્છાની પૂર્તિથી ધરાશે નહી. ધરપતનો સરસ ને સહેલો ઉપાય છે ઇચ્છાઓનો વિજય. ઈચ્છા જીતનાર સાચો વિજેતા છે. ઇચ્છાનો દાસ એ જ સાચો ગુલામ છે. ઇત્યાદિ ઉપદેશ આપવા લાગ્યા. રુકિમણી તો તરસ્યા ચાતકની જેમ તે ઉપદેશ પીવા લાગી. જેમ જેમ સાંભળતી ગઇ તેમ અંદરની ઇચ્છાઓ બૂઝાતી ગઇ ને અપૂર્વ શાંતિનો અનુભવ થતો ગયો. તેણે વજ્રસ્વામીનો મહાઉપકાર માની દીક્ષાની યાચના કરી. વજ્રસ્વામીએ અપૂર્વ ઉત્સાહથી દીક્ષા આપી ને રુકિમણીએ અપૂર્વ વીર્યોલ્લાસથી દીક્ષા લીધી. તેઓશ્રી આમ અનેક જીવોને સન્માર્ગે ચઢાવી કલ્યાણમાર્ગ પ્રશસ્ત કર્યો. વર્ષો વીતવાં લાગ્યાં. ધર્મનો જયજયકાર થઇ રહ્યો.

એકવાર તેમણે જ્ઞાનબળથી જાણ્યું કે મહાદુષ્કાળ પડશે, તરત જ સાધુસમુદાયને સારા પ્રદેશમાં વિહાર કરાવ્યો. તેમાં પોતાના પટ્ટધર વજ્રસેનમુનિને સારા સમારોહ પૂર્વક આચાર્ય પદવી આપી અને જણાવ્યું કે અહીંની જનતા, અન્નની અછતની મહાવ્યથા ભોગવશે. પરંતુ જે દિવસે એક લાખ રૂપીયાના વ્યયે એક હાંડી અન્ન રંધાશે તેના બીજા દિવસેજ અન્ન સુલભ થશે ઇત્યાદિ સમજ અને હિતશિક્ષા આપી. તેમણે વૈક્રિય શક્તિથી એક ચાદર વિકુર્વી તેના પર આખા સંઘને બેસાડી આકાશગામિની વિદ્યાથી તેઓ જે પ્રદેશમાં અન્નપાણી સુલભ હતાં ત્યાં આવ્યા. સહુ પોતપોતાને યોગ્ય કામે લાગ્યાં અને ધર્મારાધન કરવા લાગ્યાં. તે પ્રદેશમાં બૌદ્ધોનો ઘણો પ્રભાવ હતો. રાજા અને પ્રજા બધાં જ બૌદ્ધધર્મમાં માનનારા હતાં. નવા આવેલા જૈનોને વીતરાગદેવની પૂજા માટે તેઓ પુષ્પો આપતાં નહી. છતાં લવીંગ જેવાં કે મોંઘાં ફૂલો લઇને પણ કામ ચલાવતા. આમ કરતાં મહાપર્વ પર્યુષણા પધાર્યા.

હવે તો પુષ્પ વિના કેમ ચાલે? પણ રાજાએ જૈનોને પુષ્પ નહી આપવાની

આજ્ઞા કરી. અકળાયેલા સંઘે શ્રી વજ્રસૂરિજીને પ્રાર્થના કરી કે આવા મોટા દિવસમાં પણ પ્રભુજીની પુષ્પાદિ પૂજાનો અમને લાભ નહી મળે ? સંઘની પ્રાર્થનાથી શ્રી વજ્રસૂરિજી આકાશગામિની વિદ્યાથી હિમવંત પર્વત પર સ્થિત મહાલક્ષ્મીદેવી પાસે આવ્યા. દેવીએ જોતાં જ વિસ્મય ઉપજાવે તેવાં કમળો આપ્યાં. તિર્યક્જૃંભક દેવે બીજાં પણ લાખો પુષ્પો આપ્યાં તે બધાં પુષ્પો વૈક્રિયલબ્ધિથી બનાવેલા વિમાનમાં લઇ તેઓ બુદ્ધનગરીના ચોકમાં આકાશથી ઉતર્યા. તેમની આવી શક્તિ તેમજ સરસ સુગંધી અને રંગબેરંગી પુષ્પો–કમળો જોઈ પ્રજા તો આશ્ચર્ય પામી, રાજા પણ હેબતાઇ ગયો. રાજા શ્રી વજ્રસ્વામીના સંપર્કમાં આવી પરમ જૈન બન્યો. જિનશાસનના જયકારનો આઘોષ પડઘા પાડવા લાગ્યો. જિનશાસનની જયપતાકા આકાશ સુધી જઇ પહોંચી.

એમ કરતાં પોતાનું આયુષ અલ્પ જાણી તેમણે રથાવર્ત નામના પર્વત પર અણુસણ લીધું. પ્રાંતે સ્વર્ગે સંચર્યા.

શ્રી વજ્રસેનસૂરિજી મહાદુષ્કાળમાં વિચરતાં સોપારા નગરે પધાર્યા. ત્યાંના નગરશેઠે દુષ્કાળથી કંટાળી આપઘાત કરવાનો વિચાર કર્યો. તેમણે એકવાર છ માણસ જમી શકે તેટલા ઉત્તમ ચોખા એક લાખ રૂપીયા ખર્ચીને રંધાવ્યાં. દુઃખ વેઠવું ને બીજાનું દુઃખ જોવું એના કરતા તો મરવું સારૂં એમ નિર્ણય કરી તેઓએ એક લાખ રૂપીયાના ચોખાની હાંડીમાં વિષ નાખવાની તૈયારી કરતા હતા ત્યાં ‘ ધર્મલાભ ’ કહેતા વજ્રસેનસૂરિજી પધાર્યા.

ભીષણ દુષ્કાળમાં પણ (કલમશાલી) અતિ મોંઘા ચોખા જોઈ કારણ પૂછતાં શ્રાવકે કહ્યું ‘ ભગવન્ ! આ દુષ્કાળ હવે જોવાતો નથી લાખ રૂપીયાની આ છેલ્લી હાંડી ચઢાવી છે. આમાં વિષ નાંખીને ખાવાની તૈયારી કરતા હતા ત્યાં આપ પધાર્યા. ધન્યભાગ્ય, ધન્ય ઘડી, પ્રભો ! લાભ આપો. ’ શ્રી વજ્રસેનસૂરિએ પૂછયું ‘ ખરેખર, એક લાખની આ હાંડલી છે ? તો હવે વિષ ખાવાની આવશ્યકતા નથી. અમારા ગુરુમહારાજે જણાવ્યું છે કે લાખ સોનૈયાની એક હાંડલી જેટલું અનાજ રંધાશે, તેના બીજા દિવસે ધાન્ય સુલભ થશે. ’ અને બીજા દિવસે પરદેશથી અનાજના વહાણો આવ્યા. સમયે વર્ષા પણ થઇ. સર્વત્ર સારો પાક થયો. તે શેઠે પોતાની પત્ની તેમજ ઇંદ્ર, ચંદ્ર, નાગેન્દ્ર, અને નિર્વૃતિ નામના ચાર પુત્રો સાથે દીક્ષા લીધી. આગળ જતા આ ચારે મુનિરાજોના નામે ઐંદ્રી ચાંદ્રી, નાગેન્દ્રી અને નિર્વૃતિ નામની શ્રમણ શાખાઓ પ્રસિદ્ધ થઇ. શ્રી વજ્રસેનસૂરિજી પણ મહાપ્રભાવક થયા. શ્રી વજ્રસ્વામીનું આવું અદ્ભુત ચરિત્ર સાંભળી હે ભવ્યો ! તમે પણ શ્રી જિનાગમના બોધ માટે તથા ઉત્તમ ગુણોનાં ઉપાર્જન માટે સતત પ્રયત્ન કરો.

## ૨૫. બીજા પ્રભાવક

ધર્મોપદેશક જગતને કલ્પની લબ્ધિથી પ્રગટ યુક્તિ હેતુ ઉદાહરણ પૂર્વક શ્રોતાને

ધર્મના રંગે રંગી ધર્મશ્રદ્ધા ઉપજાવે અને ધર્મબોધ સ્થિર કરી શકે તે ધર્મકથક નામના બીજા પ્રભાવક કહેવાય. તે સંબંધમાં શ્રી સર્વજ્ઞસૂરિજીનું દૃષ્ટાંત.

શ્રીપુર નામના નગરમાં શ્રીપતિ નામના ધર્મિષ્ઠ શેઠ રહે. તેમને કમલ નામનો એક પુત્ર. તે બધી કળામાં નિપુણ પણ ધર્મથી સદા દૂર રહે. જ્યાં દેવ-ગુરુનું નામ આવે ત્યાં તેને ઉભા રહેવામાંય અડચણ. એકવાર શેઠે તેને શિખામણ આપતાં કહ્યું 'દિકરા ! બોંતેર કળામાં આપણે નિપુણ છતાં જો ધર્મકળા ન જાણતા હોઈએ તો આપણે અજાણ જ કહેવાઈએ. સર્વ કળામાં શ્રેષ્ઠ તો ધર્મકળા છે.'

કમળે કહ્યું 'આપણે કોઈનું ખરાબ ન કરીયે, આપણે મેળવેલું આપણી રીતે વાપરીયે એ ધર્મ જ છે ને ? સ્વર્ગ ને મોક્ષ બધું અહીં જ છે. કેટલીક વાર તો ધર્મની વાત કરનારા પોતાના સ્વાર્થને ધર્મના નામે જ સાધે છે. તમને ગમે તો તમે તમારે ધર્મ કર્યા કરો. આપણા ગળે તો વાત ઉતરતી નથી' એમ કહી બહાર ફરવા નિકળી જાય. બાપાની વાત પૂરી સાંભળે પણ નહી. એકવાર શેઠે કહ્યું 'તું મારી સાથે ગુરુ મહારાજના દર્શને તો ચાલ. સાંભળવાથી કાંઈ ચોંટી જતું નથી.' એમ સમજાવી તેને લઈ ઉપાશ્રયે આવ્યા. ગુરુ મહારાજે કહ્યું 'જો ભાઈ, હું તને ધર્મકથા કહું તું અમારી તરફ ધ્યાન રાખી બરાબર સાંભળજે ન સમજાય તો પૂછજે.' ધર્મકથા કહી ગુરુજીએ પૂછ્યું 'તને સમજણ પડી ને ?' તેણે કહ્યું, જી મહારાજ, થોડી પડી ને થોડી ન પડી. કેમકે તમે બોલતા હતા ત્યારે તમારો ઘોઘરો (ગળાની હાડકી) ઉંચો નીચો થતો હતો તે મેં એકસો આઠ વાર ગણ્યો. પણ પછી તમે બહુ ઉતાવળે ઉતાવળે બોલવા લાગ્યા એટલે ગણવું મુશ્કેલ થઈ ગયું.'

આ સાંભળી બેઠેલાં માણસો હસી પડ્યાં. મહારાજશ્રીએ પણ અયોગ્ય જાણી તેની ઉપેક્ષા કરી. વળી એક બીજા ઉપદેશક ધર્મગુરુ પાસે શેઠ કમલને સમજાવી લઈ આવ્યા. તેમણે કમલની વાત સાંભળી હતી એટલે તેને કહ્યું 'તારે અમારી સામે જોવાની આવશ્યકતા નથી. તું તારે અમારા ઉપદેશમાં ધ્યાન રાખજે, ઉપદેશ પૂર્ણ થયે તેમણે પૂછ્યું 'કેમ કાંઈ સમજાયું કે, ? તેણે કહ્યું 'જી મહારાજ, આપે ઉપદેશ શરુ કર્યો ત્યારથી હજી સુધીમાં એક હજાર ને આઠ કીડીયો આ દરમાં ગઈ છે. તે મેં બરાબર ગણી છે. આમ અસંબદ્ધ બોલતો જોઈ ત્યાં બેઠેલાં માણસોએ તેને ઠપકો આપ્યો અને સભ્યતા રાખવા કહ્યું. કમલ ઉઠીને ચાલ્યો ગયો.

એકવાર તે ગામમાં ઉપદેશ લબ્ધિવાળા સર્વજ્ઞસૂરિજી મહારાજ પધાર્યા. કમલને શેઠ પટાવી ઉપાશ્રયે લાવ્યા. આચાર્યશ્રીએ કમલની વિચિત્રતા જાણી. તેમણે કમલને લાગણીપૂર્વક બોલાવ્યો અને અવસર મળતાં પાછો આવજે એમ કહ્યું. કમલ એકલો જઈ ચઢ્યો. આચાર્યશ્રીએ કમલને પૂછ્યું 'તું શું જાણે છે ,? કમલે કહ્યું 'હું તો માત્ર સ્ત્રીમાં જાણું છું', આચાર્યશ્રીએ અકળાયા વિના પાછું પૂછ્યું 'સ્ત્રીઓનાં ભેદ અને લક્ષણ જાણે છે ?' તેણે કહ્યું 'હું થોડુંક જાણું છું', પણ આપ કહો તેથી તેમાં વૃદ્ધિ

થશે.' આચાર્યશ્રીએ સહુ પ્રથમ પદ્મિની નારીના ગુણ–સ્વભાવ–દેખાવ–રુચિ આદિની વાત કહી. આવી સન્નારી મહાપતિવ્રતા અને દ્રઢમનોબળવાળી હોય છે. તેમાં કેવું સત્ત્વ શૌર્ય અને ઔદાર્ય હોય છે ઇત્યાદિ ઉદાહરણ પૂર્વક સમજાવ્યું. આ જાણી કમલ તો મહારાજજીની વાતમાં લટ્ટુ થઇ ગયો અને તેમને સ્ત્રીકથાના મર્મજ્ઞ જાણી આદરની દૃષ્ટિથી જોવા લાગ્યો. સમય થતાં આચાર્યશ્રીએ કહ્યું 'કમલ, અવસર થઈ ગયો. હવે ચિત્રિણીનાં લક્ષણાદિ કાલે જણાવીશું.'

બીજા દિવસે એ વગર બોલાવ્યે આવ્યો. આમ એ રોજ આવવા લાગ્યો ને સૂરિજી તેને શૃંગાર, હાસ્ય–વિનોદ, શૌર્ય આદિની કથા કહેતા રહ્યા. મનગમતી વાતનો રસીયો કમલ નવરો પડે ને ઉપાશ્રયે આવે. એમ કરતાં માસકલ્પ પૂર્ણ થતાં મહારાજજીએ વિહારની તૈયારી કરી. તેમણે કમલને કહ્યું ' ભાઇ, હવે અમે વિહાર કરશું. માટે તું કાંઇક નિયમ લે.' તે સાંભળી વ્યંગ કરવાના સ્વભાવવાળો કમળ બોલ્યો ' સાહેબ ! મારે તો ઘણા બધા નિયમો છે. જુઓ, આપઘાત કરવાનો, મીઠાઈમાં નળીયા ખાવાનો, થોરનું દુધ પીવાનો, આખું નાળીયેર ખાવાનો, બીજાનું ધન લઇ પાછું આપવાનો, સ્વયંભૂરમણ સમુદ્રની પેલીપાર જવાનો, એમ ઘણાં નિયમો મારે છે.' આચાર્યશ્રી બોલ્યા ' કમલ, અમારી સાથે આમ બોલવું તને શોભતું નથી. ગુરુઓની હાંસી કરવાથી ભવ જ વધે છે. હવે અમે જઈએ છીયે. આટલો સમય અમારી પાસે બેસીને તું શું શિખ્યો ?નિયમ વગરનો માણસ માણસ જ નથી. એકાદ નિયમ લઇશ તો સદા માટે અમારૂં સંભારણું રહેશે, માટે કોઈક નિયમ તો લેવો જ જોઈએ.'

આ સાંભળી કમળ ઝંખવાઇ જઈ બોલ્યો, ઠીક સાહેબ ત્યારે કરાવો નિયમ. કે અમારી પાડોશમાં રહેતા જગાકુંભારના માથાની ટાલ જોઇને જ મોઢામાં કાંઇ નાખવું.' આચાર્યદેવે આ પણ લાભનું કારણ જાણી નિયમ કરાવ્યો અને તેને બરાબર પાળવાની ભલામણ કરી વિહાર કર્યો. કમળ આ નિયમને સચ્ચાઇથી પાળવા લાગ્યો. એકવાર રાજદરબારે ગયેલા કમળને પાછા ફરતાં મોડું થઇ ગયું. તે જમવા બેસતો જ હતો કે તેની માતાએ તેને યાદ કરાવ્યું ' કે તેં આજે જગાકુંભારની ટાલ જોઇ કે નહી ?' કમળને ભૂખ, થાક ને કંટાળો ઘણો આવ્યો પણ ઘણાં દિવસથી નિયમ પાળતો હતો તેથી કુંભારની ટાલ જોવા ઉઠયો. ખબર પડી કે જગાકુંભાર તો ગામ બહાર માટી લેવા ગયા છે. તે ઉપડયો તેની તપાસમાં ફરી ફરીને કંટાળી ગયો પણ ક્યાંય જગો જડે નહી ? ટાલ જોયા વિના જમાય પણ નહી. તે હીંમત કરી શોધવા આગળ વધ્યો ત્યાં એક મોટા ખાડામાં જગોકુંભાર ઉભો ઉભો માટી ખોદે, માથે પાઘડી બાંધી કાંઇ નહી. ટાલ દેખતાં જ આનંદમાં આવી ગયેલો કમલ જોરથી બોલી ઉઠયો 'જોઈ લીધી રે જોઇ લીધી., એ જ વખતે કુંભારને ધનભરેલી માટલી જમીન ખોદતાં મળેલી ને સમજ્યો કે ' કમલ ધનની માટલી જોઇ ગયો. જો તે રાજમાં કહી દેશે તો ધન જશે ને ઉપાધિ આવશે. માટે લાવ તેને સમજાવી અર્ધું જ દેઈ દઉં.'

એમ વિચારી કુંભારે ઉંચા હાથે સાદ કરી ઉભા રહેવા કહ્યું. કમલે કહ્યું 'હવે શું ? જોઇ લીધી. કુંભારને વિશ્વાસ થઈ ગયો કે આણે ધનની ચરી ખરેખર જોઇ લીધી છે. કુંભારે દોડીને કહ્યું 'અરે, કોઇને કહીશ નહી. આપણો અડધો અડધ ભાગ' ચબરાક કમલ સમજી ગયો કે આમાં કાંઇ ભેદ છે. તે બોલ્યો 'ચાલ, ચાલ અડધાવાળા! અર્ધે શું થાય ?' કુંભારે કહ્યું 'તું પાછો તો વળ. તું કહીશ તેમ કરશું.' 'સારુ' કહી કમળ ત્યાં આવ્યો. કેટલુંક ધન કુંભારને આપી રાજી કર્યો અને મોંઘુ પણ દેખાવે સામાન્ય એવું પોતે લઈ ઘરે આવ્યો. તેથી તે મહાધનાઢ્ય થયો. તે એક દિવસ વિચારવા લાગ્યો કે આ બધો શ્રી સર્વજ્ઞસૂરિજીનો પ્રતાપ છે. મશ્કરીમાં લીધેલા નિયમથી આવો લાભ થયો. જો સાચા અંતઃકરણથી નિયમ લેવામાં આવે તો તેનાથી કયો લાભ ન થાય ? આમ શ્રદ્ધા થવાથી તેણે નાના-મોટાં કેટલાંક નિયમ લીધાં. તેના ઘોરમિથ્યાત્વનો નાશ થયો. ને સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ. ફરીથી સર્વજ્ઞસૂરીશ્વરજી મહારાજનો યોગ થતાં તેમની પાસે તેણે શ્રાવકના બારે વ્રત સ્વીકાર્યાં અને ધર્મ આરાધી સ્વર્ગગામી થયો.

યુક્તિપૂર્વક શાસ્ત્રની વાતો કહેવાથી શ્રી સર્વજ્ઞસૂરિજીએ નાસ્તિક અને જડ એવા કમલને ધર્મીષ્ઠ બનાવ્યો, સમયના જાણ આવા આચાર્યો ભવિકોની જડતાનો નાશ કરી તેમના કલ્યાણના સંયોગો ઉભા કરી આપે છે.

## ૨૬. ઉપદેશક

ઉપદેશલબ્ધિવાળા મહાત્મા સામાના ભેજામાં સહેલાઇથી બોધ ઉતારી શકે છે. ઘણું બધું જ્ઞાન હોય પણ બીજાના ગળે ઉતારી ન શકે તો જ્ઞાનનો પ્રકાશ કે પડઘો પડતો નથી. આ લબ્ધિવાળા મહાનુભાવ પોતાના કલ્યાણ સાથે બીજા ઘણાનું કલ્યાણ સફળતાથી કરી શકે છે. સમૂહના સમૂહને તેઓ સદ્‌બોધ આપી ઉગારી શકે છે. આ બાબતમાં શ્રી નંદિષેણમુનિનો પ્રબંધ અતિ પ્રસિદ્ધ છે.

કોઇ ગામમાં એક ધનવાન બ્રાહ્મણ રહેતો હતો. તેણે એક મહાન્ યજ્ઞનું આયોજન કર્યું. તેમાં તેણે એક લાખ બ્રાહ્મણ આમંત્ર્યા હતા. રસોડાની વ્યવસ્થા તેણે એક જૈન બ્રાહ્મણને ઠેકાથી સોંપી હતી. એટલે નિશ્ચિત પૈસા તેણે આપવાના હતા અને જૈન બ્રાહ્મણે લાખ બ્રાહ્મણોને જમાડવાના હતા. ભોજન ઉપરાંત જે રસોઇ વધતી તેથી તે જૈનોને જમાડતો અને સાધર્મિકવાત્સલ્યનો લાભ મેળવતો. ન્યાયથી મેળવેલ અને નિર્દોષ મિષ્ઠાન્નથી નિર્ધન શ્રાવકોને જમાડવામાં ઘણાં લાભ છે, એ બાબત જૈન બ્રાહ્મણ જાણતો હતો. 'ન્યાયથી મેળવેલ દેવાને યોગ્ય-શુદ્ધ પેય-ખાદ્ય આદિ દ્રવ્ય ઉત્કૃષ્ટ ભક્તિથી આત્માના અનુગ્રહની બુદ્ધિથી વ્રતધારીઓને આપવામાં આવે તો તેમાંથી મોક્ષ સુધીનાં ફળો નિપજે છે.' એવું તેણે ઘણીવાર ગુરુમહારાજના શ્રીમુખે સાંભળેલું. માટે દયા, શીલ, વ્રત-પચ્ચક્ખાણાદિના ધારક શ્રાવકોને તે ભોજન માટે ભાવપૂર્વક આમંત્રણ આપતો. એકવાર કોઇ ઘોર તપસ્વી મુનિરાજ માસખમણને પારણે તેના

રસોઈ ટાણે આવી ચડયા. જૈન બ્રાહ્મણે બહુમાન આદર સત્કાર પૂર્વક આવકાર્યા અને શ્રદ્ધાપૂર્વક શુદ્ધભોજનથી પ્રતિલાભ્યા. તેણે ગુરુમહારાજ પાસે સાંભળેલું કે હજારો મિથ્યાત્વીથી એક અણુવ્રતધારી અને હજારો અણુવ્રતધારી કરતાં એક મહાવ્રતધારી શ્રેષ્ઠ કહેવાય. આમ અનાયાસે મળેલાં લાભને તે અનુમોદી રહ્યો, આનંદી રહ્યો. આવા સુપાત્રદાનના પ્રભાવે તે પ્રાંતે આયુ પૂર્ણ કરી પ્રથમ સ્વર્ગે દેવ થયો. ત્યાંથી ચ્યવી મગધના અધિપતિ મહારાજા શ્રેણિકને ત્યાં પુત્ર તરીકે અવતર્યો. તેનું નામ નંદિષેણ રાખવામાં આવ્યું. યુવાવસ્થામાં તેને પાંચસો રાજકન્યા સાથે પરણાવવામાં આવ્યો. દોગુંદક દેવની જેમ ભોગ ભોગવતાં તેના દિવસો વીતવા લાગ્યા.

પેલો યજ્ઞ કરાવનાર નિર્વિવેકી ધનાઢ્ય બ્રાહ્મણ, પાપાનુબંધી પુણ્યે રાજ્ય–ઋદ્ધિ સુખાદિ ભવાંતરે ભોગવી કેટલાક ભવે સેચનક નામનો હાથી થયો. તેનો પ્રબંધ આ પ્રમાણે છે. એક મહારણ્યમાં પાંચસો હસ્તિનીઓના જૂથનો સ્વામી એક મહાહસ્તી હતો. તેની કોઈ પણ હાથણી નરહાથીને જન્મ આપતી કે તરત આ હાથી પોતાનો પ્રતિદ્વંદ્વી થશે એ ભયથી તેને મારી નાખતો. હસ્તિનીઓ આ વાત સારી રીતે સમજી ગઈ હતી, માતાની મમતા વિસ્મય પમાડે છે. એક હસ્તિની માતા થવાની સ્થિતિમાં હતી. તે પગમાં વાગ્યું હોય તેવો દેખાવ કરી સહુથી પાછળ રહેવા લાગી અને હાથીને ખબર પણ ન પડે તે રીતે ઉપવનમાં વસતાં તાપસોના તપોવનમાં જઈ તેણે ( નર ) હાથીને જન્મ આપ્યો. બચ્ચાને ત્યાં જ મૂકી કેટલાક દિવસે તે પાછી પોતાના જૂથમાં આવી ગઈ ! તાપસકુમારો સાથે રમતું હાથીનું બચ્ચું મોટું થયું. તાપસકુમારો ઝાડ, વેલ અને છોડવા આદિને પાણી સીંચતાં તે જોઈ હાથીનું બચ્ચું પણ સૂંઢમાં જળભરી સીંચવા લાગ્યું. ત્યારથી તેનું નામ સેચનક પડી ગયું.

સમય જતા આ બચ્ચું પુખ્ત વયનો, કદાવર, પ્રચંડ દંતુશળ અને પ્રલંબ સૂંઢ વાળો ઉંચો હસ્તિરાજ થયો. જંગલમાં ફરતાં સેચનકને જૂથાધિપતિ (પિતા) હાથીનો ભેટો થઈ ગયો. તેઓની ગર્જનાના વનમાં પડઘા પડવા લાગ્યા. થોડીવારમાં તેઓ એકબીજાની સામે આવી ઉભા. સેચનકની યુવાવસ્થા ખીલી ઉઠી હતી તો જૂથના માલિકની ઓસરી રહી હતી. હાથી પોતાના હરીફને સહન ન કરી શકયો ને તેમનું યુદ્ધ આખા જંગલને ધ્રુજાવી રહ્યું. મહાહસ્તિનીઓ દૂર ઉભી ઉભી બે પહાડોની અથડામણ જોઈ રહી. છેવટે મોટો હાથી હાર્યો. સેચનકે તેને દંતુશળથી છેવટે માર્યો અને તે હાથિણીઓના જૂથનો સ્વામી થયો. હવે તે પણ શંકિત રહેવા લાગ્યો કે ક્યાંક મારો હરીફ પેદા ન થાય. પોતાનો જન્મ કેવા સંયોગોમાં થયેલો, તે તેને ખ્યાલમાં આવ્યું એટલે તેણે હાથિણી જન્મ આપી શકે તેવા ગુપ્ત સ્થાનોનો નાશ કર્યો. ઉપવનમાં રહેતા તાપસોનો આશ્રમ પણ તેણે પીંખી નાંખ્યો. ત્રાસી ગયેલા તાપસો મહારાજા શ્રેણિક પાસે પુકાર કરવા આવ્યા અને બધી વીતક કહી સંભળાવી. સાથે એ પણ જણાવ્યું કે આવો હાથી ક્યાંય મળે નહીં, સુલક્ષણો ને સુંદર તો છે જ. તેનો બાંધો સુદૃઢ અને

તેને ચાર દંતુશળ છે. તે ખૂબ જ ભદ્રિક છે પણ હમણાં હમણાં તે ગાંડપણ કરે છે, માટે તેનો ઉપાય કરો. આ સાંભળી રાજાએ યોગ્ય માણસો પાસે તે હાથી પકડી મંગાવ્યો. તેને પોતાનો પટ્ટહસ્તી બનાવ્યો. દુર્લભ આહાર અને ઉત્તમ આભૂષણ હાથીને સુલભ થયા. તે તિર્યંચ હોવા છતાં રાજકુમાર જેવું સુખ પામ્યો. એકવાર કેટલાક તાપસો શહેરમાં આવ્યા હતા. સેચનકને જોવાની ઈચ્છાથી તેઓ રાજવાડે આવ્યા. ત્યાં હાથીની સામે ઉભા રહી બોલ્યા 'કાં કેવા બંધનમાં સપડાયો? હવે આવજે અમારી કુટિર અને આશ્રમ તોડવા.'

આ સાંભળતાં જ ક્રોધિત થયેલો હાથી બંધન તોડી તાપસોને આમતેમ ફંગોળી ભાગ્યો. જંગલમાં પાછું આશ્રમ વીંખી પીંખી નાંખ્યું ને હાહાકાર મચી ગયો. ઘણા પ્રયત્નો છતાં હાથી ફરી પકડાયો નહી. હાથી પાસે જવું એટલે જીવન સંશયમાં નાખવું. રાજકુમાર નંદિષેણને એવી ઇચ્છા થઇ કે હાથીને લઇ આવું. તેણે મહારાજા શ્રેણિકને મનાવી આજ્ઞા મેળવી. કામ કપરું હતું. હાથી દુર્દમ અને કુમાર સુકુમાલ હતો. લોકોએ પણ કુમારને વિનવ્યા પણ નંદિષેણ એ ઘોર જંગલમાં ઉતરી ગયા. ગર્જના કરતો હાથી તેમની સામે દોડ્યો ને લોકોના હાડ થીજી ગયા. નક્કી હવે અશુભ થશે. એવી શંકા ઘેરાવા લાગી. ત્યાં સમીપમાં આવેલા હાથીને કુમારે કહ્યું "અપ્પા ચેવ દમિયવ્વો" બીજાનું નહી આત્માનું દમન કરવું જોઈએ. ઇત્યાદિ સૂક્તિઓ સાંભળી હાથી વિચારમાં પડ્યો કે 'પરિચિત વાક્યો મેં ક્યાંક સાંભળ્યા છે. આમ વિચાર કરતાં તેની સ્મૃતિ સતેજ થઇ ને જાતિસ્મરણ જ્ઞાન ઉપલબ્ધ થયું. તે ખૂબ શાંત થઈ કુમાર પાસે આવ્યો અને સહુના આશ્ચર્ય વચ્ચે નંદિષેણકુમાર તે હાથીને રાજમહેલના પ્રાંગણમાં લાવ્યા.

કેટલોક વખત વીત્યા પછી કરુણાનિધાન પરમાત્મા મહાવીરદેવ રાજગૃહી નગરીમાં સમવસર્યા. દેવોએ અદ્ભુત સમવસરણ રચ્યું. દેવો અને મનુષ્યો ત્યાં જાણે ઉભરાવા લાગ્યા. રાજા શ્રેણિક, મહામાત્ય અભયકુમાર, રાજકુમાર નંદિષેણ આદિ રાજપરિવાર પણ ભગવંતને વંદન પ્રવચનશ્રવણ કરવા ત્યાં આવ્યા. દેશનાને અંતે રાજાએ ભગવંતને પૂછયું 'પ્રભુ! બહુ આશ્ચર્યની વાત છે કે અતિનિપુણ માણસો પણ મારા પટ્ટહાથીને ન પકડી શક્યા, ત્યારે આ નંદિષેણે તેને શસ્ત્રાદિના ઉપયોગ વિના માત્ર કાંઇક શબ્દો કહીને જ પટાવી લીધો ને એકલે હાથે તેને રાજમહેલમાં લાવી બાંધી દીધો? આવો ઉપદ્રવી હાથી આને જોતાં જ કેમ શાંત થઇ ગયો?

ઉત્તર આપતાં શ્રી મહાવીરસ્વામી બોલ્યા 'હે શ્રેણિક! આ હાથી કેટલાક ભવો પૂર્વે ધનાઢ્ય બ્રાહ્મણ હતો. તેણે લાખ બ્રાહ્મણોને આમંત્રી મોટો યજ્ઞ આરંભ્યો હતો. તેમને જમાડવા આદિની વ્યવસ્થા એક જિનધર્મી બ્રાહ્મણને ઠેકાથી સોંપી હતી. તેમને જમાડતાં વધેલા ભોજનથી તે સહધર્મીની ભક્તિ કરતો. સુપાત્ર મુનિને ભાવથી વહો-

રાવતો. જૈનાગમોની ઉક્તિ કહી કહી તે સહુને સંભળાવતો. તે કાળે કરી રાજા ! તમારો દિકરો નંદિષેણ થયો. પૂર્વભવોના અભ્યાસે તેણે આ હાથીને પણ જિનાગમની પવિત્ર 'અપ્પા ચેવ દમિયવ્વો' ઇત્યાદિ ઉક્તિ સંભળાવી, તેથી હાથી જાતિસ્મરણ જ્ઞાન પામ્યો ને શાંત થયો.'

આ સાંભળી આખી સભા આશ્ચર્ય પામી. રાજાએ આગામી ભવ બાબત પૂછતાં પરમકૃપાળુ પરમાત્માએ કહ્યું 'રાજા ! ન્યાયોપાર્જિત દ્રવ્યથી સુપાત્રોની કરેલી ભાવપૂર્ણ ભક્તિના પ્રતાપે આ નંદિષેણ દેવ-મનુષ્યના ભોગો ભોગવી ત્રીજે ભવે મુક્તિ પામશે. સાવ સામાન્ય પુણ્ય બાંધનાર આ હાથી સામાન્ય રીતે રાજમહેલના સુખનો ભોગી થયો. આવતા ભવે તે પ્રથમ નરકે જશે.

આ બધું સાંભળી નંદિષેણની વૈરાગ્ય ભાવના પ્રબળ થઇ અને તેણે ત્યાં દીક્ષા લેવાનો નિર્ધાર કર્યો. ત્યાં આકાશવાણી થઈ 'રાજકુમાર ઉતાવળા ન થાવ. હજી તમારે ભોગકર્મ ભોગવવાના બાકી છે.' પણ અતિ પરાક્રમશાલી નંદિષેણે ઉત્સાહપૂર્વક દીક્ષા લીધી. પ્રભુજીની સાથે વિચરતા તેમણે અતિદુષ્કર ને આકરા મહાતપ કર્યા અને અલ્પ સમયમાં તો સૂત્ર અર્થના પારગામી થયા. અનેક લબ્ધિ પણ ઉપલબ્ધ થઈ. કેટલોક સમય થયા પછી તેમને તીવ્ર ભોગનો-વેદનો ઉદય થવા લાગ્યો. કામને જીતવા નંદિષેણ મુનિએ અતિ તિવ્રતર તપ આદર્યું. તેમ છતાં ધાર્યું પરિણામ ન આવ્યું એટલે તેમણે નક્કી કર્યું કે ચારિત્ર ખંડવા કરતાં મરી જવું સારૂં અને એક દિવસ પડીને મરી જવાની ઇચ્છાથી તેઓ અતિ દુર્ગમ પર્વત પર ચઢયા. જંપાપાત કરતાં જે કોઇ દેવતાએ તેમને ઝીલી પૃથ્વી પર મૂકયા અને કહ્યું નિકાચિત કર્મો ભોગવ્યેજ છુટકો છે.' તેમ છતાં મુનિ જરાય હીંમત ન હાર્યા. એકવાર છઠ્ઠને પારણે તેઓ કોઇ ગણિકાને ઘેર જઇ ચઢયા. ધર્મલાભ શબ્દ સાંભળી ગણિકાએ તેમને કહ્યું 'મુનિરાજ ! અહિં તો અર્થલાભનું કામ છે. ધર્મલાભથી શું વળે ?' આવા પરિહાસના શબ્દો સહન ન થતાં નંદિષેણમુનિએ તેના આંગણામાંથી ઘાસનું એક તણખલું ખેંચી તેના કકડામાંથી લબ્ધિબળે સાડા બાર કરોડ સુવર્ણની વૃષ્ટિ કરી. આ જોઈ આભી બનેલી નર્તકી તો દરવાજે આવી આડી ઊભી રહી ને કહેવા લાગી 'મહારાજ ! એમ તમારૂં ધન મારાથી ન લેવાય. તમારી દાસી થઇ સેવા કરીશ આપણે સુંદર અને યુવાન ! જુગતે જોડી મળી. આવો સુંદર મેળો મળવો અતિ દુર્લભ છે. આવી અવસ્થામાં તમે વળી ક્યો કઠોર સાધનમાર્ગ લીધો. હવે તો હું જવા જ નહી દઉં.'

એમ કહેતા નર્તકીએ તેમનો હાથ પકડ્યો ને પાત્ર આદિ લઈ લીધા. નંદિષેણના શરીરમાં જાણે વીજળી ફરી વળી. તેઓ કાંઈ પ્રતીકાર ન કરી શક્યા. પલવારમાં તો જીવનનું પરિવર્તન થઈ ગયું. આનંદની ઊર્મિઓ ઉછાળતી ગણિકા તેમને વિશ્રાંતિગૃહમાં લઈ ગઈ. ત્યાં રહેતાં નંદિષેણે નિયમ કર્યો કે પ્રતિદિવસ દસ જણને પ્રતિબોધવા. જ્યાં સુધી દસને પ્રતિબોધ ન થાય ત્યાં સુધી જમવું નહી અને અંતે તેઓ નર્તકીની

સંગતમાં લીન થયા. સંયમથી તેમનું પતન થયું. છતાં નર્તકીને ત્યાં જે લોકો આવતાં તેને તેઓ અતિઉલ્લાસ પૂર્વક ધર્મની મહત્તા જણાવતો ઉપદેશ આપતા. તેમના ઉપદેશમાં કોઇ અજબ શક્તિ હતી કે પત્થરદિલ માણસો પણ પીગળતાં. ઘોર પાપીને પણ પાપના નામે પરસેવો થઇ આવતો. જોતજોતામાં હૃદય પરિવર્તિત થઈ જતું. આમ દરરોજ દસ જણાં દીક્ષા લેવા તૈયાર થાય પછી જ તેઓ જમતા.

આમ કરતાં બાર વર્ષ વીતી ગયા. એકવાર નવ જણા તો બોધ પામ્યા પણ એક સોની કેમે કરી બોધ પામે નહી ને બીજો કોઇ માણસ ત્યાં આવ્યો નહી. સોનીને નંદિષેણ ખૂબ યુક્તિ પ્રયુક્તિ–હેતુ ઉદાહરણ પૂર્વક સંસાર અને સંસારવાસની ભયંકરતા અને નિષ્ફળતા સમજાવવામાં ઓતપ્રોત થઇ ગયો. ગણિકા ગરમ ગરમ રસોઈ જમવા બોલાવે છે. 'હું હમણાં જ આવું છું', કહી નંદિષેણ પાછો ઉપદેશ આપે છે. પણ પેલાને હૈયે ધર્મ ઉતર્યો જ નહી. મોડું થવાથી પહેલી રસોઇ કાઢી નાખી બીજીવાર બનાવી અને ફરી બોલાવવા નર્તકી આવી. નંદિષેણ કહે 'હમણાં આવું છું.' ત્યારે સોનીને તો જરાય અસર થતી નથી. એ જાણી ગણિકાએ હાસ્યમાં કહ્યું 'આજે તો દશમો કોઇ બૂઝે એમ લાગતું નથી. તમે બોધ પામો તો છે.'

આ સાંભળતાં નંદિષેણની સામે પ્રકાશ ઝબકી ગયો. અરે ? અનેકને બોધ આપનાર હું જ અંધારામાં ? એમના રોમેરોમમાં ધર્મચેતના જાણે ઉભરાઈ આવી. તેમણે ઉભાં થતાં કહ્યું 'હા, સાવ સાચી વાત છે. આજે દશમો હું જ બોધ પામ્યો છું. સંસારમાં સાચો એક ધર્મ છે. સારૂં હું જાઉં છું.' ગણિકાએ તેમને રોકવા ઘણા પ્રયત્નો કર્યા. રડી રડીને મનાવ્યા. પોતે કરેલ પરિહાસની મોટામાં મોટી સજા માંગી પણ મહામના નંદિષેણ તો ક્ષણવારમાં બધું છોડી ચાલતા થયા અને ફરી દીક્ષા લીધી. આલોચના પ્રાયશ્ચિત આદિથી આત્માની શુદ્ધિ કરી ઘોરાતિઘોર તપશ્ચર્યા કરી આત્મકલ્યાણનો પ્રબળ પુરુષાર્થ કર્યો. અંતે સ્વર્ગગામી થયા. એકાવતારી થયા. ત્યાંથી ચ્યવી મનુષ્યનો ભવ પામી તે જ ભવમાં સંસારનો અંત સિદ્ધ–બુદ્ધ નિરંજન થશે. અર્થાત્ મુક્તિને પામશે.

## ૨૭. ત્રીજા પ્રભાવક

પ્રમાણ ગ્રંથોના અથવા સિદ્ધાંતના બળથી જે પરમતનો ઉચ્છેદ કરે તે વાદી પ્રભાવક કહેવાય. જેનાથી પદાર્થની સિદ્ધિ થાય તે પ્રમાણ કહેવાય. વાદલબ્ધિવાળા મહાત્માઓ પ્રમેય–પ્રમાણના બળે સામાની દોષિત યુક્તિને તરત અકાટ્ય યુક્તિપૂર્વક નિરસન કરી શકે છે. તેથી જિનમતના જયજયકારના પડઘાં દૂર–સુદૂર સુધી પડે છે. ચાર્વાક માત્ર એક પ્રત્યક્ષ પ્રમાણને જ માને છે. બૌદ્ધો પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એમ ત્રણ પ્રમાણ માને છે. ન્યાયશાસ્ત્રને પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ અને ઉપમાન આ ચાર પ્રમાણ માન્ય છે. પ્રભાકરના મતમાં પ્રત્યક્ષ અનુમાન, શબ્દ, ઉપમા અને

તેડાવ્યા અને દિગંબર-શ્વેતાંબર મતના શાસ્ત્રાર્થ-ચર્ચા માટે વાદ કરવા વિનંતિ કરી. આચાર્યશ્રીએ તે સ્વીકાર કરી, અને રાત્રે શ્રી સરસ્વતીદેવીનું આહ્વાહન કરતાં ઉત્તર મળ્યો કે "વાદી વૈતાલ શ્રી શાંતિસૂરિજીકૃત ઉત્તરાધ્યયનની બૃહત્ ટીકામાં દિગંબરમત-વાદના અધિકારે ચોર્યાસી વિકલ્પજાલ (ગુંચવણભર્યાં પ્રશ્નોત્તરો) જણાવેલા છે. તેનું અવધારણ કરવાથી અવશ્ય વિજય થશે.' શ્રી દેવસૂરિજી મહારાજે તે પ્રમાણે ધારણા કરી લીધી. કુમુદચંદ્ર આચાર્ય કયા વિષયમાં દક્ષ છે? તે જાણવાં તેમણે પોતાના શિષ્ય રત્નપ્રભને દિગંબરાચાર્ય પાસે મોકલ્યા.

કુમુદચંદ્ર આચાર્યે તેમને પૂછ્યું 'તમે કોણ?' તેમણે કહ્યું 'હું દેવ' તેણે ફરી પૂછ્યું 'દેવ કોણ?' રત્નપ્રભે કહ્યું 'હું' તેણે ફરી પૂછ્યું 'હું કોણ?' જવાબ મળ્યો 'શ્વાન' (કુતરો) કુમુદચંદ્રે પૂછ્યું 'શ્વાન કોણ?' રત્નપ્રભે કહ્યું 'તમે' તેણે પાછું પૂછ્યું 'તમે કોણ' ઉત્તર મળ્યો હું દેવ. એટલે 'દેવ કોણ?' 'હું' 'હું કોણ? 'શ્વાન.' 'શ્વાન કોણ?' 'તું' 'તું કોણ?' 'દેવ' દેવ કોણ?' 'હું' આમ ચક્રભ્રમણ ન્યાયથી સ્વયંને દેવસ્થાને અને દિગંબર આચાર્યને શ્વાનસ્થાને સ્થાપન કરી રત્નપ્રભ ઉપાશ્રયે પાછા આવી ગયા. પેલો શ્વેતાંબર મને ભ્રમણામાં નાખી કૂતરો બનાવી ગયો એ જાણી કુમુદચંદ્ર જરા ખીજવાયા અને એક શ્લોક શ્રી દેવસૂરિજી પર લખી મોકલ્યો, એનો ભાવાર્થ એવો હતો કે:—

'અરે જુઓ આ શ્વેતાંબરો, વિકટ આટોપની ઉક્તિ-વાણીથી સપડાવી ભોળા જીવોને અતિ વિકટ આ સંસારરૂપ અંધારા કૂપમાં નાખે છે. તત્ત્વાતત્ત્વની વિચારણામાં તેમની મતિ ચાલતી નથી. જો ખરેખર તેમણે તત્ત્વજ્ઞાન જાણવું હોય તો રાત-દિવસ શ્રી કુમુદચંદ્રના ચરણયુગલનું ધ્યાન ધરવું જોઇએ. આ વાંચી આચાર્ય દેવસૂરિજીએ પરિહાસમાં ટાળી નાખ્યું પણ તેમના શિષ્ય મહાપંડિત માણિક્યમુનિએ શ્લોકમાં ઉત્તર લખી આપ્યો તેનો અર્થ આ પ્રમાણે હતો.

આ કોણ દુઃસાહસી છે જેણે કેસરીસિંહની કેશવાળીને પગ લગાડ્યો છે? આ કોણ અણસમજુ છે જેણે આંખની ચળ ખજવાળવા તિક્ષ્ણ ભાલાને આંખમાં નાખવાની ઇચ્છા કરી છે અને આ કોને ઘેલછા સૂઝી છે કે માથાના શણગાર માટે વિષવાળા મણિધરને માથે વીંટ્યો છે? કે વિશ્વવંદ્ય શ્રી જિનશાસનની જે નિંદા કરવા તૈયાર થયો છે.

તે શ્લોકની સાથે રત્નાકર નામના એક મુનિએ બીજો શ્લોક લખી આપ્યો તેના ભાવાર્થ આમ હતો.

હે પંડિત! નગ્ન લોકોએ સુજ્ઞ જનોની મુક્તિનો નિષેધ કરીને રત્ન જેવું કિમતી (આંતરિક) તત્ત્વ પ્રકટ કરી દીધું જ છે. હવે કર્કશ તર્કશાસ્ત્રની ક્રીડામાં તમારો આ અભિલાષ અનર્થમૂલક છે.

રાજમાતા મણુયલ્લદેવીનો પિયરપક્ષીય દિગંબરમત હોઈ તેણે સ્વમતના વિજય માટે અનેક પંડિતોને તેડાવ્યા અને યોજના પ્રમાણે ગોઠવ્યા હતા. વાદ નિશ્ચિત થતાં પોત–પોતાના પક્ષ ( વાદના મુદ્દા ) સ્થાપવામાં આવ્યા. તેમાં દિગંબરાચાર્ય કુમુદચંદ્રે જણાવ્યું કે, ૧ કેવલજ્ઞાની ભોજન લેતાં (જમતા) નથી. ૨ વસ્ત્ર પહેરનારની મુક્તિ નથી અને ૩ સ્ત્રીને મોક્ષની પ્રાક્ષની પ્રાપ્તિ નથી.

શ્વેતાંબરાચાર્ય શ્રી દેવસૂરિજી તરફથી જણાવવામાં આવ્યું કે ૧ કેવલજ્ઞાની ભોજન કરે. ૨ વસ્ત્રધારીની પણ મુક્તિ થાય તથા ૩ સ્ત્રી પણ સિદ્ધ એટલે મુક્ત થાય. પછી વાદ માટેનો દિવસ નક્કી થયો. વ્યવસ્થિત આયોજન કરવામાં આવ્યું. બંને પક્ષના અને તટસ્થ પંડિતો ન્યાય માટે નિમવામાં આવ્યા. ષડ્દર્શનના પંડિતોનો મેળો જામ્યો. પ્રજા પણ ઉત્કંઠાપૂર્વક રાજમહાલયનાં પ્રાંગણમાં પરિણામ સાંભળવા આતુરતાપૂર્વક આવી ઊભી.

આચાર્ય કુમુદચંદ્ર ભારે દબદબાપૂર્વક રાજસભામાં આવ્યા. રાજાએ તેમને ઘણાં સન્માનથી ઉંચા આસને બેસાડયા. ત્યારપછી થોડીવારે આચાર્ય દેવસૂરિજી હેમ-ચંદ્રસૂરિજી આદિ પોતાના કેટલાક શિષ્યમંડલ સહિત સ્વાગતપૂર્વક પધાર્યા. તેમને પણ રાજાએ બહુમાનપૂર્વક ઉંચે આસને બેસાડયા.

કુમુદચંદ્ર પ્રૌઢવયના અને હેમચંદ્ર ઉગતી વયના હોઇ તેમને દિગંબરાચાર્યે પૂછ્યું 'પીતં તક્રં ? એટલે કે છાશ પીધી ? પીતંનો અર્થ પીધી પણ થાય ન પીળી પણ થાય ? એટલે નિર્ભય હેમચંદ્રજીએ મજાનો ઉત્તર આપતા કહ્યું ' અરે છાશ (તક્રં) તો સફેદ હોય, પીળી તો હળદર હોય. તે શું તમે નથી જાણતાં. ' આ સાંભળી કુમુદચંદ્ર ઝંખવાણા પડયા ને કાંઇક ખીજાયા પણ ખરા. બોલ્યા ' 'તમારા બેમાંથી પ્રતિવાદી કોણ થશે ? ' ત્યારે શ્રી દેવસૂરિજી રમૂજ કરતાં બોલ્યા, ' ' આ હેમચંદ્ર પ્રતિવાદીનું સ્થાન સંભાળશે. ' કુમુદચંદ્રે કહ્યું ' મારી સાથે આ બાળક વાદ-પ્રતિવાદ કરશે ? '

હેમચંદ્રાચાર્યે તરત જવાબ આપતાં કહ્યું ' હું કયાં બાળક છું ? મેં તો કપડાં પહેર્યાં છે ' ( એટલે કે તમે બાળક છો માટે કપડા પહેર્યા વિના નાગા ફરો છો ) આ સાંભળી દિગંબરાચાર્ય એકદમ ભોંઠા પડી શરમાઈ ગયા. થોડીવાર રહી બોલ્યા ' ચાલો સમય વ્યર્થ બગડે છે. હાર–જીતનું પરિણામ નક્કી કરો. ' અને ઠેરવવામાં આવ્યું કે જો દિગંબર હારે તો તેણે દેશ ત્યાગ કરવો અને શ્વેતાંબર હારે તો તેણે દિગંબર મત સ્વીકારવો. આવી કપરી શર્ત કરવામાં આવી. દેવસૂરિ બોલ્યા, ' તમે વાદી છો માટે પૂર્વપક્ષ તમે જ કરો. ' કુમુદચંદ્ર પ્રારંભમાં રાજાને આશિષ આપતા બોલ્યા કે :—

આકાશ કેટલું વિરાટ છે ? તેમાં સૂર્ય આગીયા જેવો, જુના કરોળીયાના જાળા જેવો ચંદ્ર અને મચ્છર જેવા આ પર્વતો લાગે છે, આ પ્રમાણે આકાશનું વર્ણન

અર્થાપત્તિ એમ પાંચ પ્રમાણ માનવામાં આવ્યા છે. ભટ્ટના મતે આ જ પાંચ પ્રમાણ માન્ય છે. અને શ્રી જિનેન્દ્ર મતમાં પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે પ્રમાણ માનેલા છે. અર્થાત્ આ બે પ્રમાણમાં સર્વ પ્રમાણો અંતર્ગત હોય છે. વર્તમાન વ્યવહારનાં ગ્રંથોમાં જે પ્રમાણ વ્યાવર્ણિત હોય તેના તલસ્પર્શી જ્ઞાતા વાદશક્તિના આધારે પરવાદી પર વિજય પ્રાપ્ત કરી શકે છે. તેઓ આ રીતે શાસનની પ્રભાવના કરનારા હોઇ વાદી પ્રભાવક હોય છે. તર્કશક્તિની અજોડ પ્રતિભા શ્રી મલ્લવાદીસૂરિજીમાં હતી.

ભરૂચનગરમાં બૌદ્ધોનું પ્રાબલ્ય વધી રહ્યું હતું. રાજા પણ તેમને મહત્ત્વ આપતા થઈ ગયા હતા. બૌદ્ધાનંદ નામના બૌદ્ધ આચાર્ય પોતાના શિષ્યાદિ સાથે ત્યાં પ્રાયઃ રહેતા હતા. એકવાર શ્રી જીવાનંદસૂરિજી ત્યાં પધાર્યા. બૌદ્ધાનંદે તેમને વાદ માટે આહ્વાન આપ્યું. જીવાનંદસૂરિ પ્રખર વિદ્વાન હતા. પણ ભોળા ભાવને લીધે વાદીની કપટકળાને જાણી ન શક્યા અને પરાજય પામ્યા. ખૂબ જ શર્મીંદા થઇ તેઓ વિહાર કરી વલ્લભીપુર (વળા) આવ્યા. ત્યાં તેમની બહેન દુર્લભદેવીના અજિત, યક્ષ અને મલ્લ નામના ત્રણ પુત્રોને દીક્ષા આપી. તેમાં મલ્લ તીક્ષ્ણ પ્રજ્ઞાવાળા હોઇ પ્રકાંડ વિદ્વાન થયા.

એક વાર મલ્લમુનિ જ્ઞાનકોષમાં ભંડારેલ 'દ્વાદશાર નયચક્ર' નામક ગ્રંથ કાઢી કૌતુકથી વાંચવા લાગ્યા. તેમણે એક શ્લોક વાંચ્યો ત્યાં દેવીએ તેમના હાથમાંથી ગ્રંથ ઝુંટવી લીધો. ગુરુ મહારાજ અન્યત્ર વિહારમાં હતા ત્યારે આવા પ્રસંગથી મલ્લ ઘણા ખિન્ન થયા અને તેમણે આખી ઘટના સંઘ સમક્ષ નિવેદન કરી. ત્યાર બાદ મલ્લ-મુનિએ પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી દ્વાદશાર નયચક્ર ઉપલબ્ધ નહીં થાય ત્યાં સુધી મારે છએ વિગઈનો ત્યાગ. તેઓ છઠ્ઠને પારણે વાલથી પારણું કરતા. એકવાર શ્રુત-દેવીએ રાત્રિના સમયે ભર ઉંઘમાં સૂતેલા મલ્લમુનિએ પૂછ્યુ 'શું મીઠું ?' તેમણે તરત ઉત્તર આપ્યો કે 'વાલ મીઠાં.'

ફરી છ મહિના બાદ દેવીએ પૂછ્યું 'શું નાખી ?' (અર્થાત્ શું મીઠું નાખી) મલ્લમુનિએ કહ્યું 'ગોળ ઘી નાખી' (એટલે છ મહિના પૂર્વે પૂછેલ શું મીઠું ? તેના અનુસંધાનમાં છ મહિના પછી કે શું મીઠું નાખી ? એમ પૂર્વાપર સંબંધવાળા) સાચો ઉત્તર સાંભળી તેમની ધારણા શક્તિથી પ્રસન્ન થઈ દેવીએ કહ્યું 'મુનિ ! જે તમને ઇષ્ટ હોય તે કહો. હું અવશ્ય કરીશ.'

મલ્લમુનિએ કહ્યું 'મારે દ્વાદશાર-નયચક્ર જોઇએ, તે મને આપો.' દેવીએ કહ્યું કે મુનિ ! એ ગ્રંથ આપવો યોગ્ય નથી. પણ તમે જે એની પહેલી ગાથા વાંચી છે. અને તમારી પ્રબળ ધારણા શક્તિથી તે તમને કંઠસ્થ છે તે એક જ ગાથાથી તમને સંપૂર્ણ દ્વાદશાર-નયચક્રગ્રંથનો અર્થબોધ થઇ જશે. 'એમ કહી દેવી અદૃશ્ય થયાં. શ્રી મલ્લમુનિએ પછી તે એક ગાથા ઉપર દસ હજાર શ્લોક પ્રમાણ દ્વાદશાર-નયચક્ર ગ્રંથની રચના કરી. હવે શ્રી મલ્લમુનિની પ્રતિભા દિવસે દિવસે પ્રભાવશાળી થઈ રહી હતી.

એક વાર બહારથી ઓચિંતા આવી ચઢેલા ગુરુ મહારાજે મલ્લમુનિને અસ્ખલિત પ્રવાહબદ્ધ તર્ક અને અકાટ્યયુક્તિ યુક્ત જાણે મહાસભામાં બોલતાં હોય તેમ છટાપૂર્વક એકલા એકલા બોલતા જોયા-સાંભળ્યા તેમને આશ્ચર્ય અને અપાર આનંદ થયો. થોડા જ સમયમાં ગુરુજીએ તેમને આચાર્યપદ પ્રદાન કર્યું. શ્રી મલ્લસૂરિજીએ પછી ચોવીસ હજાર શ્લોક પ્રમાણ શ્રી પદ્મચરિત્રની રચના કરી.

એકવાર વૃદ્ધ સાધુઓ પાસેથી શ્રી મલ્લસૂરિજીને ભરૂચમાં પોતાના ગુરુના પરાજયની વાત સાંભળવા મળી અને તેઓ પોતાના શિષ્યો સાથે ભરૂચ આવ્યા. બૌદ્ધાચાર્યની સાથે તેમનો રાજસભામાં વાદ આરંભાયો. શ્રી મલ્લસૂરિજીએ તર્કબદ્ધ અવિચ્છિન્ન વાગ્ધારાદ્વારા છ મહિના સુધી પૂર્વપક્ષ સ્થાપન કર્યો. પણ બુદ્ધાનંદ તેને ધારણ ન કરી શકયા. પૂર્વપક્ષની ઉક્તિઓ યાદ કરી કરીને નોંધવા લાગ્યા પણ તેમાં સફળતા ન મળી. તેઓ ઉત્તર પણ ન દઇ શકયા. અંતે રાત્રિએ અતિચિંતામાં તેમનું હૃદય બેસી ગયું, તે મૃત્યુ પામ્યા. સવારે શાસનદેવીએ જયજયકાર વચ્ચે મલ્લસૂરિજી પર પુષ્પવૃષ્ટિ કરી. મલ્લસૂરિજી રાજાને ઉપદેશ આપી સન્માર્ગે લાવ્યા. રાજાએ તેમને શ્રી મલ્લવાદીસૂરિજી તરીકે સંબોધ્યા, તે નામથી તેઓ પ્રસિદ્ધ થયા. રાજાએ શર્ત પ્રમાણે બૌદ્ધોને પોતાના દેશમાંથી અન્યત્ર વિચરી જવા કહ્યું. બૌદ્ધો ચાલ્યા ગયા. ત્યારપછી બૌદ્ધો પાછા નથી આવ્યા. શ્રી મલ્લવાદીજીનું ચારિત્ર સાંભળી સહુએ અપૂર્વ જ્ઞાનાર્જન અને તે દ્વારા શ્રી જિનશાસનની પ્રભાવના માટે પ્રયત્નશીલ રહેવું જોઇએ.

## ૨૮. વાદથી શાસનોન્નતિ.

તર્કબદ્ધ કર્કશ શબ્દોથી બુદ્ધિશાલી મહાપુરુષે શાસનની ઉન્નતિ માટે વાદીને જીતવાના ઉપાયમાં વિલંબ ન કરવો. શાસ્ત્રાર્થ કરી, તેના સિદ્ધાંતોથી તેને જ પરાજય પમાડવો એ વાદી જ કરી શકે, આ મહાપુરુષો શાસનની મહાઉન્નતિ કરી શકે છે. શ્રી દેવસૂરિજી મહારાજ વાદી તરીકે વિખ્યાત હતા.

એકવાર પાટણમાં સિદ્ધરાજ જયસિંહની રાજસભામાં કુમુદચંદ્ર નામના સમર્થ દિગંબરાચાર્ય આવ્યા. પોતાની માતાના ગુરુ હોઇ રાજાએ તેમને સારા માનપૂર્વક પ્રવેશ કરાવ્યો અને દબદબા પૂર્વક ઉતારો આપ્યો તે ઘણાં વિદ્વાન્ હોઈ વાત વાતમાં શ્વેતાંબરમતને ઉતારી પાડે અને પોતાના મતની સચ્ચાઇ પૂરવાર કરવા ધારાબદ્ધ બોલ્યા કરે. તે એટલા બધા વાક્‌પટુ હતા કે તેમની સાથે વાત કરવી પણ કઠિન કામ થઇ પડે. તેમણે કહ્યું 'અમે તો શ્વેતાંબરાચાર્યના સામર્થ્યની ઘણી વાત સાંભળી હતી, અહીં તો કોઇ દેખાતું ય નથી. સાચી વાતો કાંઇ ખુણામાંજ કરવાની ન હોય, તે તો ચોગાનમાં ય થાય.' શ્રી હેમચંદ્રાચાર્યને આ બાબત પૂછતાં તેમણે શ્રાવકોને જણાવ્યું કે 'વાદીગજમદમર્દક તો આપણાં ગુરુ મહારાજ શ્રી દેવસૂરિજી મહારાજ છે. તેમની પધરામણી કરાવો એટલે દિગંબરાચાર્યની ઉત્કંઠા પૂરી થશે.

પછી શ્રાવકોના કહેવાથી રાજા સિદ્ધરાજે આચાર્યશ્રી દેવસૂરિજીને રાજસભામાં

કરતાં હે રાજા ! તમારો યશ યાદ આવ્યો. તમારો યશ તો એટલો બધો વિસ્તાર પામેલો છે કે તેમાં આકાશ તો ભ્રમર જેવું જણાય છે. (તમારા યશથી મહાન્ કાંઇ ન જણાતાં હે રાજા ! આથી આગળ મારી વાચા બંધ થઇ ગઇ છે ? ઇત્યાદિ રાજાને આશીષ આપી તે પૂર્વપક્ષની સ્થાપના કરવા લાગ્યા. આમાં 'મારી વાચા બંધ થઇ ગઈ છે.' આવા શબ્દો સાંભળી જાણકાર પંડિતોએ અનુમાન કર્યું કે આવા અપ-શુકનવાળા શબ્દોથી જણાય છે કુમુદચંદ્રનો પરાજય થશે. પછી અવસરે દેવસૂરિજીએ આશિષનો શ્લોક શ્લેષમાં ઉચ્ચાર્યો.

नारीणां विदधाति निर्वृतिपदं श्वेतांबर–प्रोल्लसत्–
कीर्तिस्फातिमनोहरं नयपथो–विस्तारभंगी–गृहम् ।
यस्मिन् केवलिनो विनिर्मितपरोच्छेकाः सदा दन्तिनो,
राज्यं तज्जिनशासनं च भवतश्चौलुक्य ! जीयाच्चिरम् ॥

તેનો અર્થ આ પ્રમાણે હતો :—

'હે ચૌલુક્ય નરેશ ! જે જિનશાસન સ્ત્રીમુક્તિનું વિધાન કરે છે. જ્યાં શ્વેતાંબરોની ઉલ્લસાયમાન કીર્તિ મનનું હરણ કરે છે. જે સપ્તનય સંબંધી માર્ગના વિસ્તારરૂપ ભાંગાના સ્થાન છે. જ્યાં કેવલી ભગવંત પણ આહાર કરે છે એવું શ્રી જિનશાસન અને તમારૂં રાજ્ય ચિરકાળ જય પામો. રાજ્યપક્ષે અર્થ આમ થતો; જે રાજ્ય શત્રુઓને નિરાંતે રહેવા દેતું નથી. જે શ્વેતાકાશમાં ઉલ્લસિત કીર્તિથી મનોહર છે. જે ન્યાયમાર્ગના વિસ્તારની રચનાનું ઘર છે તથા જ્યાં શત્રુઓની યોજનાનો ધ્વંસ કરનાર બલવાન નિપુણ હાથીઓ છે એવું તમારું રાજ્ય હે ચૌલુક્ય રાજા ! ચિરકાલ જય પામો. ત્યારપછી દિગંબરાચાર્યે સ્ખલના પામતા પોતાના પક્ષની સ્થાપના કરી. તેનો ઉત્તર આપતાં શ્રી દેવસૂરિજીએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની બૃહદ્વૃત્તિના ચોર્યાશી વિકલ્પ મૂકયા. તે વિકલ્પો (ભાંગાઓ)ને સમજી ન શકતા દિગંબરાચાર્યે શું કહ્યું ? ફરી કહો તો. એમ પૂછવામાં અને પોતાની એની એ વાતો ફરી કહેવામાં સમય કાઢ્યો. દેવસૂરિજીની ધીર-ગંભીર અને મધુર અને સ્પષ્ટ યુક્તિનો પણ જ્યારે તેમને ઉત્તર મળ્યો નહીં ત્યારે પોતે પરાજય સ્વીકારી જવાની અનુમતિ માંગી. હારનારને પાછલે બારણેથી વિદાય આપવાના રિવાજ મુજબ તેમને વિદાય આપી. તેઓ દેશ છોડી દૂર-સુદૂર દક્ષિણ તરફ નિકળી ગયા. ત્યાં થોડા જ સમય પછી તેમનું અવસાન થયું. આ તરફ રાજાએ શ્રી દેવસૂરિજીનો અત્યંત આદર સત્કાર કરી તેમને વાદીનું બિરૂદ આપ્યું. બહુમાનપૂર્વક ઋદ્ધિ પરિવાર સહિત તેમને ઉપાશ્રય સુધી રાજા-પ્રજા મૂકવા ગયા. જિનશાસનનો જયજયકાર અને મહાન પ્રભાવના થઇ. વાદી દેવસૂરિજી મહારાજની અમરકીર્તિ દિશાઓ સુધી પહોંચી.

સ્યાદ્વાદ રત્નાકર મહાગ્રંથના નિર્માતા અને વાદીગજકેશરી શ્રી દેવસૂરિજીએ

દિગંબરાચાર્યને પરાજિત કરી શાસનની શોભા વધારી તેમ સહુએ પોતાની શક્તિ અનુસાર શ્રી જિનશાસનની શોભા વધારવા યત્ન કરવા જોઇએ.

## ૨૯. વાદીની યોગ્યતા.

નય, નિક્ષેપ, પ્રમાણુ, આદિ જે મૂળભૂત પદાર્થસિદ્ધિના ઉપાયો કહેલા છે તેને તેજ રીતે જે જાણે તે વાદમાં કુશળ થઈ શકે છે. શ્રી વૃદ્ધવાદીના દૃષ્ટાંતથી તે જણાશે.

વિદ્યાધરગચ્છમાં શ્રી પાદલિપ્તસૂરિજીની પરંપરામાં સ્કંદિલાચાર્ય પાસે કોઇ મુકુંદ નામના વૃદ્ધ બ્રાહ્મણે દીક્ષા લીધી. તેઓ પરિશ્રમ તો ઘણો કરતાં પણ વિદ્યા-પાઠ મોઢે ચડે નહી. પાઠ પાકો કરવા તેઓ જોર જોરથી ઘાંટો તાણી ગોખવા લાગ્યા. રાત્રે જાગી જાય તો ગોખવા મંડી પડે. સાધુ મુનિરાજો કહે 'અમારી ઉંઘ બગાડો નહી.' ગુરુ મહારાજે કહ્યું: રાત્રે મોટા સાદે આપણાથી બોલાય નહી. તેથી તેઓ દિવસે જોર જોરથી ગોખવા લાગ્યા. ત્યારે શ્રાવકોએ કહ્યું 'આવડી ઉમરે દીક્ષા લઈ ઘાંટો પાડો છો, તો શું પંડિત થઇ સાંબેલુ ઉગાડશો ?, આ સાંભળી મુંઝાઇ ગયેલ તે મુકુંદમુનિએ વિચાર કર્યો કે આમ પત્તો નહી લાગે. ને તેમણે દેવી સરસ્વતીની આરાધના કરી. એકવીસમા ઉપવાસે દેવી પ્રત્યક્ષ થઇ વરદાન આપી ગયા કે 'તમે સર્વ શાસ્ત્ર-વિદ્યા પારગામી થશો જે ધારશો તે કરી શકશો.' દેવી ચાલ્યા ગયા. એટલે મુકુંદમુનિએ ક્યાંકથી એક સાંબેલુ મંગાવી ચાર રસ્તા વચ્ચે ખોડયું અને હાથ જોડી સરસ્વતીની સ્મૃતિ કરી કહ્યું 'હે દેવી ભારતી, ! તમારી કૃપાથી જો અમારા જેવા જડ જીવો પણ જો પ્રજ્ઞાવાન અને વાદી થઇ શકતા હોય તો આ સાંબેલું ઉગી જાવ, નવપલ્લવિત થાવ.'

સાંબેલાનો તમાશો જોવા ઘણા લોકો ભેગા થઇ ગયેલાં. ક્ષણવારમાં સૂકું લાકડું લીલુંછમ થઇ ગયું. મૂળ, થડ, શાખા-પ્રશાખા, પાંદડા ફૂલ અને ફળથી તે સાંબેલુ મોટું વૃક્ષ થઇ ગયું.લોકો આશ્ચર્યચકિત થયા. વૃદ્ધમુનિનો જયજયકાર, અને વાદી તરીકેનો યશવિસ્તર થયો. થોડા જ સમયમાં તેઓ વૃદ્ધવાદી તરીકે પ્રસિદ્ધ થયા. ગરુડ જોઇ સર્પ નાસે તેમ વૃદ્ધવાદીનું નામ સાંભળતાં પંડિતો અને દાર્શનિકો દૂર ચાલ્યા જતાં. ઘણાં પ્રયત્નો છતાં તેમની સામે કોઇ પણ વિદ્વાન વાદમાં ટકી શકતો નહી. તેમને સમર્થ જાણી ગુરુમહારાજે આચાર્યપદવી આપી. સંઘે ઉત્કટ ઉત્સાહથી સમારોહ કર્યો વૃદ્ધવાદીસૂરિ તરીકે તેઓ ખ્યાતનામ થયા. તેમણે શાસનની સુંદર પ્રભાવના કરી.

તે વખતે માલવાના પાટનગર અવંતીમાં વિક્રમાદિત્ય રાજા રાજ્ય કરે, તેમની સભામાં દેવર્ષિ દેવશ્રીના પુત્ર સિદ્ધસેને મહાપંડિત તરીકેની ખ્યાતિ મેળવી હતી. તેમને વિદ્યાનો એવો ઘમંડ હતો કે જગતને તૃણ સમાન ગણતા હતા. કહ્યું છે કે વીંછી જરાક એવા વિષના જોરે પોતાના ડંખની પૂંછડી ઉંચી લઇ અભિમાનથી ચાલે છે. ત્યારે વાસુકીનાગ પાસે તેના કરતાં હજારોગુણ વિષ હોવા છતાં ગર્વિત નથી સિદ્ધસેને એવી

પ્રતિજ્ઞા કરેલી કે જે મને હરાવે, તેનો હું શિષ્ય થઇ જાઉં. વૃદ્ધવાદીની પ્રશંસા સહન ન થતાં તે પાલખીમાં બેસી ભરૂચ તરફ ચાલ્યા, વાદ માટે માર્ગમાંજ વૃદ્ધવાદીનો ભેટો થઇ ગયો. પરસ્પર વાતચિત પછી સિદ્ધસેને તેમને વાદ માટે આમંત્રણ આપ્યું. વૃદ્ધવાદી તો સદા તૈયાર. તેમણે કહ્યું આપણે વાદ કરીયે પણ અહીં આપણી મધ્યસ્થતા સ્વીકારનાર કોઇ યોગ્ય માણસ દેખાતું નથી. જય-પરાજયનો નિર્ણય કોણ કરશે ? 'ગર્વોદ્ધત સિદ્ધસેને કહ્યું, આ ગોવાળીયા મધ્યસ્થ થશે. વૃદ્ધવાદીએ તે માન્ય કરી સિદ્ધસેનને પૂર્વપક્ષ કરવા કહ્યું, ત્યાં ઠાવકાઇથી બેઠેલા સિદ્ધસેને છટાપૂર્વક તર્કશાસ્ત્રની ' લક્ષ્યતાવચ્છેદકાવચ્છિન્ન આદિ તર્કભાષા જોર-શોરથી બોલવા માંડી. એક સરખી બોલતા જ રહ્યા. પહેલાં આશ્ચર્ય અને પછી કંટાળો પામેલા ગોવાળીયા બોલ્યા ' આણે કઇ જાતનો ખડખડાટ માંડ્યો છે. કાંઇ સમજાતું તો નથી. એને પોતાનેય ખબર નહી હોય કે એ ભેંસની જેમ જોરજોરથી શું બરાડે છે. માટે હે વૃદ્ધ ! તમે કાંઈ કર્ણપ્રિય બોલો. આને તો કાંઇ આવડતું નથી ને ફોગટની રાડો પાડી કાન બ્હેરા કરે છે. અવસરના જાણ વૃદ્ધવાદીએ તરત જ તાલ, અભિનય પૂર્વક બોલ્યા.'

નવિ મારીયે નવિ ચોરીયે, પરદારા ગમણ નિવારીયે;
થોડું થોડું દીજીયે તો સ્વર્ગે ઝટપટ જાઇએ.
ઘઉં ગોરસ ને ગોરડી ગજ ગુણિયલ ને ગાન,
છ ગગ્ગા જો ઇહાં મિલે તો સગ્ગા (સ્વર્ગ)નું શું કામ ?
ચૂડો ચમરી ચૂંદડી, ચોલી ચોયણો ચીર,
છઠું ચચ્ચે સોહે સદા સધવા તણું શરીર.

વૃદ્ધવાદીની આ સુંદર કવિતા સાંભળી ગોવાળ પણ ગાવા ને કુદવા લાગ્યા. તેમણે સિદ્ધસેનને કહ્યું 'આ કાવ્યનો વાદ કરો-ખંડન કરો.' પણ સિદ્ધસેન બોલ્યા નહીં. એટલે બધાં ગોવાળો બોલ્યા 'આ વૃદ્ધ જુવાનીયાને જીતી લીધો રે ભાઈ જીતી લીધો. સિદ્ધસેન નિસ્તેજ થઇ ગયા. વૃદ્ધવાદીએ કહ્યું, તું નિરાશ ન થા. આ તો આપણે ગમ્મત કરી. ચાલો, ભરૂચ નજીકમાં જ છે ત્યાં સારી રાજસભા અને વિદ્વાન પંડિતો છે, તેઓનો રાજસભામાં વાદ મંડાયો. તેમાં શ્રી વૃદ્ધવાદીનો જ જય થયો. સાચી પ્રતિજ્ઞાવાળા સિદ્ધસેને વૃદ્ધવાદીને ગુરુ બનાવ્યા અને પોતે દીક્ષા લીધી. આગળ જતાં સિદ્ધસેનમુનિ પરમગીતાર્થ, મહાકવિ અને સમર્થશાસ્ત્રવેત્તા થયા. ગુરુજીએ તેમને આચાર્યની પદવી આપી. તેઓ સિદ્ધસેનસૂરિના નામથી પ્રસિદ્ધ થયા. જાણે ગુરુનો વારસો મળ્યો હોય તેમ તેઓ પણ વાદવિદ્યામાં અતિદક્ષ થયા. અનેક ગામમાં વિચરી ભવ્યજીવો પર ઉપકાર કરતા તેઓ અવંતી પધાર્યા. સર્વજ્ઞપુત્ર તરીકેની શ્રી સિદ્ધસેન સૂરિજીની ખ્યાતિ અવંતીના રાજમહેલમાં પણ પહોંચી ગઇ હતી. એકવાર રાજા વિક્રમ હાથીપર બેસી જતા હતા અને સામેથી શ્રી સિદ્ધસેનસૂરિજી આવતા હતા.

વિક્રમરાજાને સર્વજ્ઞપુત્રની પરીક્ષાનો વિચાર આવ્યો ને તેમણે અંબાડીએ

બેઠા બેઠા માથું નમાવ્યા વિના મનથી નમસ્કાર કર્યો. શ્રી સિદ્ધસેનસૂરિજીએ મોટેથી ધર્મલાભનો આશીર્વાદ આપ્યો. હાથીથી હેઠા ઉતરી રાજાએ પૂછ્યું, વંદન પૂર્વેજ કેમ આશિષ આપી!' સૂરિજી બોલ્યા, તમે ભાવથી મનમાં વંદન કર્યા પછીજ મેં આશિષ આપી છે. રાજા બોલ્યો 'સાચેજ તમે સર્વજ્ઞપુત્ર છો. પણ તમે ધર્મલાભ કેમ કહ્યું ?' તેઓ ઉત્તર આપતા બોલ્યા 'રાજન્! સારા પ્રતાપ ધર્મના છે. દીર્ઘઆ-ચુષ્ય નારકોને પણ મળે. સંતાનની બહુલતા કુકડા આદિને પણ હોય, ધનના મોટા નિધાનો સર્પ, ઊંદર અને નોળીયા જેવા તિર્યંચને પણ અનાયાસે મળી જાય. એક વસ્તુ હોય તો બીજીના વાંધા પડે. બધું મળે છતાં સુખ શાંતિ મળે કે ન મળે. માટે સર્વસુખને આપનારો એવો કલ્યાણમય ધર્મલાભ તમને કહ્યો. ધર્મનો લાભ થાયતો બધા લાભ હાથવેંતમાં જ છે.' રાજી થયેલા રાજાએ ઢગલાબંધ ધન તેમના ચરણોમાં મૂક્યું પણ નિઃસ્પૃહ મુનીન્દ્ર શ્રી સિદ્ધસેનજીએ અસ્વીકાર કરતાં રાજાએ સંઘને સોંપ્યું અને જીર્ણોદ્ધાર આદિમાં તેનો ઉપયોગ થયો.

એકવાર શ્રી સિદ્ધસેનસૂરિજી વિચરતા ચિત્તોડગઢ આવ્યા. ત્યાં એક થાંભલામાં પૂર્વોના આમ્નાયના ગ્રંથો ભંડારેલા હતા. તે ઉપર એવી ઔષધીના લેપ કર્યા હતા કે જળ-અગ્નિના ઉપદ્રવથી પણ પુસ્તકો સુરક્ષિત રહે. આ ગુપ્ત વાત સિદ્ધસેનસૂરિજી જાણી ગયા. સૂંઘી સૂંઘીને તેમણે લેપની ઔષધી ઓળખી અને તેની પ્રતિસ્પર્ધી ઔષધીના સિંચનથી તેમણે ક્રમળ ઉઘડે તેમ થાંભલો ખોલ્યો. ગોઠવેલા પુસ્તકોમાંથી એક પુસ્તક ઉપાડ્યું. તેના પહેલા પાનામાં સરસવવિદ્યા અને સ્વર્ણવિદ્યાનું વિધાન લખવામાં આવ્યું હતું તે સમજી જ્યાં બીજું પાનું વાંચવા લાગે છે ત્યાં અધિષ્ઠિ-તદેવીએ પુસ્તક ખુંચવી લીધું-સ્તંભ બીડાઈ ગયો. આશ્ચર્ય પામેલા સિદ્ધસેનસૂરિજી ત્યાંથી વિહાર કરી કુમારપુર આવ્યા. ત્યાંના રાજા દેવપાળે ગુરુમહારાજને પ્રાર્થના કરી કે 'હું બહુ સંકટમાં છું. સીમાડાના બળવાન રાજાએ આક્રમણની તૈયારી કરી છે અને મારી રક્ષા ધર્મ સિવાય કોઇ કરી શકે તેમ નથી. માટે આપના શરણમાં આવ્યો છું'. ભાવી લાભ જાણી શ્રી સિદ્ધસેનસૂરિજીએ સરસવવિદ્યાના પ્રભાવે રાજાને વિજય અપાવ્યો.

રાજા સૂરિજીનો અનન્ય ભક્ત થયો અને ધર્મની આરાધનામાં પણ ઉદ્યમશીલ થયો. શ્રી સિદ્ધસેન રોજ રાજસભામાં આવતા અને તત્ત્વની વાતો સમજાવતા. રોજ છેટેથી આવવામાં પડતો પરિશ્રમ ટાળવા રાજાએ અત્યંત આગ્રહ કરી ડોલીમાં આવવા આગ્રહ અને પ્રબંધ કર્યો. ડોલી પછી સુખે બેસી શકાય તેવી પાલખીમાં બેસી રોજ તેઓ રાજસભામાં આવવા લાગ્યા, પછી તો પાલખી ઉપાડનારની અને સ્તુતિપાઠક ભાટ-ચારણ અને બંદીજનોની સંખ્યા પણ વધવા લાગી. તેમની કીર્તિ અપકીર્તિ અને પ્રમાદ પણ વધવા લાગ્યા. પાલખીમાં બેસી જવું અને સ્થિરવાસ જેવું જીવન જીવવું આદિ વાત તેમના ગુરુ શ્રી વૃદ્ધવાદીએ જાણી એટલે તેઓ વિહાર કરી ત્યાં આવ્યા.

તે સમયે સિદ્ધસેનસૂરિજી રાજસભામાં જવા પાલખીમાં બેસી ગયા હતા. પોતાના વેષ પર મોટી ચાદર ઓઢી શ્રી વૃદ્ધવાદીસૂરિજીએ પાલખીનો એક દંડ પોતાને ખભે ઉપાડ્યો. વૃદ્ધાવસ્થા અને ઉપાડવાનો અભ્યાસ નહી એટલે તેમના પગ વાંકા ચૂકા પડવા લાગ્યા. આખી પાલખી અસ્થિર થતાં સિદ્ધસેન ગર્વથી બોલ્યા, વૃદ્ધ !

भूरिभारभराक्रान्तः स्कन्धोऽयं तव बाधति ?

અર્થાત્‌—અતિભારના બોજથી આક્રાંત તમારો ખભો પીડા પામે છે ? અહીં બાધ્ ધાતુ આત્મનેપદનો હોઇ બાધતે પ્રયોગ થાય પણ બાધતિ ન થાય. વૃદ્ધવાદી તરત બોલ્યાઃ

न तथा बाधते स्कन्धो, यथा बाधति बाधते ।

અર્થાતઃ—ખભો એટલી પીડા નથી ઉપજાવતો, જેટલી આ તમારો બાધતિ પ્રયોગ ઉપજાવે છે ? 'સાંભળતાં જ સિદ્ધસેનસૂરિ ઉંડી શંકામાં પડ્યા ' અરે મારી ભૂલ આ પાલખી ઉપાડનારે કાઢી ? આખા સંસારમાં મારી ભૂલ કાઢવાની શક્તિ માત્ર મારા ગુરુજીમાં જ છે. પાંડિત્ય અને સાદથી જણાય છે કે પરમકૃપાળુ ગુરુમહારાજ મારી આવી ઉતરી ગયેલી દશા જાણી મને ઉગારવા આ રીતે અહીં પધાર્યા છે. સિદ્ધસેન તરત જ નીચે ઉતર્યા. ગુરુજીને ઓળખ્યા અને તેમના ચરણે પડી ક્ષમા માગવા લાગ્યા. પ્રમાદની આલોચના કરી રાજાની આજ્ઞા લઇ ગુરુ મહારાજની સાથે વિહાર કર્યો. કાળ-ક્રમે શ્રી વૃદ્ધવાદીસૂરિજી કાળ પામ્યા. અને સઘળો ભાર શ્રી સિદ્ધસેનસૂરિજી પર આવ્યો. બાલ્યકાળથી જ તેઓ સંસ્કૃત ભણેલા અને સંસ્કૃત ભાષાનો બધે ઘણો પ્રચાર હોઇ તથા મગ્ગદયાણું આદિ પદો અતિ ઉત્તમ હોવા છતાં અન્યદર્શનીઓ નહીં સમજી શકવાથી તેમને વિચાર આવ્યો કે બધાં માગધી ગ્રંથોનું સંસ્કૃતમાં રૂપાંતર કરવું જોઇએ. તેઓએ આખા નવકારને બદલે પૂર્વસૂત્રનું મંગલાચરણ 'नमोऽर्हत्-सिद्धाचार्योपाध्याय-सर्वसाधुभ्यः' ઉદ્ધરી સંઘને આપ્યું અને બધા આગમો સંસ્કૃતમાં કરવાની પોતાની ભાવના જણાવી. એકત્રિત થયેલા સંઘે તેમને જણાવ્યું કે 'તમે તીર્થ અને જ્ઞાનીની ઘોર આશાતના કરી છે. ચારિત્રના અભિલાષી બાલ, સ્ત્રી મંદબુદ્ધિવાળા અને જડજીવોના અનુગ્રહ માટે તત્ત્વજ્ઞોએ પ્રાકૃત ભાષામાં સિદ્ધાંતો રચ્યા છે.

તીક્ષ્ણપ્રજ્ઞાવાળા માટે તો ચઉદપૂર્વ સંસ્કૃતમાં રચેલા જ છે. ભગવંતની આજ્ઞા વિરુદ્ધ આપે વિચાર્યું માટે મોટું પ્રાયશ્ચિત તમારે લેવું પડશે.' છેવટે સંઘે તેમને સંઘ બહાર મૂક્યા. તેઓ પણ સંઘની આજ્ઞા પ્રમાણ કરી ગુપ્તવેશે સંયમી રહી, અવધૂતનો દેખાવ લઈ મૌનભાવે વિચરવા લાગ્યા. સાત વર્ષ બાદ તેઓ અવંતીના મહાકાલ મંદિરમાં આવ્યા. શિવલિંગને વંદન-નમન કર્યા વિના તેમની તરફ પગ કરી સૂઈ ગયા. પૂજારીઓએ તિરસ્કારપૂર્વક તેમને ઉઠાડ્યા પણ તેઓ ઉઠ્યા નહીં. આ વાત છેક મહારાજા સુધી ગઈ એટલે આ કૌતુક જોવા વિક્રમાદિત્ય પોતે મંદિરમાં

આવ્યા. તેમણે સિદ્ધસેનસૂરિજીને બેસાડી પૂછ્યું કે 'તમે મહાદેવજીને નમસ્કાર કેમ નથી કરતાં? તેમણે ઉત્તર આપતાં કહ્યું. 'રાજા, જેમ ઘણાં દિવસના તાવથી પીડાતો માણસ લાડવા ન ખાઇ શકે તેમ આ શિવજી અમારા સ્તવનને ન ઝીરવી શકે.' ખીજાયેલ રાજા બોલ્યા 'એ જટીલ! અસંબદ્ધ ન બોલો, સ્તુતિ કરો જોઇએ. કેમ ન ઝીરવી શકે તે અમે જોઇએ.

પછી શ્રી સિદ્ધસેન વીરદ્વાત્રિંશિકા રચી બોલવા લાગ્યા, સ્વયંભુવં ભૂતસહસ્રનેત્રં.... ઇત્યાદિ કાવ્ય તેઓ એક ધ્યાન થઇ ધીર–ગંભીર–સ્ફુટનાદે બોલવા લાગ્યા. પછી તરત તેમણે **કલ્યાણમંદિર** નામક સ્તોત્ર મહાપ્રભાવશાલી શ્રી પાર્શ્વનાથપ્રભુની સ્તુતિરૂપે મધુર-સ્વરે વસંતતિલકારાગે સ્વસ્થચિત્તે આરંભ્યું, તેની એક એક પંક્તિ જાણે હૃદયમાં ઘુંટાઈ ઘુંટાઈને ઉપર આવતી હતી. તેના શબ્દે શબ્દે વાતાવરણમાં જાણે હલચલ મચી રહી હતી. તેનો રણકો સાંભળનારને કોઇ અપૂર્વ ચેતના અર્પી રહ્યો હતો. હજી તો અગ્યારમો શ્લોક બોલાતો હતો ત્યાં શિવલિંગમાં તડ તડ અવાજ આવવા લાગ્યો. ધૂમાડા જેવું જણાવા લાગ્યું ને ક્ષણવારમાં ધડાકા સાથે શિવલિંગ ફાટ્યું ને તેની વચ્ચે દેદીપ્યમાન કાંતિવાળા શ્રી પાર્શ્વનાથપ્રભુનું અદ્‌ભુતબિંબ પ્રગટ થયું.

શ્રી સિદ્ધસેન તો પ્રભુજીની સ્તુતિમાં લીન હતા. રાજા ભકતો અને પૂજારીઓ વિસ્મિત થઈ ઘડીક પ્રભુને તો ઘડીક તે અવધૂત યોગીની ભક્તિની મસ્તીને જોતા રહ્યા. કોઇક ભય પામ્યા તો કોઈક ભક્તિથી નાચવા કૂદવા લાગ્યા. સ્તોત્ર પૂર્ણ થયે, શ્રી સિદ્ધસેનસૂરિજીએ વિધિપૂર્વક નમન–સ્તવન ચૈત્યવંદનાદિ કર્યાં. રાજાએ પૂછ્યું 'હે મહા-યોગી! આ ભગવાન અહીં કયાંથી આવ્યા? સિદ્ધસેનસૂરિ બોલ્યા, રાજા સરસ ઇતિ-હાસ છે આનો, હું કહું છું, તમે સાંભળો. આ અવંતીનગરમાં ભદ્રશેઠની ભદ્રાનામની પત્ની હતી. તેમને અવંતીસુકુમાલ નામનો એકનો એક પુત્ર હતો. યુવાન થતાં તે બત્રીસ શ્રેષ્ઠિકન્યાઓને પરણ્યો. વિષય ઉપભોગમાં તેનો સમય કયાં પસાર થતો, તેની પણ તેને ખબર પડતી નહી. એકવાર તેની હવેલીમાં આર્યસુહસ્તિસૂરિજી ઉતર્યા હતા. ગવા-ક્ષમાં બેઠેલ અવંતીસુકુમાલે તેમના મુખેથી નલિનીગુલ્મ વિમાનનું વર્ણન સાંભળી તેને જાતિસ્મરણજ્ઞાન થયું. તે તરત આર્યસુહસ્તીજી પાસે આવી બોલ્યો: 'ભગવન્! શું તમે નલિનીગુલ્મ વિમાનથી આવ્યા છો?' તેમણે કહ્યું, 'ના. પણ શ્રી સર્વજ્ઞભગવાનના આગ-મમાં તેનું સ્વરૂપ વર્ણવ્યું છે.' અવંતીસુકુમાલ બોલ્યો: 'આપશ્રીના શ્રીમુખે એ વર્ણન સાંભળી મને જાતિસ્મરણજ્ઞાન થતાં ગયાભવમાં ભોગવેલ નલિનીગુલ્મ વિમાનનાં સુખો તાજાં થઇ આવ્યાં. એની આગળ આ પૃથ્વીનું સમસ્ત સુખ પણ સાવ ફીકું લાગે. મારે પાછું ત્યાં જવું છે. કેમ જવાય?' ગુરુજીએ કહ્યું, 'ચારિત્ર લેવાથી ત્યાં ઉત્પન્ન થઈ શકાય.' તેણે તરતજ દીક્ષા લીધી. સદા તપોનુષ્ઠાન કરવાની શક્તિ ન હોઇ અવં-તીમુનિએ ગુરુઆજ્ઞાપૂર્વક શ્મશાનમાં જઈ અનશન લીધું.

તે વખતે તેની પૂર્વભવની અપમાનિત પત્ની જે શિયાળણ થઇ હતી, પોતાના ભૂખ્યાં બચ્ચાઓ સાથે ત્યાં આવી. પૂર્વભવના વૈરના કારણે તેણે મુનિના શરીરને

બચકાં ભરી ખાવા માંડયું. આમ તેણે રાત્રિના ત્રણપ્રહર સુધી પ્રાણાંત કષ્ટ આપ્યું, પણ મુનિએ તે શુભભાવે સહન કર્યું અને નલિનીગુલ્મ વિમાનમાં ઉત્પન્ન થયા. સવારે વૃત્તાંત જાણી ભદ્રાશેઠાણીએ એક સગર્ભા વહુ સિવાય એકત્રિસ વહુ સાથે દીક્ષા લીધી. સમયે ઘેર રહેલી વહુને પુત્ર જન્મ્યો. તેણે મોટા થઈ પોતાના પિતાની મૃત્યુભૂમિ પર મોટો પ્રાસાદ બંધાવી તેમાં આ અવંતીપાર્શ્વનાથ નામના પ્રતિમાજી વિધિપૂર્વક ઘડાવી પ્રતિષ્ઠિત કર્યા. કેટલોક સમય ગયા પછી અવસર પામી બ્રાહ્મણોએ તે પ્રતિમાજી ઉપર શિવલિંગ સ્થાપી દીધું. આ લિંગ મારી સ્તુતિ કેવી રીતે સહી શકે ! તમેજ કહો.' આ સાંભળી રાજા ઘણા પ્રસન્ન થયા. અવંતીપાર્શ્વનાથપ્રભુની પૂજા અર્ચા આદિ માટે સો ગામ ભેટ કર્યા. અને બોલ્યા 'હે સમર્થ ગુરુ ! દેડકાં ગળવામાં દક્ષ સર્પો તો ઘણા છે. પણ ધરતીના ભારને ઉપાડનાર શેષનાગ તો એકજ છે.' ઇત્યાદિ સ્તુતિ કરી રાજા સ્વસ્થાને ગયા.

શાસનની મહાન પ્રભાવના થઈ. સંઘે આડંબરપૂર્વક તેમને પ્રવેશ કરાવી ફરી આચાર્યપદે આરૂઢ કર્યા. કુવાદીરૂપ અંધારને દૂર કરવામાં સૂર્ય જેવા હોઇ તેઓ સિદ્ધસેનદિવાકરસૂરિ કહેવાયા. એકવાર તેઓ ઓંકારપુર આવ્યા. ત્યાંના સંઘે વિનંતિ કરી કે નાથ, અહીં મિથ્યાત્વીઓનું પ્રાબલ્ય હોઇ તેઓ અમને ભગવાનનું જિનાલય બંધાવવા નથી દેતા. આપની કૃપાએ જ આ કાર્ય બને. સૂરિરાજ તેમને આશ્વાસન આપી પાછા અવંતી પધાર્યા. અને ચાર શ્લોકો બનાવી સાથે લઇ મહારાજા વિક્રમના રાજમહેલે આવ્યા. દ્વારપાલે અટકાવ્યા. તેને આ પ્રમાણે શ્લોક લખી રાજા પાસે મોકલ્યો.

भिक्षुर्दिदृक्षुरायातस्तिष्ठति द्वारवारितः ।
हस्तन्यस्तचतुःश्लोकः किं वागच्छति गच्छति ॥१॥

હાથમાં ચાર શ્લોક લઇ મળવા આવેલો ભિક્ષુ દ્વારે રોકાઇ ઉભો છે. આવે કે જાય ? સામાન્ય વાતનો આવો અદ્ભુત શ્લોક જોઈ રાજા ચકિત થયો ને તેણે આ પ્રમાણે ઉત્તર લખી આપ્યો.

दीयन्ते दशलक्षाणि शासनानि चतुर्दश ।
हस्तन्यस्तचतुःश्लोकः यद्वागच्छतु गच्छतु ॥

ચાર શ્લોક લઈ આવનારને દશ લાખ મુદ્રા અને ચઉદ ગામ આપવામાં આવે છે. છતાં તેમને આવવું હોય તો આવે, જવું હોય તો જાય. શ્લોક વાંચતા જ શ્રી સિદ્ધસેન સભામાં પધાર્યા. રાજાની સામે આસન પર બિરાજ્યા. રાજાએ કહ્યું આજ્ઞા કરો. તેમણે શ્લોક સંભળાવ્યો.

अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कुतः ? ।
मार्गणौघः समभ्येति, गुणो याति दिगन्तरम् ॥

અર્થઃ- હે રાજા, આ અપૂર્વ ધનુર્વિદ્યા તમે ક્યાં શિખ્યા ? કે માર્ગણુસમૂહ એટલે બાણુસમૂહ (પક્ષે યાચકગણુ) સામો આવે છે અને ગુણુ=ધનુષની દોરી (પક્ષે ઔદાર્યાદિ ગુણુ) દિગંતમાં જાય છે. આ સાંભળી રાજા પૂર્વ દિશામાંથી ઉઠી દક્ષિણુ દિશાએ બેઠો. ત્યાં સૂરિજીએ બીજો શ્લોક સંભળાવતાં કહ્યું.

सरस्वती स्थिता वक्त्रे लक्ष्मीः करसरोरुहे।
कीर्तिः किं कुपिता राजन्! येन देशान्तरं गता ॥१॥

અર્થઃ-હે રાજા! સરસ્વતી મુખમાં અને લક્ષ્મી તમારા હાથમાં વસે છે. તો કીર્તિ શું રીસાઇ છે કે દેશાંતર ચાલી ગઇ ? આ શ્લોકમાં પણુ અતિશય ચમત્કાર જોઇ રાજા દક્ષિણુથી ઉઠી પશ્ચિમમાં બેઠા. ત્યાં દિવાકરસૂરિજી ત્રીજો શ્લોક બોલ્યા;

सर्वदा सर्वदोऽसीति, मिथ्या त्वं स्तूयसे बुधैः।
नारयो लेभिरे पृष्ठं, न वक्षः परयोषितः॥

'હે રાજા! તમે સર્વદા જે જોઇએ તે આપો છો, આવી પ્રશંસા પંડિતો કરે છે. તે મિથ્યા છે. કેમકે તમે શત્રુને પીઠ અને પરનારીને છાતી આપતાં જ નથી. એટલે તમે બધું આપનાર નથી જ. આવો અપૂર્વ શ્લોક સાંભળી માથું ધુણાવતા રાજા ત્યાંથી ઉઠી ઉત્તર દિશાએ બેઠા. ત્યાં શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ બોલ્યા,

कीर्तिस्ते जातजाड्येव, चतुरंभोधि-मज्जनात्।
आतपाय धरानाथ! गता मार्तण्डमंडलम्॥

અર્થાત્-હે ધરાનાથ! તમારી કીર્તિ આ પૃથ્વીપર ફેલાતી ફેલાતી ઠેઠ સમુદ્ર સુધી ગઇ, ચારે તરફના સમુદ્રમાં મગ્ન થવાથી તેને એવી ઠંડી લાગી કે તે ઉષ્મા મેળવવા સૂર્યમંડલમાં જઇ પહોંચી. એટલે કે તમારી કીર્તિ આ પૃથ્વી કે સમુદ્ર સુધી જ નહી. પણુ સ્વર્ગલોક સુધી પહોંચી છે. આ સાંભળી હર્ષિત થઇ ઉઠી ગયેલા રાજાએ કહ્યું, મહારાજ! ઘણુા પંડિત ને ઘણી પ્રગલ્ભ પ્રતિભા જોઇ, પણુ આપની પ્રૌઢી નિરાળી છે. આપના એક એક શ્લોકે મેં એક એક દિશા છોડી હતી, કારણુકે એક એક શ્લોક સાંભળી મેં એક એક દિશાનું રાજ્ય આપને અર્પણુ કરેલ છે. હવે આ આખું રાજ્ય આપનું છે, આ દાસ યોગ્ય જે આજ્ઞા હોય તે ફરમાવો.' શ્રી સિદ્ધસેન બોલ્યા, ભલા રાજા! અમારે વળી રાજ્ય શું કરવા ' તાં, પણુ એક લાભનું કારણ લઈને આવ્યો છું.' રાજાએ કહ્યું 'અવશ્ય કરીશ, આજ્ઞા કરો.' તેમણે કહ્યું 'રાજા! ઓંકારપુરમાં વસતાં જૈનોને ભગવાનના દર્શન-પૂજનની સગવડ જોઇએ છે. ત્યાં એકે જિનમંદિર નથી.' રાજાએ કહ્યું 'મહારાજ, ત્યાંના સર્વ મંદિર મહેલો કરતાં ઉચું જોતાં જ આંખ ઠરે તેવું શ્રી પાર્શ્વપ્રભુનું મંદિર હું બંધાવી પ્રતિષ્ઠિત કરાવી ત્યાંના સંઘને અર્પણુ કરીશ. આપના સમાગમનું સંભારણું સાથે અમોઘ લાભનું કારણુ. ધન્ય ગુરુદેવ! દાસને અવ-સરે અવશ્ય યાદ કરી લાભ આપજો.'

સહુના આશ્ચર્ય વચ્ચે ઓંકારપુરમાં અદ્‌ભુત જિનાલય અને તે પણ રાજતરફથી બંધાયું. ધર્મનો જયજયકાર થઈ રહ્યો. ત્યાંનાં પ્રતિષ્ઠાદિ કાર્યો પતાવી શ્રી સિદ્ધસેન સૂરિજી દક્ષિણ દેશ તરફ વિહાર કરી ગયા. પ્રતિષ્ઠાનપુર પહોંચ્યા પછી તેમણે પોતાનું આયુષ્ય અલ્પ જાણી અણુસણ લીધું અને સ્વર્ગે સંચર્યા. આખા દક્ષિણમાં જ્યાં જ્યાં આ સમાચાર પહોંચ્યાં ત્યાં ત્યાં હાહાકાર મચી ગયો. અવંતી અને ચિત્તોડ તરફ આ સમાચાર મોકલવા એક ચતુર વિદ્વાનને મોકલ્યો. અવંતીમાં આવી આ પ્રમાણે અર્ધો-શ્લોક મોટેથી તે બોલવા લાગ્યો.

इदानीं वादीखद्योता, द्योतन्ते दक्षिणापथे ।

અર્થ–હાલમાં દક્ષિણપથમાં વાદીઆગીયા ચમકવા લાગ્યાં છે. શ્રી સિદ્ધસેનસૂરિજીના બહેન સરસ્વતી આ સાંભળતાં જ બોલી ઉઠયાં;

नूनमस्तंगतो वादी सिद्धसेनो दिवाकरः ।

અર્થ–નક્કી વાદી સિદ્ધસેનદિવાકર રૂપી સૂર્ય અસ્ત થયો. સૂર્યના અસ્ત વિના ખદ્યોત –આગીયા પ્રકાશી ન શકે. તે વિદ્વાને પણ એજ સમાચાર આપ્યા. સમસ્ત સંઘ ઉપર શોકની ઘેરી છાયા ફરી વળી. (આનો વિસ્તૃત અધિકાર આચારપ્રદીપમાં છે.) જેમ સિંહની ગર્જના સાંભળી મદોન્મત હાથીના મદ ઓગળી જાય તેમ શ્રી વૃદ્ધવાદીસૂરિજી તથા શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજીના શબ્દો સાંભળી મહાન ન્યાયશાસ્ત્રપ્રવીણ વાદીઓનો પણ ગર્વ ઓગળી જતો.

## ૩૦ ચોથા પ્રભાવક

શાસનની ઉન્નતિ હેતુ અષ્ટાંગનિમિત્તનો જે ઉપયોગ કરે તે નિમિત્તવેત્તા ચોથા પ્રભાવક કહેવાય. શ્રી ભદ્રબાહુસ્વામી આવા (ચોથા) પ્રભાવક હતા. તેમનું ચરિત્ર આ પ્રમાણે છેઃ–

દક્ષિણદેશના પ્રતિષ્ઠાનપુરના રહેવાસી ભદ્રબાહુ અને વરાહમિહિર નામના વિદ્વાન બ્રાહ્મણકુમારોએ શ્રી યશોભદ્રસૂરિજી પાસે બોધ પામી દીક્ષા લીધી હતી. મોટાભાઈ ભદ્રબાહુમુનિ જ્ઞાન-ધ્યાન-સંયમમાં ઘણો વિકાસ સાધી ચઉદપૂર્વી–શ્રુતકેવળી થયા. આચાર્યપદવી પામ્યા અને તેમણે દશવૈકાલિક, આવશ્યક સૂત્ર આદિ દશ ગ્રંથો પર નિર્યુક્તિ રચી. વરાહમિહિર અભિમાની અને અસ્થિર હોઈ ગુરુજીએ તેમને આચાર્ય પદવી ન આપતાં તેમણે પોતાના ભાઈ ભદ્રબાહુસ્વામીને આચાર્યપદવી આપવા કહ્યું. તેમણે ગુરુ મહારાજની આજ્ઞા લાવવા કહ્યું. આથી કોપિત થઈ તે મુનિવેષ છોડી ગૃહસ્થ થઈ ગયો. નિર્વાહ માટે જ્યોતિષીનો ધંધો લીધો. આપબડાઈની વાતો એના જેવી કોઈ કરી ન શકે. તે લોકોમાં કહેતો કે બાલ્યકાળથી જ કુંડલી, નવમાંશ અને લગ્ન કાઢવામાં હું મશહૂર છું. એના જ વિચાર મારા મગજમાં ઘોળાતાં હોય. એક વાર હું જંગલમાં ગયો હતો. ત્યાં મોટી શિલા ઉપર મેં સિંહલગ્ન કાઢ્યું (આંક્યું).

તેને ભૂંસવું ભૂલી ગયો ને ઘેર આવ્યા પછી યાદ આવ્યું એટલે હું રાત્રિ છતાં તે ઘોર વનમાં ગયો. ત્યાં જઈને જોઉં છું તો મારી આંકેલી લગ્નકુંડલી ઉપર વનનો રાજા સિંહ બેઠેલો હતો. પણ મેં જરાય ગભરાયા વગર સિંહની નીચે હાથ નાંખી લગ્ન ભૂંસી નાંખ્યું.

મારા આ સાહસથી સિંહલગ્નના સ્વામી સૂર્યદેવ પ્રસન્ન અને પ્રકટ થયા. તેમણે જે ઈષ્ટ હોય તે માંગવા કહ્યું. મેં તેમને જ્યોતિષ્ચક્ર, ગ્રહચાર, નભોમંડલ, નક્ષત્રગતિ બતાવવા અને મર્મ સમજાવવા કહ્યું. તેમણે પોતાના વિમાનમાં બેસાડી સંપૂર્ણ આકાશમંડળ અને ગ્રહ–નક્ષત્રાદિની ગતિ દેખાડી. તેથી જ્યોતિષ સંબંધી ઊંડું જ્ઞાન મારી પાસે હોય તે સ્વાભાવિક જ છે. આ તો પરોપકારનું કામ ઇત્યાદિ બણગાં તે ફેંકયાં કરતા. આ વાતોની સારી પ્રસિદ્ધિ થઈ. ત્યાંના મહારાજા જિતશત્રુએ તેને રાજજોષી અને પુરોહિતની રાજ્યમાન્ય પદવી આપી. તે જૈનોનો દ્વેષ કરવા લાગ્યો. કોઈવાર તેમની વિરુદ્ધ રાજાના કાન પણ ભંભેરે. ધર્મની નિંદા પણ કરે કરાવે. આથી શ્રાવકોએ શ્રી ભદ્રબાહુસ્વામીજીની આગ્રહપૂર્વક ત્યાં પધરામણી કરાવી અને કદી ન થયો હોય એવા ઠાઠપૂર્વક તેમનો નગરપ્રવેશ કરાવ્યો. ચારેતરફ આચાર્યની પધરામણી, પ્રવેશ, પ્રજ્ઞા, પ્રવચન, પ્રભાવનાદિની જ વાતો થવા લાગી. પ્રમાદીને પણ ધર્મ યાદ આવ્યો. આ જોઈ સાંભળી વરાહમિહિરને અપાર ખેદ ને બળતરા થઈ.

એવામાં રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો. વરાહમિહિરે તેની જન્મકુંડલી બનાવી રાજકુમારનું પૂરું સો વર્ષનું આયુષ્ય અને અદ્‌ભુત પ્રભાવ આદિ જણાવ્યાં. બીજા પંડિતોએ પણ શુભયોગો આદિની વાત કરી. રાજા ઘણા પ્રસન્ન થયા. સમય જોઈ વરાહે રાજાને કહ્યું 'મહારાજ! નગરના બધા ગણ્ય–માન્ય પ્રતિષ્ઠિત માણસો રાજમહેલમાં આવી ગયા અને વધામણીપૂર્વક આનંદ પ્રકટ કરી ગયા પણ એકમાત્ર શ્વેતાંબરોના આગેવાન ભદ્રબાહુ નથી આવ્યા. આવા ઈર્ષ્યાળુને દેશપાર કરવા જોઈએ.

આ સાંભળી રાજાએ મંત્રીને નહીં આવવાનું કારણ પૂછવા શ્રી ભદ્રબાહુસ્વામી પાસે મોકલ્યો. તેને આચાર્યશ્રીએ કહ્યું 'મંત્રી! સાતમે દિવસે બીલાડીથી કુમારનું મૃત્યુ છે. માટે શું આવીયે? જન્મનો આનંદ બતાવવા બધા આવ્યા પણ પુત્રના મૃત્યુથી ઉપજેલા આઘાતમાંથી ઉગારવા અમે ઉપદેશ દેવા આવશું.' મંત્રીએ આ વાત રાજાને જણાવી. બધા ઉંડી ચિંતામાં પડી ગયા.

પ્રથમ ઉપાય તરીકે ગામમાંથી બધી બીલાડી તગડી મૂકી અને પાછી કયાંયથી ન આવી શકે તેવો પ્રબંધ કર્યો બરાબર સાતમા દિવસે ધાવતા બાળકના માથા ઉપર દરવાજો બંધ કરવાની લોઢાની ભારે અર્ગલા, જેમાં બીલાડીની આકૃતિ હતી તે પડી ને બાળકનું મૃત્યુ થયું. વરાહમિહિર સાવ ખોટો પડ્યા અને શ્રી ભદ્રબાહુસ્વામીના જ્ઞાન ઉપર લોકો તથા રાજાને માન ઉપજ્યું. શોકસંતપ્ત રાજાએ શ્રી ભદ્રબાહુસ્વામીને આદરપૂર્વક તેડાવી પૂછ્યું 'તમે બાળકનું આયુષ્ય સાત દિવસનું શાથી જાણ્યું?

બાળકના મૃત્યુનો સમય સાચો પડયો અને બીલાડીની વાત ખોટી પડી. ગુરુમહારાજે કહ્યું; 'રાજા, વરાહે પુત્રજન્મના વાજાં વાગ્યા પછીનું અને અમે તે પૂર્વનું લગ્ન જોયું, તેથી આ મોટો ફર્ક પડયો. અને બીલાડીની વાત પણ સાચી છે, તે આગળામાં બીલાડીની આકૃતિ છે! જોતાં વાત સાચી નિકળી. રાજાને તેમના ઉપર શ્રદ્ધા થઇ. નિરાશ થયેલ વરાહ જ્યોતિષશાસ્ત્રનાં ગ્રંથો પાણીમાં નાંખવા તૈયાર થયો. તે સમયે ત્યાં આવી પહોંચેલા શ્રી ભદ્રબાહુસ્વામીએ કહ્યું. મંત્ર વિનાનો અક્ષર નથી, ઔષધ વિનાનું કોઇ મૂળીયું નથી અને ધન વિનાની પૃથ્વી નથી. માત્ર તે બતાવનાર આમ્નાય (રહસ્યમય વિધાન) દુર્લભ છે, જે ગુરુગમથી મળી શકે' ઇત્યાદિ સમજાવી તેને વાર્યો.

એકવાર રાજસભામાં શ્રી ભદ્રબાહુસ્વામીજી તથા વરાહમિહિર આદિ બેઠા હતા. રાજાએ કહ્યું; 'કાંઈ આશ્ચર્યકારી ઘટના હોય તો જણાવો' વરાહને પોતાની પંડિતાઇ બતાવવાનો ભારે ચસકો. તેણે તરત કહ્યું. 'આજે સંધ્યા સમયે અચાનક વરસાદ થશે, તેમાં બાવનપલનો મત્સ્ય અમુક જગ્યાએ મેં કાઢેલા માંડલામાં પડશે' રાજાએ આચાર્યદેવને પૂછ્યું, 'શું આ સાચું કહે છે?' તેમણે કહ્યું; 'વાત તો સાચી છે પણ તે માછલું એકાવન પલનું હશે તથા કુંડાળાની બહાર પૂર્વભાગમાં પડશે' ભદ્રબાહુસ્વામીજીના કહેવા પ્રમાણે થયું. પરિણામે ધર્મનો જ જયજયકાર થયો. રાજા પણ જિનધર્મી થયો. સ્વમાન ખોયેલા વરાહે સંન્યાસ લીધો. અજ્ઞાન કષ્ટ આચરી પ્રાંતે વ્યંતર થયો. તેને જૈન માત્ર ઉપર દ્વેષ થયો. સાધુઓ ઉપર તો તેનું જોર ચાલ્યું નહી પણ શ્રાવકો ઉપર તેણે મરકીનો ઉપદ્રવ કર્યો. આ જાણી શ્રી ભદ્રબાહુસ્વામીએ ઉપદ્રવ–ઉપસર્ગ માત્રને ઉપશાંત કરવા 'ઉવસગ્ગહર' સ્તોત્રની રચના કરી. તેના સ્મરણ–શ્રવણથી ઉપદ્રવ ઉપશાંત થઇ ગયો. આ સ્તોત્રમાં આજે પણ એવી જ અચિંત્ય શક્તિ છે. આમ શ્રુતધર શ્રી ભદ્રબાહુસ્વામી ઘણા જીવોને ધર્મ પમાડી અંતે સ્વર્ગે ગયા. શ્રી ભદ્રબાહુસ્વામીએ શુભ નિમિત્તના બળથી જ રાજાને પ્રતિબોધ્યો અને શાસનની ઉન્નતિ કરી. તેમ આપણે પણ શાસનોન્નતિ માટે પ્રયત્ન કરવા જોઇએ.

## ૩૧. પાંચમા પ્રભાવક

વિવિધ અને ઘોર તપશ્ચર્યાથી જૈનધર્મની ઉજ્જ્વળતાનો વિસ્તાર કરનાર મહાત્માને પાંચમા તપસ્વી પ્રભાવક કહેવામાં આવે છે. સંસારને તપશ્ચર્યાનો પાઠ ભણાવનાર શ્રી તીર્થંકર પરમાત્મા છે. સંસાર આખો જાણે છે કે તપશ્ચર્યા તો જૈનોની. ભાગ્યશાળીઓને પણ સુલભ છે. ત્યારે તપશ્ચર્યા ચક્રવર્તીને પણ દુર્લભ છે. તપથી રોગ ટળે, શક્તિ વધે, અસાધ્યમાં અસાધ્ય કાર્ય સુસાધ્ય થાય. છતાં કોઇક જ આત્મા મહાન તપ કરી શકે. મહાન તપશ્ચર્યાથી મહાન પ્રભાવ ઉત્પન્ન કરનાર શ્રી કાષ્ઠમુનિનું ચરિત્ર જાણવા જેવું છે.

રાજગૃહી નગરીમાં એક શાહ શેઠ વસતા હતા. તેમને ભદ્રા નામની સ્ત્રી હતી

જે સ્વભાવથી જ વિલાસી હતી. તેમને દેવપ્રિય નામનો એક પુત્ર હતો તે નિશાળે ભણતો હતો. તે શેઠે મેના, પોપટ અને એક કુકડો પાળ્યાં હતાં, જે શેઠને ઘણાં વહાલાં હતાં. તથા એક બ્રાહ્મણ પુત્રને ઘર-બહારનાં કામકાજ માટે રાખેલ હતો. એકવાર વ્યાપાર અર્થે પરદેશ જતા શેઠે પોપટ-મેનાને કહ્યું; હું જાઉં છું, ઘરનું ધ્યાન રાખજો, તે ગયા પછી યુવાન બ્રાહ્મણ સાથે વજ્જાશેઠાણીને અનૈતિક સંબંધ થઇ ગયો. તે બંનેને અતિ વિષયાસક્ત જોઈ મેનાએ પોપટને કહ્યું 'આ પાપમાં ડૂબતાને કાંઈક ઉપદેશ આપવો જોઇએ. પોપટે કહ્યું. મૂર્ખાઓને ઉપદેશ આપવાથી શાંતિ કે વ્યવસ્થા જળવાતી નથી, ઉપરથી તે ઉશ્કેરાય જ છે. સર્પને દુધ પાયાથી માત્ર વિષ જ વધે છે. અત્યારે આ નારી એટલી આસક્ત છે કે તેણે ઘરની વ્યવસ્થા ખોરવી નાખી છે. પણ અત્યારે કહેવામાં કાંઇ સાર નિકળશે નહી. મેનાએ કહ્યું 'જે શેઠનું આપણે ખાઈએ છીયે તેનો અનર્થ કેમ જોવાય ?' પોપટે કહ્યું 'તારી વાત સાચી પણ અવસર વગર બધું બોલવું વ્યર્થ' એમાં બ્રાહ્મણ બહારથી આવતા જ વજ્જા સાથે ક્રીડા કરવા ઉધુક્ત થયો. આ જોઇ મેનાએ વિરોધ કરવા જોરજોરથી ચીચીયારી કરવા માંડી. વજ્જાને આ ગમ્યું નહી. તેણે બીજા દિવસે ગુસ્સામાં મેનાને પકડી પાંખ મરડી સળગતા ચૂલામાં નાખી ને તેજ ક્ષણે તે તરફડીને બળી ગઈ. પોપટ સૂનમૂન જોતો રહ્યો. એકવાર કોઇ સંન્યાસી ગુરુ-શિષ્ય વજ્જાને ત્યાં ભિક્ષા લેવા આવ્યા. વજ્જા અંદર રસોઈ-ઘરમાં હતી. ગુરુએ શિષ્યને કહ્યું આ કુકડાનું કલગી સાથે માથાનું જે માંસ ખાય તે થોડા જ સમયમાં અવશ્ય રાજા થાય, એ નિઃશંક વાત છે. ખુણામાં ઉભેલા બ્રાહ્મણે આ સાંભળી લીધું. સાધુ ગયા પછી તેણે વજ્જાને કહ્યું 'આજે મને કલગી સહિત આ કુકડો રાંધીને ખવરાવ' વજ્જા પહેલા તો તૈયાર ન થઇ, પણ વહાલાથી વધારે વહાલું શું હોય ? કામી માણસને ગળુ કપાય તોય ખબર પડતી નથી. તે માની ગઈ, પ્રિય-તમે રાજી થઇ પ્રેમ કર્યો. વજ્જા રાંધતી હતી, પ્રેમી ન્હાવા ગયો ત્યાં દેવપ્રિય આવ્યો 'બા, ખાવા આપ કકડીને ભૂખ લાગી છે' વજ્જાએ તેને જમવાનું પિરસ્યું. તે ખાઈ પી ધરાઇને નિશાળે ગયો.

અહીં થોડીવારે રંગીન સપના જોતો યાર આવ્યો ને જમવા બેઠો. રસોઇ લઇને સાથે વજ્જા પણ બેઠી. પ્રેમીએ કહ્યું 'આમાં કુકડાનું માથું કાં ન દેખાય ?' તે બોલી 'દેવપ્રિય જમીને ગયો. કદાચ તેના ભાણામાં ગયું હશે ?' આ સાંભળતાં તપેલાને લાત મારી બ્રાહ્મણ ઉભો થઇ ગયો. તેની આંખમાંથી આગ વરસવા લાગી. ગુસ્સે થઇ બોલ્યો 'મારાથી વધુ વહાલો છે તને દેવપ્રિય કેમ ? વજ્જા કહે હું બીજો કુકડો લઈ આવું. તમે કહો તેમ કરૂં પણ તમે નારાજ ન થાવ.' પેલે કહ્યું 'બસ, હવે આપણું પતી ગયું.' તે જવાનો ડોળ કરવા લાગ્યો. વજ્જાએ તેને પકડી હાવભાવ દેખાડતા કહ્યું 'તમારાથી વધીને મારે બીજું શું હોય ? મને ખ્યાલ નહી કે તમારે કુકડાનું માથું જ જોઇતું હશે.'

હવે મને ક્ષમા આપો બીજી વાર ભૂલ નહીં થાય. તે બોલ્યો ‘ જો આ વાતો તારી સાચી જ હોય તો દેવપ્રિયને બોલાવી તેને મારી તેના પેટમાંથી તે માંસ કાઢી મને આપ નહી તો....’ તે બોલી ‘તમારા માટે હું મારા પ્રાણ આપીશ, મારા વ્હાલા ! તમે સ્વસ્થ થાવ. હું હમણાં જ દેવપ્રિયને બોલાવી મંગાવું છું.’ આ સંસારમાં એવું કયું અકાર્ય છે જે માટે કામી જીવો તૈયાર ન થાય ? યોગાનુયોગ આ વખતે દેવપ્રિયની ધાવમાતા તે જ વખતે ત્યાં આવી ચડી અને બધી વાત સાંભળી ગઇ અને તુરત ત્યાંથી નીકળી દેવપ્રિયને નિશાળેથી સાથે લઇ ‘ આપણે તારા બાપુ પાસે જવાનું છે ’ એવું બહાનું કરી ભાડાના રથમાં ચાલી નિકળી. ગામ નગરે રથ બદલી તે ચંપા નગરીના સીમાડે દેવપ્રિયને લઇ આવી. ત્યાંના ઉદ્યાનમાં દેવપ્રિય સાથે તે બેઠી. ત્યાંના નિઃસંતાન રાજા અકાળે મૃત્યુ પામ્યા હોઈ નવા રાજાને ખોળવા પંચ દિવ્ય સહિત ફરતું ફરતું પ્રધાનમંડળ ત્યાં આવ્યું. હાથણીએ દેવપ્રિય ઉપર કળશ કર્યો. બધાએ નવારાજાને નગરપ્રવેશ કરાવ્યો. સારા મુહૂર્તે ગાદીનશીન કર્યો.

આ તરફ વજ્રાએ દેવપ્રિયની ઘણી તપાસ કરી પણ પત્તો લાગ્યો નહી. કેટલાક સમય બાદ કાષ્ઠ શેઠ ઘરે આવ્યા ત્યારે ઘરના હાલ બેહાલ થઈ ચૂકયા હતા, વજ્રા સંતોષકારક ઉત્તર આપતી નહોતી. વહાલો પુત્ર, મેના, કુકડો દેખાતા નહોતા અને ધાવમાતા પણ જણાતી ન હતી. કાષ્ઠશેઠ પોપટની ભાષા જાણતા હતા એટલે તેમણે પોપટને પૂછયું. પોપટે કહ્યું; પાંજરામાંથી બહાર કાઢો તો કહું. નહી તો મારા પણ મેના જેવા હાલ થાય.’ શેઠે બહાર કાઢયો તે ઉડી ઝાડની ડાળે બેઠો અને શેઠાણીનો અયોગ્ય સંબંધ અને દુષ્ટ વ્યવહાર જણાવી ઉડી ગયો.

શેઠ તો આ સાંભળી ઢગલો થઇ ગયા. પરિસ્થિતિને પામી ગયેલી વજ્રા ધનમાલ લઇ પ્રિયતમ સાથે નાસી ગઈ. શેઠને જીવન અકારૂં થઇ પડયું. એણે ઘણા ઉપાય કર્યા પણ શાંતિ ન મળી. એકવાર એક જૈનાચાર્યના સમાગમે વૈરાગ્ય ઉલ્લસિત થતાં તેમણે દીક્ષા લીધી. ગુરુસેવા, શાસ્ત્રાધ્યયન અને વિધિતપોનુષ્ઠાનમાં તેઓ પોતાનો આત્મવિકાસ સાધવા લાગ્યા. પરિણામે ઘણી લબ્ધિઓ તે પામ્યા.

આ તરફ જ્યાં ત્યાં છુપાતાં ફરતાં વજ્રા અને તેનો પ્રિયતમ ચંપાનગરી ( દેવપ્રિયના રાજ્ય )માં આવી સ્થિર થયા. કાલક્રમે તે નગરીમાં જ કાષ્ઠમુનિ પણ પધાર્યા અને દૈવયોગે વજ્રાના ઘરે જ ગૌચરીએ આવ્યા. વજ્રાએ તેમને ઓળખી લીધા. તેઓ અમારું કોઈક ઉઘાડું કરશે. માંડ માંડ અહીં ઠરીઠામ થયા છીયે ને વળી આ ઉપાધિ અહીં ક્યાંથી આવી ? અને તેણે આહાર આપતા યુક્તિપૂર્વક પોતાનું મૂલ્યવાન ઘરેણું મુનિ ન જાણે તેમ ઝોળીમાં સેરવી દીધું. મુનિ વહોરીને થોડા આગળ ગયા ત્યાં પાછળથી રડારોળ કરી ચોર ચોરનો પોકાર કર્યો. રાજપુરુષોએ તેમની ઝોળીની ઝડતી લેતાં તેમાંથી બહુમૂલ્ય અલંકાર નિકળતાં તેઓ તેમને ચોરની જેમ રાજદરબારે લઈ ગયા અને રાજાની સામે ઊભા કર્યા. એટલામાં રાજ (ધાવ) માતા ત્યાં આવી ને તેણે

કાષ્ઠમુનિને ઓળખી કહ્યું 'ઓ, કાષ્ઠશેઠ, તમે અહીં ? રાજા ! આ તો તમારા પિતાશ્રી છે.' રાજાએ પણ તેમને ઓળખ્યા. ધાવ માતાએ બધી વાત કરી.

મુનિને ચોરીનું આળ દેનાર બીજી કોઈ નહી પણ એમની પત્ની છે અને તેને બગાડનાર આ બ્રાહ્મણ છે. ઈત્યાદિ વાતો પણ પ્રગટ થઈ, વજાને રાજાએ દેશવટો આપ્યો. બ્રાહ્મણની પ્રગટમાં અવહેલના થઈ. આથી બ્રાહ્મણોને ખોટું લાગ્યું. રાજા પણ જૈનધર્મ પામ્યો. રાજાએ આગ્રહ કરી કાષ્ઠમુનિને ત્યાં રોકયા. રોજ રાજા પરિવાર સહિત આડંબર પૂર્વક ગુરુમહારાજને વાંદવા તથા ઉપદેશ શ્રવણ કરવા જતા. જૈનધર્મની ઘણી ઉન્નતિ થઇ. બ્રાહ્મણોને ઘણી ઇર્ષ્યા થવા લાગી. તેમણે કાષ્ઠમુનિને હલકા પાડવાની તેમજ તેમના છિદ્રો ખોળવાની કોશિશ ઘણી કરી પણ સફળ ન થયા. એટલે તેમણે પ્રપંચ ઉભો કર્યો. એક સગર્ભા યુવતી દાસીને ઘણું ધન આપવાની લાલચે સાધુમહારાજને કલંકિત કરવા તૈયાર કરી.

આ તરફ કાષ્ઠમુનિએ વિહારની તૈયારી કરી. કીડીયારાની જેમ નરનારીનાં ટોળાં ઉભરાયાં હતાં. રાજા પણ વિદાય આપવા આવેલ હતા. તે વખતે પેલી દાસી સાધ્વીનો સ્વાંગ સજી ત્યાં આવી પહોંચી અને કહેવા લાગી 'મહારાજ ! કયાં ચાલ્યા ? મને ખબર જ હતી કે તમે ચુપચાપ નિકળી જશો, પણ વારંવાર હું ફસાઉં એમ નથી. હવે આ તમારા બાળકની શી વ્યવસ્થા કરવાની છે ?' એમ તેણે પેટ બતાવતાં કહ્યું બધા આ જોઈ સાંભળી થીજી જ ગયા. આટલા ભલા દેખાતા મુનિ આવા ? એવામાં તે દાસી મુનિ આગળ આવી. આશ્ચર્યચકિત મુનિ બોલ્યા 'બાઈ, તું શા માટે ખોટું બોલે છે ? ખરૂં કહે તું કોણ છે ?' 'અરે ! સાવ અજાણ બનો છો ? હું શા માટે ખોટું બોલું ?'

આ સાંભળી શાસનની હેલના થતી ભાળી ક્રોધિત થયેલા મુનિ બોલ્યા; જો આ બાઇ ખોટું બોલતી હોય તો તેનું પેટ ચીરી ગર્ભ બહાર આવી જજો, નહી તો એમ જ રહેજો. આ કહેતાંની સાથે દાસીની કુક્ષી ભેદી ગર્ભ પૃથ્વી પર આવી પડયા ભય અને પીડાથી કાંપતી તે ગુરુ મહારાજના ચરણોમાં પડી ક્ષમા માગવા લાગી અને પ્રપંચ બ્રાહ્મણોનો છે, વગેરે બધી વાત જણાવી દીધી. તપસ્વી લબ્ધિવાન મુનિનો આવો પ્રભાવ જોઇ ડરી ગયેલા બ્રાહ્મણો પણ તેમના પગે પડ્યા અને થયેલા અપરાધની ક્ષમા માગવા લાગ્યા. તેમજ નગરના આગેવાનોએ નમ્રતાપૂર્વક અજ્ઞાનીઓને ક્ષમા આપવા વિનતિ કરતા, મુનિ શાંત થયા. સહુને ધર્મનો ઉપદેશ આપી વાસ્તવિકતા સમજાવી. લોકો ભદ્રિક થયા અને નિંદાનો ત્યાગ કર્યો. મુનિએ સારી એવી શાસનની પ્રભાવના કરી. પ્રાંતે તપોબળે સર્વ કર્મનો ક્ષય કરી સિદ્ધિગતિ પ્રાપ્ત કરી.

હે ભવ્ય જીવો ! મોક્ષની લિપ્સાવાળા મહાનુભાવોએ કાષ્ઠમુનિના અદ્ભુત ચરિત્રને સાંભળી વિવિધ તપદ્વારા જિનધર્મની ઉન્નતિ અને આત્માનું કલ્યાણ કરવું જોઇએ.

## ૩૨. છઠ્ઠા પ્રભાવક.

જે જ્ઞાની મહાત્મા મંત્ર યંત્ર આદિ વિદ્યાના જાણકાર હોય અને સંઘના કોઈ મહાન કાર્ય અંગે જ તેનો પ્રયોગ કરતા હોય, તેથી શાસનની પ્રભાવના થતી હોઇ તેઓ વિદ્યાપ્રભાવક કહેવાય છે. તે સંબંધમાં શ્રી હેમચંદ્રસૂરિજીનો પ્રબંધ નીચે મુજબ છે :—

ધંધુકા નગરમાં મોઢ જ્ઞાતિના ચાંગદેવે દેવસૂરિજી પાસે દીક્ષા લીધી. અતિ તિક્ષ્ણ પ્રજ્ઞા અને તેજસ્વિ પ્રતિભાવાળા તેઓ નાની વયમાં આચાર્ય થયા અને હેમચંદ્રસૂરિ તરીકે પ્રસિદ્ધ થયા. કાલક્રમે તેઓ પાટણ પધાર્યા. ત્યાં કુમારપાલ રાજા રાજ્ય કરતા હતા. તેમના મંત્રી ઉદયન વંદન કરવા આવ્યા ત્યારે આચાર્યશ્રીએ તેમને પૂછ્યું, 'કેમ રાજા અમને કે વીતરાગદેવને યાદ કરે છે કે નહી ?' તેણે કહ્યું 'કદી પણ નહી મહારાજ !' ગુરુજીએ કહ્યું 'આજે તમે એકાંતમાં રાજાને જણાવજો કે તેઓ નવી રાણીના મહેલમાં સુવા ન જાય.' મંત્રીએ તેમ કર્યું. રાત્રે મહેલ ઉપર વીજળી પડી. મહેલ અને રાણી નામશેષ થઈ ગયા.

આ જાણી રાજાને આશ્ચર્ય થયું. તેણે મંત્રીને પૂછ્યું કે 'તમને આ સૂચના કોણે આપેલી. આવું ઉત્કૃષ્ટ જ્ઞાન હજી વિદ્યમાન છે ?' મંત્રીએ શ્રી હેમચંદ્રસૂરિજીનું નામ લીધું. તેમનો પૂર્વે પણ સ્વયં પર ઘણો ઉપકાર હતો ને હમણા પણ મૃત્યુથી ઉગારી લીધો. કેટલો ઉપકાર ? ઉપાશ્રયે આવી વંદન કરી રાજા બોલ્યા 'ભગવંત ! તમારો કેટલો બધો ઉપકાર ? મારા પર કૃપા કરી આ રાજ્ય સ્વીકારો.'

ઉત્તર આપતા ગુરુ બોલ્યા, 'રાજા, અમારે રાજ્યને શું કરવું છે ? પણ તમે ખરેખર પ્રત્યુપકારની ભાવના રાખતા હો તો આત્મહિત કરો. જૈનધર્મમાં મનને સ્થાપન કરો. (જૈનધર્મ સ્વીકારો.)'

શ્રી હેમચંદ્રાચાર્યના સહવાસથી રાજાને જ્ઞાન અને સમજણ મળ્યા. એકવાર રાજા સોમેશ્વરની યાત્રાએ જતા હતા. તેમણે આગ્રહ કરી ગુરુમહારાજને સાથે લીધા. તેઓ સોમનાથ આવ્યા ત્યારે બ્રાહ્મણોએ એવો પ્રચાર કર્યો કે આ જૈનો તો આપણા દ્વેષી છે. કોઈએ રાજાને કહ્યું પણ ખરું 'મહારાજ, આમને શા માટે સાથે લાવ્યા છો. આ તો જિનેશ્વર સિવાય કોઈનેય નમસ્કાર કરતા નથી.' ઇત્યાદિ કહી રાજાના કાન ભંભેર્યા. રાજાએ સૂરિજીને પૂછ્યું 'શું આપ સોમનાથજીના દર્શને પધારશો ?' તેમણે કહ્યું 'પરમેશ્વરના દર્શને જવું તેમાં શું ?' અને તેઓ મંદિરમાં આવી પ્રભુની સમક્ષ ઉભા ગંભીર સ્વરે સ્તુતિ કરવા લાગ્યા.

'ભવ (જન્મ-મૃત્યુમય) રૂપ બીજને અંકુરિત કરનાર રાગદ્વેષાદિ જેના ક્ષય થયા છે, તેવા બ્રહ્મા, વિષ્ણુ, શંકર કે જિનેશ્વર જે હોય તેમને હું નમસ્કાર કરું છું.' આ સાંભળી સહુ વિસ્મય પામ્યા. એકવાર રાજાએ શ્રી હેમાચાર્યને પૂછ્યું 'મહારાજજી !

આખો સંસાર ધર્મની વાત કરે છે. અને સહુ પોતપોતાનો ધર્મ સાચો કહે છે. માટે આપ કહો કે સાચું તત્ત્વ શું છે ? ' આચાર્યશ્રી બોલ્યા ' રાજા, શાસ્ત્રાર્થ જેટલી તો તમારી સમજ નહી માટે શિવજી પોતે રાત્રે તમને જે જણાવે તે સાચું.' પછી રાત્રિએ શ્રી હેમાચાર્ય ધ્યાનમાં બેઠા અને રાજાની સામે શંકરજી પ્રકટ થયા. તેમણે કહ્યું ' સકલ ક્લેશનો નાશ કરનાર સ્યાદ્વાદ છે. તે સ્વીકારવાથી તું કૃતાર્થ થશે.' આ બધું જોઈ સાંભળી રાજા વિસ્મય ને આનંદ પામ્યો. ધર્મની સન્મુખ થયો. સહુ પાછા પાટણ આવ્યા.

એકવાર યોગક્રિયામાં નિપુણ દેવબોધિ નામના વિચક્ષણ પંડિતે રાજાને પોતાના ધર્મની મહત્તા બતાવવા કેળના પાંદડાને કાચા સુતરના તંતુ બાંધી એક પાલખી તૈયાર કરી પડછંદ કાયા છતાં શરીરસંચારી વાયુ રોકી પોતાના શરીરને યૌગિક ક્રિયાથી હળવું કરી તેમાં બેઠો અને તે પાલખી નાના છોકરાઓ પાસે ઉપડાવી રાજ-સભામાં આવ્યો.

આ જોઈ કુમારપાળ રાજાને અતિ આશ્ચર્ય થયું. રાજાએ તેને ઘણું માન આપી સત્કાર કર્યો. ઔપચારિક વાતો પછી તેણે રાજાને કહ્યું ' મહારાજ ! કુળધર્મ પડતો મૂકવો એ સારી વાત નથી. પૂર્વજોથી ચાલ્યા આવતા ધર્મને તાત્કાલીન પ્રભાવમાં આવી છોડી દેવો એ આપણી અસ્થિરતાનું પરિચાયક છે. '

ઉત્તર આપતાં રાજાએ કહ્યું ' શ્રી સર્વજ્ઞદેવનો ધર્મ એકાંત હિતકારી છે. કારણ કે સર્વજ્ઞનું કથન સર્વથા યુક્ત જ હોય છે. ' યોગી બોલ્યા ' ભોળા રાજા ! તમારા માતા પિતા શૈવધર્મ પાળીને કૈલાસવાસ થયા. તમે કહો તો તે પ્રત્યક્ષ બતાવું. તમે તેમની સલાહ પણ લઇ શકો. ' એમ કહી તેણે રાજાને એક તરફ લઇ જઈ શિવજીના સાંનિ-ધ્યમાં પરમ સુખી માતા-પિતા આદિ બતાવ્યા. તેઓએ અતિપ્રસન્નતાપૂર્વક કહ્યું; ' પુત્ર ! સંસારમાં સાચા દેવ મહાદેવ છે. તેઓ જ અનંત આનંદના સ્વામી છે, માટે તું બધા પ્રપંચ છોડી તેમની સેવામાં લાગી જા. તારું કલ્યાણ થશે. '

આ જોઇ કુમારપાળ તો હેબતાઇ ગયા. ક્ષણવાર વિચારશૂન્ય વિમૂઢની જેમ ઉદાસ થઇ બેસી રહ્યા. અવસરના જાણ મંત્રી ઉદાયને કહ્યું ' રાજા ! આમાં મુંઝાવાનું કારણ નથી. આપણા સૌભાગ્યે શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ પાટણમાં જ બિરાજે છે. ચાલો આપણે બધા ત્યાં જઇએ. અને રાજા-મંત્રી દેવબોધિ આદિ આવ્યા ઉપાશ્રયે. ત્યાં ઉપરાઉપરી પાંચ પાટની ઉપર બેસી શ્રી હેમચંદ્રાચાર્ય ઉપદેશ આપતા હતા. તેમણે પણ પવન રોકી યૌગિક બળે શરીર અદ્ધર કરતા શિષ્યોએ એક પછી એક એમ પાંચે પાટો નીચેથી ખસેડતા વગર આધારે અદ્ધર રહી ઉપદેશ આપ્યો. આ જોઇ રાજાને કેળપત્રની પાલખી કરતા વધારે અચરજ થયું. પછી રાજાને એક તરફ લઇ જઇ આચાર્યદેવે કહ્યું ' રાજા, વીતરાગ દેવના દર્શન કરો.' ત્યાં કુમારપાળની સમક્ષ મોટા સમવસરણમાં બીરાજેલા તીર્થંકરદેવ દેખાયા. રાજાના માતા-પિતા આદિ એકવીસ

પેઢીના પૂર્વજો તેમની સેવા ઉપાસનામાં તત્પર જોયા. પૂર્વજો કુમારપાળને પોતાની ઓળખાણ આપતાં ભલામણ કરી કે 'હે વિવેકી, વીતરાગનો ધર્મ સાચો છે. સુખી થવાનો એ એકમાત્ર ઉપાય છે, માટે તેનું પાલન કરજે. તેં જ્યારથી આ ધર્મ કરવો આરંભ્યો ત્યારથી અમને પણ ઘણો આનંદ છે.'

આ સાંભળી જોઈ રાજાનું મન પીપળના પાનની જેમ અસ્થિર થઇ ગયું. તે બોલી ઉઠયો 'ભગવન્! હું કાંઇ સમજી શકતો નથી. આપ જ કહો આપે બતાવ્યું તે સાચું કે દેવબોધિએ બતાવ્યું તે સાચું?' શ્રી હેમાચાર્યજી બોલ્યા 'રાજા, બેઉ ખોટા, સાચો માત્ર વીતરાગનો ધર્મ. અમે તો તમને ઇંદ્રજાળ બતાવી છે. આ દશ્યો તો સહેલાઇથી ઊભાં કરી શકાય.' આ સાંભળી દેવબોધિ વિલખો પડયો. રાજાએ દઢતાપૂર્વક મિથ્યાત્વ છોડી જૈનધર્મ સ્વીકાર્યો અને ક્રમે કરી બારવ્રતધારી ચુસ્ત શ્રાવક થયા.

એમ કરતાં આસો મહિનાના નોરતા આવ્યા. દેવીના પૂજારીઓએ ચોવીસસો પાડાના બલિદાન માટે પ્રબંધ કરવા રાજપ્રબંધકને જણાવ્યું. તેણે રાજાને કહ્યું 'આપણે ત્યાં પરાપૂર્વથી નોરતામાં રાજ તરફથી સાતમે સાતસો, આઠમે આઠસો અને નવમીએ નવસો પાડાઓનો દેવીને ભોગ દેવાય છે.'

આ સાંભળી રાજા શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી પાસે આવ્યા અને સલાહ માંગી. ગુરુ-મહારાજે જણાવ્યું, 'કાંઈ વાંધો નહી. જે દિવસે જેટલા પાડા ચઢાવવાનો રિવાજ હોય તે દિવસે તેટલા પાડા અવશ્ય ચઢાવવા પણ કોઇને મારવા નહી. દેવી તો માતા કહેવાય છે ને? માતા તો વાત્સલ્યની મૂર્તિ હોય. તેને કહેજો કે આ પાડા તારે શરણે છે. ઉચિત લાગે તેમ કરજે' તેમ કરતાં એકેય પાડો મર્યો નહી ત્રીજે દિવસે તે મંદિરની અધિષ્ઠાત્રી વ્યંતરી કંટકેશ્વરી દેવી ક્રોધે ભરાઇ ત્રિશૂલ લઇ રાજાની છાતીએ ચઢી બેઠી અને બોલી. 'પૂર્વથી ચાલ્યો આવતો કુળાચાર કેમ છોડયો? આમાં શો લાભ ભાળ્યો છે?' રાજાએ કહ્યું 'દેવી! જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી તો એક કીડી પણ મારવાની આજ્ઞા નહીં આપું. જીવરક્ષા કાજે હું જે પરિણામ આવશે તે ભોગવી લઇશ.'

આ સાંભળી દેવી અત્યંત ક્રોધિત થઇ રાજાના માથામાં ત્રિશૂલ ફટકારી અદૃશ્ય થઈ ગઈ. માર લાગતા જ ન ખમાય તેવી બળતરા થવા લાગી ને જોતજોતામાં શરીર કોઢ રોગથી ભરાઈ ગયું. આખી રાત કઠિનાઇથી પૂરી કરી રાજા સવારે પરાણે ઊઠયા. બળતરા અસહ્ય બની જાય છે. શરીર આખું અણગમો ઉપજાવે એવા કોઢથી ભીંજાઈ ગયું છે. કોઈની સામે જવાય તેમ નથી. આગમાં જાણે કાયા કરમાઇ રહી છે. કુમારપાળ રાજાને એકજ આશરો હતો, શ્રી હેમાચાર્ય મહારાજનો. રાજા પરમ-શ્રદ્ધાળુ હતા તો ગુરુ અભિરામ હતા! તેમણે તરત ઉદયનમંત્રીને કહ્યું 'હે મહેતા! કોઈ રીતે આ વ્યથા સહન થાય તેમ નથી. મહારાજજીને કયાં જઈ આપણી કથની કહીએ. આપણા તો દુઃખના અંત જ ક્યાં છે? મનમાં થાય છે કે આવી કાયા, આ વેદના

અને વલોપાત ! એનાં કરતાં ચિતા તૈયાર કરાવો.' પણ ઉદા મહેતા તો 'તમે હીમ્મત રાખો હું મહારાજજી પાસે જઇને આવું છું.' અને તેમણે આચાર્ય મહારાજને બધી વાત કહી. તેમણે તરત જ પ્રાસુક પાણી મંગાવી, અભિમંત્રી પ્રધાનને કહ્યું 'રાજાને પીવરાવી દેજો, ક્ષણવારમાં બધું ઠીક થઇ જશે.' અને ખરેખર પાણી પીતાંની સાથેજ બળતરા કોણ જાણે કયાં ગઇ રોગ પણ ગયો, કાયા સુવર્ણની જેમ ઓપવા લાગી. રાજા તૈયાર થઇ ઉપાશ્રયે વંદન કરવા આવ્યા. ત્યાં કોઇના રૂદનનો અવાજ સાંભળી દયાળુ રાજા 'કોણ અને શાને રોવે છે !' તેની તપાસ કરવા લાગ્યા. ત્યાં તેમણે ઝાડની ડાળીએ ઉંધે માથે બંધાઇ લટકી રહેલી તેમજ કઠોર માણસને પણ દયા આવે એવી રીતે રડતી દેવી કંટકેશ્વરીને જોઇ. રાજા તો આભા જ બની ગયા. દેવી કહે 'રાજા, મને આમાંથી ઉગાર. હવે હું અહીંથી ચાલી જઇશ, એકવાર બંધન છોડ.' કુમારપાળે ગુરુજીને વંદન કરીને કહ્યું 'દયાળ, આ દેવીને કેમ બાંધી છે ? જોયું નથી જતું એનું દુઃખ, એને મુક્ત કરો.' શ્રી હેમચંદ્રસૂરિજીએ કહ્યું એને કર્મે એ બંધાઈ છે, પણ તમે એને ધર્મકાર્યમાં સહાયક થાય એ રીતે વચનબદ્ધ કરી લો.' રાજાએ દેવીને કહ્યું 'દેવી ! મારા અઢારે અઢાર દેશમાં કોઇ પણ વ્યક્તિ પંચેંદ્રિય જીવની હિંસા ન કરે તે બાબતમાં તથા મારા ધાર્મિક કાર્યમાં તમે સદા સહાયક થાવા વચન આપો તો તમને છોડાવું.' દેવીએ સ્વીકાર્યું ને તરત દેવી છુટી થઈ. દેવી ઉપર રાજાની દયાળુતાનો અજબ પ્રભાવ પડયો. કુમારપાળના રાજદરબારની, અધિષ્ઠાયકદેવીની જેમ તે રક્ષા કરવા લાગી અને અઢારે દેશમાં સાવધાનીપૂર્વક સુરક્ષા–જીવદયામાં તત્પર રહેવા લાગી.

એકવાર હેમચંદ્રસૂરીશ્વરજીએ કુમારપાલરાજાની રાજસભામાં શ્રી સ્થૂલભદ્રમુનિનું અદભુતચરિત્ર પોતાની વિલક્ષણશૈલીથી કહ્યું, કથાનો મર્મ હતો કે;

કોશયા નામની તે રાજનર્તકી માત્ર સુંદરી જ નહોતી, પણ તેના ઉપર અપાર અનુરાગવાળી ને તે જેમ કહે તેમ કરનારી–અનુસરનારી પણ હતી, નિત નવાં ભાવતાં ષડરસ ભોજન મળતાં હતાં. જેને જોઇ પાષણહૃદય માણસનું હૈયું પણ ઓગળી જાય એવાં રંભા–ઉર્વશી આદિના ચંચલ અભિનયમુદ્રાના નૃત્યની ભાવભંગિમાના અને કામકળાના ઉડીને આંખે વળગે એવાં ચિત્રોથી સુસજ્જ મહેલમાં જેમને આવાસ હતો. કમનીય સ્વસ્થ ને રૂપાળું શરીર હતું, નવી વય (યુવાવસ્થા) નો સંગમ હતો, વર્ષાની માદક ઉત્તેજક ઋતુ હતી. એટલે કે માણસના મનને બહેકાવનાર એકથી એક ચઢે એવાં ઘણાં કારણો હતાં છતાં જેણે સહેલાઇથી કામદેવને જીતી લીધો તે યુવતીજનને પણ પ્રતિબોધ આપવામાં કુશળ શ્રી સ્થૂલભદ્રને હું વંદન કરું છું.' આ સાંભળી સ્વભાવથી જ જૈનો પર ઈર્ષ્યાળુ એક વિપ્ર બોલ્યા.

'અરે ! જેઓ માત્ર પાંદડા ખાઈ અને પાણી પીને જીવતા હતા તેમજ અવસ્થાએ પહોંચ્યા હતા તે વિશ્વામિત્ર–પારાશર આદિ મહાન ઋષિઓ પણ રમણીના સુલ-

લિત મુખકમળને જોતાની સાથે મુગ્ધ થઈ ગયા, તો પછી જેઓ ઘી, દુધ, દહીં આદિ પૌષ્ટિક આહાર ખાય, કામશાસ્ત્રમાં ચતુરસ્ત્રીની સાથે રહે અને તેમને વિકાર ન થાય? તેઓ ઈન્દ્રિય નિરોધ કરે, ઈચ્છા ઉપર કાબુ મેળવે ? અરે જુઓ તો ખરા કેટલો દંભ ?'

આ સાંભળી શ્રી હેમાચાર્યે 'રાજા, તન કરતાં મનનાં ખેલ મોટા છે. આ વાત પામરજીવને સમજવી કઠિન છે. શિયળ પાળવામાં ગરિષ્ઠ ભોજન કાંઇ બાધક નથી. એનો આધાર માણસની વૃત્તિ પર છે. જુઓ સિંહ ઘણો બળવાન છે. હાથી અને સૂકર જેવાં બળવાનનું માંસ ખાય છે, છતાં તે વર્ષમાં એકાદવાર વિષય સેવે છે. ત્યારે કબૂતર કાંકરા અને અનાજના કણ ખાય છે છતાં તેમનામાં જાણે વાસના જ ભરી દેખાય; જ્યારે જુઓ ત્યારે આ દશા! આનું કારણ શું ?' આ વચનો સાંભળી બ્રાહ્મણોના મોઢાં નંખાઈ ગયાં. આમ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજે હાસ્ય-વિનોદમાં ઘણી શિખામણ આપી હતી અને કોઇ રીતે તેમને ફાવવા દીધા નહોતા (શ્રી કુમારપાળ ચરિત્રમાં તે બધું વિસ્તારથી વર્ણવ્યું છે.) આમ શ્રી હેમાચાર્ય ભગવંતે અનેક જીવોને પ્રતિબોધ આપ્યો. કુમારપાળ રાજાને પ્રતિબોધી પૃથ્વી પર જીવદયાનો આશ્ચર્યકરી વિસ્તાર કર્યો. જૈનધર્મની વિજયપતાકા આકાશ સુધી પહોંચાડી, મહાન પ્રભાવના કરી અંતે સ્વર્ગે સીધાવ્યા.

વિદ્યાસ્વરૂપ કાંતિવાળા જૈનશાસન રૂપ વિશ્વમાં અંધારાનો નાશ કરનાર સૂર્ય સમાન ચૌલુક્યસિંહ કુમારપાળને બોધ આપી પરમજૈન બનાવનાર શ્રી હેમચંદ્રસૂરિને ભાવે નમું છું.



## ૩૩. સાતમા પ્રભાવક

અંજન, ચૂર્ણ, લેપ આદિ સિદ્ધયોગથી સમન્વિત મહાત્મા શ્રી જિનશાસનની પ્રભાવના કરનાર હોય તેઓ સિદ્ધ નામના સાતમા પ્રભાવક કહેવાય. તેઓ તે તે દ્રવ્યોના પ્રયોગથી અદ્દભુત સિદ્ધિ પ્રાપ્ત કરનારા અને તે દ્વારા શ્રી જિનશાસનની મહાન પ્રભાવના કરનાર હોય છે. સિદ્ધપ્રભાવક શ્રી પાદલિપ્તસૂરિજીનું દષ્ટાંત નીચે મુજબ છે.

અયોધ્યા નગરીમાં નાગહસ્તી નામના આચાર્યદેવ અનેક શિષ્યો સહિત પધાર્યા. ત્યાં વસતી પ્રતિમા નામની શ્રાવિકાના પુત્રે આઠ વર્ષની વયમાં તેમની પાસે દીક્ષા અંગીકાર કરી. તે નાની વયમાં પણ ખુબ ચબરાક અને દક્ષ હતા. તે બાલમુનિ એકવાર ભાતનું ઓસામણ વહોરી ગુરુજી પાસે આવ્યા. ગુરુજીએ પૂછ્યું 'વત્સ! તું આલોચના (સચિત્ત, અચિત્ત, સદોષ, નિર્દોષ આદિના બોધ) ને જાણે છે ને ?' ઉત્તર આપતા બાલમુનિએ કહ્યું 'હું આલોચનાને જાણું છું. 'આ' ઉપસર્ગ અને લોચના શબ્દથી આલોચના પદ તૈયાર થયેલ છે. આ એટલે સમંતાત (ચારે તરફ) લોચના એટલે જોવું, એટલે

કે સારી રીતે જોઇને જ લાવ્યો છું. અને હજી પણ મને બરાબર યાદ છે કે, તે લાલવસ્ત્રો પહેરનારી, નહી ખીલેલા પુષ્પ (કળી) જેવાં દાંતોવાળી સુંદર નવયુવતીએ નવા ભાતની કાંજી બહુ ભાવપૂર્વક કડછીથી મને વહોરાવી છે.'

આવું શૃંગાર સાહિત્ય નવદીક્ષિત બાળમુનિના મોઢે સાંભળી ગુસ્સે થયેલા ગુરુજી બોલ્યા, 'અરે પલિત્ત ! (પાપ પ્રલિપ્ત) તું શું બોલે છે, કાંઈ ભાન છે ?' આ સાંભળી ખિન્ન થયેલા બાલમુનિએ ગુરુચરણમાં નમન કરી કહ્યું 'ભગવંત કૃપા કરી આ આશીર્વાદમાં એક માત્રા ઉમેરી આપો, અર્થાત્ પલિત્તને બદલે પાલિત્ત (પાયલિત્ત-પાદલિપ્ત) થાઉં તેવી આશિષ આપો, જેથી પગના લેપથી આકાશગમન કરી શકું, વિદ્યાસિદ્ધ બનું.'

બાળમુનિની અતિતિક્ષ્ણ પ્રજ્ઞા જોઇ ગુરુ પ્રસન્ન થયા, અને લેપવિદ્યા આપી. થોડા સમય પછી યોગ્યતા જોઇ નાગહસ્તી મહારાજે તેમને આચાર્યપદવીથી શોભિત કર્યા. પછી તેઓ પાદલિપ્તાચાર્યના નામથી પ્રસિદ્ધ થયા. ગુરુકૃપાથી અતિવિચક્ષણ થયેલા તેઓ એકવાર ખેટકપુર (ખેડાપુર) આવ્યા. ત્યાં તેમને (૧) જીવાજીવોત્પત્તિ પ્રાભૃત, (૨) વિદ્યાપ્રાભૃત (૩) સિદ્ધપ્રાભૃત અને (૪) નિમિત્તપ્રાભૃત નામક ચાર પ્રાભૃતની ઉપલબ્ધિ થઇ. સિદ્ધપ્રાભૃતમાં ઘણાં પ્રકારની સિદ્ધવિદ્યાઓ હતી. ગુરુમહારાજે આપેલ આમ્નાયબળથી તેઓ તરતજ આ પ્રાભૃતગ્રંથોના મર્મજ્ઞ બન્યા. તેઓ સરળતાથી ઉંચે ઉડી શકતા, પાણીમાં ચાલી શકતા અદૃશ્ય પણ થઇ શકતા. તેઓશ્રીને એવો નિયમ હતો કે શત્રુંજય-ગિરનાર આદિ પાંચ તીર્થોની યાત્રા કરીને જ આહાર-પાણી લેવા. તેઓ થોડા સમયમાં જ વિદ્યાસિદ્ધ તરીકે પ્રસિદ્ધ થયા, જૈનશાસનના અભ્યુદયમાં તેઓશ્રી મહાન નિમિત્ત બન્યા. તેમનો પણ ઘણો અભ્યુદય થયો. તેઓ સિદ્ધપ્રભાવક ગણાયા. તેમની આવશ્યકતા પડે, ને તેઓશ્રીનું નિશ્ચિત ઠેકાણું ન હોય ત્યારે એમ કહેવાતું કે તેઓ સિદ્ધગિરિ-શત્રુંજય પર અવશ્ય મળશે. શત્રુંજય એટલે પાલિત્તથાન (પાદલિપ્તસ્થાન) કાળાંતરે વસેલું નગર પાલિતાણા તરીકે પ્રસિદ્ધ થયું.

એકવાર પાદલિપ્તસૂરિજી ઢંકપુર (ઢાકા) પધાર્યા. ત્યાં નાગાર્જુન નામનો એક યોગી રહેતો હતો, આખા નગર પર તેનો જબરો પ્રભાવ હતો, કારણ કે તે ઘણી વિદ્યા-યોગનો જાણકાર હતો. તેને ખબર પડી કે પાદલિપ્તસૂરિજી પાસે આકાશગામિની વિદ્યા છે, તેનો ભેદ લેવા તે ઉપાશ્રયમાં આવવા લાગ્યો અને શ્રી જિનેન્દ્રદેવના તત્ત્વની જિજ્ઞાસાનો દેખાવ કરવા લાગ્યો. આચાર્યશ્રીનો તે પરમભક્ત થઈ તેમના પગે પોતાનું લલાટ લગાડવાના બહાનાથી પગમાં લગાડેલા લેપની ગંધથી ઔષધિઓનું અનુમાન કરી ધારી લેતો. એમ કરતાં એકસો સાત ઔષધિ લેપમાંથી સૂંઘી સૂંઘીને તેણે શોધી કાઢી.

રોજ આવનાર નાગાર્જુન કેટલાક દિવસ પછી હાથે પગે પાટા બાંધી ગુરુદર્શને આવ્યો. તેના હાલ પૂછતાં તેણે ગુરુ મહારાજને સાચી વાત કહી દીધી કે, તેમનો લેપ સૂંઘીને એકસો સાત ઔષધો શોધી તેના લેપથી આકાશગામી બનવા ગયો પણ થોડું થોડું ઉડીને પડવાથી હાથ-પગ છોલાઇ ગયા. ઘણી કઠિનાઈથી આજે દર્શને

આવ્યો છું.' તેની સચ્ચાઈ, જિજ્ઞાસા અને પરખબુદ્ધિ આદિ જોઇ પાદલિપ્તસૂરિજી પ્રસન્ન થયા. તેને ધર્મોપદેશ આપી શુદ્ધ શ્રાવક બનાવ્યો. છેવટે લેપનો મર્મ બતાવતા તેમણે કહ્યું 'નાગાર્જુન, તું મહાન્ શોધક છે, તારા શોધેલા એકસો સાતે દ્રવ્ય સાચાં છે પણ તેમાં એક માત્ર સાઠીચોખાના ઓસામણની ખામી હતી. માટે તું ઉડીને પડતો હતો. ઓસામણવાળા લેપથી ઉડી શકાશે.' આચાર્યશ્રી વિહાર કરી ગયા પછી નાગાર્જુનનો ઉડવાનો પ્રયોગ સફળ થયો. ભાવના પૂર્ણ થઇ.

એકવાર નાગાર્જુને ઘણા વ્યયે અને કષ્ટે સુવર્ણસિદ્ધિરસ તૈયાર કર્યો. થોડાંક ટીપાથી તાંબાનું સોનું થઇ શકે એવા રસની તુંબડી ભરી પ્રથમ પરમ ઉપકારી ગુરુમહારાજને આપવા માણસ મોકલ્યો. તેણે પાદલિપ્તસૂરિજી પાસે આવી સ્વર્ણરસનો મહિમા ગાયો, નાગાર્જુનની ભક્તિ વખાણી અને રસ અર્પણ કર્યો. ગુરુજીએ કહ્યું 'ભોળો છે નાગાર્જુન. અમારે શા ખપનો આ તમારો રસ? અમારે તો સોનું ને ઢેફું બંને બરાબર. અમારે નથી જોઈતો સુવર્ણરસ' પણ પેલો કહે 'આપે લેવો જ જોઈએ. હું પાછો ન લઈ જાઉં.' ઘણું કહ્યું છતાં તે ન માન્યો એટલે આચાર્યશ્રીએ રાખમાં રસ રેડી દીધો અને ખાલી તુંબડી પાછી આપી. આ જોઇ હેબતાઇ ગયેલો માણસ રડવા બેઠો. તે તુંબમાં પોતાનું મૂત્રભરી શાંત્વના આપતાં આચાર્ય બોલ્યા 'આ નાગાર્જુનને આપજે, નિરાશ થવાનું કશું કારણ નથી.' તે માણસ તુંબી લઈ નાગાર્જુન પાસે આવ્યો અને આખી બાબત કહી સંભળાવી. નાગાર્જુનને પણ આશ્ચર્ય સાથે ક્રોધ આવ્યો કે 'આ તે કેવી જડતા,! કોટિવેધરસને રાખમાં નાખ્યો, તેની જગ્યાએ પાછું મૂત્ર ભર્યું??' અને ખીજવાયેલા તેણે તે તુંબડી જોરથી મોટી શિલા ઉપર પછાડીને ફોડી નાંખી, પણ અરે! આ શું? મોટી પથ્થરની શિલા સોનાની થઈ ગઇ. તે બોલી ઉઠયો:

મેં તો હજારો ક્લેશ વેઠીને રસસિદ્ધિ, પ્રાપ્ત કરી ત્યારે ગુરુમહારાજના શરીરમાં તો તે સ્વાભાવિક રીતે જ પડી છે. તેમને શાની લિપ્સા હોય! તેઓ તો ઇચ્છાના સ્વામી છે. તેમને ધન્ય છે.' આમ નાગાર્જુને કલ્પવૃક્ષ જેવા ગુરુજીની દીર્ઘકાળ સેવા અને સ્તુતિ કરી.

એકવાર શાલિવાહનરાજાની રાજસભામાં જુદા જુદા વિષયના ચાર પંડિતો લાખ લાખ શ્લોક પ્રમાણના ગ્રંથો લઈ ઉપસ્થિત થયા અને તે સાંભળવા રાજાને ભલામણ કરી. રાજાએ કહ્યું 'મને એટલો અવકાશ ક્યાંથી હોય.!' તેમણે ગ્રંથો ટુંકાવી અડધાં–પચાસ હજાર શ્લોક પ્રમાણ કર્યા. તે સાંભળવા જેટલી પણ ફુરસદ રાજાને નહોતી. પંડિતોએ તે ગ્રંથો પણ ટુંકાવ્યા કર્યા, પચ્ચીસ હજારના દસ, પાંચ, બે, એકહજાર કર્યા અંતે એકેક શ્લોક કર્યો. રાજા ચાર જણાના એક એક શ્લોક સાંભળવા પણ બહુ ઉત્સાહી ન રહ્યો એટલે ચારેએ પોતાના ગ્રંથોનો સાર એકેક પદમાં સમાવ્યો એટલે એકજ શ્લોકમાં ચારે પંડિતોના ગ્રંથોનો સાર આવી ગયો.

તે સાંભળવા રાજા રાજી થતાં આયુર્વેદના પંડિત આત્રેયે આખા આયુર્વેદનો સાર જણાવતાં કહ્યું, 'જીર્ણે ભોજનમાત્રેયઃ' અર્થાત્ આત્રેય એમ કહે છે કે, 'એકવાર જમેલું પચી જાય પછી જ જમવું.' બીજા કપીલ નામના ધર્મશાસ્ત્રીએ કહ્યું 'કપીલઃ પ્રાણિનાં દયા' એટલે કે 'ધર્મશાસ્ત્રનો નિચોડ એ છે કે પ્રાણિઓ ઉપર દયાશીલ થવું.' ત્રીજા બૃહસ્પતિ નામક પંડિતે નીતિશાસ્ત્રનો મર્મ સમજાવતા કહ્યું 'બૃહસ્પતિરવિશ્વાસઃ' એટલે કે, 'નીતિશાસ્ત્રનો સાર છે કે કોઈ પર વિશ્વાસ કરવો નહી' એમ બૃહસ્પતિ કહે છે. ચોથા પાંચાલનામના પંડિતે કામશાસ્ત્રનું રહસ્ય સમજાવતા કહ્યું 'પાંચાલ : સ્ત્રીષુ માર્દવમ્.' એટલે 'પાંચાલનો મત છે કે સ્ત્રીઓ સાથે સદા મૃદુતાથી કામ લેવું.'

આ સાંભળી રાજા ઘણાં પ્રસન્ન થયા, પંડિતોને ઘણું માન-સન્માન અને પરિધાન આપ્યું. જ્યારે જ્યારે પ્રસંગ આવતો ત્યારે રાજા આ ચારે પંડિતોની પ્રજ્ઞા અને પાંડિત્યની પ્રશંસા કર્યા કરતા. એકવાર રાણી ભોગવતીએ સંભળાવ્યું કે 'ત્યાં સુધી જ વાદીન્દ્રગજરાજોની મદભરઘટા ગર્જના કરી શકશે કે જ્યાં સુધી પાદલિપ્ત-પંચાનન નાદ ઉલ્લસિત થયો નથી.' પોતાની રાણીના મુખે શ્રી પાદલિપ્તસૂરિજીની આવી પ્રશંસા સાંભળી તેમણે મહામાત્યને આમત્રંણ માટે મોકલ્યા. આચાર્ય શ્રી જ્યારે વલ્લભીની સીમમાં આવ્યા ત્યારે તેમની પરીક્ષા માટે ઘણા વિદ્વાનો ભેગા થઈ તેમની સામે ઘીનો ભરેલો થાળ મોકલ્યો. આચાર્યશ્રીએ તેમાં સોઇ નાંખી પાછો મોકલી આપ્યો. રાજાએ એનો અર્થ પંડિતોને પૂછતાં તેમણે કહ્યું, 'અમે આચાર્યશ્રીને થાળ મોકલી જણાવ્યું હતું કે ઘીની જેમ આ નગરમાં વિદ્વાનો ખચોખચ ભર્યા છે. માટે અહી આવતાં પૂર્વે વિચાર કરજો.' ત્યારે આચાર્યશ્રીએ સોઇ નાખી જવાબ આપ્યો કે 'જેમ પોતાની તિક્ષ્ણતાને કારણે સોઇ સહેલાઇથી ઘીમાં ઉતરી ગઈ તેમ અમે અમારી તિક્ષ્ણતા-પાંડિત્યથી તેમાં સરલતાથી સ્થાન મેળવી લઇશું.' આ સાંભળી રાજાને ઘણો આનંદ થયો, પંડિતો સાથે રાજા પણ આચાર્યશ્રીના સામૈયામાં આવ્યા અને આડંબરપૂર્વક નગરપ્રવેશ સમારંભ થયો. પ્રતિદિવસ રાજા પોતાના પાંચસો પંડિતો સાથે શ્રી પાદલિપ્તસૂરિજીના વ્યાખ્યાનમાં આવતા. તેમના પ્રગલ્ભપાંડિત્ય અને લાલિત્યમય વકતવ્યની રાજા અને પ્રજા પર ઉંડી છાપ પડી. બધાં વિસ્મય પામ્યા.

આચાર્યશ્રીએ નિર્વાણકલિકા અને પ્રશ્નપ્રકાશ આદિ નૂતનગ્રંથ બનાવી તેની વ્યાખ્યા સભાને સંભળાવી. તેથી બોધ પામી રાજાએ જૈનધર્મ સ્વીકાર્યો. પંડિતોએ ગર્વ છોડી ગુરુચરણની સેવા અંગીકાર કરી. શાસનનો જયજયકાર થઇ રહ્યો. ઘણા જીવો જિનશાસનના રસીક બન્યા. શ્રી પાદલિપ્તસૂરિજીએ પૃથ્વીપર ઘણો ઉપકાર કર્યો, પ્રાંતે શ્રી સિદ્ધગિરિ ઉપર બત્રીસ દિવસનું અનશન કરી સ્વર્ગ સિધાવ્યા, આ રીતે શ્રી પાદલિપ્તસૂરિની અમૃતકથાનું શ્રવણથી પાન કરી શક્તિશાલી પુરુષોએ શાસનનો મહિમા વધારવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

(આ પ્રસંગ દર્શનસપ્તતિકા ગ્રંથમાં સવિસ્તર છે.)

## ૩૪. આઠમા પ્રભાવક

અતિઅદ્‌ભુત કવિતા-કાવ્યરચના કરવાના સામર્થ્યવાળા મહાપુરુષને સમ્યક્‌ત્વના અધિકારમાં કવિ નામના આઠમા પ્રભાવક કહેવામાં આવે છે.

કવિઓ બે પ્રકારના હોય છે. એક સદ્‌ભૂતાર્થ કવિ, એટલે વાસ્તવિક અને હિતકારી કાવ્ય રચનારા અને બીજા અસદ્‌ભુતાર્થ કવિ એટલે, ભૌતિક પદાર્થોની કે મનોવિનોદની કાવ્ય-કૃતિ કરનાર અથવા રાજા આદિને રંજિત કરવા તેમનો કે તેમના પૂર્વજોની પ્રશંસાદિ વાસ્તવિકતાની અપેક્ષા વિના કરે તે.

તેમાં જૈનદર્શનના રહસ્યના જાણકાર, ઉપકારબુદ્ધિથી અદ્‌ભુત ગ્રંથોનું સર્જન કરનાર, અજ્ઞાન દૂર કરી જનતામાં સત્યાર્થના અજવાળા પાથરનાર અને એ રીતે જિનેશ્વરકથિત તત્ત્વોનું પ્રસારણ કરનાર સદ્‌ભૂતાર્થ કવિ કહેવાય. શ્રી હેમચંદ્રસૂરિજીએ ત્રિષષ્ઠિશલાકા, શબ્દાનુશાસન આદિ કાવ્ય, કોષ, અલંકાર અને ઇતિહાસના સાડા ત્રણ કરોડ શ્લોક પ્રમાણ ગ્રંથનું સર્જન કર્યું. શ્રી ઉમાસ્વાતિજી વાચકે તત્ત્વાર્થસૂત્ર આદિ પાંચસો પ્રકીર્ણક રચ્યા. વાદીદેવસૂરિજીએ ચોર્યાસી હજાર શ્લોક પ્રમાણ સ્યાદ્‌વાદ રત્નાકર ગ્રંથ તથા શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે ચઉદસો ચુમ્માલીસ ગ્રંથોની વિસ્મયકારી રચના કરી છે. શ્રી હરિભદ્રસૂરિજી મહારાજાનું ચરિત્ર આ પ્રમાણે છે.

ચિત્રકૂટ (ચિતોડગઢ) માં હરિભદ્ર નામના બ્રાહ્મણ પુરોહિત હતા. તેઓ ચઉદે વિદ્યામાં નિપુણ અને વેદ-વેદાંતના સર્વ શાસ્ત્રોના તલસ્પર્શી વિદ્વાન્ હતા. તેમને પોતાના જ્ઞાનનું ગૌરવ હતું. ઘણી વિદ્યાઓના ભારથી ક્યાંક પેટ ફૂટી ન જાય માટે તેઓ પેટ પર ધાતુનો પટ્ટો બાંધી રાખતા. તેમણે એવી પ્રતિજ્ઞા કરેલી કે 'જો હું કોઈનું બોલેલું ન સમજું અને તે મને સમજાવે તો હું તેનો શિષ્ય થઈ જીવનપર્યંત સેવા કરું.'

એકવાર તેઓ નગરના મુખ્યમાર્ગે જઈ રહ્યા હતા. ત્યારે ઉપાશ્રયમાં સ્વાધ્યાય કરતા યાકિની મહત્તરા નામના સાધ્વીજીના મુખથી આ ગાથા સાંભળી.

चक्किदुगं हरिपणगं, पणगं चक्कीण केसवो चक्की ।
केसव चक्की केसव, दुचक्की केसव चक्की अ ॥

ચક્રવર્તી અને વાસુદેવના ક્રમની આ ગાથા સાંભળી હરિભદ્ર અચંબામાં પડી ગયા કે આ ચકચકની કઈ ભાષા છે? તેઓ સાધ્વીજી પાસે આવી પૂછવા લાગ્યા. 'આ તમે ચક ચક શું કરો છો?' તેમણે ઉત્તર આપતા કહ્યું 'નવું તો ચક ચક થાય.' આ સાંભળી હરિભદ્ર તેમની પ્રતિભામાં પાંડિત્યના દર્શન કરી રહ્યા. બોલ્યા કે 'મા, મને આનો અર્થ સમજાવો.' સાધ્વીજીએ 'પાસેના ઉપાશ્રયે બિરાજતા ગુરુમહારાજ સારી રીતે અર્થ સમજાવશે.' એમ કહી ત્યાં મોકલ્યા. ત્યાં જતાં દહેરાસરમાં વીતરાગદેવની પ્રતિમા જોઈ તેમણે સ્તુતિ કરતાં કહ્યું.

वपुरेव तवाचष्टे भगवन्! वीतरागताम्।
नहि कोटरसंस्थेऽग्नौ तरुर्भवति शाड्वलम्॥

હે ભગવન્! આપનું શરીર જ સ્પષ્ટ રીતે આપની વીતરાગતા જણાવે છે. (આપનું શરીર કેવું સ્વસ્થ છે!) કારણ કે વૃક્ષની બખોલમાં અગ્નિ ભર્યો હોય તો તે હર્યું ભર્યું હોઈ શકે નહી. (અર્થાત્ મનમાં લાલસા-વાસના હોય તો શરીર પણ આવું સ્વસ્થ ન દેખાય. માટે આપ સાચા વીતરાગ છો, એની પ્રતીતિ તમને જોઈને થાય છે.) પછી તેઓ આચાર્ય જિનસૂરિજી પાસે આવ્યા અને ગાથાનો અર્થ પૂછતાં તેમણે તેનો અર્થ સમજાવ્યો. પ્રતિજ્ઞા પ્રમાણે હરિભદ્ર તેમના શિષ્ય થઈ ગયા. જૈન સિદ્ધાંતોનો ઉંડાણપૂર્વક અભ્યાસ કરતાં તેમને પરમાત્મા વીતરાગદેવ પ્રત્યેનો અનુરાગ, ભક્તિ, શ્રદ્ધા અંતરતમમાં જડાઈ ગયાં, તેઓ પરમશ્રદ્ધાળુ અને શાસનના સાચા હીરા સાબીત થયા. તેમને યોગ્ય જાણી આચાર્યપદ આપવામાં આવ્યું. આચાર્ય હરિભદ્રસૂરિજીએ આવશ્યક નિર્યુક્તિની બૃહદ્‌વૃત્તિ કરતાં ચક્કિદુગં....એ ગાથા ઉપર વિશદ વિવરણ કર્યું છે.

શ્રી હરિભદ્રસૂરિજીના હંસ અને પરમહંસ નામના બે શિષ્યો સારા વિદ્વાન હતા, જૈન સિદ્ધાંતોનાં રહસ્યવેદી હતા. તેમણે બૌદ્ધોનાં સૈદ્ધાંતિક રહસ્યો જાણવાની ઈચ્છા શ્રી હરિભદ્રસૂરિજીને દર્શાવી. એ શાસ્ત્રાર્થનો યુગ હતો. વાદવિવાદની મોટી સભાઓ યોજાતી, આહ્‌વાનોનો આઘોષ કરાતો. બૌદ્ધોને જીતવા તેમના સિદ્ધાંતોનું તલસ્પર્શી જ્ઞાન હોવું જરૂરી હતું, જેના ઉપર એ આખો મત ઉભો હતો. એટલે ગુરુઆજ્ઞા મેળવી, વેષપરાવર્તન કરી તેઓ બૌદ્ધમઠમાં મુમુક્ષુ-વિદ્યાર્થી બની એકચિત્તે અભ્યાસ કરવા લાગ્યા. થોડા સમયમાં તો તેઓએ સારી પ્રગતિ કરી. તેમની રીતભાત, ગતિવિધિ આદિથી બૌદ્ધગુરુને તેમના પર શંકા ગઈ કે ‘ કદાચ આ જૈનો ન હોય! પરીક્ષા માટે તેમણે ઉપર આવવાની સીડીના એક પગથીયા પર ખડીથી અરિહંતપ્રભુની આકૃતિ બનાવી, એક ગુપ્તચર ગોઠવી દીધો. સમય થતા સહુ વિદ્યાર્થી નીચે ઉતરવા લાગ્યા. હંસ અને પરમહંસ જિનમૂર્તિ જોતાં ઉભા રહી ગયા. પ્રભુજીની આકૃતિનું પણ ઉલ્લંઘન કેમ કરાય? બાજુમાં પડેલી ખડી જોઇ તેમને માર્ગ સૂઝી આવ્યો. તરત તે આકૃતિના માથે વાળ, ગળામાં રેખા અને શરીરે વસ્ત્રનું આલેખન કરી (બુદ્ધઆકૃતિ બનાવી ) તેઓ નીચે ઉતરી આવ્યા.

જેમ ગુપ્તચરે આ વાત મઠાધીશને કરી, તેમ એક મિત્રે હંસ-પરમહંસને પણ કરી. તેમજ પરિસ્થિતિની ગંભીરતા જણાવી જલ્દી અહીંથી છટકી જવાની ભલામણ કરી. પોતે શ્વેતાંબર જૈન છે આ વાત બૌદ્ધો જાણી ગયા છે એ જાણી હંસ અને પરમહંસ ખૂબ ભયભીત થયા. કારણ કે એ વખતે બૌદ્ધો પાસે તાંત્રિક તાકાત સિવાય રાજ્યની પણ સબળ શક્તિ હતી. આખરે બંને ત્યાંથી ગુપ્તમાર્ગે ભાગી નિકળ્યા. બૌદ્ધ મઠાધીશે આ વાત પ્રબંધકને અને તેણે રાજાને કહી. રાજાએ તેમને પકડવા દિશાઓમાં ઘોડેસ્વારો દોડાવ્યા. હંસ અને પરમહંસ પરિસ્થિતિની ગંભીરતા જાણતા હતા.

તેમણે પૂરી શક્તિથી દોડવા માંડેલું. કોઈની નજરે ન ચઢી જવાય તેની પણ ઘણી ચીવટ રાખી હતી છતાં હંસ માર્ગમાં પકડાઇ જતાં સૈનિકોએ તેમને મારી નાખ્યો. ખૂબ જ સાવધાની અને ત્વરાથી પરમહંસ શત્રુઓથી બચી ચિત્તોડના સીમાડા સુધી ભાગી આવ્યા, પણ સવારોએ તેમને ત્યાં પકડ્યા અને કાપી નાખ્યા. લોહીના ખાબોચીયામાં તેમની તરફડતી લાશ મૂકી તેઓ પાછા ભાગી ગયા.

આ વાતથી આખું ચિત્તોડ ખળભળી ઉઠયું. ચારે તરફ હાહાકાર મચી ગયો. આ વાતની જાણ થતાં હરિભદ્રસૂરિજીની આંખમાંથી જાણે તણખા ઝરવા લાગ્યા, અંગ આખામાં ક્રોધ વ્યાપી ગયો, હોઠ ફફડવા ને ગાત્ર કંપવા લાગ્યા. આકૃતિ ભીષણ થઇ ગઇ. ને અજંપો ચારે તરફ ફેલાઇ ગયો. 'શું કરું ? શું ન કરું ?' પ્રતિશોધ-વૈરનો બદલો ? ? મારા વહાલા શિષ્યોના એ હત્યારાઓ ! હવે હું તમારી કઇ દશા કરું છું તે જુઓ. અને તરત નિર્ણય લઇ તેમણે મંત્રપ્રયોગ માટે ભઠ્ઠો ઊભો કર્યો. તેના ઉપર મોટી કડાઇ ને તેમાં કડકડતું તેલ ? સામે જ ઉભેલા શ્રી હરિભદ્રસૂરિ એકલા એકલા જ બોલી રહ્યા હતા. હવે તમને કોઇ બચાવે એમ નથી. આ કડાઈમાં તમને બધાને ભજીયાની જેમ જીવતા તળવાના છે. હા, તમે બધા ચઉદસો ને ચુમ્માલીસ પૂરા, એક પણ ઓછો નહી. હું હમણાં આકર્ષણ પ્રયોગની શરુઆત કરું એટલી વાર છે. એક પછી એક તમે બધા પક્ષીની જેમ ખેંચાઇ ખેંચાઇને આકાશમાર્ગે આવી આ તેલમાં તળાશો ! પાપીઓ તમારા પાપનો બદલો તમને હમણાં જ મળશે.' તેઓ વિચારસૃષ્ટિની તંદ્રામાં ખોવાઈ ગયા હતા. ત્યાં તેમના ગુરુશ્રીએ મોકલેલ બે શિષ્યો એક કાગળ લઈને આવ્યા. તેમના સંબોધને શ્રી હરિભદ્રજીની તંદ્રા તૂટી, તેમણે કાગળ વાંચવા માંડ્યો, જેમ જેમ વાંચતા ગયા તેમ તેમ તેમને પરસેવો બાઝતો ગયો. ક્ષણ-વારમાં તેમના મુખપરના ભાવો બદલાઇ ગયા. પત્રમાં સંકેતે લખ્યું હતું:-

ગુણસેન અગ્નિશર્મા, સિંહ આનંદ એ પિતા-પુત્ર;
શિખી જાલિની એ માતા-પુત્ર, ધન્ય-ધનશ્રી તે પતિ-ભાર્યા. (૧)
જય-વિજય થયા સહોદર, ધરણ-લક્ષ્મી પતિ-પત્ની;
સેન-વિષેણ પિતરાઈ, ભાઈ થયા સાતમે જન્મે. (૨)
ગુણચંદ્ર વાણમંતર, સમરાદિત્ય ગિરિષેણના જીવો;
એકને મળ્યો મોક્ષ, બીજો અનંત સંસારી. (૩)
જિમ બાળે પાણીને પણ, કુશાસ્ત્ર-પવને વધ્યો કષાયાગ્નિ;
જિનવચનામૃતસિક્તને, પણ બાળે તે યુક્ત નથી. (૪)

આ સાંકેતિક ગાથાનો અર્થ આ પ્રમાણે છે.

ગુણસેનરાજાએ અગ્નિશર્મા તાપસને માસક્ષમણને પારણે પોતાને ત્યાં પધારવા આમંત્રિત કર્યા. પણ સંયોગવશ રાજમહેલમાં આવેલ તપસ્વીનો સત્કાર કે પારણું

થઇ શકયાં નહી. આવું ત્રણ ત્રણવાર બનવાથી ક્રોધે ભરાયેલા અગ્નિશર્માએ વૈરભાવથી તેને મારવાનું નિયાણું કર્યું. પછી તેઓ ભવાંતરમાં કયાંક પિતા–પુત્ર કયારેક માતા-પુત્ર, પતિપત્ની, ભાઇ–ભાઇ આદિ થયા પણ વૈરના વિપાકે અગ્નિશર્માના જીવે ગુણ-સેનના જીવને મારી નાખ્યો કે અતિ વિકટ કદર્થના કરી. આ પરંપરા બરાબર નવ ભવ સુધી ચાલતી રહી. પરિણામે નવમા ભવે એક ( સહન કરનાર )ને મુક્તિની અને બીજા ( કષાય-વૈર કરનાર )ને અનંત સંસારની પ્રાપ્તિ થઈ. અસદ્બોધ રૂપી પવનથી પ્રજ્વલિત થયેલો અગ્નિ જળ (પક્ષે જડ)ને બાળે પણ શું જિનવચન રૂપી અમૃતથી સિંચાયેલા પણ તેથી બળવા લાગે ? અર્થાત્ વચન માત્ર રૂપ નિયાણાએ કષાયજન્ય દુરંત દુષ્પરિણામ ઉપજાવ્યા, તો તમે પોતે આ બૌદ્ધ સાધુઓને ઇરાદાપૂર્વક મારી નાખીને શું કરવા માગો છો ? અર્થાત્ તમે શાંત અને સ્વસ્થ થાવ. અજ્ઞાન જીવ જેવી બાળચેષ્ટા ન કરો.'

પત્ર વાંચતાં જ શ્રી હરિભદ્રસૂરિજી પલવારમાં સ્વસ્થ અને શાંત થઇ ગયા. પોતે કરેલ ક્રોધથી તેમને ઘણું દુઃખ થયું. તેમણે તરત જ કડાઇ આદિ વિસર્જિત કર્યાં. અને ચઉદસો ચુમ્માલીસ બૌદ્ધોના નાશના માનસિક પાપના પ્રાયશ્ચિત્ત રૂપે તેમણે ચૌદસો ચુમ્માલિસ નવા ગ્રંથો રચવાની ઘોર પ્રતિજ્ઞા કરી.

માલપુર નામક નગરમાં સિદ્ધ નામનો એક ક્ષત્રિય પુત્ર રહેતો, તે નાનપણથી જ જુગારની લતે ચઢી ગયેલો. એકવાર તે ઉધાર જુગાર રમતા હારી ગયો, પૈસા હતાં નહી તેથી આપી ન શકયો, આથી ઉશ્કેરાયેલા જુગારીઓએ તેને ઉંચકી એક ખાડામાં નાંખી દીધો. ધન નામક એક દયાળુ શ્રાવકે તેની આ દુર્દશા જોઈ. પૈસા આપી તેને છોડાવ્યો અને પોતાને ત્યાં નોકર રાખી વ્યસનોના દુષ્પરિણામો સમજાવી સન્માર્ગે ચઢાવ્યો. સિદ્ધકુમાર બુદ્ધિશાળી અને દક્ષ હોઈ તેણે ધનશેઠને ત્યાં સારૂં સ્થાન મેળવ્યું. તેનાં લગ્ન થયા તે માતા અને પત્ની સાથે રહેવા લાગ્યો.

ઘરે આવતાં તેને રોજ રાત્રે મોડું થતું. માતા આદિ આથી કંટાળી ગયેલા. એકવાર ઘણું મોડું થતાં માએ કહ્યું 'અડધી રાત સુધી કયાં હતો ? જ્યાં બારણા ઉઘાડા હોય ત્યાં જા. અત્યારે કોઇ બારણું ખોલે એમ નથી.' આ સાંભળતાં જ સ્વમાની સિદ્ધકુમાર 'સારૂં' કહી પાછો ફરી ગયો. નગરમાં ભમતા તેણે ઉપાશ્રય સાવ ઉઘાડો જોયો એટલે ત્યાં જઈ ચઢયો. ત્યાં અપ્રતિમ પ્રતિભાવાળા શ્રી હરિભદ્રસૂરિજી બિરાજતા હતા, તેમનાથી તે પ્રભાવિત થયો. તેમનો ઉપદેશ સાંભળી, વૈરાગ્ય પામી તેણે દીક્ષા લીધી. થોડા જ સમયમાં સિદ્ધમુનિએ ધર્મશાસ્ત્ર, વ્યાકરણ, કાવ્ય, કોષ અને ન્યાયશાસ્ત્રનો સારો બોધ પ્રાપ્ત કર્યો. બૌદ્ધોનું જ્ઞાન, તર્ક અને રહસ્ય જાણવાની ઈચ્છા થતા સિદ્ધમુનિએ બૌદ્ધો પાસેથી જ્ઞાન મેળવવા જવાની શ્રી હરિભદ્રસૂરિજી પાસે આજ્ઞા માગી. સમયના જાણ હરિભદ્રસૂરિજીએ કહ્યું તારે જવું જ

હોય તો તારી ઈચ્છા. પણ તેમના સંસર્ગે તારી ભાવનામાં ફેરફાર થાય તો મારો વેષ મને સોંપી જજે.

તેણે આ વાત સ્વીકારી બૌદ્ધો પાસે આવી તેણે તેમનો ધર્મસિદ્ધાંત સમજવા માંડયો. આ શૂન્યવાદ તેને સ્યાદ્‌વાદ કરતા વધારે સરલ લાગ્યો. બૌદ્ધોએ અનેક કુતર્કો ઉભા કરી તેના મનને ભ્રમિત કર્યું અને સમજાવ્યું 'ભગવાન તથાગત જેવી સંસારમાં કોઈની કરુણા નહી.' સિદ્ધમુનિએ એમની વાતમાં આવી તેમની દીક્ષા સ્વીકારી કહ્યું 'શ્રી હરિભદ્રસૂરિજી પાસે જઈને પાછો આવું છું. આ એમનો વેષ એમને પહોંચાડવાની મેં કબૂલાત કરી છે.'

ચબરાક બૌદ્ધાએ કહ્યું 'કદાચ હરિભદ્રસૂરિના વચનોથી તારૂં મન વિચલિત થાય તો તારે અમારો વેષ અમને સોંપી જવો.' તે આ વાત માની શ્રી હરિભદ્રસૂરિજી પાસે આવ્યો. પોતાની શંકા સાચી પડેલી જોઈ હરિભદ્રસૂરિજીએ અતિ દયાળુતાથી તેને સદ્‌બોધ આપી એના સર્વ કુતર્કો અને કુહેતુઓનું નિરસન કરી ફરી ધર્મમાં સ્થિર કર્યો. તે પાછો બૌદ્ધોનો વેષ સોંપવા જવા લાગ્યો ત્યારે ફરી ગુરુજીએ કહ્યું 'તું પાછો કદાચ એ લોકોની વાતમાં આવે ને તારું મન વિચલિત થાય તો પાછો અમારો વેષ અમને સોંપી જજે,' તેણે સ્વીકાર કર્યો. બૌદ્ધોએ પાછો એને પોતાના પક્ષનો કર્યો. આમ બંને તરફના વેષ પાછા આપવા એ એકવીસવાર આમથી તેમ ફર્યો. તેની આવ–જા અને અસ્થિરતા જોઈ શ્રી હરિભદ્રસૂરિજીએ વિચાર્યું કે 'બિચારો આ જાણુ છતાં અબોધ જીવન હારી ન જાય. માણુસ આખો સંસાર જીતી લે પણ જો જીવન હારી જાય તો દુર્ભાગ્યની સીમા કયાં?' પછી તેમણે શક્રસ્તવપર ન્યાયની પરિભાષામાં અકાટ્ય યુક્તિઓવાળી તર્કબદ્ધ લલિતવિસ્તરા નામની ટીકા રચી તેને આપી, કહ્યું 'તું શાંતિથી આ વાંચ.' તે જેમ જેમ વાંચતા ગયા તેમ તેમ સિદ્ધર્ષિના અંધારા ઉલેચાતા ગયા તેમને સાચા પરમાત્માની ને તેમની સાચી ભાવદયાની જાણ થઈ. તરત તેમણે ગુરુચરણમાં આવી પાપની ક્ષમા માગી. પોતે સ્થિર થઈ સંયમધર્મની સાવધાની પૂર્વક આરાધના કરવા લાગ્યા. તેમણે સોળ હજાર શ્લોક પ્રમાણ ઉપમિતિ ભવપ્રપંચા કથા રચી. સંસાર નાટકનું હુબહુ ચિત્રણ કર્યું છે. તેમાં તેમણે જણાવ્યું છે કે:

नमोऽस्तु हरिभद्राय, तस्मै प्रवरसूरये।
मदर्थं निर्मिता येन, वृत्तिर्ललितविस्तरा ॥

અર્થ: જે દયાળુ ગુરુએ મારા જ માટે લલિતવિસ્તરા નામની વૃત્તિ રચી તે હરિભદ્રસૂરિ નામના શ્રેષ્ઠ આચાર્યને હું નમસ્કાર કરું છું. આમ અનેક રીતે શ્રી હરિભદ્રસૂરિજીએ જૈનશાસનના ગૌરવને વધાર્યું. પ્રાંતે તેઓ અને સિદ્ધર્ષિ પણ સ્વર્ગે સિધાવ્યા.

શાસ્ત્રરૂપ મહાલયના નિર્માણ કાર્યમાં સૂત્રધાર સમાન શ્રી હરિભદ્રસૂરિજી કુશાસ્ત્ર અને કુદેવનો ત્યાગ કરી મહાનતાને પામ્યા, તેઓ આપણને પણ ઉત્તમ પ્રકારની કવિત્વશક્તિ આપો.



## ૩૫. અતિશયશાલી કવિ

અતિશયથી સમૃદ્ધ કાવ્યોના કથનમાં જેઓ કુશલ-દક્ષ હોય, તે આશુકવિને જિનશાસનમાં આશ્ચર્યકારી પ્રભાવક માનવામાં આવ્યા છે. આ પ્રસંગ પર માનતુંગ-સૂરિજીનો પ્રબંધ આ પ્રમાણે છે.

ધારાનગરીમાં બાણ અને મયૂર નામના બે વિદ્વાનો વસતા હતા. બાણ મયૂરનો સાળો થતો. આવી સગાઇ હોવા છતાં તેઓ એક-બીજા પર સ્પર્ધાને લઈ માત્સર્ય રાખતાં પોતાનું પાંડિત્ય બતાવવા બીજાને ઉતારી પાડતા, છતાં રાજસભામાં તેઓ લબ્ધપ્રતિષ્ઠ પ્રતિભાશાલી પંડિત હતા. એકવાર બહેનને મળવા બાણ બનેવી મયૂરને ત્યાં ગયો. રાત્રે ઘણું મોડું થવાને કારણે તે તેમની ઓસરીમાં જ સૂઇ ગયો. અંદર-સૂતેલા મયૂરદંપતીને બાણ આવ્યાની ખબર ન હતી. રાત્રે પતિ-પત્નીમાં પ્રેમ કલહ થઇ ગયો. રીસાયેલી પત્નીને અનેક રીતે મયૂરપંડિતે સમજાવી પણ તે કોઈ રીતે ન માની, આમ આખી રાત્રી વ્યતીત થઇ ગઇ. બહાર સૂતેલો બાણ પડયો પડયો બધું સાંભળતો રહ્યો પ્રાતઃકાળ થવાની તૈયારીમાં મયૂરે પોતાની પત્નીને માન છોડી માની જવા આ પ્રમાણે શ્લોકના ત્રણ ચરણ કહ્યાં;

गतप्राया रात्रिः कृशतनु शशी शीर्यत इव,—
प्रदीपोऽयं निद्रावशमुपगतो घूर्मित इव ।
प्रणामान्तो मानस्त्यजसि न तथापि क्रुद्धमहो,

(એટલે કેઃ-ઓ સુંદર સ્ત્રી! રાત્રિ પૂર્ણ થવામાં છે. ચંદ્ર પણ ક્ષીણ થયો છે. આ દીવો પણ જાણે ઉંઘના ઝોકા લઇ રહ્યો હોય તેમ જણાય છે. પ્રણામ કરતા માનનો અંત આવે છે. અને હું પ્રણામ કરું છું. છતાં તું ક્રોધ છોડતી નથી ?) આ સાંભળી ઓસરીમાં સૂતેલા બાણકવિ તરત ચોથું ચરણ બનાવી બોલી ઉઠયો,

कुचप्रत्यासत्या हृदयमपि ते चण्डि ! कठिनम् ॥

(એટલે કે-ઓ ક્રોધી યુવતિ ! સ્તનની પાસે રહેવાથી તારૂં હૃદય પણ તેના જેવું (સંગતની અસરથી) કઠણ થઈ ગયું છે.)

નારીએ પોતાના ભાઇનો સાદ પારખી લીધો. ક્ષણવાર લજ્જા પછી તેને ભાઈ ઉપર ઘણો ગુસ્સો આવ્યો. બહેનના સ્તનની વાત ભાઇ બોલી જ કેમ શકે? તેણે તુરત જ શ્રાપ દીધો કે 'તું કોઢીયો થા' પતિવ્રતા નારીના શ્રાપથી તરતજ કવિ બાણ કોઢીયા થઇ ગયા. બીજે દિવસે રાજસભામાં કવિ મયૂર બેઠા હતા ત્યાં બાણને આવતા જોઇ મયૂરે કહ્યું 'આવો આવો કોઢીયા કવિરાજ!' આ જોઈ રાજા ભોજે પૂછ્યું કે 'ઓચિંતો કોઢ કેમ કરી થઇ ગયો?'

મયૂર કવિએ આખી વાત કહેતાં બાણ કવિ ત્યાંથી ઊઠીને નગર બહાર ચાલી ગયા. ત્યાં બે વાંસ સામ સામે ખોડી, દોરી બાંધી. તેના ઉપર છ દોરીવાળી મંચિકા બાંધી નીચે અગ્નિકુંડ સળગાવ્યો. તેણે નક્કી કર્યું કે આવી માનહીન દશામાં જીવવા કરતા મરવું ઘણું સારૂં છે. કાં આ પાર કાં પેલી પાર. એમ વિચારી તેણે મંચિકા પર ચઢી સૂર્યદેવની સ્તુતિ પ્રારંભી. એક કાવ્ય બોલી મંચિકાની એક દોરી કાપી નાખી. નીચે તો ખેરના અંગારા બળતા હતા. આમ પાંચ કાવ્ય બોલી પાંચ દોરી છેદી નાંખી. હવે તે એક જ દોરી પકડી લટકતા હતા. છઠું કાવ્ય બોલી છરી ચલાવી પણ ચાલી નહી. સામે સૂર્ય દેવ પોતે તેનું સાહસ નિહાળતા ઉભા હતા. ચારે તરફ માણસોની ઠઠ જામી હતી. સૂર્યના દર્શન અને પ્રસન્નતાથી બાણ કવિ ક્ષણવારમાં સાજા ને સુવર્ણમય કાંતિવાળા થઈ ગયા. રાજાએ ઠાઠમાઠથી નગરપ્રવેશ કરાવ્યો. રાજસભામાં આવતા જ મયૂરને જોઈ બાણે કહ્યું 'રે કાગડા જેવા તુચ્છ પંખી! ગરુડ જેવા સમર્થ મારી પાસે તારું શું ગજું? મારી શક્તિ તો સહુએ પ્રત્યક્ષ જોઇ, તારામાં હોય તો બતાવ.'

આ સાંભળી મયૂરે કહ્યું 'જો કે નિરોગીને ઔષધની કાંઇ આવશ્યકતા નથી, તેમ કારણ વગર મારે શક્તિ બતાવવાની જરૂર નથી. પણ તેં સભામાં આહ્વાન કર્યું છે તો જો મારી પણ શક્તિ' એમ કહી તેણે છરીથી હાથપગની આંગળીયો કાપી નાંખી. આખા સભામાં અરેરાટી થઈ ગઇ, સહુ શંકિત થઇ જોવા લાગ્યા. કવિએ ચંડીદેવનું ચમત્કારિક કાવ્ય ભક્તિપૂર્વક ગાવું શરુ કર્યું, તેના છઠ્ઠા અક્ષરના ઉચ્ચારે જ દેવી પ્રત્યક્ષ થઇ. તેણે કવિના હાથ-પગ અખંડ કરી તેનું શરીર વજ્રમય બનાવ્યું. આથી મયૂર કવિનું મહત્ત્વ ઘણું વધી ગયું. રાજા પણ તેને અત્યંત સન્માન આપતા.

અવસર પામી દ્વેષી બ્રાહ્મણોએ રાજાને કહ્યું, આવા વિદ્વાન પંડિતો, અદ્‌ભુત કવિત્વશક્તિના સ્વામીઓ, બ્રાહ્મણોમાં જ જોવા મળે પણ આ જૈન સાધુઓ તો પંડિતાઇનો મિથ્યા ઘમંડ લઇ ફરે છે. નથી પાંડિત્ય. નથી અદ્‌ભુત કાવ્યરચનાની શક્તિ કે નથી કોઇ આવો ચમત્કાર, એકલી લુખી લુખી ધર્મની વાતો કરી વ્યર્થ સમય બગાડે છે. બીજા પણ કેટલાકે ટાપસી પૂરાવી. એકે તો ત્યાં સુધી કહ્યું કે 'આવું સામર્થ્ય આ લોકોમાં હોય તો જ તેમને આપણા દેશમાં વિચરવા દેવા, નહીં તો જાય બીજે ક્યાંય. રાજા ભોજને પણ બ્રાહ્મણોની વાત સાચી લાગી તેમણે ત્યાં વિચરતા શ્રી માન-

તુંગસૂરિજીને રાજસભામાં બોલાવ્યા અને કહ્યું ‘ મારી સભામાં ઘણા પંડિતો છે. તેમનું પાંડિત્ય, પદલાલિત્ય અલંકારસભર કાવ્ય સાંભળનારને આશ્ચર્યમાં તરબોળ કરી દે છે. તેમાં બાણ અને મયૂર તો અદ્‌ભુત કવિ છે. તેમની કાવ્યછટા અને સાહસ તો દેવોને પણ વિસ્મય ઉપજાવનાર છે. તમે પણ જૈનોના મોટા આચાર્ય છો, નિઃશંક વાત છે કે તમે પણ પ્રગલ્ભ પાંડિત્યના ધણી હશો. અમને એવી અભિલાષા છે કે તમે પણ કોઇ અદ્‌ભુત કાવ્યના ચમત્કાર બતાવો.’

આચાર્ય શ્રી માનતુંગસૂરિજી સમર્થ વિદ્વાન્, મહાન્ કવિ, વિચક્ષણ પ્રજ્ઞાશાલી, સર્વતોમુખી પ્રતિભાવાળા, અતિચતુર અને અદ્‌ભુત મર્મજ્ઞ હતા. તેમણે કહ્યું ‘ભલા રાજા, ચમત્કાર એ સામાન્ય બાલિશચેષ્ટા જેવી વાત છે. હવામાં તરવાથી કે પાણી-પર ચાલવાથી જીવનનાં રહસ્યો ઉકેલી શકાતાં નથી. છતાં બહુ મોટોવર્ગ સામાન્ય બુદ્ધિવાળો હોય છે અને તેમના ઉપર તાત્કાલીન અસાધારણ જણાતા બનાવની સારી અસર થાય છે. તમારે કાવ્યથી સર્જાતો ચમત્કાર જોવો જ છે અને તેને તમે આટલું મહત્ત્વ આપો છો તો હું પણ તમને કાવ્ય અને તેની શક્તિ બતાવી શકું છું.’

રાજા અને સભાસદોના મહાશ્ચર્ય વચ્ચે શ્રી માનતુંગસૂરિજીની આજ્ઞાથી શ્રી માન-તુંગસૂરિજીને પગથી ગળાસુધી લોઢાની ચુમ્માલીસ સાંકળ (બેડી)થી ઝકડવામાં આવ્યા અને એકની અંદર બીજા એમ ચુમ્માલીસમા ઓરડામાં રાખવામાં આવ્યા. અને દરેક ઓરડે લોખંડી તાળા લગાડવામાં આવ્યા. ગણી પણ ન શકાય તેટલા લોકો ત્યાં ઉપસ્થિત થયા હતા. ઉચ્ચ અને સ્પષ્ટ ઉચ્ચારપૂર્વક આચાર્યશ્રીએ તુરત બનાવેલું શ્રી ઋષભદેવપ્રભુના અદ્‌ભુત માહાત્મ્યવાળું ‘ભક્તામર સ્તોત્ર’ ના નામે પાછળથી અતિ પ્રસિદ્ધિ પામેલ કાવ્ય કહેવું શરુ કર્યું. અતિ મધુર કંઠે ભક્તિરસમાં તરબોળ થઇ તેઓશ્રીથી બોલાતાં એ કાવ્યના એક એક શ્લોકથી એક એક બેડી અને તાળું તૂટી જવાં અને ઉઘડી જવા લાગ્યાં. આમ ચુમ્માલીસમા શ્લોકે તો આચાર્યશ્રી રાજસભામાં આવી ઉભા. લોકો શ્રી ઋષભદેવની સ્તુતિ બોલતા ડોલવા ને નાચવા લાગ્યા.

લોકો ભક્તામર સ્તોત્રની યાદ રહી ગયેલી કડીઓ ગણગણવા અને અહોભાવથી માથું ધુણાવવા લાગ્યા. શ્રી જિનશાસનનો જયજયકાર થવા લાગ્યો. દ્વેષી લોકો પણ ભદ્ર પરિણામી થયા. પ્રસન્નવદન આચાર્યશ્રીની અમૃત જેવી મધુરી ધર્મવાણી સહુએ સાંભળી. તેમણે મોંઘા જીવનની એક પળ પણ નિષ્ફળ ન જવા દઇ ધર્મ કરી લેવાની ભલામણ કરી. રાજા તેમજ ઘણાં નાગરિકોએ બોધ પામી ધર્મનો આદર કર્યો. આવા અતિશયશાલી કવિઓએ જૈનશાસનની યશકલગીમાં ઘણો મહત્ત્વપૂર્ણ ફાળો આપ્યો છે.

શ્રી બપ્પભટ્ટસૂરિનો પ્રબંધ પણ આ પ્રસંગે જાણવા જેવો છે.

મોઢેરા ગામમાં શ્રી મહાવીરસ્વામીજીની યાત્રાએ એકવાર શ્રી સિદ્ધસેન દિવા-કરસૂરિ મહારાજા પધાર્યા. તેઓશ્રી ઉપાશ્રયમાં બિરાજતા હતા ત્યારે ત્યાં આવેલા

એક છ વર્ષના સુંદર બાળકને તેમણે પૂછ્યું 'તું કોણ છે? ક્યાંથી આવ્યો છે?' તેણે કહ્યું, હું આ ગામનો રહેવાસી છું. મારા બાપાનું નામ બપ્પ માતાનું નામ ભટ્ટીબાઈ અને મારૂં નામ સૂરપાલ છે. અમે જાતે ક્ષત્રિય છીએ. મારા પિતાને વર્ષો-જુનો એક શત્રુ વારેવારે કનડતો હતો. હું તેની સાથે લડીને સદાને માટે ફેંસલો કરવા તૈયાર થયો તો મારા પિતાએ મને ના પાડી અને છાનામાના બેસી રહેવા કહ્યું, તેમજ પોતેજ એની સાથે પતાવટ કરશે તેમ જણાવ્યું. તેમના આવા વ્યવહારથી મને ખોટું લાગ્યું અને હું માતાને પૂછ્યા વગર ઘર નગર છોડી અહીં સુધી આવ્યો છું. આપના દર્શનથી મને આનંદ થાય છે.' નાનકડી વયના આ પ્રતાપી ઓજસ્વી અને દેવાંશી બાળકને જોઇ આચાર્યશ્રીએ કહ્યું, 'એમ છે, તો અહીં જ રહે.' અને બાળક ત્યાં રહેવા લાગ્યો. પૂજ્યશ્રી તેને ભણાવવા લાગ્યા અને તે હજાર હજાર શ્લોક રોજ ગોખી કંઠસ્થ કરવા લાગ્યો. જેવી પ્રજ્ઞા તેવી જ નમ્રતા પણ હતી. આચાર્યશ્રીજીની તેના ઉપર કૃપા ઉતરી, તેના માતા-પિતાને બોલાવી તેમણે સમજાવ્યું કે 'આ બાળક દીક્ષા લેશે તો શાસનની મહાપ્રભાવના કરનાર અને અનેકને ધર્મ પમાડનાર થશે.' આ સાંભળી બપ્પ નામના તેના પિતાએ કહ્યું 'આપ જ્ઞાની છો, આપનું કહ્યું પ્રમાણ છે પણ અમારું નામ રહે એવું કરજો' પછી તે બાળકની ભાવના મુજબ સારા ઉછરંગ પૂર્વક દીક્ષા આપી અને પિતા-માતાના નામાનુસાર 'બપ્પભટ્ટી' નામ પાડ્યું.

ગુરુકૃપાએ સિદ્ધસેનસૂરિ પાસેથી તેમણે સરસ્વતીનો મંત્ર મેળવી આરાધ્યો. દેવીએ પ્રસન્ન થઇ કહ્યું 'તમે કાવ્યકળામાં નિપુણ થશો અને કોઇપણ રચનાનો આશય તરત સમજી શકશો.' બપ્પભટ્ટ મુનિ સંયમ સાધનામાં-જ્ઞાનોપાસનામાં સાવધાન થયા. એકવાર તેઓ એક નિર્જન ઉપાશ્રયમાં બેસી કોઇ કાવ્યની પ્રશસ્તિ રચવામાં પરોવાયા હતા, ત્યાં ગોપગિરિ (ગ્વાલીયર) ના રાજા યશોવર્માના પુત્ર આમકુમાર ઘરેથી રીસાઈને ત્યાં ચાલ્યો આવ્યો. અતિ તેજસ્વી મુનિરાજને જોઈ તેમની પાસે આવી બેઠો અને તેમની બનાવેલી પ્રશસ્તિ વાંચવા લાગ્યો. યુવરાજ આમ પણ સંસ્કૃત ભાષાનો સારો જાણુ અને સાહિત્યનો રસીયો હતો. તેણે પ્રાસ-વ્યાજ-શ્લેષાલંકારવાળી લલિત પ્રશસ્તિ જોઇ આનંદ દર્શાવ્યો.

શ્રી બપ્પભટ્ટી જોડે આમને નિર્વ્યાજ પ્રીતિ બંધાઇ ગઈ. ત્યાંથી બંને મૂળ ઉપાશ્રયે ગુરુ મહારાજ પાસે આવ્યા. ગુરુ મહારાજે રાજકુમારને નામ પૂછતાં તેણે ખડીથી લખી જણાવ્યું પણ પોતાના મોઢે કહ્યું નહી. આથી આચાર્યદેવે તેની યોગ્યતાનો પરિચય કર્યો. શ્રી બપ્પભટ્ટી સાથે આમ કુમાર પણ અભ્યાસ કરવા લાગ્યો. એકવાર યુવરાજે મિત્ર મુનિને કહ્યું, 'હું આગળ જતાં રાજા બનું તો અવશ્ય મારે ત્યાં દર્શન દેજો. હું તમારો આદર અત્યારે તો શું કરું?' કાળાંતરે યુવરાજ રાજા થયો. તેણે સહુ પ્રથમ મુનિ બપ્પભટ્ટીને સગૌરવ રાજધાનીમાં તેડાવ્યા. બહુમાનપૂર્વક રાજસભામાં આમંત્રી સિંહાસન પર બેસવા વિનંતિ કરી. મુનિએ કહ્યું

'આ તો આચાર્યશ્રીને યોગ્ય છે. મારાથી ત્યાં નહિ બેસાય.' આ સાંભળી રાજા આમને લાગ્યું કે મારે આમને આચાર્યપદવી અવશ્ય અપાવવી. આમરાજે શ્રી સિદ્ધસેનસૂરિજીને વિનતિ કરી કે 'અમારા યોગ્ય અને સમર્થ ગુરુને આચાર્યપદથી સુશોભિત કરો.' અંતે શ્રી બપ્પભટ્ટને સૂરિપદ આપવામાં આવ્યું.

રાજાએ મોટા મહોત્સવપૂર્વક પદપ્રદાનોત્સવ શોભાવ્યો. પછી બપ્પભટ્ટસૂરિજીને બહુમાનપૂર્વક રાજમહેલમાં પ્રવેશ કરાવી સિંહાસન પર બેસાડી વિનતિ કરી કે 'મારું રાજ્ય આપશ્રી સ્વીકારો. તે ધર્મના રાજનું ઉદાહરણ બની રહેશે.' આચાર્ય બપ્પભટ્ટસૂરિ બોલ્યા 'રાજા અમારે ક્યાં અછત કે ઓછાશ છે? શરીર ઉપર પણ જ્યાં મમતા નથી ત્યાં રાજ્ય જેવી ખોટી ખટપટ કોણ લે?' તેમની નિઃસ્પૃહતા જોઈ રાજા તેમના ચરણોમાં ઢળી પડ્યો. અને કાંઇપણ આદેશ દેવાનો આગ્રહ કરવા લાગ્યા.

પછી આચાર્યશ્રીના ઉપદેશથી તેણે એકસો એક હાથ ઉંચો શ્રી મહાવીરસ્વામીનો મહાપ્રાસાદ બંધાવ્યો. તેમાં અઢારભાર સોનાની શ્રી મહાવીરદેવની ભવ્ય પ્રતિમા મહા મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠિત કરાવી અપૂર્વ લાભ લીધો. બપ્પભટ્ટસૂરિજી ગોપગિરિમાં હોય તો આમરાજા તેમને મળ્યા વિના રહે નહીં. કાં તો રાજા ઉપાશ્રયે આવે અથવા આચાર્યશ્રી રાજમહેલમાં પધારે. ધર્મ, નીતિ, રસ, અલંકાર, છંદ, જ્યોતિષ, વ્યાકરણ, કાવ્ય, કોષ, ન્યાયાદિ વિસ્મય પમાડે તેવા જ્ઞાનમય વાર્તા વિનોદમાં રાજાના દિવસો અતિ આનંદમાં વીતતા હતા.

એકવાર મધ્યાહ્નને રાણીવાસમાં આવેલા રાજાએ પટરાણીને લજ્જાથી લાલ મુખ અને શૂન્યભાવવાળી જોઈ. થોડીવારે તેઓ રાજસભામાં આવ્યા, ત્યાં શ્રી બપ્પભટ્ટસૂરિજી પણ આવી પહોંચ્યા. રાજાએ નમન કરી મોઘમમાં જ સમસ્યાનું પદ કહ્યું કેઃ—

'अज्जवि सा परितप्पइ कमलमुही अत्तणो पमाएण'

(હજી પણ તે કમલમુખી પોતાના પ્રમાદથી ખેદ પામે છે) આ પૂર્વપદના ઉત્તરમાં આચાર્યશ્રીએ તરત જ ઉત્તર પદ આમ કહ્યુંઃ—

'पुव्वविबुद्धेण तए जीसे पच्छाइअं अंगं'

(કારણ કે પહેલા જાગેલા રાજાએ સૂતેલી રાણીના ઉઘાડા અંગ ઢાંકયા—તે જાણી રાણી હજી લજ્જાથી ખેદિત છે.)

આચાર્ય બપ્પભટ્ટસૂરિજીની આવી અવગાહન શક્તિથી રાજા આશ્ચર્ય અને લજ્જા પામ્યો. વળી એક દિવસ આમ રાજાએ ગુરુને કહ્યું.

'बाला चंकमंती पए पए कीस कुणइ मुहभंगं'

(યુવતી (રાણી) ચાલતી વખતે પગલે પગલે શા માટે મુખભંગ કરે. ચાલતાં તેનું મુખ ખિન્ન કેમ થાય છે?) શ્રી બપ્પભટ્ટ બોલ્યા.

नूणं रमणपएसे मेहलिया छिवइ नहपंति ।

( ખરેખર, ગુપ્ત ભાગમાં નખ પંક્તિના તાજા ચિહ્નો સાથે કટિમેખલા-કંદોરો ચાલતાં ઘસાય છે તેની વ્યથાથી મુખભંગ થાય છે )

આ સાંભળી રાજા લજ્જિત થયો, સાથે ગુરુજી પર અણગમો અને અનાદર પણ જાગ્યો. વિચક્ષણ આચાર્ય આ વાત સમજી ગયા અને તેમણે ઉપાશ્રયના દરવાજા ઉપર અન્યોક્તિનો એક શ્લોક લખી વિહાર કર્યો. શ્લોકનો અર્થ આ પ્રમાણે હતો.

'હે રોહણગિરિ ! અમે જઇએ છીયે. તારૂં કલ્યાણ થાઓ. મારાથી જૂદી પડેલી આ મણિઓનું શું થશે ? એવી તું સ્વપ્નમાં પણ ચિંતા કરીશ નહી. હે શ્રીમાન્ અમે-તારી મણિઓએ તારાથી પ્રતિષ્ઠા મેળવી છે. માટે શોભાના અભિલાષી કયા રાજાઓ અમને પોતાના મુકુટમાં નહી ચઢાવે-અર્થાત્ ઓ રાજા ! તારી પાસે જ નહી, પણ અમે જ્યાં જઈશું ત્યાંના રાજાઓ અમારા પગમાં પડશે, અમારૂં શું થશે ? એવી તું ચિંતા કરીશ નહી.'

શ્રી બપ્પભટ્ટસૂરિજી વિહાર કરી ગૌડદેશમાં આવ્યા. ત્યાંના ધર્મરાજાએ તેમનો ઘણો જ સત્કાર કર્યો. તેને ઘણો જ આનંદ થયો. ખૂબ જ આગ્રહ કરી તેણે આચાર્યશ્રીને રોકયા. 'જ્યાં સુધી તમારા બાળમિત્ર આમરાજા બોલાવા આવે નહી ત્યાં સુધી તમારે કયાંય જવાનું નહી' એવી શર્ત પણ કરી. પૂજ્યશ્રીના પધારવાથી ધર્મરાજની રાજસભા ખરેખર જ ધર્મસભા થઈ ગઈ. આખા નગરમાં ઉલ્લાસમય વાતાવરણ અને ધર્મની હવા જાણે ફેલાઇ.

આ તરફ વિહારના ખબર જાણી રાજા વ્યથિત થયો. ઉપાશ્રયે લખેલો શ્લોક વાંચી તેને ઘોર આઘાત લાગ્યો. મિત્રતા અને ગુરુતાના અપૂર્વ ગૌરવને ધારણ કરનારા શ્રી બપ્પભટ્ટસૂરિજીના વિરહથી અસહ્ય દુઃખમાં ઝુરવા લાગ્યો. કેમે કરી તેના દિવસો વીતવા લાગ્યા.

એકવાર આમરાજા જંગલમાં ગયા હતા, ત્યાં એક કાળા સર્પની તેમણે ટોક-ગર્દન પકડી લીધી. પકડાયેલા સર્પે શરીરનો શેષ ભાગ રાજાના હાથને વીંટી દીધો. રાજાએ હાથ પર વસ્ત્ર લપેટયું અને રાજાએ સભામાં આવી પૂછ્યું.

शस्त्रं शास्त्रं, कृषि-र्विद्यान्यद्वा यो येन जीवति ।

( શસ્ત્ર, શાસ્ત્ર, ખેતી. વિદ્યા કે અન્ય કોઈપણ ( જીવિકાનો ઉપાય કેવી રીતે કરવો જોઇએ ) કે માણસ સુખે જીવે ?) મોટા પંડિતોએ તો ઘણું બોલ્યું કર્યું પણ રાજાને જોઈતો ઉત્તર ન મળતાં તેણે ઢંઢેરો પીટાવ્યો કે મારા અભિપ્રાયની પૂર્તિ જે કરી આપશે તેને રાજા એક લાખ સુવર્ણમુદ્રાઓ આપશે. આ સાંભળી એક ધૂર્તે આ સમસ્યા શ્રી બપ્પભટ્ટસૂરિજીને પૂછી તેમણે જણાવ્યું કે:—

सुगृहीतं च कर्तव्यं कृष्णसर्पमुखं यथा ।

(અર્થાત્–કાળા સર્પના મુખની જેમ સારી સાવધાની પૂર્વક ગ્રહણ કરવું. અર્થાત્ રાજાએ જેમ કાળસર્પના મુખને સાવધાની પૂર્વક પકડયું તેમ શસ્ત્ર આદિ કળા–વિદ્યા કે આજીવિકાનો ઉપાય પણ સાવધાની પૂર્વક શીખવો–ગ્રહણ કરવો જોઈએ.) આટલો સાચો અર્થ જાણી રાજાને સંદેહ થયો કે આવા સામાન્ય માણસો આવો ઉત્તર ન જ આપી શકે. તેમણે એકાંતમાં ધમકાવી સાચું બોલવા કહ્યું. છેવટે તેણે સાચી વાત જણાવતાં રાજા અકથ્ય આશ્ચર્યમાં ડૂબી ગયો. તે વિચારવા લાગ્યો કે કૃષ્ણસર્પની વાત મારા સિવાય કોઈ જાણતું નથી. આટલા દૂર બેઠા બેઠા બપ્પભટ્ટસૂરિજી આ વાત જાણી શકે. તો રાણીના ગુહ્ય અંગના નખક્ષતો પણ જાણી શકે. મેં તે વખતે આચાર્યશ્રીને શંકાથી જોયા તે મારી ભૂલ હતી. તેઓ તો સરસ્વતીના લાડકા છે, તેમને માટે કશું છાનું ન જ હોય. આમ જ્ઞાની, સંયમી અને મારા બાળમિત્ર આચાર્યનું મેં અપમાન કર્યું તે ઘણું જ ખોટું થયું. અને આમરાજાએ તેઓને સન્માન પૂર્વક પાછા બોલાવવા પ્રધાનોને મોકલ્યા. તેઓએ બપ્પભટ્ટસૂરિજીને સાદર વંદન પૂર્વક કહ્યું કે–

छाया कारण सिर धरिअ, पत्त वि भूमि पडंत ।
पत्तह एहु पडत्तणं वरतरु कांइ करंत ॥

વૃક્ષે તો છાયા માટે પાંદડા માથે ચઢાવી રાખ્યા છતાં તેઓ નીચે પડે તેમાં વૃક્ષનો શો વાંક! ઇત્યાદિ અન્યોક્તિથી ગુરુમહારાજને ઘણી વિનંતી રાજા તરફથી પ્રધાનોએ કરી અને પોતાની ઉતાવળી મતિને કારણે થયેલા અપરાધની ક્ષમા માગી. આચાર્યશ્રીએ ઉત્તરમાં તેમને એક શ્લોક લખી આપ્યો. તેનો અર્થ હતો કે–

'ઓ રાજા, તમારે અમારું કામ હોય તો તમે ધર્મરાજાની સભામાં ગુપ્તવેશે આવી અમને વિનંતિ–આમંત્રણ કરી જાવ. કેમકે મેં ધર્મરાજાને વચન આપ્યું છે કે 'આમરાજા પોતે આવીને લઇ જાય તો જ જવું.' મંત્રીઓએ આ વાત આમરાજાને જણાવી. જો કે ધર્મરાજા આમરાજાનો શત્રુ હતો. શત્રુના રાજ્યમાં જવું જોખમ ખેડવા જેવું હતું છતાં વેશ બદલી કેટલાક માણસોને લઈ ઉંટ ઉપર બેસી આમરાજા આચાર્યશ્રીને મળવા ઉતાવળે ચાલ્યા. ગુરુદર્શનની એવી તાલાવેલી લાગી કે માર્ગશ્રમ પણ જણાયો નહી. તેઓ ધર્મરાજાની ભરચક સભામાં ઘણા માણસો સાથે આવતા હતા ત્યારે આચાર્યશ્રીએ ધર્મરાજાને કહ્યું 'રાજન્! અમને આમ રાજાના માણસો બોલાવવા આવે છે.' સાંભળી જ્યાં જુએ છે ત્યાં તો સંધીપાલના રૂપમાં ઘણા માણસો સાથે આમરાજા આવી ઉભા. તેને જોતાં જ સૂરિજી બોલ્યા આવો આવો આમ! આવો. આમરાજા સમજી ગયો કે આચાર્ય મહારાજે આમ! આવો, એમ કહી ધર્મરાજને વ્યંગાર્થમાં જણાવી પણ દીધું કે 'આમ આવ્યો છે.' છતાં રાજા હજી સમજ્યો નથી. બધા મહારાજજીને વંદનાદિ કરી ઉચિત રીતે બેઠા.

પછી દૂતે રાજા તરફથી મળેલો પત્ર ધર્મરાજાને વાંચવા આપ્યો. ધર્મરાજાએ દૂતને પૂછ્યું 'તારો રાજા રૂપે રંગે કેવોક છે ?' દૂતે કહ્યું 'આ અમારા અગ્રેસર સંધિપાલ જેવા જ છે. સંધિપાલે હાથમાં 'બીજોરા રાખ્યા હતા. રાજાએ આમને પૂછ્યું 'તારા હાથમાં શું છે' તેણે કહ્યું બીજોરા, અર્થાત્ હું બીજો'રા, બીજો રાજા છું.' 'છતાં ધર્મરાજા કાંઇ સમજી શક્યો નહી. પછી લેખ ઉપર લપેટેલા તુઅરના પાંદડા ઉકેલતા ધર્મરાજાએ પૂછ્યું 'આ શાના પાંદડા છે. ?' ગુરુશ્રીએ આમરાજા તરફ ઇશારો કરતા કહ્યું 'તુ અરિપત્ર.' એટલે તુવેર પાંદડું બીજો અર્થ તુજ અરિ-શત્રુનો પત્ર આમ–શત્રુ સામસામા આવી ગયા અને જાહેરમાં કહેવાઇ ગયું છતાં ધર્મરાજા કાંઈ સમજી શક્યો નહી. વિનતિપત્ર સભામાં વાંચી આમંત્રણ આપી સંધિપાલ પોતાના માણસો સાથે ઉઠયો અને રાજનર્તકીને ત્યાં ઉતારો કર્યો. સવારે નર્તકીને સ્વનામાંકિત સોનાનું કડું આપી રવાના થયો. દ્વારપાલે પ્રણામ કરતા એક કડું તેને આપતા જણાવ્યું 'આવી સરસ ભેટ રાજાને બતાવજે.' એમ કહી ઉતાવળે ધર્મરાજાની સીમાની બહાર પડાવ નાખી તેઓ ગુરુમહારાજની વાટ જોવા લાગ્યા.

આ સમાચાર મળ્યા પછી શ્રી બપ્પભટ્ટસૂરિજીએ ધર્મરાજને જણાવ્યું કે 'હવે અમે અહીંથી ગોપગિરિ તરફ વિહાર કરીશું.' ધર્મરાજે કહ્યું 'આપણી પ્રતિજ્ઞા પૂર્ણ થયા પૂર્વે જવાય નહિ.' તેમણે કહ્યું 'પ્રતિજ્ઞા પૂરી થઈ ગઇ. આમરાજા પોતે આવી ગયા, ભરી સભામાં આમ ! આવો. એવું મેં સંબોધન તમારા સાંભળતા કહ્યું', ઇત્યાદિ બધી વાતો સાંભળી રાજા વિચારમાં પડયો. એવામાં નર્તકી તેમજ દ્વારપાળ પાસે આમરાજાના નામાંકિત કડા જોઇ રાજાને વિશ્વાસ થયો. તેણે હાથ જોડી કહ્યું 'મહારાજજી ! હું ભોળો તમારી વાત ન સમજ્યો ને ઠગાઇ ગયો. આપના સહવાસથી કેટલો બધો મને આનંદ હતો. પણ હવે....' પછી તેની અનુમતિ લઇ મહારાજજીએ ત્યાંથી વિહાર કર્યો. ગોડ દેશની સીમામાં તેમની વાટ જોતો પડેલો આમરાજા તેમને જોઇ સામે આવ્યો અને ગોપગિરિમાં મોટા આડંબર પૂર્વક ગુરુ સાથે જ તેણે પણ પ્રવેશ કર્યો. રાજા અને પ્રજાનો આનંદ ઉભરાવા લાગ્યો. રાજસભાએ ધર્મસભાનું રૂપ લીધું.

એકવાર ગોપગિરિમાં નર્તક મંડળ આવ્યું. આખી નગરીમાં તેની મોહિની ફેલાવા લાગી. તેમાં ઘણા ખેલ, કરિશ્મા બતાવનારા કલાકારો સાહસી જવાનો હતા. કેળવાયેલા સુર-સ્વર અને મધુરકંઠે ગાનાર, મુગ્ધકર વાજીંત્ર વગાડનાર ગમે તેવા સ્વસ્થને પણ અસ્થિર કરી મૂકે એવી નૃત્યાંગનાઓ પણ તેમાં હતી જ. પરંતુ તેમા એક નર્તકકન્યા જોતા જ ભાન ભૂલાવે તેવી હતી. તે ડુંબ (હલકી) જાતિની હોવા છતાં અપ્સરા જેવી સુંદર હતી. ઘાટીલું અને સૌષ્ઠવવાળું સુવર્ણવાન શરીર, અચરજ ઉપજાવે તેવી અંગભંગિમા, સોનાની ઘંટડી જેવો રણકો, જોયા જ કરીયે તેવું યૌવન, હૃદયમાં તોફાન જગવે તેવી છટા અને અદ્ભુત તેનું નૃત્ય ! તેને જોનાર તેના હાવભાવ કટાક્ષ જોતાં પંડિત પુરુષ પણ જડ થઇ જાય. કોઇવાર તો તે એવી મુદ્રાઓ કરતી કે વિવેકી

માણસ પણ ઉત્તેજિત થઈ જાય. એકવાર આ કાર્યક્રમ રાજમહેલના પ્રાંગણમાં ગોઠવાયો. નર્તકીને જોતા જ રાજા આમ બહાવરો થઇ તેના પર મુગ્ધ થઇ ગયો. વિદ્વાન રાજાએ તરતજ તેની પ્રશંસા માટે અદ્‌ભુત શ્લોક રચ્યો. તેનો ભાવાર્થ હતો કે દેવતાઓએ મોટા ક્ષીરસમુદ્રનું મંથન કરી જે રત્નો મેળવેલા એ બધા તારી એકલી પાસે જ છે.

वक्त्रं पूर्णशशी सुधाऽधरलता दन्ता मणिश्रेणयः,
कान्तिः श्रीर्गमनं गजः परिमलस्ते पारिजातद्रुमः ।
वाणी कामदुघा कटाक्षलहरी सा कालकूटच्छटा,
तत्किं चंद्रमुखि ! त्वदर्थममरैरामन्थि दुग्धोदधिः ? ॥

અર્થાત્:-'હે ચંદ્રમુખી સુંદરી ! તારૂં મોઢું ચંદ્ર જેવું, તારા અધર-ઓષ્ઠ અમૃતમય, તારા દાંત મણિરત્નોની શ્રેણિ જેવા, કાંતિ લક્ષ્મી જેવી, ચાલ હાથી જેવી શ્વાસ પારિજાતવૃક્ષ જેવો, વાણી કામધેનુ અને તારા કટાક્ષની લહેરી કાલકુટવિષ તુલ્ય (કામીને જીવતો મારે તેવી) છે. તો શું હે ચંદ્રમુખી ! તારા માટે જ દેવોએ ક્ષીરોદધિનું મંથન કર્યું હતું ?' કાર્યક્રમના અંતે નર્તકી રાજા પાસે પારિતોષિક માટે આવી. રાજા તો એના પર બધું ન્યોછાવર કરવા તૈયાર હતો.

તેણે પોતાની વાત તેને કરી, ત્રીજે દિવસે ઉપવનના નવા મહેલમાં સમાગમની વાત પાકી કરી. ત્રણ દિવસમાં તે મહેલ સ્વચ્છ કરવામાં આવ્યો. રાજાની આ પતિત દશા-હીનકન્યામાં આસક્તિ જ્યારે આચાર્યશ્રીએ જાણી ત્યારે તેમને આઘાત લાગ્યો. મારા જેવાની સંગતમાં રહીને પણ આવું દુષ્કૃત્ય રાજા કરશે ! બીચારી પ્રજાનું શું થાશે ? આ અકાર્ય રાજાને અવશ્ય નરકમાં લઇ જશે માટે મારે તેને બચાવવો જોઇએ. બોધ આપવો જોઇએ. સીધી વાતનાં પરિણામ સારાં ન પણ આવે. માટે લાવ તેને અન્યોક્તિથી બોધ આપું. કાવ્યની ઘણી સારી અસર થશે. અને અવસર જોઇ આચાર્યદેવ ઉપવનનાં મહેલ પાસે પહોંચી ગયા અને તેના બારણાની ઉપર તરત જ દૃષ્ટિ પડે એ રીતે પાણીને સંબોધી અન્યોક્તિનો શ્લોક આ પ્રમાણે લખી દીધો.

शैत्यं नाम गुणस्तवैव भवति, स्वाभाविकी स्वच्छता,
किं ब्रूमः शुचितां ? भवंति शुचयः—स्त्वत्संगतोऽन्ये यतः ।
किं चातः परमस्ति ते स्तुतिपदं त्वं जीवितं देहिनां,
त्वं चेन्नीचपथेन गच्छसि पयः कस्त्वां निरोध्धुं क्षमः ॥

'હે પાણી ! શીતલતા તારો ગુણ છે. સ્વાભાવિક જ તારામાં સ્વચ્છતા રહેલી છે. તારી પવિત્રતાની શી વાત કરવી, અપવિત્ર પણ તારાથી પવિત્ર થાય છે. તું પ્રાણીમાત્રનું જીવન છે આથી વધીને તારી શી પ્રશંસા હોઇ શકે ? છતાં તું જ હવે જો નીચમાર્ગે ગમન કરવા તૈયાર થાય તો હે જળ ! તને ભલા કોણ રોકી શકે તેમ છે ?'

लज्जिज्जइ जेण जणे मइलिज्जइ नियकुलक्कमो जेण।
कंठे ठिए चि जिए तं न कुलिणेहिं कायव्वं ॥

અર્થ:–'જે કાર્ય કરવાથી શરમાવું પડે અને કુળક્રમમાં ઝાંખપ આવે એવા અકાર્યને કુળવાન ગળે પ્રાણ આવે તોય ન કરે.' બીજે દિવસે રાજા મહેલ જોવા આવ્યો, ત્યાં દરવાજાના ઉપલા ભાગમાં ખડીથી એ શ્લોક લખેલા જોયા. વાંચતાં જ રાજા સમજી ગયો કે આ કાર્ય મારા કલ્યાણમિત્ર સિવાય કોણ કરે? ધન્ય છે તેમને કે આવા વિષમ સમયમાં તેમણે મને સાચવી લીધો, કેવું અકાર્ય કરવા હું પ્રવૃત્ત થયો? ધિક્કાર છે મારા જીવનને હવે હું કયા મોઢે ગુરુની સામે ઉભો રહી શકીશ? હું કેવો અકલંકી! કેવું મારૂં કુળ! અને આવો રાણીઓનો યોગ છતાં કેવી નીચવૃત્તિ? હવે એક જ રસ્તો છે–મૃત્યુનો, લાંછિત જીવનથી મૃત્યુ સારૂં. અને રાજાએ સળગી જવાની તૈયારી કરવા માંડી. પ્રધાનપુરુષોએ ઘણો સમજાવ્યો પણ તે ન માન્યો. આચાર્યશ્રીને ખબર પડતાં તેઓ ત્યાં આવ્યા અને રાજાને કહ્યું, 'તું મરી જઈશ તેથી કાંઈ ફરક પડવાનો નથી. આત્મહત્યા ભયંકર અપરાધ છે. દરેક અપરાધની બરાબર સજા છે. ખરી વાત તો એ છે કે મનનાં પાપને તું મનથી પણ ધોઇ શકે છે. સંસારના બધા ધર્મગ્રંથોમાં પાપના પ્રાયશ્ચિતની વ્યવસ્થા છે જ, તું પૌરાણિક–પુરોહિતદિને પૂછી જો.' તેમ કરતાં પૌરાણિકોએ કહ્યું, આવાં પાપથી છુટવા માટે સ્મૃતિમાં લખ્યું છે કે–

अयःपुत्तलिकां वह्निध्मातां तद्वर्णरूपिणीम्।
आश्लिष्यन्मुच्यते सद्यः पापाच्चांडालीसंभवात्॥

ચાંડાલસ્રીના રૂપ–વર્ણવાળી લોહાની પુતળી બનાવી તેને અગ્નિમાં લાલચોળ તપાવી તેનું આલિંગન કરવાથી ચાંડાલસ્રીના સમાગમનાં પાપથી માણસ મૂકાય છે.' રાજા તેમના કહેવા પ્રમાણે કરવા ઉદ્યુક્ત થયો. શ્રી બપ્પભટ્ટસૂરિજીએ કહ્યું 'ભોળા રાજા! તેં સંકલ્પમાત્રથી પાપ કર્યું છે, તે પશ્ચાત્તાપથી ધોવાઇ ગયું. શામાટે પતંગિયાની જેમ વ્યર્થ મરે છે? તું દયાસાગર પરમાત્મા જિનેંદ્રદેવનો લાંબાકાળ સુધી ધર્મ આચર અને આત્માને કલ્યાણમાર્ગે લઈ જા' આ સાંભળી ગુરુમહારાજની આજ્ઞા શિરોધાર્ય કરી તે રાજમહેલમાં પાછો ફર્યો અને ધર્મધ્યાન–અનુષ્ઠાનમાં સાવધાન થયો.

એકવાર તેણે ગુરુમહારાજને પૂછ્યું 'ભગવંત! હું પૂર્વભવમાં કોણ હોઈશ?' ગુરુએ કહ્યું 'કાલે ઉત્તર આપીશ.' એમ કહી ગુરુમહારાજે ઉપાશ્રયમાં આવીને સરસ્વતીદેવીને આરાધી. રાત્રે સરસ્વતીદેવીએ પ્રગટ થઈ રાજાનો પૂર્વભવ કહ્યો. સવારે આચાર્યજીએ રાજાનું પૂર્વભવજીવન રાજસભામાં કહ્યું કે 'હે રાજા, પૂર્વભવમાં તું એકાંતર ઉપવાસી તાપસ હતો. કાલીંજરપર્વત પાસેની નદીના તીરે આમ્રવૃક્ષ નીચે તારો વસવાટ હતો. ત્યાં તેં સવાસો વર્ષ સુધી ઘોરતપ કર્યું હતું. ત્યાંથી અવસાન પામી તું અહીં રાજકુળમાં અવતર્યો હજી પણ તે વૃક્ષનીચે તારી જટા પડેલી છે.'

આ જાણી રાજાને સદ્‌બોધ થયો. તેણે માણસો મોકલી ઝટા મંગાવી. રાજાને વિશ્વાસ થયો. તે ધર્મમાં દૃઢ શ્રદ્ધાવાન શ્રાવક થયો. ગુરુમહારાજના ઉપદેશથી તેણે મોટા ઠાઠમાઠથી શ્રી સિદ્ધગિરિ–ગિરનારજી આદિના યાત્રાસંઘો કાઢયા. દિગંબરોએ પડાવી લીધેલું ગિરનાર તીર્થ પાછું શ્વેતાંબરોને અપાવ્યું. અંતે નવકાર મહામંત્રની આરાધના પૂર્વક કાળકરી સ્વર્ગે ગયા. કવિસભામાં સૂર્ય જેવાં આચાર્યશ્રી બપ્પભટ્ટસૂરિજી શાસનની ઘણી પ્રભાવના કરી સ્વર્ગે સિધાવ્યા.

જે સ્હેજે બોધ ન પામી શકે તે આમરાજાને પ્રતિબોધ આપી, વાદિઓને કવિત્વાદિ ગુણોથી જીતીને, વિદ્વાનોમાં ચક્રવર્તી એ શ્રી બપ્પભટ્ટસૂરિજી શાસનની ઉન્નતિ કરી સ્વર્ગસુખ પામ્યા.



## ૩૬. પ્રથમ ભૂષણ–સ્થિરતા.

ધર્મના અંગો કે ધર્મરૂપી અંગ જેથી શોભે તે ભૂષણ કહેવાય સમ્યક્ત્વનું પ્રથમ ભૂષણ સ્થૈર્ય–સ્થિરતા છે. જીવનમાં એવા પ્રસંગો આવ્યા જ કરે છે, જે ધર્મશ્રદ્ધાના પાયા જેવી સ્થિરતાને ડગમગાવી દે છે. પ્રલોભનો કે વિપત્તિઓથી ઘેરાયેલા આત્માઓ વાસ્તવિકતાને નથી સમજી શકતા ત્યારે તેમનામાં અસ્થિરતા ઉભી થાય છે, જે તેમને કયાંય શાંતિથી ઠરીઠામ થવા દેતી નથી અને આરાધનાને નિષ્ફળપ્રાયઃ બનાવી દે છે. અરે ! દેવતાઓ પણ કોઇ પણ સંયોગોમાં ક્ષોભ પમાડી ન શકે એવી સ્થિરતા તે સમ્યક્ત્વનું પ્રથમ ભૂષણ છે.

આ ભૂષણથી સમ્યક્ત્વને શોભાવનાર અને ધર્મને દીપાવનાર પરમ શ્રાવિકા સુલસાનું ચરિત્ર સંસારમાં પ્રસિદ્ધ છે.

સુલસાશ્રાવિકાએ સમ્યક્ત્વની અદ્દભુત દઢતા કેળવી, જેથી ત્રિલોક પરમાત્મા મહાવીરદેવે તેને મોટું મહત્ત્વ અને ધર્મલાભ આપ્યો.

મહારાજા શ્રેણિકના રાજ્યકાળમાં રાજગૃહીનગરીમાં નાગસારથી પોતાની પત્ની સુલસા સાથે રહેતો હતો. તેમને સંતાન નહોતું. પુત્રાદિનો અભાવ નાગસારથીને સાલતો. સુલસા પતિને સારી પ્રેરણા આપતી ને કહેતી, ‘ખોટી ચિંતા કે ઈચ્છાઓ કરવાથી કલેશ જ વધે છે. માટે સર્વશક્તિમાન ધર્મનું સેવન કરો. આ સંસારમાં ધર્મને બધું સુસાધ્ય છે.’ ઈત્યાદિ કહી તે પતિને ધર્મમાં જોડતી અને પોતે પણ વિશિષ્ઠ રીતે ધર્મારાધન, ત્રિકાળપૂજા, આયંબિલ આદિ તપ અને બ્રહ્મચર્યાદિનું સેવન કરતી. એમ કરતાં–ધર્મજ્ઞાન વધતાં તેનામાં–તેની ધર્મશ્રદ્ધામાં અદ્દભુત સ્થૈર્ય આવ્યું.

સુલસાને ઘણો આઘાત લાગ્યો. માની મમતા તેને હચમચાવી મૂકી. અભયકુમારે તેને શાંત્વના આપતા કહ્યું 'તમે સમજુ અને વિવેકી છો. સામાન્ય માણસની જેમ તમારે રડવાનું ન હોય. ઘાસના છેડા ઉપર લાગેલા પાણીના ટીપા જેવું, વૃક્ષના પાકેલા પાંદડા તથા જળના પરપોટા જેવું ક્ષણિક આ શરીર અને જીવિત છે. ભવિતવ્યતા બળવાન હોય ત્યાં માણસ ફાવતો નથી. માણસના રોવાથી કે શોક કરવાથી જે થયું તે ન થયું થવાનું નથી.' આમ કરતા સુલસાએ શોક છોડી દીધો.

એકવાર અંબડપરિવ્રાજક–જેણે પરમાત્મા મહાવીરદેવના ઉપદેશથી શ્રાવકધર્મ સ્વીકાર્યો હતો તે પરમાત્માને વાંદવા ચંપાપુરીમાં આવ્યો. ત્યાંથી રાજગૃહી જતાં તેણે ભગવંતને કહ્યું 'દયાળુ ! હું રાજગૃહી જાઉ છુ.' ભગવંતે કહ્યું ત્યાં નાગસારથીની પત્ની સુલસાને અમારા તરફથી ધર્મલાભ જણાવજો. વાત સ્વીકારી તે રાજગૃહી આવી પહોંચ્યો પણ તેને સતત વિચાર આવતો રહ્યો કે 'જે બાઈને ભગવાને શ્રીમુખે ધર્મ-લાભની આશિષ પાઠવી છે તે કેવી દૃઢધર્મી હશે ! રાજગૃહીમાં તો રાજા, મહામાત્ય, શેઠ સોદાગર બધાં ઘણાંય ભગવાનના પરમ ભક્તો છે ને આ સારથીની પત્ની સુલસા અને સામા ચાલીને ભગવાન ધર્મલાભ કહે ! ધન્ય છે પ્રભુને અને પ્રભુના કલ્યાણકારી શાસનને ! પણ હું તેની ધર્મશ્રદ્ધા ને સ્થિરતા જોઉં તો ખરો.' એમ વિચારી તપો-બળથી ઉત્પન્ન થયેલી વૈક્રિયલબ્ધિથી તેણે નગરીના પૂર્વબારણે બ્રહ્માની રૂપલીલા ઉભી કરી. ચાર મુખ, રાજહંસ પર સવારી, અર્ધાંગે સાવિત્રી, આમ સાક્ષાત્ બ્રહ્માજીનો ચમ-ત્કાર જોવા નગરી આખી ઉમટી પડી. બધાં લળી લળી પગે લાગે ને ખમા ખમા કરે, પણ ન આવી એક સુલસા. લોકોને મોઢે ઘણું સાંભળ્યું પણ સુલસાને મન એ રામ-લીલાની રમત જેવું લાગ્યું.

બીજા દિવસે નગરના બીજે બારણે તેણે શંકરનો દેખાવ કર્યો. પોઠીયા પર પાર્વતી સહિત સવારી, ત્રિશૂલ–ડમરુ, મોટી જટા ને તેમાં ગંગા ! ભસ્મલિપ્ત શરીર ને મુંડની માળા ! તેમની કૃપા મેળવવા નગરની આસપાસના વસનારા કીડીયારાની જેમ ઊભરાયા. સુલસા એના ધર્મધ્યાનમાં લાગી છે. કહે છે 'એ બધું જોઇને કરવું શું. દર્શન તો વીતરાગના.' ત્રીજે દિવસે અંબડ ત્રીજે દરવાજે શ્રી વિષ્ણુનું રૂપ લઇ બેઠો. મોરમુકુટ, પીતાંબર, શંખ, ચક્ર, ગદા, સાથે મરકતાં લક્ષ્મીજી, લોકો તો દર્શન કરે ને રાજી રાજી થાય. જાણે દુઃખ ગયાં, દારિદ્ર ફીટયાં ! માણસ તો સમાય નહીં, ન દેખાણી એક સુલસા. અને ચોથે દિવસે તેણે તીર્થંકરની ઋદ્ધિ વિકુર્વી. ચોસઠ ઇન્દ્રો ચરણોની સેવા કરે. અષ્ટમહાપ્રાતિહાર્યની સંપદા. અને પાછું જોતાં જ ગમી જાય તેવું સમ-વસરણ. તેમાં બીરાજે કોઇ નવા જ તીર્થંકર. લોકોનો ઉલટ માય નહીં. છતાં સુલસા ન દેખાતાં તીર્થંકરની સૃષ્ટિ ઉભી કરનાર અંબડે કોઇ સાથે કહેવરાવ્યું પણ ખરું કે તીર્થંકરની ઉપાસક થઇને સુલસા કેમ દર્શને આવી નથી.' તે માણસને ઉત્તર આપતાં સુલસાએ કહ્યું 'મહાનુભાવ ! પચ્ચીસમા તીર્થંકર ન હોય. આ તો કોઇ ધૂર્ત કે ઇન્દ્રજાલિક

જણાય છે. તીર્થંકર ભગવાન કાંઈ છાના રહે. તેમનું આગમન તો વાયુ ને વનસ્પતિથી પણ જણાઇ આવે.' આવી અદ્‌ભુત ધર્મની ધર્મશ્રદ્ધાની સ્થિરતા જોઈ અંબડ દેખાવ સંહરી સુલસાના ઘરે આવ્યો. સુલસાની ઘણી પ્રશંસા કરી કહ્યું 'ભદ્રે! તું ખરેખર સૌભાગી છે. ચંપાનગરીમાં બિરાજતા ભગવંતે પોતે તને મારા દ્વારા ધર્મલાભ કહેવરાવ્યો છે,' આ સાંભળતાં તેને રોમાંચ થઇ આવ્યો. ભક્તિથી વાણી ગદ્‌ગદ થઇ. તે ઉભી થઇ ભગવંતની દિશામાં વંદન કરી બોલી;

હે મોહમલ્લના બલને મર્દન કરવામાં વીર! હે પાપરૂપ કાદવ દૂર કરવા નિર્મળ નીર! હે કર્મકચરો હરવાને સમીર! હે જિનપતિ! વર્દ્ધમાન મહાવીર!, તમે જય પામો, જય પામો. ઈત્યાદિ ઘણી પ્રભુની સ્તુતિ કરી. અંબડ પણ સુલસાની ખૂબ અનુમોદના કરી સ્વસ્થાને ગયો, ઉત્તમગુણોથી શોભતી ઉત્તમ રીતે ધર્માનુષ્ઠાન કરતી સ્વર્ગગામી થઈ. ત્યાંથી ચ્યવી આ ભરતખંડની આવતી ચોવીસીમાં નિર્મમ નામના પંદરમા તીર્થંકર તરીકે અવતરી તીર્થ સ્થાપી મોક્ષે જશે.

શ્રી મહાવીર પ્રભુના મુખથી સ્થિરતા, ઉદારતા, સત્ત્વશીલ મહાર્થતાથી સભર, ત્રણે લોકમાં આશ્ચર્ય ઉપજાવનાર આ સુલસા શ્રાવિકાનું નિર્મળ ચરિત્ર સાંભળી હે ભવ્યો! તમે પણ સ્થિર સમકિતવાળા થઈ મુક્તિ પામો.



## ૩૭. બીજું ભૂષણ પ્રભાવના.

ધર્મના ભિન્ન ભિન્ન કાર્યોથી દાન, શીલ, તપ આદિના આસેવનથી શાસનની ઉન્નતિ કરવી. શાસનનો પ્રભાવ પ્રસારિત કરવો તેનું નામ પ્રભાવના છે અને તે સમ્યક્ત્વનું બીજું ભૂષણ કહેવાય છે. ભાવના પોતા પૂરતી મર્યાદિત છે, ત્યારે પ્રભાવના બીજા ઉપર ધર્મનો પ્રભાવ ઉત્પન્ન કરી ઉત્તમ ધર્મબીજનું આધાન કરે છે, પરિણામે એ બીજથી જીવનું અવશ્ય કલ્યાણ થાય છે.

આ સંદર્ભમાં દેવપાળનો પ્રબંધ આમ છે.

અચળપુર નગરમાં જિનદત્ત નામના શેઠ વસે. તેઓ ત્યાંના રાજા સિંહસેનના પણ માનીતા હતા. તેમને ત્યાં દેવપાળ નામનો નોકર ઢોર ચારવાનું કામ કરે. વરસાદની ઋતુમાં તે એક ભેખડ પાસે બેઠો હતો ને ગાયો લીલું ઘાસ ચારતી ફરતી હતી. ત્યાં તેની નજર નદીકાંઠાની ભેખડમાં ખૂંચેલી ચમકદાર જિનમૂર્તિ પર પડી. તે જોતાં જ તે આનંદિત થયો. તેને લાગ્યું કે ખરેખર, મારો અભ્યુદય થવાનો લાગે છે

એકવાર સૌધર્મેન્દ્રે ઘણાં બધાં દેવ-દેવીઓથી ભરેલી સભામાં સુલસાના સત્ત્વની ઘણી પ્રશંસા કરી. ઇન્દ્રના સેનાધિપતિ હરિણૈગમેષીદેવને આ વાત વધારે પડતી લાગી. માણુસને મુંજાતાં કેટલી વાર ? એ ક્ષણવારમાં રડવા બેસે ને બીજી ક્ષણે હસી ઉઠે. દેવોના રાજાએ એ માણુસને કેટલું બધું મહત્વ આપ્યું. ચાલ હું જોઉં કે એકનારીમાં કેટલું સત્ત્વ હોઇ શકે છે?' એમ વિચારી બે સાધુઓનું રૂપ લઇ હરિણૈગમેષી સુલસાને ઘેર આવી ઉભા. સુલસા તરત સામે આવી. બહુમાનપૂર્વક આવકાર આપી હર્ષ પ્રકટ કર્યો. વંદના કરી શાતા પૂછી. લાભ દેવા વિનતિ કરી. સાધુમહારાજે કહ્યું 'અમારે એક માંદા સાધુમહારાજ માટે શતપાક કે સહસ્રપાક તેલની આવશ્યકતા છે. તમારે ત્યાં જોગ છે?' 'હાજી, અહોભાગ્ય' કહી સુલસા અતિઉલટ ભાવે તેલનો શીશો લઇ આવી. તે વહોરાવવાની તૈયારી કરે છે ત્યાં દૈવીમાયાથી સીસો હાથમાંથી છટકી ફૂટી ગયો. તેલ વેરાઇ ગયું. સુલસા એટલા જ ઉત્સાહથી ફરી બીજો સીસો લઇ આવી. આવતાં ઠેસ વાગીને બીજો સીસો પણ ફૂટી ગયો.

તેની પાસે સાત સીસા હતા અને દેવલીલાથી સાતે ફૂટી ગયા. આમ છતાં સુલસાને તેલ ઢોળાઇ જવા કે સીસાના ફૂટી જવાનો નહી કિંતુ આંગણે ગુરુ મહારાજને ઇષ્ટ વસ્તુ આપી ન શકવાનો રંજ થયો. તેની ભક્તિ કે શ્રદ્ધામાં જરાય ફરક ન દેખી દેવ પ્રગટ થયા. હાથ જોડી અભિવાદન કરતાં બોલ્યા 'હે કલ્યાણી, તું ધન્ય છે. દેવરાજ ઇન્દ્રે તારા સત્ત્વની પ્રશંસા કરી. મને અશ્રદ્ધા થઇ તેથી સાધુરૂપે તારૂં સત્ત્વ જોવા આવ્યો. તું ખરી ઉતરી. તારા સત્ત્વથી મને ઘણી પ્રસન્નતા થઇ છે બોલ બહેન, હું તારે ઘેર આવ્યો છું તો તને શું આપું ?' સુલસા બોલી 'જેને વીતરાગનું શાસન મળ્યું તેને શું જોઇએ ? છતાં મારા પતિને સંતાનની ઇચ્છા રહ્યા કરે છે.' દેવે તેને બત્રીસ ગોળીઓ આપતાં કહ્યું 'એકેક ગોળી ખાવાથી એકેક પુત્ર થશે' એમ કહી દેવ ચાલ્યા ગયા.

સહસ્રપાક તેલના ભરેલા સીસા એમની જગ્યાએ શોભવા લાગ્યા. સુલસા આનંદિત થઇ. ધર્મમાં વધુ પ્રયત્નશીલ રહેવા લાગી. વધારે બાળકો કે સુવાવડોની અનાવશ્યકતાને વિચારે-બત્રીસે ગોળી સાથે ખાવાથી બત્રીસ લક્ષણવાળો એક પુત્ર થશે એમ ધારી સુલસાએ બધી ગોળી સાથે ખાઇ લીધી. ઋતુસ્નાતા સુલસા સગર્ભા થઇ. પણ તે દૈવી ગુટિકાના પ્રભાવે એક સાથે બત્રીસ ગર્ભ રહ્યા. થોડાં જ સમયમાં તેને અસહ્યમાર પીડા ઉપજવવા લાગ્યો. બીજો કોઇ જ ઉપાય ન હોઇ તેણે હરિણૈગમેષીદેવને સ્મરણાર્થે કાયોત્સર્ગ કર્યો. દેવે પ્રત્યક્ષ થઇ કહ્યું 'તેં ઘણું અવિચારી અને ઉતાવળું પગલું ભર્યું. કારણ કે હવે તને એક સાથે બત્રીસ પુત્રો સમાન આયુષ્યવાળા થશે. અર્થાત્ એક સાથે જ મૃત્યુ પામશે. ભવિતવ્યતા જ્યાં બળવાન હોય ત્યાં માણસનું કાંઇ ચાલતું નથી. લક્ષ્મણને શ્રી રામચંદ્ર જેવા ગુણી બંધુ અને રાજ્યને યોગ્ય હતા છતાં તેમને વનમાં જવું પડ્યું. લંકાનો અધિપતિ રાવણ ઘણી વિદ્યાનો ધણી અને એને

ઘણી રમણી હતી છતાં તેણે સીતાનું અપહરણ કર્યું. માટે ભવિતવ્યતા પણ ક્યારેક બહુ બળવાન હોય છે. ઇત્યાદિ કહી, તેની વેદનાનું ઉપશમન કરી હરિણૈગમેષી સ્વર્ગે ગયા. સમયે સુલસાએ બત્રીસ પુત્રોને જન્મ આપ્યો. નાગસારથીએ પુત્ર જન્મોત્સવ મનાવ્યો. કાળાંતરે પુત્રો યુવાન થયા. સુંદર કન્યાઓ સાથે તેમના લગ્ન થયા. બત્રીસે યુવાનો સમ્રાટ શ્રેણિકના અંગરક્ષક બન્યા.

તે સમયે વિશાલા નગરીમાં ચેટક (ચેડા) રાણા રાજ્ય કરતા હતા. તેમની સાત પુત્રીમાં સુજ્યેષ્ઠા સહુથી મોટી હતી. એક તાપસી પાસેથી તેનું ચિત્ર શ્રેણિક રાજાને જોવા મળ્યું. તે જોઈ દેવાંગના જેવી તે રાજકન્યા ઉપર રાજા મુગ્ધ થઇ ગયા. તે કન્યાને સ્હેજે પરણાય એમ પણ નહોતું. ચેડા રાજા કોઈ રીતે કન્યા આપે એવું ન લાગવાથી શ્રેણિક ઉદાસ થયા, આ વાત જાણી પ્રધાન પુરુષોએ અભયકુમારને તૈયાર કર્યા. અભય વેપારી બની વૈશાલામાં આવ્યા ને રાજમહેલની બાજુમાં જ ગંધિયાણાની દુકાન ખોલી તેમાં સહુની દૃષ્ટિ પડે તેવી રીતે શ્રેણિકરાજાની મોટી છબી ફૂલહારવાળી ગોઠવી, અભયકુમાર ધૂપ દીપ કરવા લાગ્યા. રાજકુમારી સુજ્યેષ્ઠાની દાસીઓ અભયની દુકાને ખરીદી કરવા આવતી ત્યારે આ કૌતૂક જોઈ પૂછતી કે 'આ છબી કોની છે?' અભય ઉત્તર આપતા કહેતા, 'પરોપકારી, સત્યવાદી ન્યાયનિષ્ઠ મગધપતિ સમ્રાટ શ્રેણિકની છે' દાસીઓ પાસેથી આ વાત સુજ્યેષ્ઠાએ જાણી ને છબી જોવા મંગાવી.

પૌરુષભર્યું સુંદર ચિત્ર જોઇ રાજકુમારી મોહી પડી. અભયને તેણે કહેવડાવ્યું રાજ્યની ખટપટને લીધે સીધી રીતે મારા લગ્ન શ્રેણિક સાથે થઈ શકે તેમ નથી. માટે તમે સહાયક થાવ. અભયે વચન આપ્યું. જંગલથી જમીનની અંદર મહેલ સુધી સુરંગ ખોદાવી. દિવસ નક્કી કર્યા પ્રમાણે રાજા શ્રેણિક સુલસાના બત્રીસ યુવાન પુત્રો સાથે સુરંગ માર્ગે આવ્યા. સુજ્યેષ્ઠા તૈયાર જ હતી. તેની નાની બહેન ચેલણાને આ વાતની જાણ થતાં તેણે બહેનને કહ્યું 'હું પણ શ્રેણિકને પરણીશ' બંને બહેનો શ્રેણિક સાથે ચાલી નિકળી. થોડું ચાલ્યા પછી સુજ્યેષ્ઠાને દાગીનાનો ડબ્બો યાદ આવ્યો. તેણે કહ્યું, તમે અહીં જ ઉભા રહો, હું હમણાં જ મારો આભૂષણનો ડબ્બો લઇને આવું છું. તેને પાછા ફરતાં વાર લાગવાથી ચેલ્લણાએ કહ્યું 'રાજા, શત્રુની હદમાં રોકાવું ઉચિત નથી. આપણે ધીરે ધીરે આગળ વધીએ.' બંને ચાલ્યા, થોડીવારે દોડતી સુજ્યેષ્ઠા ત્યાં આવી પણ શ્રેણિક–ચેલ્લણાને ન જોઈ તેને ફાળ પડી. રાજા પર ગુસ્સો પણ આવ્યો. આગળ આવી તપાસ કરવાને બદલે સ્ત્રી સહજ સ્વભાવે તે મહેલમાં આવી અને કોઇકે ચેલ્લણાનું હરણ કર્યું એને બચાવો....બચાવો....ની બૂમ પાડી તરત ચેડારાણાના સૈનિકો સુરંગમાં દોડયા.

થોડી જ વારમાં શ્રેણિકે સુભટ જોતાં નાગસારથીના પુત્રોને કહ્યું 'તમે શત્રુઓનો પ્રતિકાર કરો, હું રાણીને લઇ જાઉં છું.' શ્રેણિકે રાજગૃહીમાં આવી ચેલ્લણા સાથે લગ્ન કર્યું. ત્યાં યુદ્ધમાં નાગના બત્રીસે પુત્રો એકી સાથે માર્યા ગયા. આ જાણી

કે પરમાત્માનાં મને દર્શન થયા પછી તેણે ભગવાન માટે નાની મજાની મઢુલી બનાવી તેમાં પધરાવ્યા. ફુલ આદિથી પૂજી તેણે નિયમ લીધો કે આ પ્રભુના દર્શન કર્યા વિના મારે અન્ન ખાવું નહીં.

પછી તે રોજ સવારે નદીએ સ્નાનાદિ કરી પ્રભુજીને અભિષેક કરી, પુષ્પફળાદિ ચડાવી પછી જ જમતો. આમ કેટલોક સમય વીતી ગયો. એકવાર નદીમાં પાણીના પુર ઉમટયાં અને તે સામે કાંઠે પ્રભુજીની મઢુલીએ જઈ ન શકયો. ખાવા ટાણે ના પાડતાં શેઠે કારણ પૂછ્યું. આખી વાત જણાવી. શેઠને આનંદ થયો, ધર્મિષ્ઠ નોકરથી સંતોષ થયો. શેઠે કહ્યું 'તું આપણા ઘર દહેરાસરમાં પૂજા કરી જમી લે. તેથી તારો નિયમ જળવાશે. દેવપાળે ના પાડી કહ્યું કે 'મારે પેલા નદી કાંઠાના ભગવાનની પ્રતિજ્ઞા છે.' શેઠે તેની દ્રઢતાની પ્રશંસા કરી. દિવસો વીત્યા પણ નદીનું પાણી ઉતર્યું નહીં. સાત સાત દિવસ તેણે ઉપવાસ કર્યા. આઠમા દિવસે પાણી ઉતરતાં તે પ્રભુજીની પૂજા કરવા ગયો. મઢુલી પાસે જ વિકરાળ સિંહ બેઠેલો જોઈ ક્ષણવાર વિચારમાં પડયો પણ પ્રભુજીનું મુખ જોતાં જ નિર્ભય થઇ તે મઢુલી-મંદિરમાં પહોંચી ગયો અને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો:

'હે પ્રભુ ! આપના દર્શન વિના મારા સાત સાત દિવસો જંગલમાં ઉગેલા ફળની જેમ નિષ્ફળ ગયા છે.' તેનું સત્ત્વ અને ભક્તિ જોઈ પ્રસન્ન થયેલા એક દેવે તેની પ્રશંસા કરી ઈચ્છિત માગવા જણાવ્યું. દેવપાળે રાજ્ય માંગ્યું. 'સાતમા દિવસે તને રાજ્ય મળશે તેમા શંકા નથી.' એમ કહી દેવ ચાલ્યો ગયો. દેવપાળ પૂજાદિ પતાવી ઘરે આવ્યો.

સાતમે દિવસે ત્યાંનો રાજા અચાનક મૃત્યુ પામ્યો. તેને એક પુત્રી સિવાય કોઇ સંતાન ન હોઈ નવા રાજાની તપાસ માટે પંચદિવ્યનું આયોજન કરવામાં આવ્યું. મંગળકળશ લઈ હાથણી આખા નગરીમાં ફરી અરણ્યમાં આવી અને ત્યાં ઢોર ચારતા દેવપાળ ઉપર અભિષેક કર્યો. તેને રાજમહેલમાં લઈ જઇ રાજા બનાવ્યો. પણ તે તેજ ગામનો ચાકર અને પાછો ઢોર ચરાવનાર હોઈ તેને કોઇ મહત્ત્વ આપતું નહીં અને આજ્ઞા પણ માનતું નહીં. તેથી તેણે દેવને યાદ કરી આહ્વાન કરતા દેવ પ્રગટ થયા. દેવપાળે દેવને કહ્યું.

'મને તમે રાજ્ય તો અપાવ્યું પણ તે મારા કામની વસ્તુ નથી. તેના કરતા તો નોકરનું કામ સારું હતું.' દેવે કહ્યું 'એમાં રાજ્ય છોડવાનું કોઈ કારણ નથી.' તેણે કહ્યું 'જ્યાં મારું ચલણ જ ન હોય, મારી આજ્ઞા જેવું જ કાંઇ ન હોય, તે રાજ્ય કેવી રીતે ચલાવવું ?' દેવે કહ્યું 'એનો ઉપાય હું બતાવું. 'તું એક મોટો માટીનો હાથી કોઈ કુંભાર પાસે કરાવ. લોકો હાથી જોવા ટોળે જમશે બધાની સામે તું તે હાથી પર સવારી કરજે. હાથી તરત ચાલવા લાગશે અને તારી ઇચ્છા પ્રમાણે ગતિ કરશે. આવો ચમત્કાર જોઈ લોકો તને પગે લાગશે ને કહ્યા પ્રમાણે વર્તશે.' દેવપાળે

તેમ કરતા લોકો–પ્રધાનમંડળ બધા વિસ્મય અને ભય પામી રાજાની આજ્ઞા માનવા લાગ્યા. નાની વયના એ રાજા મોટી કીર્તિ પામ્યા, પોતાના શેઠને તેમણે નગરશેઠ બનાવ્યા. તેમની સલાહ પ્રમાણે રાજા ધર્મધ્યાનમાં આદરશીલ બન્યા. નગરની મધ્યમાં મોટું જિનાલય બંધાવી તેમાં મોટા સમારોહપૂર્વક નદી કાંઠેથી લાવી જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી ત્રણે કાળ તે જિનપૂજા કરતો. તેણે જિનશાસનની સારી પ્રભાવના કરી અનેક આત્માઓને ધર્માભિમુખ બનાવ્યા. તેના પૂર્વરાજાની કન્યા સાથે તેના લગ્ન થયા. સુખે તેમનો સમય વીતવા લાગ્યો.

એકવાર રાજા સાથે રાણી મહેલના ગવાક્ષમાં ઊભી હતી. રાજમાર્ગે એક કઠીયારો લાકડાનો ભારો લઇ ચાલ્યો આવતો હતો. તેને જોતાં જ રાણી મૂર્છિત થઈ ઢળી પડી. થોડીવારે શીતોપચારથી ચેતના પામેલી રાણીએ કહ્યું 'પેલા કઠીયારાને અહીં બોલાવો' રાજાએ તરત બોલાવી મંગાવ્યો રાણીએ તેને પૂછયું 'મને ઓળખો છો ?' કઠિયારાએ ના પાડી રાણીએ રાજાને કહ્યું 'રાજન્! પૂર્વભવમાં હું આ કઠિયારાની પત્ની હતી. અમે જંગલમાં જઈ લાકડા કાપતા ને ભારા બાંધી વેચતા. તમે જે ભગવાનની રોજ પૂજા કરો છો તે ભગવાન વગડાની ઝાડીમાં મેં જોયા હતા. એકવાર કોઇ મુનિરાજને મેં પૂછયું કે 'એક પદ્માસનવાળા ભગવાન જંગલમાં છે' તો તેમણે કહ્યું કે 'તું રોજ તેમના દર્શન કરજે, તેથી તારૂં કલ્યાણ થશે.'

'તું નિયમ લઈ લે તેથી સદા દર્શનનો લાભ મળશે ને પ્રમાદમાં વંચિત નહી રહે.' આ કઠિયારાને મેં અને મુનિશ્રીએ પણ ઘણું કહ્યું પણ તેમણે નિયમ ન લીધો ને મેં લીધો. હું રોજ દર્શન કરતી અને પુષ્પાદિ અર્પણ કરતી. મારૂં મૃત્યુ થતાં હું પ્રભુના પ્રતાપે અહિંના રાજાની કન્યા થઈ અને આ કઠિયારો હજી લાકડાના ભાર ઉંચકી જીવન નિર્વાહ કરે છે. શરીર ઉંમરે પહોંચી જર્જરિત થઇ ગયું છે પણ ધર્મ વિના જીવની કોણ સંભાળ લે ? ન ધન મળ્યું, ન ધર્મ મળ્યો. જીવન એળે ગયું. આ ને આવતું બને' આ સાંભળી સહુ આશ્ચર્ય પામ્યા. કઠિયારાને પણ ધર્મની ભાવના જાગી. દેવપાળ પણ ધર્મકાર્યમાં કુશળ થયા. અનન્ય ઉત્સાહ અને સત્ત્વપૂર્વક તેમણે શ્રી વીસસ્થાનકનું પ્રથમ અર્હત્ પદ આરાધ્યું, તીર્થંકર નામકર્મ બાંધ્યું. પ્રાંતે સંયમ લઇ દીર્ઘકાળ પાળી સ્વર્ગે ગયા.

સાવ રાંક નિરક્ષર અને ઢોર ચારનાર ચાકર એવા દેવપાળને શ્રી જિનેશ્વરદેવની પૂજાના પ્રતાપે તે જ ભવમાં હાથી, ઘોડા, રથ, સેના આદિથી સમૃદ્ધ રાજ્ય મળ્યું. રાજકન્યા પત્ની તરીકે મળી. તેણે જિનશાસનની પ્રભાવના કરી, લોકો તેને જોઈ ધર્મના પ્રભાવમાં આવ્યા. તેણે તીર્થંકર નામકર્મ બાંધી લોકોત્તર પુણ્ય ઉપાર્જન કર્યું. તેવી જ રીતે વિવેકી સમજુ આત્માઓએ પણ શ્રી જિનમતની પ્રભાવના કરવી જોઈએ. જેથી આપણું અને બીજા અનેકોનું કલ્યાણ થાય.

*=*

## ૩૮. ત્રીજું ભૂષણ ક્રિયાકૌશલ્ય.

સંસારનો રસ અનાદિકાળનો હોઇ આત્મા સાંસારિક કાર્યમાં કુશળ હોય તે સહજ છે, પરંતુ જ્યારે તેને મોક્ષાભિલાષા જાગે છે ત્યારે તે તેની ક્રિયામાં પ્રવૃત્તિ થાય છે. પ્રમાદ અને અજ્ઞાનતા ક્રિયારુચિમાં વિક્ષેપ ઉત્પન્ન કરે છે. મોક્ષમાર્ગની ક્રિયા ઘણો કાળ કરવા છતાં તેમાં કુશળતા ન આવે એવું પણ બને છે. આવશ્યકાદિ ક્રિયામાં કુશળતા હોવી તે સમકિતનું ત્રીજું ભૂષણ છે. ક્રિયાકુશળની ક્રિયા જોઇને પણ ઉત્તમ ક્રિયા કરવાની ભાવના જાગે. આમ પોતે ક્રિયા દ્વારા પણ ધર્મને શોભાવે.

### ઉદાયી રાજાનું દૃષ્ટાંત

રાજગૃહી નગરીમાં કોણિક રાજા રાજ્ય કરે. પદ્માવતી રાણીથી જન્મેલા તેમના પુત્રનું નામ ઉદાયી. એકવાર ઉદાયીને ખોળામાં બેસાડી કોણિક જમતા હતા, તેવામાં કુમારે મૂત્ર કર્યું. પુત્રમોહના કારણે તેમણે ભોજન બીજું મંગાવ્યું પણ થાળી બદલી નહી. પુત્ર તરફની પોતાની વત્સલતા બતાવતા તેણે પોતાની (રાજ) માતા ચેલ્લણાને કહ્યું 'જેટલી મારા પુત્રપર મને મમતા છે તેવી કોઇ બાપને નહી હોય.'

હસીને ચેલ્લણાએ કહ્યું 'ભાઇ! તને શી ખબર કે તારા ઉપર તારા પિતાને કેટલો સ્નેહ હતો. તેની સામે તો આ કરોડમા ભાગનો હશે!' સાશ્ચર્ય રાજા બોલ્યો 'હેં એવો તે કેવો સ્નેહ હતો?' ચેલ્લણાએ કહ્યું 'તું તો હજી પેટમાં હતો. અને તારા પિતાના આંતરડા ખાવાનો મને દોહદ (અભિલાષ) થયો. કોઇ રીતે એ ઇચ્છા મટે નહી ને છેવટે અભયકુમારની યુક્તિથી દોહદ પૂરો કર્યો. ત્યારથી મને તારા ઉપર અણગમો થઇ આવ્યો. આ બાળકના લીધે મને આવો દોહદ થયો માટે આ મોટો થઇ અવશ્ય બાપને અનર્થ કરશે, એમ જાણી જન્મ થતા મેં તને રાજવાડાના ઉકરડામાં નખાવી દીધો, ત્યાં કુકડાએ તારી ટચલી આંગળમાં ચાંચો મારેલી, તેથી તું રડતો પડ્યો હતો. તારા પિતાએ આ જાણ્યું ત્યારે તેઓ જાતે જઇ તને લઇ આવ્યા અને મને ઘણો ઉપાલંભ આપ્યો. તારી આંગળી કુકડાના કરડવાથી પાકીને વકરી ગઇ, તેમાં પરૂ પડ્યું ને દવાથી કાંઇ તરત લાભ થયો નહી

તારાથી એ પીડા સહી શકાતી નહોતી. ચિત્કાર કરીને તું રડતો હતો ત્યારે તારા બાપા તારી સડી ગયેલી આંગળી પોતાના મોઢામાં રાખતા અને તને શાંતિ વળતી. આમ તેમણે પોતાના અગત્યના કાર્યો પડતા મૂકી તને સાચવ્યો. ત્યારે તારી સંભાળ લેનાર એમના સિવાય કોઇ નહોતું. તેમણે તારા માટે રાત રાતના ઉજાગરા વેઠ્યા છે અને સગવડ જતી કરી છે. હું પણ જાણતી કે આ છોકરાના લક્ષણ સારા દેખાતા નથી. મોટો થઇ તમને જ ક્યાંક....છતાં તેમનો જરાય પ્રેમ તારા પરથી ઓછો નહોતો થયો. બોલ. કોણ ખરો પુત્રવત્સલ છે? તું કે તારા બાપ? અને આજે મારી વાત સાચી ઠરી. તેં તારા પિતાને પાંજરે પૂર્યાં ને તું મોટો રાજા થયો.'

આ સાંભળી કોણિકને લજ્જા તેમજ પશ્ચાત્તાપ ઉત્પન્ન થયા. તે ઉઠયો, હાથમાં ડંડ લઈ ઉતાવળે પિતા (શ્રેણિક)ને છોડાવવા દોડયો.

પોતાના દુષ્ટ પુત્રને આમ ડાંગ ઉપાડી આવતો જોઈ વૃદ્ધ શ્રેણિકે વિચાર્યું 'આ અવિચારી અવશ્ય મને મારશે. એના હાથે મરવા કરતા તો જાતે મરવું સારૂં.' એમ વિચારી તેમણે પોતે રાખેલું તાલપુટ વિષ ખાઈ લીધું. કોણિક કાંઇ ઉપચાર કરે તે પૂર્વે જ શ્રેણિક મરણ પામ્યા. પોતાની દુષ્ટતાને નિંદતો–પિતાના વાત્સલ્યને યાદ કરતો કોણિક જોરથી રડી ઉઠયો. મહેલમાં જ નહી આખી નગરીમાં હાહાકાર મચી ગયો. કોણિકને તો એટલો આઘાત લાગ્યો કે તેને કયાંય ચેન ન પડતું. જાણ્યે અજાણ્યે પણ તેણે કરેલા અપરાધોનું સ્મરણ થઇ જતું ને આંખો ભરાઈ આવતી. આખરે આ દુઃખ શિઘ્ર ભૂલાય એ હેતુથી રાજગૃહીને બદલે ચંપાનગરીને રાજધાની બનાવી. રાજપરિવાર સાથે કોણિક ત્યાં રહેવા ગયો. સમય જતાં તે સ્વસ્થ થયો અને રાજ-કાજમાં ગુંથાયો.

કોણિક જેટલો બળવાન હતો તેથી વધારે મહત્ત્વાકાંક્ષી હતો. તેણે ધીરે ધીરે આસપાસના દેશ અને પ્રદેશો જીતવા માંડયા. એમ કરતાં અડધા ભરતનો તે સ્વામી થઇ બેઠો. પણ માણસના મનની ભૂખ કાંઇ એમ ભાંગે ? તેને તો ચક્રવર્તી થવાના અભરખા જાગ્યા. ચઉદે ચઉદ રત્નો તેણે ઉપજાવી કાઢયા ( નકલી બનાવ્યા ) પોતે તેરમો ચક્રવર્તી છે એવી પ્રસિદ્ધિ પણ કરવા લાગ્યો. એક દિવસ તેણે મોટું સૈન્ય ભેગું કરી, ઘણા રાજાઓને સાથે લઈ દિગ્વિજય માટે પ્રયાણ કર્યું. અને એમ કરતા તે વૈતાઢય પર્વતની તમિસ્રા નામની મહાગુફાના દરવાજે આવી ઉભો. તેના બારણા પર દંડરત્નથી તેણે જોરથી પ્રહાર કર્યો.

આવું દુઃસાહસ ચક્રવર્તી સિવાય કોઇ કરી શકે નહી તેથી છંછેડાયેલા ત્યાંના અધિષ્ઠાયક કૃતમાલદેવે ક્રોધિત થઇ કોણિકને ભસ્મસાત્ કરી નાખ્યો. તેની સેના ડરી ને દિશાઓમાં નાસી ગઈ. આ ખબર મગધ દેશમાં પહોંચતાં ઉદાયીકુમારનો રાજ્યા-ભિષેક કરવામાં આવ્યો. તે પણ પોતાના પિતાને યાદ કરી વિમનસ્ક રહેવા લાગ્યો. તેથી પ્રધાનોએ નવી પાટનગરી વસાવવા નિમિત્તજ્ઞોને ઉત્તમ ધરતીની તપાસમાં મોકલ્યા. ફરતા ફરતા તેઓ ગંગાકાંઠે આવ્યા.

ત્યાં અર્ણિકાપુત્ર અણસણ કરી મોક્ષ પામેલા, તે જગ્યાએ તેમના અસ્થિ ઉપર એક પાટલ વૃક્ષ ઉગેલું. તેના ઉપર એક પોપટ બેઠો હતો ને તેના મુખમાં સ્વયં પતંગીયા આવી પડતા હતા. તે જોઇ નૈમિત્તકોને વિશ્વાસ થયો કે આ જગ્યા અભ્યુ-દય પામશે. અહીં રાજા બેઠા બેઠા કાર્યો સિદ્ધ કરી શકશે. થોડા જ સમયમાં ત્યાં મહાનગર વસાવવામાં આવ્યું અને પાટલવૃક્ષાનુસાર તેનું પાટલીપુર નામ રાખવામાં આવ્યું. ઉદાયીરાજા ત્યાં આવી સારી રીતે રાજ્ય ચલાવવા લાગ્યા. તે નગરનો જ

નહીં રાજાનો પણ સારો ઉદય થયો. તેમનો પ્રતાપ દૂર સુદૂર સુધી તપવા લાગ્યો. તેમની સામે કોઈ માથું ઉંચકનાર નહોતું. થોડા સમયમાં ભડવીર રાજા ધર્મવીર અને દાનવીર તરીકે પ્રસિદ્ધ થયા. સદ્‌ગુરુના સમાગમથી તેમની ધર્મભાવનામાં વૃદ્ધિ થઇ ને તેઓ શ્રાવકના બારે વ્રત સ્વીકારી સાવધાનીપૂર્વક પાળવા લાગ્યા.

તે નિર્ભય થઈ આરાધતા, સમ્યક્ત્વનું સાવધાનીથી રક્ષણ કરતા. સદા ગુરુવંદના, ચૈત્યવંદન, આવશ્યક–પ્રતિક્રમણાદિ કરતા તથા પર્વ દિવસે અવશ્ય પૌષધ લેતા. ધર્મ-કરણી માટે રાજમહેલ પાસે જ પૌષધશાલા કરાવી હતી. રાજ્યકારભારથી કંટાળી જ્યારે પણ વિશ્રામનો સમય મળતો ત્યારે તેઓ ધર્મસ્થાનમાં આવી જપ–સ્વાધ્યાય કે સામાયિકાદિ કરતા. આમ કરવાથી તેમના દ્વારા શાસનની પ્રભાવના થઇ. તેઓની ક્રિયા પ્રત્યેની સજાગ સાવધાનીએ જિનધર્મની પ્રશંસા વધારી હતી.

એકવાર એક ખંડિયા રાજા તરફથી ખંડણી ન ભરાતાં ઉદાયી રાજાના પ્રબંધક સેના સાથે ખંડણી લેવા ગયા. સામા રાજાએ હુંસાતુંસી કરતા રમખાણ થયું. તેમાં તે માર્યો ગયો. તેના દિકરાને ઉદાયી ઉપર વૈર જાગ્યું અને તેણે પ્રતિજ્ઞા કરી કે બાપના મૃત્યુનો બદલો હું ઉદાયીને મારીને લઉં તો જ સાચો.

ઉદાયીના શત્રુ અવંતી નરેશ પાસે આવીને તેણે પિતાના મૃત્યુની અને પોતાની પ્રતિજ્ઞાની વાત કરી. અવંતી નરેશે તેને પ્રોત્સાહન અને જોઈતી સગવડ આપતા કહ્યું કે 'જો તું ઉદાયીને મારી નાખે તો હું તને તારું ગામ અવશ્ય પાછું મેળવી આપું.' એટલે તે પાટલીપુત્ર આવી ઉદાયી રાજા સુધી પહોંચવા ઘણાં પ્રયત્નો કરવા લાગ્યો પણ તે ફાવી શક્યો નહીં.

જરાય પૃચ્છપરછ કે રોકટોક વગર જૈન મુનિઓને મહેલમાં જતા જોઇ અને રાજાની દૃઢ ધર્મભાવના જાણી તેને વિશ્વાસ થયો કે ધર્મના બહાને રાજાને સહેલાઇથી મારી શકાશે. દીક્ષા જ એક રસ્તો છે સહેલાઇથી રાજાને મારવાનો. અને તેણે ઉદાયી રાજાના ધર્મગુરુ ધર્મઘોષસૂરિ પાસે જઇ કપટ વૈરાગ્યથી તેમની કૃપા મેળવી દીક્ષા લઇ લીધી. તેણે એક ધારદાર છરી ઓઘામાં સંતાડીને રાખી. સાધુની ક્રિયામાં અને ગુરુના વિનયમાં તેણે આવી યોગ્યતા બતાવી.

ગુરુમહારાજે તેનું 'વિનયરત્ન' નામ રાખ્યું. ગુરુ મહારાજે ત્યાંથી વિહાર કર્યો. વર્ષો પર વર્ષો વીતતા ગયા. વિનયરત્ને ઘણો અભ્યાસ કર્યો ને ગુરુની વાણીઓ ઘણી સાંભળી. ઘણા આત્માઓનું કાર્ય થઈ ગયું પણ વિનયરત્નની દુષ્ટ ભાવના તો ઉદાયીની હત્યા કરવાની હતી. તે એકાંત મળતાં છરીની ધાર જોતો, ક્યારે બદલો લઉં ? એ વિચારતો ને છરી પાછી સંતાડી દેતો.

આમ કરતાં બાર વર્ષે ગુરુ મહારાજનું પાટલીપુરમાં પુનરાગમન થયું. રાજા પ્રજાએ ઘણા બહુમાનપૂર્વક પધરામણી કરાવી અને હોંશે હોંશે સહુ ઉપદેશ સાંભળવા

આવવા લાગ્યા. એક પર્વ તિથિના દિવસે ઉદાયી રાજાએ પ્રતિક્રમણ, જિનપૂજા, ગુરુમહારાજને ત્રિવિધ શુદ્ધ દ્વાદશાવર્ત્ત વંદન ખામણ કરી અતિચાર આલોઈ ચઉવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ લઇ ગુરુશ્રીને વિનતિ કરી કે રાત્રિપૌષધની ભાવના છે. કૃપા કરી આપ રાજગઢની પૌષધશાલામાં પધારો તો મારી ભાવના સફળ થાય.' કારણ કે ચારિત્રના હેતુ રૂપ આવશ્યકાદિ કોઈપણ અનુષ્ઠાન ગુરુ મહારાજ સમક્ષ જ કરવું જોઇએ. કદાચ ગુરુ મહારાજનો યોગ ન મળે તો સ્થાપનાચાર્ય સમક્ષ કરવું જોઇએ.

તેથી રાજાની વિનતિ સ્વીકારી સાંજે રાજગઢની પૌષધશાલામાં ગુરુ મહારાજ પોતાની સેવામાં સદા તત્પર રહેનાર વિનયરત્નને લઇ પધાર્યા. તેમની સમક્ષ રાજાએ અનન્ય ઉત્સાહે પૌષધ ઉચ્ચર્યો. મહામાયાવી વિનયરત્નને બાર બાર વર્ષની સાધનાની સફળતા જણાવા લાગી.

રાજાએ ગુરુજીની વૈયાવચ્ચ કરતાં ધર્મચર્ચા આદરી. પ્રથમ પ્રહર પૂર્ણ થયે પૌરીષી ભણાવી સહુએ (સંથારા) શય્યા કર્યા. પરમેષ્ઠિનું સ્મરણ કરી રાજા અને આચાર્ય સૂઇ ગયા. વિનયરત્ને પણ ઉંઘી જવાનો ડોળ કર્યો. રોમરોમમાં વૈરનું વિષ લઇ ફરતો વિનયરત્ન મધ્યરાત્રિ પછી સાવધાનીપૂર્વક છરી લઇને ઉઠ્યો અને ધર્મને ખોળે નિરાંતે સૂતેલા રાજાનું ગળું ઝડપથી પળવારમાં કાપી નાંખ્યું. ઠલ્લે (જંગલ) જવાને બહાને દ્વારપાળ પાસે દરવાજો ઉઘડાવી તે મહેલમાંથી ભાગ્યો અને ઘોરકર્મી અભવ્ય જીવ ઘોરઅંધારામાં ઝડપથી અદૃશ્ય થઇ ગયો.

રાજાના ગળાથી વહેતી લોહીધારા આચાર્યશ્રીના સંથારે આવી. ઉના પાણી જેવા સ્પર્શથી તેઓ જાગી ઉઠ્યા અને રાજાની હત્યા તેમજ વિનયરત્નનું પલાયન જાણી તેઓ હેબતાઇ ગયા. કોઈપણ સંયોગોમાં અડગ ધૈર્યના ધણી ક્ષણવારમાં કંપી ઉઠ્યા. તેમને વિશ્વાસ થઇ ગયો કે હત્યા વિનયરત્ને જ કરી છે. જૈનશાસન પર ભયંકર માલિન્યના ઓળા પથરાતા જૈન સાધુઓની છડેચોક થતી નિંદાના ભણકારા વાગતા તે કલ્પી રહ્યા. આમાંથી ઉગરવાનો એક જ રસ્તો હતો અને તે સ્વયંનું મૃત્યુ. પલવારમાં તેમની આંખમાં ચમક આવી. તેમણે નિર્ણય કરી આલોચના, ચતુઃશરણ, ભવચરિમંનું પચ્ચક્ખાણ, ક્ષમાપનાદિ કરી તે જ છરી પોતાના ગળામાં ખોસી દીધી. શાંતિથી મૃત્યુને ભેટયા ને સ્વર્ગગામી થયા. સવાર પડતાં રાજમહેલ અને આખા નગરમાં હાહાકાર મચી ગયો. કોઈ શત્રુપક્ષના માણસે સાધુ બની હત્યાઓ કરી એવો સહુને વિશ્વાસ થઇ ગયો. વિનયરત્નની તપાસ તો ઘણી કરી પણ પત્તો કયાંય ન લાગ્યો. તેણે ઉજ્જૈન પહોંચી રાજાને ખબર આપ્યા. તેનો તિરસ્કાર કરતાં ત્યાંના રાજાએ કહ્યું 'ઓ અધમ! તેં એ ધર્માત્મા જીવને ધર્મના ઓઠે છેતરીને માર્યો? આખા જૈનધર્મને સંકટમાં નાંખ્યો? શું મોઢું લઇને તું અહીં આવ્યો? ચાલ્યો જા, મારા દેશમાં તારી છાયા પણ ન જોઇએ. નિરાશ થઇ પોતાની જાતને છુપાવતો તે ત્યાંથી ચાલ્યો ગયો.

વિનયરત્ન અભવ્ય જીવ હતો. બાર બાર વર્ષ સુધી તેણે ઘણો ધર્મ કરાવ્યો, સાંભળ્યો હતો. ભગવાનનાં આગમોનું શ્રવણ કર્યું અને પવિત્ર ત્યાગી પુરુષોના સતત સાંનિધ્યમાં રહ્યો હતો છતાં તેની દુષ્ટતાએ તેને રઝળતો રખડતો ને દુઃખીયારો કરી મૂકયો હતો. અહીં પણ ઘણી કદર્થના સહી તે દુર્ગતિમાં ગયો. ઉદાયી રાજા ઉત્તમ ક્રિયાના જાણકાર અને પાળનાર હતા તેઓ સ્વર્ગે ગયા ને તેમની રાજગાદીએ નવ નંદ રાજા થયા.

આ પ્રમાણે અખંડ ભૂમંડલને ભોગવનાર ઉદાયી રાજાના આશ્ચર્યકારક સુંદર ચરિત્રને સાંભળી હે પ્રાજ્ઞપુરુષો! તમે પણ ધર્મક્રિયામાં કુશળતા પ્રાપ્ત કરી અવ્યાબાધ સુખના સ્વામી બનો.



## ૩૯. ચોથું ભૂષણ અંતરંગ જિનભક્તિ.

કાંક્ષા, રુચિ સ્વાર્થવૃત્તિ કે સંસારના રસને આધિન જીવોને સંસારના પદાર્થો કે પદાર્થો મેળવી આપનાર કે તેની શકયતા બતાવનાર તરફ એક અહોભાવ જાગે. કૃતજ્ઞબુદ્ધિને ઊંડી પ્રીતિ પણ ઉદ્‌ભવે. આ બધું એકવાર નહી અનેકવાર જીવને પ્રાપ્ત થઇ જાય. છતાં આ જીવની દરિદ્રતાનો, એની પરાધીનતાનો, એની દાસવૃત્તિનો કોઇ રીતે અંત આવતો નથી. કારણ કે સાચી સમજણ ન મળે ત્યાં સુધી પરિશ્રમનું ફળ મળી શકતું નથી. આ સંસારમાં અનંત જ્ઞાની જિનેશ્વર પરમાત્મા છે. તેમણે આપણને સાચો માર્ગ અને સાચી સમજણ આપી છે. સંસારમાં બધું સુલભ છે પણ સાચો માર્ગ જડવો મુશ્કેલ છે. સંસારની કોઇપણ વ્યક્તિ, શક્તિ કે સમ્પત્તિ કરતાં અનંતગણી અંતરંગ પ્રીતિ અરિહંત આદિ પર હોવી એ સમ્યક્‌ત્વનું ચોથું ભૂષણ છે.

### અનુરાગીનું દ્રષ્ટાંત.

રાજપુર નામનું નગર, ત્યાં અમિતતેજ રાજા રાજ કરે. તે નગરમાં એક વિદ્યાસિદ્ધ પુરુષ સ્થિર થયા. તેની પાસે વિદ્યાઓનું મોટું બળ. તે જેટલો સમર્થ તેટલો જ લંપટ. સુંદર યુવતી દેખે ને ઉપડી જાય પોતાના ગુપ્ત સ્થાનમાં. નવયુવાન લાવણ્યમયી ઘણી સુંદરી તેણે ભેગી કરી તેમના ઉપર તેમણે સંમોહન-વશીકરણ પ્રયોગ કર્યો હતા. તેથી તે લલનાઓ જેમ કહે તેમ કરવા તત્પર રહેતી. કેટલીક તો તેને લગાર પણ છોડવા રાજી ન થતી. કોઇ તેના સિવાય કશું જાણતી જ નહીં. પણ આ લંપટ એવો હતો કે રોજ નવી નારીઓ દેખે ને ઉપાડી જાય. થોડા દિવસમાં તો હાહાકાર થઇ ગયો. સ્ત્રીઓએ-અરે છોકરીઓએ પણ ઘર બહાર નિકળવું બંધ

કરી દીધું. રાજપુરુષોએ ઘણાં પ્રયત્નો કર્યાં પણ કાંઇ વળ્યું નહી. છેવટે સાહસી રાજાએ વેશ બદલી તપાસ ચલાવી. રાત્રિ–દિવસ નગર ઉપવન ને સ્મશાનમાં ભટકતાં પાંચ દિવસ વીતી ગયા. ત્યાં સંધ્યા સમયે કોઇ વિદેશી, વિચિત્ર દેખાતાં પુરુષને અત્તર,ફૂલ તાંબૂલ આદિ ખરીદતાં રાજાએ જોયો. તેની રીત–ભાત ગતિ–વિધિ જોતાં રાજાને સંશય થયો, ને તેની પછવાડે પડી ગયો. નગર બહાર આવતાં તો અંધારું થઇ ગયું. આગળ એ ને પાછળ રાજા. ચાલ્યાં જાય ઘોર જંગલમાં, ડુંગરાળ ખડકોમાં બાળપણમાં રાજા ઘણીવાર આ પ્રદેશમાં આવેલ હોઇ રસ્તાના જાણ હતા જ, છતાં ખૂબ જ સાવધાની પૂર્વક ચોરનો પીછો પકડી એના સ્થાન સુધી આવી ગયા.

ગિરિગુફાના દ્વારપર મૂકેલી મોટી શિલા તે ખસેડી રહ્યો હતો ત્યારે રાજા એ લાગ જોઇ તેનું મસ્તક છેદી નાખ્યું. લંપટ ચોર માર્યો ગયો. રાત્રિસમયે અંદર જવું ઊચિત ન હોઇ તે જગ્યા બરાબર જોઇ ત્યાં નિશાન કરી રાજા પાછા ફર્યા. સવારે સીપાહી તથા અધિકારીવર્ગ સાથે સાથે રાજા ગુફામાં આવી જોયું તો ઘણી યુવતીઓ ને અપાર વૈભવ. બધું નગરમાં લાવી જે જેનું હતું તે તેને સોંપી દેવામાં આવ્યું. પ્રજામાં શાંતિ અને સ્વસ્થતા આવી. પણ એક સુંદર કુળવધૂ ઉપર કામણની એવી અસર થઇ હતી કે તે યોગીને જ યાદ કરતી હતી, બોલાવતી હતી. જ્યારે તેને કહેવામાં આવ્યું કે તે એક નીચ માણસ હતો ને તેને મારી નાંખવામાં આવ્યો છે ત્યારે એ સ્ત્રીએ કાળો કકળાટ કર્યો ને મરવા તૈયાર થઈ. ઘણા ઉપાય કર્યા પણ તે તો કહે ‘ મારે બળી જ મરવું છે, હું એના વિના ક્ષણ પણ જીવી ન શકું. એ મારૂં સર્વસ્વ હતો. ’ તેનો પતિ બતાવવામાં આવ્યો કે ‘ આ તારો પતિ છે. તારૂં સારૂં ઘર અને સારી સાહ્યબી છે.’ પણ તે એકની બે ન થઇ. તેના પતિએ તેને બળતી બચાવવા ઘણા ઉપાય કર્યા, ઘણાં તાંત્રિક માંત્રિકોને બતાવી. તેમાં એક જાણકારે કહ્યું ‘ તે યોગીના હાડકાની રાખ લાવી પાંઈ દો. તેથી તે સ્વસ્થ થશે. કારણ કે તેનું કામણ ઘેરી અસર કરી ગયું હોઇ એ એને જ ભાળે છે. ’ અંતે તેને યોગીના, હાડની રાખ પાતાં તે સ્વસ્થ થઈ. ધીરે ધીરે ઘર સંભાળી વ્યવહારુ બની.

તે સુંદર નારીએ પેલા યોગીપર અતિઅનુરાગ કર્યો ને તે સ્હેજે ફીકો પણ પડી શકયો નહી તેમ આપણે પણ શ્રી જિનેન્દ્રદેવના ધર્મપર દૃઢ અનુરાગ રાખવો જોઇએ, જે કદીય ફીકો પડે નહી. અને શિઘ્ર જ સંસારના ઉત્તાપથી ઉગારી લે.

## બીજું જીર્ણશ્રેષ્ઠીનું દૃષ્ટાંત

જેમ વાદળોથી ઢંકાયેલ ચંદ્રમા સાગરની ભરતી, કુમુદનો વિકાસ અને ચકોરની પ્રીતિનું કારણ બને છે, તેવી જ રીતે શ્રી જિનેન્દ્રપ્રભુનું પરોક્ષમાં પણ શુદ્ધભક્તિથી ધ્યાન ધરવામાં આવે તો તે અવશ્ય જીર્ણશેઠની જેમ ઇષ્ટસિદ્ધિને સાધી આપે છે.

વિશાલા નગરીમાં વનખંડમાં પ્રભુ મહાવીર ચોમાસું રહ્યા. ચારે માસના ઉપવાસથી તેમણે ઘોર સાધના માંડેલી. જ્યારે જૂઓ ત્યારે પ્રભુ કાઉસ્સગ્ગ ધ્યાનમાં! ત્યાં જીર્ણશેઠ નામના ભાવિક શ્રાવક વસતા. તેઓ પ્રભુને વંદન કરવા આવતા અને પારણું કરવા ઘેર પધારવા વિનવણી કરતા. ભગવાન ન આવ્યેથી વધારે તપ હશે. એમ જાણી ફરી વિનંતી કરતા 'દયાળુ, આજે પારણું હશે, મને અવશ્ય લાભ આપશો.' પણ ભગવાન કાંઇ બોલતા નહી. એમ કરતાં ચાર મહિના વીત્યા. જીર્ણશેઠને હવે વિશ્વાસ થઇ ગયો કે ભગવાને ચારમાસી તપ કર્યું, તેનું આજે અવશ્ય પારણું હશે. તે પ્રભુ પાસે આવી બોલ્યો ઓ નિસ્તારક નાથ! દુર્વાર સંસારરોગના ધન્વંતરી! આપની કરુણામય દૃષ્ટિ એકવાર મારા ઉપર નાંખો. મારી વિનતિ સ્વીકારજો ને આજે પારણા માટે અવશ્ય પધારજો.' એમ કહી તે ઘરે આવ્યો. પ્રભુના સ્વાગતની તૈયારી કરી. મધ્યાહ્નને પ્રભુને આવવાનો સમય થતાં મોતીનો થાળ ભરી પ્રભુને વધાવવા તે આંગણામાં આવી ઉભો અને ભાવના ભાવવા લાગ્યો કે ' હમણાં જ ત્રિલોકબંધુ ભગવાન પધારશે. હું પરિવાર સાથે તેમને વંદન કરીશ. શાતા પૂછીશ. તેઓ કરુણામય નજરે અમને જોશે. ઘણા આદરમાન સાથે ઘરમાં પધરાવીશ. ઉત્તમ પદાર્થો તેમને વહોરાવીશ અને શેષ ભાગ મારા આત્માને ધન્ય માનતો શાંતિથી ખાઇશ.' ઇત્યાદિ શુભ ભાવથી શેઠે બારમા દેવલોકને યોગ્ય કર્મ ઉપાર્જ્યું.

એવામાં ભગવંત તેજ શેરીના નાકે અભિનવશેઠને ત્યાં પધાર્યા. વીતરાગી ભગવાન! એમની તો વિસ્મય પમાડે તેવી સમતા. અભિવનશેઠને ત્યાં સહુએ જમી પરવારી લીધું હતું. થોડાં અડદના બાકળા હતાં તે પ્રભુને ધર્યા. પ્રભુએ હાથ લાંબો કરી સ્વીકારી લીધા. દાનના પ્રભાવથી ત્યાં પુષ્પ-વસ્ત્ર અને સુવર્ણમુદ્રાની વૃષ્ટિ, દુંદુભીનો આકાશમાં ગડગડાટ અને ' અહો દાનમ્ અહો દાનમ્' ની ઘોષણા સ્વરૂપ પંચદિવ્ય પ્રગટ થયાં. ભાવનાની હેલીએ ચઢેલા જીર્ણશેઠની વિચારધારા દુંદુભી ગગડતાં જ તૂટી પડી. ' નક્કી ભગવાને બીજે પારણું કર્યું. હું અભાગી. નિષ્પુણ્ય અને અધન્ય છું. માટે જ પ્રભુ મારે ઘરે પધાર્યા નહી.' એમ વિચારી તેઓ ઘરમાં આવી જમવા બેઠા.

કેટલાક વખત પછી એક જ્ઞાની ગુરુમહારાજ પધારતાં રાજા વંદને આવી કહેવા લાગ્યો ' મારું નગર વખાણવા યોગ્ય છે. કેમકે શ્રી મહાવીરપ્રભુ જેવાં મહાતપસ્વીને પારણું કરાવનાર અભિનવશેઠ જેવા ધર્માત્મા અહીં વસે છે. તેથી મારું નગર શોભાપાત્ર છે ગુરુએ કહ્યું ' રાજા, અભિનવશેઠની દ્રવ્ય ( બાહ્ય ) ભક્તિ હતી, જે સાવ સુલભ છે, જ્યારે જીર્ણશેઠની (અંતરંગ) ભાવ ભક્તિ હતી. તેણે વગર પારણું કરાવ્યે મહાપુણ્ય બાંધ્યું છે. જો તેણે દુંદુભિનાદ ન સાંભળ્યો હોત, તેની ભાવધારા ન તૂટી હોત તો તેને થોડીજ વારમાં કેવળજ્ઞાન થાત. એવી હતી તેની ઉત્તમ ભાવનાશ્રેણી.' આ સાંભળી સહુ દ્રવ્ય અને ભાવ ભક્તિમાં સાવધાન થયા. અને જીરણશેઠની ખુબ અનુમોદના કરવા લાગ્યા. જીર્ણશેઠ બારમે દેવલોકે ગયા. ક્રમે કરી મોક્ષે જશે.

—*—

## ૪૦ પાંચમું ભૂષણ તીર્થસેવા.

તીર્થોની સતત સેવા, સંવેગશીલ મુનિઓનો નિરંતર સંગ કરવો તે તીર્થસેવા-સ્વરૂપ સમ્યક્ત્વનું પાંચમું ભૂષણ છે. સંસારસાગર જેનાથી તરાય તે તીર્થ કહેવાય. શત્રુંજય, ગિરનાર, અષ્ટાપદ, આબુ, તારંગા, સમેતશિખર, પાવાપુરી, શંખેશ્વર આદિ તીર્થોની યાત્રા કરવી જોઈએ. વર્ષમાં એકવાર તો કોઈપણ નાની મોટી યાત્રા અવશ્ય કરવી જોઈએ. તેમજ મોક્ષાભિલાષી સાધુ મહારાજનો સમાગમ કરવો જોઇએ. કેમકે એ જંગમતીર્થ ગણાય છે. સાધુઓનું દર્શન પવિત્ર છે, તેઓ તીર્થતુલ્ય છે, તીર્થનું ફળ કાળાંતરે પણ મળે, પણ સાધુ સમાગમનું તરત ફળ મળે છે. (અર્થાત્ સાધુ મહારાજોનો સમાગમ તેમજ તેમને વંદન કરવા જવું એ પણ તીર્થસેવા કે યાત્રા છે.)

સારા તીર્થો, કલ્યાણક ભૂમિઓ, અતિશયશાલી જિનપ્રાસાદો આદિના સ્પર્શથી મહાલાભ અને કલ્યાણ થાય છે, પરંતુ કોઈપણ પરમાર્થ વગરના અવાસ્તવિક તીર્થ-સેવનથી કશો લાભ થતો નથી. માટે લોકોત્તર તીર્થો કલ્યાણકારી છે.

માત્ર માની લીધેલા તીર્થોથી દુરંત પાપોએ ખરડાયેલા આત્માઓ શુદ્ધ થઇ શકતા નથી. માતાના કહ્યા પ્રમાણે પુત્રે તુંબડીને તીર્થમાં ઘણી નવરાવી પણ તેની કડવાશ ગઈ નહી. એ કથા આ પ્રમાણે છે.

વિષ્ણુકાંતા નગરીમાં ગોમતી નામની ધનાઢ્ય શ્રાવિકા રહેતી, તેને મહામિથ્યાત્વી ગોવિંદ નામનો એક દિકરો હતો. તેને સંગત જ એવી મલી કે જે તે દેવોને પગે પડે કપાળે ધૂળ, રાખના ને લાલ ભડકાં જેવા ગુલાલના ટીલાં ટપકાં કરે. મા એને ઘણો બોધ આપતી. દહેરે ઉપાશ્રયે જવા કહેતી પણ તે માનતો નહી. એકવાર તેને ગંગા, યમુના, સરસ્વતી, ગોમતી, ગોદાવરી, નર્મદા આદિ મહિમાવાળા તીર્થોની યાત્રા કરવાના હોંશ જાગ્યા. માતાએ સમજાવ્યું 'ભાઈ, આ તીર્થો પર જઈ, જળ, દુર્વા માટી, પૈસા આદિ ચઢાવવાથી સ્નાન મુંડન કે ટપકાઓથી આત્માનાં મલીન પાપ નાશ થતાં નથી. અરે જ્યાં શરીર પણ પુરું સ્વચ્છ થતું નથી ત્યાં આત્માની શી વાત કરવી. માટે વિવેક રાખીને યાત્રાને સમજ.' પણ તે કોઇ રીતે માન્યો નહી. યાત્રાએ જતાં પુત્રને બોધના હેતુથી માતાએ એક કડવી તુંબડી આપતા કહ્યું 'તું જ્યાં જ્યાં તીર્થસ્નાન કરે ત્યાં ત્યાં આ તુંબડીને પણ સ્નાનાદિ વિધિ અવશ્ય કરાવજે.' તેણે હા પાડી, તુંબડી પણ સાથે લઈ ગોવિંદ યાત્રાએ ચાલ્યો. દરેક તીર્થે, કુંડે તેણે તુંબડીને પણ ખુબ ધોઇ-નવરાવી. છાપાં-ટીલાં ટપકાં પણ કરાવ્યાં.

યાત્રા પૂર્ણ કરી ઘેર આવી તેણે યાત્રાની ઘણી રસપ્રદ માહિતી અને સાચવીને તુંબડી પાછી આપી. માતાએ તે તુંબડીનું તેજ દિવસે શાક બનાવી ગોવિંદને પીરસ્યું. કોળીયો મોઢામાં મૂકતાં જ તે થુ થુ કરતો ઉઠી ગયો ને કોળીયો કાઢી નાંખ્યો. માતાએ ઠાવકાઇથી પૂછયું 'શું તેં તુંબડીને તીર્થજળોથી સ્નાન નહોતું કરાવ્યું ?' તેણે કહ્યું 'ખુબ સારી રીતે કરાવ્યું હતું, તું તો યાત્રાએ ન આવી પણ તારી આપેલી

તુંબડીને તો મેં ઘણી સારી રીતે સ્નાનાદિ કરાવ્યાં હતાં.' માએ પૂછયું 'તો પછી તેની કડવાશ કેમ ન ગઈ?' આ સાંભળી હસી પડતો ગોવિંદ બોલ્યો 'મા, તું પણ કેવી બાળક જેવી વાત કરે છે નવરાવાથી તુંબડીના અંદરની કડવાશ કેવી રીતે ચાલી જાય?' આ સાંભળી માએ પૂછયું 'અરે ગોવિંદ! આટ-આટલા તીર્થો નહાવા છતાં એક કડવાશ પણ ઓછી ન થઇ તો આપણાં અંતરાત્મામાં લાગેલાં અનંતભવોનાં પાપો જે આત્મસાત્ થઇ ગયાં છે તે કેમ કરીને નાશ પામે?' આ સાંભળી ગોવિંદ ઉંડા વિચારમાં પડયો. સદ્ગુરુના સમાગમની ભાવના થઇ ત્યાંથી તેને બોધ મળ્યો પરિણામે તે બારવ્રતધારી શ્રાવક થયો. યાત્રા શું છે? તે તેને સમજાયું. તેણે શત્રુંજય આદિ તીર્થોની યાત્રા દાન, શીલ, તપ અને ઉત્તમ ભાવના પૂર્વક ઘણીવાર કરી અંતે મોક્ષ પણ પામ્યો.

## સુતીર્થની યાત્રા-ત્રિવિક્રમનું દૃષ્ટાંત.

શ્રાવસ્તી નગરીમાં ત્રિવિક્રમ નામના પ્રતાપી રાજા રાજ્ય કરતા હતા. એકવાર વનખંડમાંથી પસાર થઇ જતા હતા ત્યાં એક પક્ષીની કર્કશવાણી સાંભળી તેમને અણગમો અને અપશુકનની બુદ્ધિ થતાં ક્રોધ ચઢયો અને ધનુષ પર બાણ ચઢાવી જોરથી માર્યું. બિચારું પક્ષી પૃથ્વી પર પટકાઈ તરફડીયા મારવા લાગ્યું. રાજાને દયા આવી. બાણ ખેંચી કાઢી તેને બચાવવા પ્રયત્નો કર્યા પણ પંખી છેવટ મરી ગયું. રાજાને આનો આઘાત અને ઉંડી અસર ઉત્પન્ન થતાં તે ખેદ પામ્યો. તેનું હૃદય ડંખવા લાગ્યું. તે આગળ ચાલ્યો ત્યાં એક પરમશાંત મુનિને જોયા. પ્રણામ કરી પૂછયું 'આપ અહીં એકલા શું કરો છો?' તેમણે ઉત્તર આપતાં કહ્યું 'હું આત્મકલ્યાણ કરું છું.' તેણે આત્મકલ્યાણનો માર્ગ પૂછતાં મુનિરાજે સમતા-ક્ષમા, અહિંસા, સંયમ આદિનો ઉપદેશ આપ્યો. રાજાને ધર્મહીન જીવન મૃત્યુ કરતાં પણ નઠારું જણાવા લાગ્યું. તેણે ત્યાંજ તણખલાની જેમ વૈભવાદિ છોડી દીક્ષા લીધી. તે મહાતપસ્વી થયા તેથી તેમને તેજોલેશ્યાની લબ્ધિ ઉદ્ભવી. તેઓ પૃથ્વી પર વિચરવા લાગ્યા.

પેલું પક્ષી મરીને ભીલ થયેલ, તેણે જંગલમાં મુનિને જોતા પૂર્વના વૈરાનુબંધને લીધે પથરાં ઢેફાં મારવા માંડ્યાં. અકળાયેલા મુનિએ તરત તેજોલેશ્યા મૂકી તેને બાળી નાંખ્યો. ભીલ મરી સિંહ થયો. તેનો પાછો મુનિ સાથે ભેટો થતાં તે વિકરાળ થઇ સામો ધસ્યો ને મુનિએ તરત તેજોલેશ્યા મૂકી. સિંહ મરી હાથી, પછી જંગલી સાંઢ, પછી સર્પ અને છેવટે બ્રાહ્મણ કુળમાં મનુષ્ય તરીકે જન્મ્યો, પણ દરેક ભવે વૈરના અનુબંધે તે મુનિનો ભેટો થતાની સાથે જ તેમના પર તેને વિદ્વેષની લાગણી જન્મે ને મુનિનું અહિત કરવા જાય ને દરેક વખતે મુનિ તેના ઉપર તેજોલેશ્યા મૂકી બાળી નાંખે. બ્રાહ્મણના ભવમાં તેણે મુનિની નિંદા કરી ને મુનિએ તરત તેજોલેશ્યાથી ભસ્મ કર્યો.

આમ એક સંયમી, તપસ્વી રાજ્યના ત્યાગી હોવા છતાં મુનિએ વૈરાનુબંધથી

હત્યાની શૃંખલા ઉભી કરી. મુનિ છતાં ઘોર પાપ કર્યા. તેમનો એકભવ અને પક્ષીના સાત સાત ભવ થયા. કર્મની ક્ષીણતાએ યથાપ્રવૃત્તિ કરણે બ્રાહ્મણ મરી વારાણસી નગરીનો મહાબાહુ નામક રાજા થયો. આ રાજા મહેલના જરૂખામાં ઉભા હતા ત્યારે રાજમાર્ગ પર આવતા એક મુનિને જોઇ વિચારમાં પડયાં કે આમને કયાંક અવશ્ય જોયા છે. સ્મૃતિને સતેજ કરતાં તેમને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેમણે પોતાના સાતે ભવ જોયા. પોતાની જાતપર તેમને ધિક્કાર થયો. મુનિના પાપનું કારણ પોતાને જાણી તેમણે મુનિને શોધી કાઢવા, તેમજ તે મળે તો સદ્બોધ આપવાની ભાવનાથી તેમણે શ્લોક રચ્યો.

विहगः शबरः सिंहो द्वीपी संढः फणी द्विजः ।
अंत्यर्धं पूरयेत्तस्य लक्ष्यमित्युद्घोषयत् ॥

એટલે કે, પક્ષી, ભીલ્લ, સિંહ, હાથી સાંઢ અને બ્રાહ્મણ આ અર્ધા શ્લોકની જે પૂર્તિ કરી આપશે, તેને રાજા લાખ સુવર્ણમુદ્રાઓ આપશે.

નગરમાં ડાંડી પીટાવી ઘોષણા કરાવી, તથા અનેક જગ્યાએ શ્લોક લખીને ધ્યાનાકર્ષક જગ્યાએ મૂકવામાં આવ્યો. ઘણાં પ્રચારને લીધે લોકોને મોઢે શ્લોક આવડી ગયો. ઘણાંએ તો લાખની લાલચે જાત-જાતની રચનાઓ કરી, પાદપૂર્તિ માટે પ્રયત્નો પણ ઘણાં કર્યા. સાહિત્યકાર અને પંડિતોને ત્યાં તો યુવાનો ચર્ચાનો ચોક લઇ બેસતા. નગરમાં એવું કૌતૂક થયું કે નાના મોટા સહુ આ શ્લોક ગણગણ્યાં કરે અને તેને પૂરો કરવામાં બધું ભૂલી જાત-જાતના જોડકણાં કર્યા કરે. કેટલોક સમય વીતી ગયો. પૂર્તિ થઇ નહી તેમ વાત વિસારે પણ પડી નહી. એવામાં તેજોલેશ્યાવાળા મુનિરાજ તે નગરમાં આવી ચઢયા. લોકોને એકજ લગની લાગેલી, તેમને તો મુનિ આવે છે કે જાય છે તેના કરતાં કોની સહાય મળે એમ છે, એનો જ ખ્યાલ રહેતો. મુનિ ગામબહાર ચૈત્યમાં આવી રહ્યા. તેમને પણ લાગ્યું તો ખરું કે લોકો નવા ચક્કરમાં આવી ગયા છે. ત્યાં પાસે જ ઢોર ચરાવનાર રબારીએ વિચાર કર્યો 'આ મહાત્મા ભણેલા ને વિદ્વાન છે માટે લાવ તેમને જ પૂછી જોઉં. જો સાચું પડે તો ન્યાલ થઈ જઇએ' એ તો આવ્યો મહારાજ પાસે. ખૂબ ભાવથી પગે લાગી એણે વાત કરી. અડધો શ્લોક સંભળાવ્યો અને આ અર્ધાને પૂરો કરવા કેટલો પ્રયત્ન થઇ રહ્યો છે તે કહ્યું. મુનિ વિચાર કરતાં પોતામાં ઉંડા ઉતરી ગયા. તે બધાં અજ્ઞાનજીવો ને તેમના બળતાં કલેવરો તેમની સામે જાણે ચકરાવા લેવાં લાગ્યાં. મુનિ ત્રાસી ગયા. અનાયાસે તેમના મુખમાંથી શબ્દો સરી પડયા.'

येनामि निहताः कोपात् स कथं भविता हहा ।

અર્થાત્ 'ક્રોધથી જેમણે આ હણ્યાં અરે રે! તેમનું શું થશે.' આ સાંભળી ગોખતો ગોખતો ગોવાળીઓ ત્યાંથી ખસી ચાલતો થયો અને મુનિ આત્મશુદ્ધિનું વિશ્લેષણ કરવામાં પડયા.

ગોવાળે ઉત્તરાર્ધ, રાજાને જઈને સંભળાવ્યો. રાજા સાંભળી ચમકયા : તેને ગોવાળપર સંદેહ થતાં કહ્યું 'ઉત્તર સાચો પણ તું ખોટો છે. ચાલ સાચું બોલ, કોણે તને ઉત્તરાર્ધ શિખવ્યો નહી તો અપરાધી થતાં વ્યથાના પાર નહી રહે." તેણે તરત સાચી વાત કહી દીધી. રાજા તરત મુનિ પાસે આવ્યા. ભાવપૂર્ણ વંદના કરી પોતાના અપરાધની ક્ષમા માંગવા લાગ્યા. મુનિ વિવેક પામી બોલ્યા 'હે મહાનુભાવ! આમાં અપરાધ તારો કયાં! અપરાધી તો હું છું. તારે મને ક્ષમા આપવાની છે, તું અજ્ઞાન પણ હતો ને હું સંયમધારી સમજુ મહાત્મા! માટે મને ક્ષમા આપ.' આમ તેઓ પરસ્પર ક્ષમાની વાત કરતા હતા ત્યાં કોઈક કેવલી ભગવંત ત્યાં આવી ઉભા. બંને તેમને ચરણે પડયા અને વિનવ્યા કે પ્રભુ! અમારાં આ ઘોર પાપનો નાશ કેમ થશે. ? જ્ઞાની બોલ્યા 'તમે બંનેએ ઘોરાતિઘોર પાપ કર્યાં છે. અતિભારે દુષ્ટ કર્મ હોઈ તમે તેમાંથી છુટી શકો તેમ નથી. છતાં તેનો એક માર્ગ છે.' તે બંને તરત બોલી ઉઠયાં 'અવશ્ય ભગવંત જે હશે તે કરીશું પણ આ દુરંત દુરિતમાંથી તો ઉગારી લો.' તેમણે કહ્યું 'તમે બંને શ્રી શત્રુંજયતીર્થે જઈ તીવ્ર તપ પૂર્વક યાત્રા કરો, તમારા પાપનો અંત આવશે' આ સાંભળી બંને શ્રી શત્રુંજય ગિરિરાજ પર આવી ભાવપૂર્ણ ચારિત્ર પાળી, આરાધક થયા. એ મહાતીર્થની યાત્રાથી તેમના પાપનાં પુંજ જાણે બળવા લાગ્યા. સત્ત્વશીલ ક્ષમાપના, નિઃશલ્ય તપશ્ચરણ, ક્રિયાની અનન્યરુચિ અને શત્રુંજય જેવું તીર્થ ? કોટિ કલ્યાણ થાય. તે બંને પણ ત્યાં મુક્તિને પામ્યા.

આમ તીર્થસેવારૂપ સમકિતના અંતિમ ભૂષણની પ્રશંસા સાંભળી હે ભાગ્યશાલી જીવો! તમે પણ કુવિકલ્પની જાલ છોડી તીર્થસેવામાં તત્પર થાવ.



## ૪૧. સમ્યક્ત્વનું પ્રથમ લક્ષણ—શમ

જેમ હૃદયના ધબકારા આદિ ચિહ્નો—લક્ષણોથી પ્રાણ જાણવામાં આવે છે તેમ શમતાદિ લક્ષણોથી સમ્યક્ત્વ જણાય છે. જે એકને જોઈએ છીએ, તે બીજાને પણ જોઈએ છીયે. માટે સંસારમાં સંઘર્ષણ ચાલ્યા જ કરે છે. માણસ સામાને પાઠ શિખવવા કે શિક્ષા આપવા માગે છે. તેમાં વિધ્વંસક પ્રકાર પર જીવને શ્રદ્ધા જલ્દી થઈ જાય છે. કારણ કે તેના પરિણામ ઘણીવાર પ્રત્યક્ષ જોવા મળે છે. માટે એ ઇંટનો જવાબ પત્થરથી આપી, શિક્ષા આપી બદલો લેવા કે દબાવવા માંગે છે. તે માટે જાતજાતના શસ્ત્રાસ્ત્રો અને સ્વરક્ષાના વિવિધ ઉપાયોની નિત નવીન શોધ કર્યા જ કરે છે. પણ તેથી તેની પરિસ્થિતિ સરલ થવાને બદલે વધારે જટિલ થાય છે. સમ્યક્ત્વશાલી આત્મા પોતાને મહાઅનર્થ અને હાનિ કરનારને પણ શમતાથી સહી લે છે અને ક્રોધાદિ કરતો નથી. તેથી તે મહાભાગ સમકિતવંત તરીકે ઓળખાઈ આવે છે, એક

સમતાવાન્ સંસારના સમસ્ત ધારદાર શસ્ત્રોને બૂઠાં બનાવી શકે છે. આ અજર અમર, અવિનાશી આત્માને કોઈ મારી–કૂટી શકતો નથી. તો શાને સંસાર વધારવો ?

## સમતાપરક કૂરગડુમુનિનું દૃષ્ટાંત.

વિશાલાનગરની બાહ્ય પગડંડીપર એક માસોપવાસી તપસ્વીમુનિ એક બાલમુનિ સાથે જઈ રહ્યા હતા. નગરમા ગૌચરી આવતાં માર્ગમાં તે તપસ્વીના પગતળે અજાણતાં એક નાનકડી દેડકી ચંપાઈ ગઈ હતી. ચપળ બાળમુનિએ તે જોઈ અને જણાવ્યું. તેમને ઉપયોગ ન હોતો, માર્ગમાં બીજાં પણ નાના મોટાં ઘણાં કલેવરો જ્યાં ત્યાં દેડકાઓનાં પડેલાં હતાં. ઉપાશ્રયે આવ્યા બાદ, ગોચરી આલોવતાં, પછી સાંજે પ્રતિલેખન અને છેવટે પ્રતિક્રમણ સમયે એમ ત્રણવાર બાળમુનિએ તપસ્વીને દેડકીની આલોચના સંભારી આપી. એક વાત અને અનેક સાધુઓની વચ્ચે કરવાથી તે તપસ્વીને ક્રોધ આવ્યો. તેઓ ઉભા થયા, બાળમુનિ તો ચપળ એટલે ઉભા થઈ ભાગ્યા, પાછળ તપસ્વી પણ ભાગ્યા. રાત્રિના અંધારામાં થાંભલા સાથે માથું ભટકાતાં–ધોરી નસ તૂટી જતાં તેઓ ત્યાંજ કાળ પામ્યા.

ત્યાંથી જ્યોતિષીદેવ થઈ મહાવિકરાળ દૃષ્ટિવિષસર્પ થયો. તે વનમાં બીજા પણ દૃષ્ટિવિષ સર્પો થયેલા, તેમાં કેટલાંક જાતિસ્મરણજ્ઞાન પણ પામેલાં તેથી તેઓ કોઈને પીડા ઉપજાવતા નહી. હિંસક આહાર લેતાં નહી અને બિલમાં શાંતિથી પડયાં રહેતાં. રાત્રે વાયુ માટે બહાર નિકળતાં અને પાછા દરમાં ભરાઈ રહેતાં. તેમની આવી પ્રવૃત્તિ જોઈ આ સર્પને પણ જાતિજ્ઞાન થયું. પૂર્વભવનું શ્રમણજીવન–તેની ઉત્કટકોટિની તપોનુષ્ઠાનવાળી સાધના, તેમાં તોતીંગ વિરાધના ઉભી કરનાર પ્રચંડ ક્રોધ ? અને એના પરિણામે આ દુરંત દુઃખનો અનુબંધ કરાવનાર વિષમય વિષધરનું–વિષની જ્વાળાથી આકુલ જીવન ! અરે ! હવે આમાંથી કેમ ઉગરવું ? કોઈપણ જીવને પીડા કે મૃત્યુના હેતુરૂપ મારે થવું નથી, એમ વિચારી તેણે પણ દિવસ આખો બીલમાં રહેવાનું અને રાત્રે નિર્દોષ રીતે જીવિકા ચલાવવાનું નક્કી કર્યું.

એવામાં મહારાજા કુંભના પુત્રનું સર્પદંશથી મૃત્યુ થયું. યુવાન પુત્રના અકાળ અવસાનથી રાજાને સર્પની જાત ઉપર ક્રોધ અને તિરસ્કાર ઉત્પન્ન થતાં તેણે એવી ઉદ્‌ઘોષણા કરાવી કે 'જે કોઈ સર્પને મારી લાવશે તેને એક સર્પ દીઠ એક સુવર્ણમુદ્રા આપવામાં આવશે.' લોભી અને અબોધ લોકો જ્યાં ત્યાંથી સર્પને શોધી, મારવા અને સુવર્ણમુદ્રા મેળવવા લાગ્યા. એમ કરતાં કેટલાંક ગારૂડી જ્યાં દષ્ટિવિષસર્પ દિવસભર દરમાં સંતાઈ રહેતો રતો ત્યાં આવ્યા. જે દરમાં દષ્ટિવિષ સર્પ રહેતો હતો ત્યાં આવી તેમણે તેની પૂંછડી પકડીને ખેંચવા માંડી. સર્પે વિચાર્યું 'જો હું બહાર નિકળીશ તો મારી દષ્ટિથી આ અજ્ઞાન માણસો બળી જશે.' માટે તે અંદર રહેવા અને માણસો તેને બહાર ખેંચવા સતત પ્રયત્ન કરવા લાગ્યા. આ રસાકસીમાં સર્પના કોમળ શરીરનો કેટલોક ભાગ ખેંચાઈને તુટી ગયો. માણસોએ પાછો શરીરનો ભાગ

પકડી ખેંચવા માંડયો. સર્પને ઘોર વ્યથા થવા લાગી, ક્ષમા ન કરી શકે તેવો તેનો જાતીય સ્વભાવ હોવા છતાં તેણે આત્માને અનુશાસન આપ્યું કે 'હે ચેતન ! શરીરના બહાને આ તારા પૂર્વભવનાં દુષ્કર્મો ખંડિત થાય છે, અજર, અમર, અવિનાશી આત્મા જરાય ભેદાતો છેદાતો નથી, તું થોડીવાર સહન કરી લે. લાંબો કાળ કોઇને સહન કરવું પડતું નથી. આ વેદના ભવિષ્યમાં કલ્યાણ કરનાર છે. સંસારમાં કલ્યાણથી કશું શ્રેષ્ઠ નથી.'

આ ઉત્તમ પરિણામમાં જ સર્પનું મૃત્યુ થયું અને તેનો જીવ સર્પો મરાવનાર તે જ કુંભરાજાની પટ્ટરાણીના ગર્ભમાં આવ્યો. રાજાને સ્વપ્નમાં નાગરાજે જણાવ્યું કે તને એક ઉત્તમપુત્રની પ્રાપ્તિ થશે. તું હવે સર્પની હત્યા ન કર.' રાજાએ સર્પની હિંસા બંધ કરાવી. સમયે પુત્ર થતાં તેનું નાગદત્ત નામ રાખ્યું. યુવાન થયેલા રાજકુમારને મહેલના ગવાક્ષમાંથી રાજમાર્ગે જતાં એક મુનિને જોતાં જાતિસ્મરણજ્ઞાન થયું અને તેઓ દીક્ષા લેવા તૈયાર થયા. માતા–પિતાએ સંસારના પ્રલોભનો અને સાધુજીવનની કઠિનાઈ સમજાવી–ઘણાં પ્રયત્નો કર્યા પણ નિર્ધાર કરી ચુકેલા રાજકુમારને તેમણે અનુમતિ આપવીજ પડી. કુમારે દીક્ષા લીધી. આત્મસાધનામાં સાવધાન થયા પણ તિર્યંચયોનીમાંથી આવેલ તેમનાથી પોરીસીનું પચ્ચક્ખાણ પણ થતું નહી. ગુરુમહારાજે કહ્યું 'તપ કઠોરકર્મનો સરલતાથી નાશ કરે છે, તપનો અચિંત્ય પ્રભાવ છે. પણ તારાથી તપ ન થઈ શકે તો તું ક્ષમાશીલ થજે. ક્ષમાથી તને તપનો લાભ મળશે.' તેમણે ગુરુની શિખામણ માથે ચઢાવી આત્મામાં ક્ષમાને પચાવવા માંડી.

તેમને સવાર પડતાંજ ભૂખ લાગતી. તેઓ વહોરવા નિકળી પડતા. એક ગડુ (નાનું વાસણ) પ્રમાણ કુર (ભાત) તેઓ વાપરે (જમે) ત્યારે તેમને શાંતિ થતી. પછી તેઓ જ્ઞાન–ધ્યાનમાં લાગતા. આમ રોજ કરવાને કારણે તેમનું નામ 'કુરગડુમુનિ' તરીકે પ્રસિદ્ધ થયું. તેમના સમુદાયમાં અનેક ઘોરતપસ્વી સાધુઓ હતા. તેમાં એક મહિનાના ઉપવાસે પારણું કરી કરી માસોપવાસ, બે મહિનાના, ત્રણ મહિનાના અને ચાર–ચાર મહિનાના ઉપવાસ કરનાર મહાતપસ્વી તેમના ગુરુભાઈઓ હતા. તેઓએ ઘોર તપ કરી ઘણી કીર્તિ મેળવી હતી. તેમને કુરગડુની ભૂખવૃત્તિ ગમતી ન હતી. તે ચારે જણને પછી તો કુરગડુની નિંદાની ટેવ પડી. 'કેવો ખાઉધરો છે, જાણે ખાવાનું ભાળ્યુંજ નથી. સવાર પડે ને ઉપડે વહોરવા. ઇત્યાદિ નિંદા તેઓ કરતા, કુરગડુ તે સાંભળતાં છતાં ગુરુમહારાજના ઉપદેશ પ્રમાણે સહન કરી લેતા ને તેમના તપની અનુમોદના કરતા.

એકવાર શાસનદેવીએ આવી કુરગડુને વંદન કર્યું. અને સહુની સમક્ષ તેમની સ્તુતિ–નુતિ કરી. આ જોઈ આશ્ચર્ય પામેલા તપસ્વીઓ એક–બીજાની સામે જોવા લાગ્યા. તેમનાથી રહેવાયું નહીં અને તે બોલ્યા 'દેવી, અમ જેવા ઘોરતપસ્વીને છોડી આ ખાઉધરા મહાત્માને વંદન અને તેમના વખાણનો શો અર્થ છે ?' દેવીએ કહ્યું:

સહુથી મોટી ક્ષમા છે. સાધુનો તો એ પ્રથમ ધર્મ છે. દ્રવ્ય તપ કરતાં ભાવ તપ મહાન છે. માટે મેં તેમને વાંદ્યા. ઠીક ત્યારે જાઉં છું. સાતમા દિવસે આ ગચ્છમાં કોઇ કેવળી થશે ત્યારે પાછી આવીશ.' એમ કહી તેઓ અદશ્ય થયા. બરાબર સાતમે દિવસે કૂરગડુમુનિ સવારના પહોરમાં વહોરીને આવ્યા. ગુરુમહારાજને દેખાડી અન્ય મુનિઓને તેમજ તપસ્વીઓને નિમંત્રણ કર્યું. 'મને લાભ આપો.' આમાંથી કાંઇ સ્વીકારો' એમ કહ્યું. આ સાંભળતાં જ તપસ્વીઓનો પીત્તો ગયો. 'માંડ વાપરવા, સવારના પહોરમાં ઉઠતાં સાથે ખાવા સિવાય તારે ધંધો શો છે? અમને ખાવાનું કહેતા શરમ આવે છે?' ઇત્યાદિ સાંભળી શાંતિથી પાતરાં ઉપાડી એક તરફ વાપરવા બેઠા. તપસ્વીઓ તેમની તરફ ઘૃણાથી જોતા રહ્યા.

એક તપસ્વીને ઉધરસથી બળખો આવ્યો તે થૂંકતા કૂરગડુના ભોજનમાં પડ્યો. દેખીતી રીતે જ કોઇને પણ સૂગ ચડે એવી સ્થિતિમાં પણ કૂરગડુ સ્વસ્થતાથી વિચારે છે કે 'અરે રે, હું કેવો પ્રમાદી છું કે તપ તો કરી શકતો નથી જ, પણ આવા મહાતપસ્વીનું વૈયાવચ્ચ પણ થતું નથી. ધિક્કાર છે મને.' ઇત્યાદિ આત્મનિંદા કરતા, તપસ્વીઓની શ્લાઘામાં બળખાને પણ ભૂલી જઇ આહાર કરતાં તેમને તે જ ક્ષણે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. તરત જ દેવસમૂહ દોડી આવ્યો. સુવર્ણકમળ રચી તે ઉપર કેવળીને બેસાડી તેમણે મહોત્સવ કર્યો.

આ બધું નજરે જોતાં દેવીના શબ્દો સંભારતાં તે ચારે તપસ્વીઓ ઉંડા ચિંતનમાં ઊતરી ગયા કે 'ધન્ય ક્ષમા! ધન્ય સાધુ! અમે તો માત્ર દ્રવ્ય તપસ્વી છીયે. ખરા તપસ્વીઓ તો આ કૂરગડુ છે. તેમણે સંયમ સાચવ્યું ને આત્માનું કામ કાઢયું. અમે અમારું પડતું મૂકી તેમના આહારની ચિંતા કરી. તે તર્યા ને અમે રહ્યા.' ઇત્યાદિ પશ્ચાત્તાપપૂર્વક તેઓ કૂરગડુ મુનિને ખમાવવા લાગ્યા. મન-વચન અને કાયાની શુદ્ધિપૂર્વક સચ્ચાઈથી ખમાવતા તે ચારેને તે જ વખતે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ચારે તરફ જયજયકાર થઇ રહ્યો. દેવો ને મનુષ્યો આનંદમાં બહાવરા થઈ નાચી રહ્યા. ક્રમે કરી પાંચે કેવળી મુક્તિ પામ્યા.

શાંતિ, ક્ષમા, ક્ષાંતિ, શમ-પ્રશમ આદિ નામથી સૂત્રમાં સમ્યક્ત્વના આદિ લક્ષણ તરીકે વર્ણવેલ છે. આ ગુણ ધર્મમાં આદિ છે. તે અંતિમ (કેવળ) જ્ઞાનને આપનાર છે. માટે આ સમતા ગુણનો જીવનમાં વિકાસ કરવા નિરંતર પ્રયત્ન કરવો જોઇએ.



## ૪૨. સમ્યક્ત્વનું બીજું લક્ષણ—સંવેગ

અનાદિકાલના અજ્ઞાનને લીધે આ જીવને સદા સંસાર ગમ્યો છે. સંસાર માટે તે બધું કરી છુટયો છે. કારણ કે તેને સુખી થવું છે ને ડગલે ને પગલે તેણે સંસારમાં અચરજ ઉપજાવે તેવાં સુખો નિહાળ્યાં છે. જે ભાળ્યું તે મેળવવા દુઃખો, વ્યથાઓ, ઓઆઓ બધું વેઠયું ને મોટા મોટા સાહસો પણ ખેડયાં છતાં જીવ એ ન સમજી શકયો કે આ સુખ જ મારા દુઃખનું કારણ છે. પરંતુ તથાભવ્યતાના પરિપાકે મહાપુણ્યના યોગે કોઇ સાચા ગુરુના સંયોગે જીવને સમ્યક્ત્વનો લાભ થાય, અને સાંસારિકસુખની વાસ્તવિકતાનો બોધ થતાં તે એકાંત નિત્ય શાશ્વત મોક્ષસુખનો—સંવેગનો રસિયો બને. આમ મોક્ષ મેળવવાની અભિલાષા જાગે અને સાંસારિક (મનુષ્ય કે દેવ સંબંધી) સુખાભાસને દુઃખરૂપ માને એ સંવેગ નામનું બીજું લક્ષણ કહેવાય.

જીવને સંસાર આખાની સંપત્તિ કે સત્તા મળવા છતાં સંસારમાં એ કેટલો દયનીય હોય છે, તે અનાથી મુનિના દૃષ્ટાંતથી સારી રીતે જણાય છે.

### અનાથી મુનિનું દૃષ્ટાંત.

એકવાર મગધસમ્રાટ્ મહારાજા શ્રેણિક રાજગૃહીના ઉપવનમાં ચાલ્યા જતા હતા. ત્યાં તેમની નજર વૃક્ષોના ઝુંડ વચ્ચે ઉભેલા યુવાન સંત ઉપર પડી. સુકુમાર સુવર્ણવાન શરીર, સુપ્રમાણ અંગ ઉપાંગ, સુંદર ઘાટીલો બાંધો, આશ્ચર્યકારક સૌષ્ઠવ, ઉગતી યુવાની, ઓજ–તેજ, રૂપ અને સુંદરતાનો સુભગ સંગમ! અજાણપણે ખેંચાતા રાજા ત્યાં જઇ પહોંચ્યા અને વિચારવા લાગ્યા 'અહો આ મુનિનું આશ્ચર્યકારક રૂપ! અહો લાવણ્યમય રૂપછટા, અદ્ભૂત શીતળતા, અપૂર્વ ક્ષાંતિ અને ભોગમાં અનાસક્તિ! આ બધું કયાંય જોવા ન મળે એવું આમની એકલાની પાસે છે. કેટલાં સ્વસ્થ અને નિર્ભય છે! કેવા પ્રિય અને મધુર લાગે છે? અહીં કયાંથી આવી પહોંચ્યા? ઇત્યાદિ વિચારતા રાજા ઘોડા પરથી ઉતરી મુનિ પાસે આવી નમસ્કાર કર્યો. મુનિનું ધ્યાન પૂરું થતાં મનની વાત પ્રકટ કરતા બોલ્યા 'મહારાજ! તમારું અદ્ભુત શરીર અને ઉગતી ઉંમર છે. એમાં તમે આવો કઠોર માર્ગ શાથી લઇ બેઠા?' મુનિ બોલ્યા; 'રાજા! હું અનાથ હતો. મારો કોઇ સ્વામી ન હતો; અને મારા ઉપર કોઇ સ્વામી ન હતો અને મારા ઉપર કોઇ દયા કરનાર પણ ન હતું તેથી તરૂણવયમાં પણ મેં શ્રામણ્ય લીધું.'

આ સાંભળી હસી પડતા રાજા બોલ્યા 'ઓ મુનિ! તમારા રૂપ, સૌષ્ઠવ, ભાષા આદિથી એમ માની શકાય નહીં કે તમે અનાથ હશો, છતાં તમારી વાત સાચી હોય તો હું તમારો નાથ. ચાલો મારી સાથે. સ્વેચ્છાએ ભોગો ભોગવો. મારૂં રાજ્ય એ તમારૂં જ છે. સ્વૈર વિલાસ કરો. કેમકે માણસનું જીવન ને એમાં આવી યુવાની અતિ દુર્લભ છે. એને સફળ કરો.'

આ સાંભળી હસતા મુનિ બોલ્યા 'અરે ભોળા રાજા! તમે પોતે જ ત્યાં

અનાથ છો તે મારા નાથ કેવી રીતે થશો ? કદી નહી સાંભળેલા આ શબ્દો સાંભળી ક્ષણવાર અવાચક થઇ ગયેલો રાજા મુનિને જોઇ રહ્યો પછી બોલ્યો વાહ, તમે આ શું કહ્યું ? તમે મને ઓળખ્યો નથી લાગતો. હું મગધનો નાથ છું. સમ્રાટ્ ભંભાસાર શ્રેણિક ! તમે સમજીને બોલો. રત્નોથી ઉભરાતા કોષ, ઢગલાબંધ સુવર્ણ, સ્હેજે ન ગણી શકાય તેટલા હાથી, ઘોડા, નોકરો અનેક રાજરમણીથી શોભતા અંતઃપુરનો હું સ્વામી છું, પાલક છું. તમે મને પણ અનાથ લેખ્યો ?'

મંદહાસ્ય સાથે મુનિ બોલ્યા 'ભલા રાજા, હું તમને પણ અનાથ કહું છું. આ પદાર્થોના સ્વામિત્વથી જીવને અભિમાન થાય તે સ્વાભાવિક છે. હું અને મારું આ ગૌરવ રહે. પણ જ્યારે સાચી સમજણ આવશે ત્યારે તમે પણ મારી જેમ તમારી જાતને નિરાધાર, અસહાય અને અનાથ માનવા લાગશો. નાથ–અનાથના ભેદને હું મારી આપવીતીથી સમજાવું છું.' સાંભળો :—

કૌસાંબી નગરીમાં મહાપ્રતાપી મહીપાલ રાજા રાજ કરે છે. હું તેમનો યુવરાજ હતો. યુવાની પાંગરી હતી. અનેક યુવાન રાજકન્યાઓ મને પરણી હતી. વૈભવથી ભરેલો મહેલ હતો. દાસ–દાસીનો પાર નહોતો. ત્યાં ઓચિંતી મારી આંખ દુઃખવા આવી. દાહજ્વર પણ એવો ચઢ્યો કે રોમેરોમ લાગ્યા બળવા ! ક્ષણવારેય ચેન નહી. વેદના સહાય નહી. મારા આક્રંદનથી રાજપરિવાર પણ રડી રહ્યો. નામીચા વૈદ્યો ને પ્રસિદ્ધ તાંત્રિકોએ આવી ઘણા ઉપચાર કર્યા પણ એકે કારગત ન નિવડ્યા.

મારી વ્યથા જોઇ અતિ વ્યથિત થયેલા મહારાજાએ ઘોષણા કરાવી કે 'મારા પુત્રની વેદના જે દૂર કરશે તેને હું મારું અર્ધરાજ આપીશ.' પછી તો પૂછવું જ શું ? કોણ જાણે કેવા કેવા લોકો રાજમહેલમાં આવવા લાગ્યા. જાતજાતનાં ઔષધોપચાર ને વિધિવિધાનો કરવા લાગ્યા પણ બધું વ્યર્થ. મારાથી પીડા સહન થતી નહોતી. હું શય્યામાં તરફડતો હતો ને મારા પલંગની ચારે તરફ બેઠેલા માતા–પિતા, ભાઇ–બહેનો અને મારી પત્નીઓ રડ્યા કરતા હતા.

કોઇ જમે નહી, પીવે નહી, કાંઇ કામકાજ, સ્નાન અંગરાગ આદિ બધું મૂકી સમર્થ લોકો પણ અસહાયપણે મારી વેદના જોઇ આંસુ સારે પણ કાંઇ ઉપાય કરી શકે નહી. ત્યારે મને વિચાર આવ્યો કે હું સમર્થ રાજાનો યુવરાજ છું, આ બધાને વહાલો છું. અઢળક વૈભવ છે છતાં મને આ વેદનામાંથી બચાવે એવું કોણ ? અનાથાશ્રમના બાળક કરતાં પણ હું દયનીય છું. જો એમ ન હોય તો આ લોકો તરત મને સાજો ન કરે ? અને આવું શું દરેક ભવમાં શક્ય નથી ?

આટલી બધી સગવડ ને શક્તિવાળાની આ દશા, તો ભવાંતરમાં જ્યારે અગવડ ને નિર્બળતાથી ઘેરાયેલા મેં કઇ વ્યથા સહન નહિ કરી હોય ? જેના માથે નાથ હોય તેની આ પરિસ્થિતિ હોઇ શકે નહી. મને લાગે છે કે આ વ્યથામાંથી ધર્મ સિવાય કોઇ ઉગારી શકે એમ નથી. હવે આ વેદના મારાથી સહન થતી નથી. મને

નથી. મને બચાવો....સહાય કરો....ઓ ધર્મદેવ ! ઓ સાચાનાથ ! હું તમારે શરણે છું. તમે મારી રક્ષા કરો. હું તમારી દાસતા સ્વીકારી સંસારની દાસતાથી મુક્ત થવા ઝંખું છું.' મગધના મહારાજા ! અંતઃકરણથી આ નિર્ણય કરતાં જ વેદના ઓગળવા લાગી. બળતરા શમવા લાગી. કોઇ અકલ્પ્ય શાંતિ વ્યાપવા લાગી.

કેટલીય રાતોના ઉજાગરા પછી આંખ ઘેરાવા લાગી. થોડીવારમાં ઘસઘસાટ ઉંઘ આવી ગઈ. સહુએ નિરાંતનો શ્વાસ લીધો. સવારે હું જાગ્યો. ચારે તરફ શાંતિ પથરાયેલી જોઇ. મને સ્વસ્થ જોઈ સહુ મલકાઈ ઉઠ્યા હતા. મારા મનમાં ઉંડુ મંથન ચાલતું હતું, ધર્મની આ શક્તિને લોકો સમજી શકતા નહી હોય ? મેં સહુને ધર્મનું સામર્થ્ય સમજાવ્યું. સહુએ સાચું સાચું કહ્યું. મેં દીક્ષાની અનુમતિ માંગી. સહુએ એકી સાથે ના પાડી. મેં પૂછ્યું 'તમે હમણાં ધર્મના સામર્થ્યનો સ્વીકાર કર્યો હતો, તે શું પ્રપંચ હતો ?' ઈત્યાદિ બોધ આપી મેં તે જ વખતે દીક્ષા લીધી. ધર્મના નિર્ણયમાં જરાય ઢીલ કરાય નહી.

સહુને ધર્મ કરવાની ભલામણ કરી હું મુનિવેષે ત્યાંથી ચાલી નિકળ્યો. ત્યારથી મારૂં નિરાશ્રિતપણું અનાથપણું ટળી ગયું છે. હું એ અનુભવી શકું છું. જીવોનો રક્ષક થતાં હું તેમનો નાથ થયો છું અને ઈચ્છાઓને જીતવાને કારણે પણ હું મારો નાથ થયો છું. યોગ-ક્ષેમની પ્રાપ્તિ કરાવે તે નાથ. આપણો આત્મા જ નાથ છે.

આ સાંભળી આશ્ચર્યચકિત રાજાએ પૂછ્યું 'ભગવન્ ! યોગ-ક્ષેમ એટલે શું ?' મુનિ બોલ્યા 'અપ્રાપ્તની પ્રાપ્તિ તે યોગ અને પ્રાપ્તનું રક્ષણ તે ક્ષેમ એટલે કે જ્ઞાનાદિ ગુણની પ્રાપ્તિ અને તેની સુરક્ષા એમ યોગ અને ક્ષેમનો કરનાર મારો આત્મા છે. તેથી હું સનાથ છું.'

મહાવ્રતમય ધર્મ પામી, અતિ પ્રમાદવશ જેઓ વ્રત પાળતા નથી, રસાસ્વાદમાં આસક્ત અને ઇંદ્રિયવશ પડે છે તે બિચારા સાવ અનાથ છે એમ તીર્થંકર પરમાત્માએ કહ્યું છે. તેમની સાધુતા નિરર્થક છે. છેવટે તેમનું આ આચરણ તેમને વિપરીત ફળ આપે છે. તેમનો આલોક અને પરલોક બંને વિનાશને પામે છે. ચારિત્ર ગુણોથી સંપન્ન સાધુ આત્મબુદ્ધિથી આશ્રવ રહિત સંયમ પાળી સમગ્ર અષ્ટકર્મનો નાશ કરી અનંત સુખમય નિર્વાણને પામે છે.

અનાથી મુનિની આ ઉત્તમ વાતો સાંભળી અતિ પ્રસન્ન થયેલા રાજા શ્રેણિક તેમની મહાનતા જાણી તેમના ચરણોમાં નમી પડ્યા. હાથ જોડી કહેવા લાગ્યા હે મુનિરાજ ! તમે કહ્યું તે યથાર્થ છે. તે જ સાચી સનાથતા છે. મારી નાથતા અભિમાનિકી અને નાશવંતી છે, જે ભયંકર દાસતા પણ અપાવે

'તમારું જન્મવું ને જીવવું સફળ છે. ઉત્તમોત્તમ ગુણો પામવાથી સાચે જ તમે સનાથ છો, સબાંધવ છો. તમે અતિ ઉત્તમ માર્ગે પ્રવર્ત્યા છો. ધન્ય છો, કૃતપુણ્ય

છો. તમે તો અનાથોના નાથ છો. સમસ્ત ચલ-અચલ જીવોના રક્ષક હોઇ તમારું નાથત્વ વારે વારે પ્રશંસાને યોગ્ય છે. હું તમને ઓળખી ન શક્યા તેથી તમને અનાથ માન્યા, તમારા નાથ બનવાની મેં ધૃષ્ટતા કરી, સાંસારિક ભોગો માટે નિમંત્રણા કરી તમારી સાધનામાં ખલેલ કરી. આમ મેં આપના ઘણા અપરાધ કર્યા. પરંતુ હે કૃપાસિન્ધુ! હું આપને ખમાવું છું માટે મને ક્ષમા આપો.' એ પ્રમાણે વારંવાર ક્ષમા માગી, એ રાજર્ષિની ઘણી સ્તુતિ કરી. નરેન્દ્રચક્રમાં ચંદ્રમા જેવા રાજા શ્રેણિક સપરિવાર ધર્માનુરક્ત થઇ નગરમાં પાછા ફર્યા.

અગણિત ગુણસમૂહથી સમૃદ્ધ તે અનાથી નિર્ગ્રંથ મુનિ પક્ષીની જેમ પ્રતિબંધ રહિત થઇ પૃથ્વી પર વિચરતા હતા. ત્રણ ગુપ્તિથી ગુપ્ત અને ત્રણે ઉગ્ર દંડથી વિરામ પામેલા, મોહાદિકને સંપૂર્ણ રીતે પરાસ્ત કરી સંવેગના પ્રતાપે મહામહોદય અને પ્રાંતે અક્ષય સુખમય મુક્તિને પામ્યા. જેમનો સંવેગરંગ અધિક અધિક દીપ્તિમાન થતો જાય છે તે ધનભાગ સહેલાઈથી આ દુઃખમય સંસાર સાગર તરી જાય છે.



## ૪૩. સમ્યક્ત્વનું ત્રીજું લક્ષણ-નિર્વેદ

આ સંસારમાં એવા પણ કેદીઓ છે જેમને જેલખાનું પણ જેલખાનું નથી લાગ્યું. જેલમાંથી છૂટવાની વાત તો ક્યાંય રહી. તેમણે જેલનો કાંકરો ખરે તે પણ સહ્યું નથી ને બંદીગૃહની સુરક્ષા કાજે પોતાના પ્રાણ પણ આપ્યા છે. સંસારની વાસ્તવિકતા ન જણાય ત્યાં સુધી જીવો આવા બાલીશ કેદીનું જીવન જીવતા હોય છે. સદ્‌બોધ આવતા આ આત્મા સાંસારિક સોના-હીરાની બેડીઓમાંથી છૂટવા રાત-દિવસ વલખા મારતા હોય છે. સંસારરૂપ કારાગારમાંથી છૂટવાની તાલાવેલી જરાક અવસર મળે તો છૂટી જવાની દૃઢ બુદ્ધિ જેનામાં હોય તે નિર્વેદવાળા કહેવાય.

સિદ્ધાંતમાં (ઉત્તરાધ્યનનમાં) જણાવ્યું છે કે 'હે ભગવંત! નિર્વેદથી જીવ શું પામે?' ઉત્તર આપતાં ભગવાને કહ્યું છે કે 'નિર્વેદથી જીવ દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી કામભોગથી વિરક્ત થાય છે અને વૈરાગ્ય પામે છે. તેથી સર્વ વિષયોમાં વિરાગતા થતા આરંભ અને પરિગ્રહનો ત્યાગ કરે છે. આરંભ-પરિગ્રહના ત્યાગે સંસારમાર્ગનો નાશ અને મુક્તિમાર્ગની પ્રાપ્તિ થાય છે.' નિર્વેદના પ્રસંગે હરિવાહન રાજાની વાર્તા નીચે પ્રમાણે છે:—

ભોગાવતી નગરીમાં ઇન્દ્રદત્ત નામના રાજા રાજ્ય કરે. તેમને હરિવાહન નામનો પુત્ર. રાજકુમારને એક સુથાર પુત્ર અને બીજો શ્રેષ્ઠિ પુત્ર એમ બે મિત્રો હતા. હરિવાહન પોતાના મિત્રો સાથે સ્વચ્છંદ ક્રીડા કરતો. એકવાર રાજકુમારની ફરિયાદ આવતા

ઈન્દ્રદત્ત રાજાએ હરિવાહનને ઠપકો આપ્યો. પિતાની તર્જનાથી કુમારને લાગી આવ્યું. તેણે વિદેશ જવાનો નિર્ણય કરી મિત્રોને વાત જણાવી. જો કે મિત્ર સાથે પરદેશ જવામાં પોતાના ઘરે હાનિ થતી હતી છતાં મિત્રતાને લીધે તે બંને હરિવાહનકુમાર સાથે ચાલી નિકળ્યા.

ચાલતાં ચાલતાં તેઓ એક ઘોર જંગલમાં જઈ પહોંચ્યા. ત્યાં એક વિકરાળ હાથી ઉંચી સૂંઢ કરી તેમની સામે દોડતો આવ્યો, જાણે હમણાં સૂંઢમાં પકડી ઉછાળશે કે પગતળે કચડી નાખશે. યમ જેવા તે હાથીને જોઇ સુથારપુત્ર ને વણિકપુત્ર નાસી ગયા. હરિવાહન તો કેસરીસિંહની જેમ નિર્ભય થઇ આગળ વધ્યો. હાથી પાસે આવતા તેણે જોરથી સિંહનાદ કર્યો. તે સાંભળતાં જ હાથીનો મદ ગળી ગયો ને તે જંગલમાં ચાલ્યો ગયો. રાજકુમારે મિત્રોની શોધ કરી પણ તેઓ મળ્યા નહી.

તે એકલો આગળ ચાલ્યો. ત્યાં તેણે એક સ્વચ્છ જળ ભરેલું સુંદર સરોવર જોયું. તેમાં સુગંધી કમળો ખિલ્યા હતા ને ભ્રમરો મંજુલ ગુંજારવ કરતા હતા. ત્યાં થોડો વિશ્રામ લઈ સ્નાનપાનાદિ કરી દક્ષિણ દિશા તરફ ચાલ્યો. ત્યાં મોટું ઉપવન અને તેમાં વચ્ચે સુંદર વાવડી જોવામાં આવી. સરખા પગથીયાવાળી ને રંગીન કમળોથી શોભતી વાવડીમાં તે ઉતર્યો ત્યાં એક તરફ ખડકી જોઈ.

કૌતુક થતાં ત્યાં જઇ સાહસપૂર્વક ખડકી ઉઘાડી. પગથીયાં જોઇ અંદર ઉતર્યો. આગળ જતા કોઇ યક્ષનું સુંદર મંદિર આવ્યું. રાત પડી ચુકી હતી. પોતે થાકયો પણ હતો. એટલે મૂર્તિની પાછળ શાંતિથી સૂઈ ગયો. મધ્યરાત્રે ઝાંઝર, કંકણ, ઘૂઘરાની ધ્વનિ સાંભળી તે જાગી ગયો. જોયું તો યક્ષ આગળ અપ્સરાઓ નાચતી હતી. કુમારે આવી યુવતીઓ કે રૂપ કયાંય જોયાં ન હોઇ અતિ આશ્ચર્યપૂર્વક બધું નિહાળી રહ્યા. નાટારંભ પૂર્ણ થયે દેવાંગનાઓ મંદિરની બહાર આવી. ત્યાં પોતાના વસ્ત્રો કાઢી બધી વાવડીમાં નાવા પડી. કુમારે કુશળતાથી ત્યાં આવી વસ્ત્રો ઉપાડયા ને અંદર આવી મંદિરના બારણા બંધ કર્યા. જળક્રીડા પત્યા પછી કપડાં ન મળતાં સહુ 'મારા કપડા કયાં? મારા કપડા કયાં? એમ બોલતી કપડા ખોળવા લાગી. ત્યાં મંદિરના દરવાજા બંધ જોઇ સમજી ગઇ કે કોઈ કપડા લઇ મંદિરમાં પેઠું છે. તેઓ વિચારવા લાગી કે 'સામાન્ય માણસ આવું સાહસ કરી શકે નહીં. માટે દંડ દબાણથી આ વશ નહીં થાય. સત્વશાલી છે તો ભાગ્યશાલી પણ હશેજ. તેની પાસે બળથી કામ નહી ચાલે. સમજ ને શાંતિથી કામ લેવું પડશે.

એમ વિચારી મંદિરના બારણે બેસીને બોલવા લાગી 'હે નરોત્તમ! તમે સાહસી, સાત્વિક ને શૂરા થઇને શા માટે અમારા કપડા ઉઠાવી સંતાઇ ગયા? ઉત્તમ માણસને ન શોભે એવું આ કામ છે. અમારા કપડા આપો અમને લાજ આવે છે.' કુમારે અંદરથી કહ્યું 'પવન તમારા કપડા ઉડાવી આકાશમાં લઇ ગયો હશે. જાઓ આકાશમાં જઈ તેને પ્રાર્થના કરો તે તમને પાછા આપી દેશે.' આ સાંભળી હસી

ઉઠેલી અપ્સરા બોલી 'અરે વાહ! પોતાનો અપરાધ બીજા પર ઢાળો છો? શું તમે પવન જેવા હલકાં છો કે પવન જોડે પોતાને સરખાવો છો?' તેણે ઉત્તર આપતાં કહ્યું 'હું તેવો નથી, પણ લાગે છે કે તમારાં વસ્ત્રો પવન ઉડાડી ગયો હશે.'

અપ્સરા બોલી, 'ના, તમે જ પવન છો. તમને આકાશમાં ઉડતા અવશ્ય આવડતું હશે. જો આ વાત સાચી હોય તો બારણું ઉઘાડી ગગન ગમન કરો.' ઇત્યાદિ હાસ્યવિનોદમાં કેટલો સમય વીત્યો એટલે મુખ્ય દેવાંગના બોલી 'હે ભદ્રપુરુષ! હવે પરિહાસ છોડો. અમે દેવાંગના છીયે. આ નિર્જન અને પાવન સ્થાન હોઈ અમે મનોવિનોદ અને સાત્ત્વિક આનંદ માટે અહીં ઘણીવાર આવીયે છીયે. અમારા વિનોદમાં તમે પણ વિનોદ મેળવ્યો. શૌર્ય–સાહસવાન તમે કોણ છો? તે અમે જોવા માંગીએ છીએ. પહેલા અમારા વસ્ત્રો પછી તમારું દર્શન આપો. ઘણો વિનોદ કર્યો.

આ સાંભળી કુમારે જરાક બારણું ખોલી વસ્ત્રો બહાર નાખ્યા. પછી થોડીવારે પોતે પણ બહાર આવ્યો. તેની સાત્ત્વિકતા જોઈ પ્રસન્ન થયેલી મુખ્ય અપ્સરાએ આમ આકસ્મિક દેવ–માણુસના મીલનને વખાણ્યું. માણુસની પાર વિનાની સ્વાર્થવૃત્તિ હોય છે. છતાં તમને જોઇ અમે મોટા કુળના ગૌરવને સમજ્યા છીયે. તમારા જેવા મહાનુભાવને કશું જ દુર્લભ નથી. છતાં અમારી આ ભેટ યાદગીરી માટે સ્વીકારો.' એમ કહી દિવ્ય ખડ્ગ (તરવાર) અને સ્ત્રીને પહેરવાનું દિવ્ય કંચુક આપ્યા. પરસ્પર ઘણો આનંદ વ્યક્ત કર્યો. પાછું ભવિષ્યમાં મિલન થાય તેવી શુભેચ્છા જણાવી. અપ્સરાઓ ગગનમાર્ગે ચાલી ગઇ. રાત્રિ પણ પૂર્ણ થવા આવી.

પ્રભાતકાળ થતાં તે આગળ ચાલ્યો અને એક શૂન્ય નગરમાં આવી ઉભો. ઉભા બજારો, હાટ, અને મકાનો સૂમસામ જનશૂન્ય હોવાથી ભેંકાર લાગતા હતાં, છતાં કુમાર આગળ વધ્યો. ભવ્ય રાજમહેલ જોઈ તેણે પ્રવેશ કર્યો ને ધીરે ધીરે ઉપર ચઢવા લાગ્યો, ભય ઉપજાવે તેવી ચુપકીદી ચારે તરફ પથરાઇ હતી. તે સાતમે માળ જઈ પહોંચ્યો ને તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. રૂપ રૂપના અંબાર જેવી એક જાજરમાન યુવાન કન્યા હિંડોળે બેઠી હતી. તેને જોઇ કુમાર વિચારવા લાગ્યો 'અહો શું રૂપ છે? યુવતી તો ઘણી જોઇ પણ આ તો બસ આ જ છે. લાગે છે કે વિધાતાનું આ સારામાં સારૂં સર્જન હોઈ તેણે અહીં એકાંતમાં–આને જોઇ બીજી સારી નારી બનાવી શકાય તે ઉદ્દેશથી (મોડલ તરીકે) રાખી લાગે છે.

હરિવાહનને જોઇ તે રમણી હર્ષ, વિસ્મય, ભયની મિશ્ર લાગણી અનુભવતી ઉભી થઇ અને તેને આવકાર આપી આસન પર બેસવા જણાવ્યું. કુમાર બેઠો. કુંવરી પાસે ઉભી રહી. તેને ખૂબ જ ઉદાસ જોઇ કુમારે પૂછ્યું 'તમે ઘણાં ચિંતાતુર અને ઉંડી વિમાસણમાં હોય તેમ લાગે છે. કારણ જણાવશો?' ફીકું હસતાં તેણે કહ્યું, 'હે ભાગ્યશાલી! મારી વાત લાંબી છે તે સાંભળશો તો બધું સમજાઇ જશે.' એમ કહી તેણે પોતાની કહાની પ્રારંભી.

વિજય નગરના મહારાજા વિજયસેનની હું દીકરી છું. નામ મારું અનંગલેખા છે. થોડા જ વખત પહેલાં હું અમારા મહેલની અટારીએથી નગર નિહાળતી હતી. તે વખતે આકાશમાર્ગથી જતાં કોઈ વિદ્યાધરે મને જોઇ, મોહિત થઇ તે મારી પાસે આવ્યો. હું કાંઇ વિચારૂં એના પહેલા તેણે મને ઉંચકી. હું બૂમો પાડતી રહી ને તે મને ઉપાડી અહીં લાવ્યો. આ નવા નગરની તેણે રચના કરી મને અહીં રાખી છે. ઘણા દિવસથી તે મને પરણવા મનાવી રહ્યો અને જાતજાતના પ્રલોભનો આપી રહ્યો છે. છેવટ સુધી મારી 'ના' માં તેને આશા હતી કે માની જશે પણ આજ તે ખૂબ જ ક્રોધે ભરાઇ નક્કી કરી ગયો છે કે તું હા ન પાડે તો પરાણે પણ આજે તને પરણું-પત્ની બનાવું તો જ ખરો. તે વિવાહની સામગ્રી લઇને થોડીવારમાં આવશે લાગે છે કે પરાણે પરણશે. પરંતુ મને એક જ્ઞાની ગુરુના વચન યાદ આવે છે. તેમણે જણાવેલું કે તારો પતિ યુવરાજ હરિવાહન થશે. ત્યારે આ તરફ આ પ્રબળ વિદ્યાધર ધાર્યું કર્યા વિના નહી રહે એમ પણ લાગે છે. સમજાતું નથી કે જ્ઞાનીના વચનને આ માણસ મિથ્યા કરી શકશે?'

આ સાંભળી કુમારે કહ્યું 'સુંદરી, તું ચિંતા ન કર. જ્ઞાનીના વચનો સત્ય કરવા જ હું આવ્યો છું. એ વિદ્યાધરને આવવા દે. તેનો અધર્મ એનો સર્વનાશ કરશે.' કુંવરીએ પૂછ્યું 'શું તમે જ હરિવાહનકુમાર છો?' તેણે હા પાડતા કુંવરી આનંદમાં આવી નાચી ઉઠી. અને બોલી, 'મારા દુઃખ, દોહગ ને શોક નષ્ટ થયાં. આનંદ અને ઉત્સવના દિવસો આવ્યાં' ત્યાં વિદ્યાધર આવી પહોંચ્યો.

કુમારને જોતાંજ તેની આંખો અંગારા વરસાવવા લાગી. તે તલવાર કાઢી કુમાર સામે ધસ્યો. કુમારે પણ અપ્સરાએ આપેલ દિવ્ય તલવાર લઇ સામનો કર્યો ને તલવાર ટકરાવા લાગી. કુમારના ઘા પોતાની તલવાર ઝીલવા પણ વિદ્યાધરને કપરા થઇ ગયા. તે દિવ્યશક્તિવાળી તલવાર અને કુમારની શક્તિ જોઇ પરિસ્થિતિ કળી ગયો ને યુદ્ધ આટોપતા બોલ્યો 'તમે સાહસી ને શૂરા છો. માત્ર એક સ્ત્રી માટે લડવું એ ઉચિત નથી. આ સ્ત્રીએ કદી મારા તરફ લાગણી પણ બતાવી નથી. એની ઇચ્છા હોય તો ભલે તમે પરણો આ નગર પણ તમને આપી હું મારા સ્થાને જાઉં છું. મારી પાસે છે તે પણ ઘણું છે' એમ કહી તે વિદ્યાધર ચાલ્યો.

હરિવાહને અનંગલેખા સાથે લગ્ન કર્યાં. દેવીએ દીધેલું દિવ્યકંચુક તેને આપ્યું. તે નગરમાં સારા લોકો વસાવી તે રાજા બન્યો ને રાણી સાથે સુખે રહેવા લાગ્યો.

એકવાર ઉનાળામાં રાણી સાથે રાજા જળક્રીડા માટે નર્મદાકાંઠે આવ્યા. રાણી પોતાનો દિવ્યકંચુક આમ કિનારા પાસે ઉતારીને મૂકી પાણીમાં ઉતરી. તે કંચુક પદ્મરાગમણિ જડેલો. લાલ રંગના કારણે માંસની ભ્રાંતિથી એક મચ્છ તેને ગળી ગયો. રાજા-રાણીએ યત્ન કર્યો પણ મચ્છ પાણીમાં અદૃશ્ય થઇ ગયો. દંપતીને અપાર ખેદ ને શોકનિરાશા થઇ પણ અભાગ. ભાવીને લાચારીથી નિરખવું જ પડે છે.

પેલો મચ્છ બેનાતટબંદરે કોઇ માછીની જાળમાં સપડાયો. તેને ચીરતાં તેમાંથી તે દિવ્યકંચુક મળ્યો. માછી વિચારે છે કે 'આ અતિ દુર્લભ અને મોંઘો કંચુક મારી ધણીયાણીને પહેરાવાય તો નહી પણ ઘરેય રાખી ન શકાય. જો ચોરીનો આક્ષેપ આવે તો જીવતા મોત આવે, સારામાં સારો રસ્તો રાજાને ભેટ કરવાનો છે.' એમ વિચારી તેણે રાજાને અર્પણ કર્યો. રાજાએ ઘણું ધન પારિતોષિક તરીકે આપ્યું. રાજા કંચુક જોઇ વિચારમાં પડયો કે 'અચરજ ઉપજાવે તેવી આ ચોળી પહેરનાર નારી કેટલી સુંદર અને અદ્દભુત હશે ! જો આ સુંદર કંચુક મારૂં મન હરી શકે છે તો એ પહેરનાર યુવતી તો ત્રણેલોકમાં અતિસુંદર હશે એ નિર્વિવાદ છે. એ કયાં મળે ? તેને કયાં શોધવી ?' અને રાજા આ મોહિનીમાં એવા મોહાયો કે તેનું ખાવું પીવું અને રાજનું કામકાજ બધું અટકી પડયું. રાજાની અવદશા જોઇ મંત્રીઓએ પૂછયું 'મહારાજ ! સ્વસ્થ થાવ. આ કેવી તમારી સ્થિતિ થઇ ગઇ છે ! રાજાએ કહ્યું મને જીવતો રાખવો હોય તો આ કંચુક પહેરનારી યુવતીને ગમે તેમ કરી આઠ દિવસમાં શોધી આપો. એના વગર નિશ્ચિત મારૂં મરણ થશે.'

મંત્રીશ્વરે રાજાની પરિસ્થિતિ જાણી. તેને ઉગારવા દેવીનું આરાધન કર્યું. દેવીએ પ્રકટ થઇ પ્રયોજન પૂછતાં મંત્રીએ કંચુક પહેરનારી યુવતીને ઝંખતા રાજાની સ્થિતિ કહી, અને 'એ યુવતીને અહીં લાવી આપો' એવી માંગણી કરી. ઉત્તરમાં દેવીએ જણાવ્યું કે 'મંત્રી, તમારા જેવા બુદ્ધિશાળી પણ જો રાજાને ન સમજાવી શકે અને આવા દુર્માર્ગમાં દેવોની સહાય માગે એ કેટલું અનુચિત કહેવાય.' મંત્રીએ કહ્યું 'અમે રાજાને ઘણાં સમજાવ્યા. તેઓ મરવા તૈયાર થયા પણ માનવા તૈયાર નથી.' દેવીએ કહ્યું કોઇની પરણેતર માટે આવો વિચાર પણ અનર્થકારી છે. હજી કહું છું કે રાજાને સમજાવો. કદાચ સૂર્ય પશ્ચિમદિશામાં ઉગે અને ચાંદમાંથી આગ ઝરે છતાં એ સતીનારી પ્રાણાંતે પણ રાજાને વશ નહી થાય.'

મંત્રીએ કહ્યું 'આગળ જે થશે તે જોવાશે, ભલે એ રાજાને વશ ન થાય, પણ એને લાવવી અનિવાર્ય છે. એના વિના રાજા જીવી નહી શકે.' દેવીએ જણાવ્યું 'જો તમારો અને રાજાનો આવો દુરાગ્રહ છે તો હું તે સ્ત્રીને લઇ આવું છું. એનું જે પરિણામ આવે તે તમે ભોગવજો પણ હવે પછી આવા કોઇ કાર્ય માટે મને યાદ કરતાં નહી.' એમ કહી હરિવાહન પાસે સૂતેલી અનંગલેખાને ઉપાડી રાજમહેલમાં મૂકી દેવી ચાલી ગઇ.

અનંગલેખાને જોતાં જ રાજા મુગ્ધ થઇ ગયો. રાજાએ નમ્રવચનોથી બોલાવી. અનંગલેખા ફરી ગયેલી અને નવીજ પરિસ્થિતિ જોઇ ડઘાઇ ગઇ. થોડીવારે તેણે સ્વસ્થતા મેળવી, વાસ્તવિકતા પામી, ધીરતા કેળવી રાજાને કહ્યું 'તમારી વૃત્તિ તમે ન બોલો તો પણ જણાય છે, તમારે હવે એટલું સારી જાણી લેવું જોઇએ કે હું તમને પ્રાણ આપીશ પણ શરીર કે શીલ નહી આપું.'

રાજાએ વિચાર્યું 'નવી પરિસ્થિતિમાં નારી ના જ પાડે, સ્ત્રી સ્વભાવે જ વિચિત્ર હોય છે. તેના પતિથી દુર સાવ અજાણી જગ્યાએ મને જોતાં જ મારી વાત કેમ માની લે? થોડાજ સમયમાં બધું સારૂં થઈ જશે. એ પોતેજ મારાથી પ્રસન્ન રહેશે.' એમ વિચારી સારા મહેલમાં બધી સગવડ અને અનેક દાસીઓની સેવા વચ્ચે અનંગલેખાને મૂકી રાજા સ્વસ્થાને આવ્યો છતાં અનંગલેખા કારાવાસ જેવું દુઃખ ભોગવતી ઈષ્ટદેવની જેમ હરિવાહનનું સ્મરણુ કરવા લાગી.

હરિવાહનના પેલા બંને મિત્રો જે હાથીથી ત્રાસી જંગલમાં વિખુટા પડી ભાગી ગયા હતા તેઓ ચાલતાં ચાલતાં ઘોર અરણ્યમાં જઈ ચડયા. ત્યાં વાંસના ઝુંડ વચ્ચે કોઈ મંત્રસાધક સાધના કરતો હતો તેણે આ બંનેને જોઇ કહ્યું, આવા અરણ્યમાં તમે નિર્ભય થઈને ફરી શકો છો તેથી તમારી સાહસવૃત્તિ સ્હેજે સમજાય છે. હે મહાનુભાવો! હું તમારું સ્વાગત કરૂં છું. અહીં વિદ્યાસિદ્ધિ માટે સાધના કરું છું પણુ ઉત્તરસાધકના અભાવે સ્થિરતા આવતી નથી ને કાર્ય સિદ્ધ થતું નથી. તમે ઉત્તરસાધક થાવ તો મારું કામ થાય.' તેમણે સ્વીકાર કર્યો ને થોડી જ વારમાં તેની વિદ્યા સિદ્ધ થઈ. અતિ પ્રસન્ન થઇ ઉપકારીનું ઋણુ યાદ કરી તે સિદ્ધપુરુષે બંને મિત્રોને પાઠસિદ્ધ ત્રણુ વિદ્યા આ પ્રમાણે આપી. (૧) અદૃષ્ય અંજની, જે આંજતા અદૃષ્ય થવાય. (૨) શત્રુસૈન્યસંમોહિની, ગમે તેવી પ્રબળ સેનાનું સંમોહન થાય અને (૩) વિમાનકારિણી, આકાશમાં સંચરે તેવું વિમાન બનાવી શકાય. વિદ્યાઓનો અતર્કિત લાભ મળતાં બંને મિત્રોના આનંદની અવધિ ન રહી. ત્યાંથી તેઓ બેનાતટનગરે આવ્યા. ત્યાં કોઈ સિદ્ધપુત્ર પાસેથી તેમને જાણુવા મળ્યું કે અહીંના રાજાએ હરિવાહનરાજાની રાણીને હરણુ કરાવી મહેલમાં રાખી છે. આ હરિવાહન આપણો મિત્ર છે કે કોઇ બીજો? તે જાણુવા અંજનપ્રયોગથી અદૃષ્ય થઇ બંને અનંગલેખાના મહેલમાં પહોંચી ગયા. અનંગલેખા હરિવાહનનું ચિત્ર બનાવી તેની પાસે જ બેસી રહેતી. તેને જંખતી અને દિવસો વિતાવતી. મિત્રોએ તે છબી ઉપાડી ને અદૃષ્ય થઇ. પ્રિયતમની છબી ચાલી જતાં અનંગલેખા રડી ને બોલી ઉઠી. 'હે દેવ! મેં એવો તો શો અપરાધ કર્યો કે મારા ચિત્રિત પતિનો પણુ વિયોગ કરાવ્યો. શું મારી હત્યાનો પણુ તને ભય નથી' ઈત્યાદિ તેનો વિલાપ સાંભળી બંને મિત્રો પ્રગટ થઈ ગયા. છબી પાછી આપી. મિત્રોએ પોતાની ઓળખાણુ આપી. અનંગલેખાએ કહ્યું 'મારા દુઃખની કોઈ અવધિ નથી.'

'તમે મારા નાથના મિત્રો છો એ જાણી મને ઘણો આનંદ થયો. હવે તમે મને ગમે તેમ કરી આ દુઃખમાંથી ઉગારો ને મારા સ્વામીનો મિલાપ થાય તેમ કરો.' અથવા તમારા મિત્રને જઈ મારૂં નિવેદન કહો. તે અવશ્ય આ પાપીથી બચાવશે.' આ સાંભળી મિત્રોએ તેને ધૈર્ય આપી, સમજાવી સંકેત કરી રજા લીધી. મોટાં મંત્રવાદીનો દેખાવ કરી તે રાજસભામાં પહોંચ્યા. રાજાએ સત્કાર કરી તેમને આસન

આવ્યાં. કુશળ-ક્ષેમ પૂછયા પછી તેમણે પોતાની મંત્રશક્તિની મોટી મોટી વાત કરવા માંડી, પોતે મારણ, ઉચ્ચાટન વિદ્યામાં એવાં પહોચેલાં છે કે સો યોજન દુર બેઠેલો માણસ ઓગળી જાય. અમારી સંમોહનવિદ્યામાં એવી શક્તિ છે કે હજારભવના વૈરી પણ પાછળ પાછળ ફરે અને જે કહો તે કરે.' આ સાંભળી રાજાને ઘણો આનંદ ને આશા બંધાણી. તેણે એકાંતમાં બોલાવી કહ્યું 'મારા મહેલમાં એક અદ્ભુત રૂપની ખાણ જેવી સુંદર નારી છે. પણ એને મારા ઉપર જરાય લાગણી નથી. તે મારા વશમાં આવે અને મારી ઇચ્છા પ્રમાણે વર્તે એવું કાંઈક કરો. તમે સમર્થ છો. તમે કહેશો તે રીતે તમારી સેવા-સત્કાર કરીશ.' તે માંત્રિકોએ રાજાને ચૂર્ણ આપતાં કહ્યું 'આ દુર્લભ વસ્તુ માત્ર તમને જ આપીયે છીયે. આનું તિલક કરી તમે રાણી પાસે જજો. તમને જોતાં જ તે અનુકૂલ થશે.'

રાજા બની-ઠની તિલક કરી અનંગલેખા પાસે પહોંચ્યો. ગોઠવણ મુજબ તે રાજાને જોતાં જ મલકતી ઉભી થઇ આદર આપવા લાગી. તેની પ્રસન્ન નજર પડતાં જ રાજા વ્યાકુલ થઇ તેની પ્રાર્થના કરવા લાગ્યો. તેની નાદાની પર હસતી અનંગલેખાએ કહ્યું 'હું વર્ષોથી બ્રહ્મચર્ય પાળું છું, કારણ કે મારે શ્રી અષ્ટાપદજીની યાત્રાનો નિયમ છે. એ થાય એટલે તમારી બધી અભિલાષા પૂર્ણ થશે. હું તમારે આધીન જ છું ને ?' અંધ-અવિવેકી રાજાએ તરત મંત્રવાદી પાસે આવી પગે લાગી બધી વાત કરી કહ્યું 'તમે યાત્રા કરાવો.' તેઓ બોલ્યા 'અમારે સાથે જવું પડશે. અમે મંત્ર-વિદ્યાથી વિમાન બનાવીશું.' રાજા ગેલમાં આવી ગયો વિમાન તૈયાર થયું. બેસતી વખતે અનંગલેખાએ કહ્યું 'આ અજાણ્યા માણસો સાથે હું એકલી નહી જઉં.'

'આ તમારી બને મોટી દિકરીઓને સાથે મોકલો તો મને બધી રીતે અનુકૂળતા રહેશે.' રાજા તો જે કહો તે બધું કરવા તૈયાર હતો જ. સંસારમાં કામી જેવા બુદ્ધિહીન કોઇ નહી મળે. વિમાનમાં અનંગલેખા અને બે યુવાન રાજકન્યાઓ બેઠી પછી મંત્રવાદી પણ બેઠા ને સહુના આશ્ચર્ય વચ્ચે વિમાન ઉપર ઊડયું. રાજાએ હાથ હલાવી કહ્યું 'વહેલા પાછા આવજો' ઉત્તર આપતાં મિત્રોએ કીધું કે 'એ પાપીરાજા, હવે આ ત્રણે જણની તું વાટ જોયા કરજે પણ તને એકેનો ભેટો થશે નહી.' આ સાંભળી ધૂંઆ પૂંઆ થયેલ રાજાએ ઘણી ધમાલ કરી ને સવારો દોડાવ્યા. છેવટે નિરાશ થઇ બરાડા પાડવા લાગ્યો પણ તેનું સાંભળે કોણ ? વિમાન તો ચાલ્યું વાદળામાં. થોડીવારમાં જ વિમાન હરિવાહનરાજા પાસે આવી ઉભું. રાજાને અસીમ આનંદ થયો. મિત્રોએ શરુથી બધી વાત કહી, સંભળાવી. રાજાએ વિમાનમાં લાવેલી રાજકન્યાઓ સાથે મિત્રોના લગ્ન કર્યાં. સહુ સાથે આનંદથી રહેવા ને કલ્લોલ કરવા લાગ્યા.

કેટલોક કાળ વીત્યા પછી ઈન્દ્રદત્તરાજાને જાણ થતાં તેમણે હરિવાહન આદિને આદર પૂર્વક તેડાવી પુત્રનો રાજ્યાભિષેક મહોત્સવ કર્યો ને પોતે દીક્ષા લીધી. મહા-તપ તપતાં તેમને કેવળજ્ઞાન થયું. વિચરતાં વિચરતાં તેઓ ભોગાવતી નગરીના ઉદ્યા-

નમાં પધાર્યો. હરિવાહન રાજા તથા નગરના નરનારી ઉલટભેર તેમને વાંદવા આવી પહોંચ્યા. ઉપદેશ આપતાં ઈન્દ્રદત્તરાજર્ષિએ કહ્યું 'વિષયાદિમાં લુબ્ધ થયેલા જીવો વિશ્વને શાશ્વત માને છે. પણ સમુદ્રના કલ્લોલ જેવા ચપળ આયુષ્યની ભંગુરતા જોઈ શકતા નથી. ઈત્યાદિ ધર્મોપદેશ પછી હરિવાહને પૂછયું 'ભગવંત! મારું કેટલું આયુષ્ય બાકી છે?' કેવળજ્ઞાનીએ કહ્યું 'રાજા, હવે માત્ર નવ પ્રહરનું તારું આયુષ્ય શેષ છે.' આ સાંભળતાં જ રાજા ભયથી કંપવા લાગ્યો. જ્ઞાની ગુરુએ કહ્યું 'રાજા દીક્ષા સ્વીકાર, ભયનું કાંઈ કારણ નથી.'

બે ઘડી પણ વિધિપૂર્વક આરાધેલી દીક્ષા દુઃખનો અંત કરે છે, તો પછી દીર્ઘકાળની આરાધનાનું શું કહેવું. ? ઈત્યાદિ સાંભળી વૈરાગ્ય પામેલા હરિવાહનરાજાએ મિત્ર અને પત્ની સાથે ત્યાંજ દીક્ષા સ્વીકારી. સંસારની અનિત્યતા ભાવતા કાળ કરી તે સર્વાર્થસિદ્ધ નામના વિમાનમાં દેવ થયા. થોડી વારના સંસાર પ્રત્યેના સાચા-નિર્વેદે તેમને એકાવતારી દેવ બનાવ્યા. ત્યાંથી ચ્યવી મહાવિદેહક્ષેત્રમાં તેઓ મુક્તિ પામશે. સાધ્વી અનંગલેખા તથા મિત્ર મુનિઓ પણ ઘોરતપ અને શુદ્ધસંયમ પાળી સંસારની દુઃખમય સ્થિતિથી આત્માને ભાવતા કાળ કરી સર્વાર્થસિદ્ધ વિમાને ઉત્પન્ન થયા. તેઓ પણ મહાવિદેહે નિર્વાણ પામશે. શ્રી જિનમતમાં નિર્વેદનો અર્થ સંસારથી વૈરાગ છે' તે નિર્વેદના બળે જીવ હરિવાહનરાજાની જેમ શિઘ્ર સર્વાર્થસિદ્ધ અને મુક્તિ મેળવે છે.



## ૪૪ સમ્યક્ત્વનું ચોથું લક્ષણ—અનુકંપા.

સામાન્ય રીતે પ્રાણીને પોતાને સુખ-દુઃખની જ પડી છે. તેથી સામા જીવના દુઃખનો ખ્યાલ આવતો નથી. સંસારમાં દુઃખીઓનો પાર નથી. છતાં તે તરફ ધ્યાન ખેંચાતું કે તેમના દુઃખ દૂર કરવાની વૃત્તિ થવી કઠિન કામ છે. દીન. દુઃખી, દરિદ્ર, ભયભીત, કિલષ્ટ કે રોગ-પીડા, વધ, બંધનથી આતંકિત પ્રાણીના દુઃખોનો પ્રતીકાર કરવાની સતત વાંછા થવી તે અનુકંપા કહેવાય. અનુકંપા ઈશ્વરીય ગુણ છે. તેથી સામાની પીડા સમજી શકાય છે. અનુકંપાની વ્યાપકતા શુદ્ધ કરુણામાં પરિણમે છે. સામાન્ય કોટિની અનુકંપામાંથી પણ દયાનો મહાસાગર ઉછળાવી શકે છે. મોક્ષફળદાયક સુપાત્રદાનના વિષયમાં પાત્ર-અપાત્રની વિચારણા યોગ્ય છે પણ દયા-દાનનો નિષેધ તીર્થંકર પરમાત્માએ ક્યાંય કર્યો નથી. ગુણહીન જીવો ઉપર પણ સત્પુરુષો દયા જ કરે છે. ચંદ્ર કાંઈ પોતાની ચાંદની ચાંડાળના મકાન પરથી ખસેડી લેતો નથી. અર્થાત્ ચંદ્રમા જેમ બધે સરખી ચાંદની રેલાવે છે તેમ સાધુપુરુષો સહુ પર સરખી દયા-

અનુકંપા રાખે છે. અપકાર–કનડગત કરનાર ઉપર પણ સારી બુદ્ધિવાળા આત્માઓ વિશેષે કરી કરુણા કરે છે. પોતાને દંશ દેનાર સર્પને પણ પ્રભુ મહાવીરદેવે પ્રતિબોધ આપ્યો તેમ તે ચંડકૌશિકનું વૃત્તાંત આ પ્રમાણે છે.

## ચંડકૌશિકની કથા

એક બાળમુનિ સાથે એક તપસ્વી મુનિ ગૌચરી જતા હતા. માર્ગમાં અજાણતાં તેમના પગ તળે દેડકી ચગદાઇ ગઇ. બાળમુનિએ તે વાત તેમને જણાવી. પણ તે વાત તપસ્વીમુનિના માનવામાં ન આવી. ઉપાશ્રયમાં આવ્યા પછી પણ ગૌચરી આલોવતા, પડિલેહણ કરતા અને છેવટે પ્રતિક્રમણ કરતાં એમ ત્રણ વાર બાળમુનિએ તપસ્વી–મુનિને પગતળે ચંપાયેલી દેડકીની આલોચના યાદ કરાવી. પણ તપસ્વી મુનિને માન-હાનિ જેવું લાગતા નાના મુનિ પર ક્રોધ ચડયા અને તે તેમને મારવા દોડયા. ચપળ બાળમુનિ તો અંધારામાં કયાંય છટકી ગયા, પણ મારવા દોડતા મુનિના કપાળે જોસથી થાંભલો ભટકાતા તેમનું ત્યાંજ અવસાન થયું. ને તેઓ જયોતિષચક્રમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી તે એક કુલપતિના આશ્રમમાં જન્મ્યા, તેનું નામ કૌશિક રાખ્યું પણ અતિક્રોધી હોઇ તે ચંડકૌશિક તરીકે પ્રસિદ્ધ થયો. મોટો થતાં તે પાંચસો તાપ-સોનો નાયક બન્યો.

એકવાર કેટલાક રાજકુમારોને તેના આશ્રમમાંથી ફળ તોડતાં જોઈ તે તેમને કુહાડી લઇ મારવા દોડયો પણ માર્ગમાં આવતાં ખાડામાં પડી જતાં તે કુહાડીથીજ તેનું મરણ થયું. તે જ જંગલમાં તે દૃષ્ટિવિષસર્પ થયો. તેની દૃષ્ટિમાત્રના વિષક્ષે-પથી તેણે ત્યાં જતાં આવતાં માણસો જ નહી, પશુ જ નહી પણ તે ભાગમાં ઉડતા પક્ષીઓને પણ મૃત્યુને આરે પહોંચાડયા. પરિણામે તે આખો ભૂભાગ વેરાન અને ઉજ્જડ થઈ ગયો. વનસ્પતિ પણ બળી ગઈ. માણસો કે પશુઓ તે દિશામાં જોતાં પણ નહી. આ સર્પની જાત–જાતની વાતો વહેતી થઈ ને તેનો ભય લોકહૈયામાં વ્યાપક થઈ ગયો. એકવાર પરમાત્મા મહાવીરસ્વામી લોકોએ ખૂબ રોકવા, ન જાવા આજીજી કરવાં છતાં તે જંગલમાં આવ્યા અને સર્પના રહેઠાણ પાસે આવી કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. સર્પ માણસની ગંધ આવતાં જ બહાર આવી જોવે છે તો પોતાના દર પાસે જ એક અદ્દ્ભુત માણસને ઉભેલો જોયો. જયાંથી જતાં પવન પણ થથરે ત્યાં આ આટલી નીરાંતે ઉભો છે! સર્પે ફુંફાડો માર્યો. આંખોમાં સૂર્યકિરણો ઝીલ્યાં ને વિષની જવા-લાઓ પ્રભુ પર ફેંકી પણ.... પણ.... નિષ્ફળ ગઈ. કદી ન જાય પણ આજે વ્યર્થ ગઇ!!! ક્રોધથી બળબળતો ઉશ્કેરાટથી ધમધમતો મોં ફાડી તે ભગવાન પાસે આવ્યો ને જોરથી પગનાં અંગુઠે દંશ દીધો. તરત પગમાંથી લોહીટસરો ફૂટી નિકળી, પણ અરે? આ શું? ધોળું દુધ જેવું લોહી! લોહી તો લાલ હોય. તેણે ભગવાન તરફ જોયું ને એ જોતાં જ રહી ગયો.

દારુણી બળતરા ઉપજાવે તેવો દંશ છતાં આવી સ્વસ્થતા ને અખંડ શાંતિ! આ

શું કહેવાય ? ત્યાં પ્રભુજીની કરુણામય આંખ ઉઘડી. કલ્યાણકારી હોઠ ઉઘડયા. ધીર-ગંભીર સાદ નીકળ્યો ' ઓ ચંડકૌશિક ! બુજ્ઝ' ચંડકૌશિક શબ્દ સાંભળતાં તેને વિચાર આવ્યો ' આ શબ્દો મેં સાંભળ્યાં છે, પણ કયાં ? કયારે ? અને આમ વિચારણા કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. ' ઓહો ! મારા જેવા અધમ ઉપર અનુકંપા કરી પ્રભુ પોતે પ્રતિબોધ દેવા પધાર્યા. મનમાં ને મનમાં પ્રભુજીને ખૂબ જ અભિનંદતો વંદતો તે પ્રદક્ષિણા દેવા લાગ્યો. પ્રભુનો ઉપદેશ સાંભળી ચંડકૌશિકે પ્રભુ પાસે અણસણ લીધું અને કોઇ પણ જીવનું અહિત ન થાય તે ઉદ્દેશથી તેણે પોતાનું મુખ બીલમાં રાખ્યું ને શાંતિથી પડી રહ્યા. પ્રભુજી વિહાર કરી ગયા. તેમને હેમખેમ જંગલપાર કરી આવ્યા જાણી ઘી, દુધ વેચનારી આહીરણો તે રસ્તે જવા આવવા લાગી. સર્પનો ઉપદ્રવ શાંત થયો જાણી તેઓ તેના દરમાં ઘી–દુધ રેડવા લાગ્યાં. તેથી ખેંચાઇને આવેલી વનની કીડીઓના ટોળાં ઉભરાયાં. પહેલાં ઘી–દુધ અને પછી સર્પના શરીરને ચટકાં ભરતા સર્પનું શરીર ચાલણી જેવું થઈ ગયું, આવી અસહ્ય પીડા હોવા છતાં પ્રભુની કરુણામય દૃષ્ટિથી અભિષિક્ત તેણે શાંતિથી બધું સહી લીધું. પંદર દિવસે મૃત્યુ પામી તે આઠમા દેવલોકમાં દેવ થયો. થોડા જ ભવમાં તે મુક્તિ પણ પામશે.

તાત્પર્ય એ છે કે પોતાને કરડનાર સર્પને પ્રભુએ માત્ર ક્ષમા જ ન આપી પણ કરુણા કરી તેનો ઉદ્ધાર કર્યો. ગમે તેવા અપકારી ઉપર પણ સંતપુરુષોએ અનુકંપા જ કરવી જોઈએ.

અનુકંપાના વિષયમાં પાંચ રાણીઓની કથા જાણવા જેવી છે.

## પાંચ રાણીઓની કથા

વસંતપુરના મહારાજા અરિદમન એકવાર પોતાની રાણીઓ સાથે મહેલના ગવાક્ષમાં ઉભા ઉભા નગરચર્યા નિહાળતા હતા. તે વખતે કોઇ ચોર રાજમાર્ગેથી વધસ્થંભ તરફ લઇ જવાતો હતો. ગધેડા પર બેસાડી ફેરવાતો ને અનેક વિડંબના સહતો રાણીના જોવામાં આવ્યો. રાણીએ રાજાને કારણ પૂછતાં રાજાએ રાજપુરુષને પૂછતાં તેણે કહ્યું ' આ ચોર છે. તેને નગરમાં આમ ફજેત કરી આજે શૂળીએ ચડાવવામાં આવશે. ' આ સાંભળી રાણીને દયાની લાગણી થઈ આવી. તેણે રાજાને કહ્યું ' બીચારો ચોર માર્યો જશે. તેણે શું ખાધું ભોગવ્યું હશે ? તમારી પાસે થાપણ રહેલું વચન હું આજે માંગું છું કે આજનો દિવસ આ ચોરને મારો મહેમાન બનાવવા દો.' રાજાએ સ્વીકાર કર્યું. રાણીએ ચોરને તેડાવી, સ્નાન, વસ્ત્ર અલંકારથી સજાવરાવી, ઉત્તમ ભોજન કરાવી, મનોવિનોદની આશ્ચર્યકારકગોઠવણ કરી. આમ શૂળી ઉપર ચઢાવતાં ચોરને તેણે એક દિવસનું જીવન આપ્યું અને તેના પ્રમોદ માટે એક દિવસમાં એક હજાર સુવર્ણ-મુદ્રાનો વ્યય કર્યો.

બીજા દિવસે બીજી રાણીએ રાજાને વિનંતિ કરી અને ચોરને મહેમાન બનાવ્યો. તેના આમોદ–પ્રમોદ માટે રાણીએ દસહજાર સુવર્ણમુદ્રાનો વ્યય કર્યો. ત્રીજા દિવસે

ત્રીજી રાણીએ લાખનો અને ચોથા દિવસે ચોથી રાણીએ કરોડ દ્રવ્યનો વ્યય કર્યો. પાંચમા દિવસે રાજદરબારમાં ચોરને ઉપસ્થિત કરવામાં આવ્યો. ચોરનો ચહેરો ફીક્કો ને ભયથી આતંકિત હતો. એવામાં રાજાની અણમાનીતી પાંચમી રાણી આવી રાજાને કરગરતી કહેવા લાગી કે 'હે નાથ ! આજ સુધી મેં આપની પાસે કદી કાંઈ માગણી કરી નથી. આજે વિશ્વાસ લઇ આવી છું કહો તો યાચના કરૂં. આપ તો દયાળુ છો જ.' રાણીની નમ્રવાણીથી પ્રસન્ન થયેલા રાજાએ કહ્યું 'તારી જે ઈચ્છા હોય તે કહે' રાણી બોલી 'આ ચોરને ક્ષમા આપી છોડી દો.' રાજાએ તેની પ્રાર્થના માન્ય રાખી ચોરને મુક્ત કર્યો. બીજી રાણીઓ હસવા લાગી કે આણે તો કાંઇ ખર્ચ કર્યું નહી, ને આવી મોટી પ્રાર્થના કરવા; બીજીએ કહ્યું 'ખર્ચે શું ? પાસે જોઇએ ને ? અણમા-નીતીએ કહ્યુ 'નાણા ખર્ચીને જ કાંઇ ઉપકાર થતો નથી.'

આ સાંભળી ચારે રાણીએ તેને નાણાની-રૂપીયાની મહત્તા બતાવી. વાત વધી પડતાં રાજાએ હસ્તક્ષેપ કરતા ચોરને પૂછ્યું 'આ પાંચ રાણીઓ પૈકી કઇ રાણીએ તને વધારે સુખ-આમોદ પ્રમોદ આપ્યા ને વધુ ઉપકાર કર્યો' ચોરે ઉત્તર આપતાં કહ્યું 'મહારાજા ! જો કે મહારાણીબા આદિએ ઘણો ખર્ચ કર્યો હશે. મેં જીવનમાં નહી જોયેલાં-સાંભળેલાં પદાર્થો તેમને ત્યાં ખાધાં-ભોગવ્યા, જોયા હશે ! પરંતુ ખરું પૂછો તો મને કશામાં જરાય સ્વાદ આવ્યો નથી. અરે ! મને યાદ પણ નથી કે મારી સામે શા શા કૌતૂક કરવામાં આવ્યા હતા જેમ સિંહની સામે બકરાને બાંધી તેને લીલાં લીલાં યવ નીરવામાં આવે છતાં તેને સામે મૃત્યુ જ દેખાતું હોય તેવી મારી દશા હતી, પરંતુ કોઈ વણિક શેઠના ઘરે રહી સૂકું ઘાસ ખાઇ ઉછરતા વાછરડા જેવો આનંદ આજ મને જીવિતના લાભથી મળ્યો છે. આજે જે હર્ષ હું અનુવવું છું તેવો કયારેય કલ્પનામાં પણ અનુભવ્યો નથી. આનંદ માતો નથી ને હૃદય જાણે નાચી ઉઠયું છે. આ સાંભળી રાજાએ અભયદાનની પ્રશંસા કરી અને તે રાણીને પણ ઉચિત સ્થાને પુનઃ સ્થાપના કરી.

અર્થાત્ જેમ અણમાનીતી રાણીએ ચોરને મૃત્યુથી ઉગારી મહા ઉપકાર કર્યો. તેવી રીતે મોક્ષાભિલાષી જીવોએ સદા જીવો પર અનુકંપા કરવી જોઇએ જેથી સમ્ય-ક્ત્વ શુદ્ધ અને સબળ બને.



## ૪૫. સમ્યક્ત્વનું પાંચમું લક્ષણ—આસ્તિક્ય

પરલોક, પુણ્ય–પાપ, મુક્તિ–બંધન આદિ છે. નરક–સ્વર્ગ આદિ ગતિમાં શુભા–શુભકર્મોના ફળ ભોગવવાં પડે છે આદિ માનનાર આસ્તિક કહેવાય. તે અન્યમતાવલંબીઓના તત્ત્વાંતરની વાત સાંભળ્યાં છતાં શ્રી તીર્થંકર પરમાત્માના વચનોને નિઃશંકપણે માને છે. આ સંબંધમાં પદ્મશેખરરાજાનું દૃષ્ટાંત આ પ્રમાણે છે.

પૃથ્વીપુરનરેશ મહારાજા પદ્મશેખર વિનયંધરસૂરિજી પાસે ધર્મ પામ્યા પછી પોતાની જાતને ધન્ય અને ગુરુમહારાજને અતિઉપકારી માનતા. તેમને સારી રીતે સમજાઈ ગયું હતું કે સંસારની કોઈ પણ વસ્તુ કરતાં ધર્મની ઉપલબ્ધિ અતિદુર્લભ ને ઘણી મોંઘી છે. રાજા જ્યારે નવરો પડતો ત્યારે રાજસભામાં ગુરુમહારાજના એટલાં ગુણ ગાતો કે સાંભળનારને ગુરુમહારાજ તેમજ ધર્મપર દૃઢ રાગ ઉત્પન્ન થતો. રાજા ઘણીવાર તેજસ્વી મનુષ્યોથી ભરેલી સભાને કહેતાં 'જુઓને ? લોકો પોતાનું કાર્ય પણ કરી શકતાં નથી ત્યારે આ ગુરુરાજો સ્વયં કલ્યાણ તો કરે જ છે પણ આપણા જેવાં પ્રમાદીઓને જગાડી ધર્મમાં જોડે છે, પોતે નિષ્પાપ જીવન જીવે ને તત્ત્વ ગ્રહણ કરે. મોક્ષના અર્થી જીવોને હિતકારી પ્રવૃત્તિમાં જોડે. કોઈ વંદન–સ્તવન કરે તો રંજિત, કોઈ નિંદા હીલના કરે તો ક્રોધિત થતાં નથી. દાંતચિત્તવાળા, રાગદ્વેષની પરિણતિથી દૂર રહી તે ધીર, વીર, ગંભીર સંયમની આચરણા કરે છે.'

રાજાની આ સુખકર મંજુલ વાતો મોટી સભા આનંદથી સાંભળતી. રાજાને અહોભાવથી નિરખતી અને અભિનંદતી.

તપ અને જ્ઞાનની મહત્તા બતાવતા ગુરુગુણ ગાતા રાજા બોલતા, ( दुविहे गुरू पन्नत्ते तं जहा, तवोवउत्ते नाणोवउत्ते अ ) બે પ્રકારે ગુરુઓ હોય છે. તપયુક્ત અને જ્ઞાન યુક્ત ( तत्थ तवोवउत्ते घडपत्तसमाणे केवलं अप्पाणं तारेइ ) તેમાં માત્ર તપયુક્તગુરુઓ ઘડપાનની ઉપમાથી કેવલ પોતાને તારનાર છે. ત્યારે ( नाणोवउत्ते जाणपत्तसमाणे अप्पाणं परं च तारेइ ) જ્ઞાનથી ઉપયુક્ત ગુરુઓ વહાણની ઉપમાથી સ્વયં અને પર બંનેને તારનારા હોય છે.'

આમ હંમેશા ગુરુઓના ગુણકીર્તન, મહત્તા, ઉપકારિતા, આત્મજાગરુકતા, અલૌકિક સુભાવના આદિના વર્ણનથી રાજાએ ઘણાં જીવોને ધર્મના અર્થી અને દૃઢધર્મી કર્યાં. તે નગરમાં એક જયનામનો વણિક વસે. તે નાનપણથી જ ખોટી સંગતિના લીધે તેને આસ્તિક્યની પ્રાપ્તિ નહીં થયેલી. પોતાની માન્યતા અને વિચારોનો તે પ્રચાર કરતાં કહેતો, 'સ્વાભાવિક રીતે જ આ ઇંદ્રિયો વિષયોમાં પ્રવૃત્તિશીલ છે. તેને તેમાંથી રોકવી એ અશક્ય વાત છે. તપસ્યા કરી શરીરને પીડા ઉપજાવવી એ પરને પીડા ઉપજાવવા જેવી જ નકામી પ્રવૃત્તિ છે. ખાવાની દુર્લભ સામગ્રીના યોગે ત્યાગ કરી ભૂખે મરવું એ મૂર્ખનું જ કામ કહેવાય. કયાંસો પાછો પરલોકનો, કે અહીં તપ

આદિ કરશો તો પરલોકમાં સુખ મળશે. અહીં હાથમાં આવેલા-કામભોગો ને પદાર્થો છોડી દઇ પરલોકની આશાથી પીડા વહોરવી ? કોને ખબર પરલોક છે કે નહી, જે દેખાય છે તે જ સાચું છે. જે હાથમાં આવ્યું તે આપણું છે.' આવી અનર્થકારી વાતો કરી તેણે પોતાનું વર્તુળ ઉભું કર્યું હતું. સંસારરસિક જીવોને સાંભળતાં જ ગમી જાય તેવી આ વાત હતી. ઘણા લોકો એનાથી ભોળવાયા પણ હતા.

તે નગરની અંદર રાજા પદ્મશેખર અને જયશેઠ ચોકખે ચોકખા સન્માર્ગ-ઉન્માર્ગના ઉપદેશક હોઇ સદ્‌ગતિ અને દુર્ગતિના માર્ગ જેવા જણાતા હતા. જયશેઠની વધતી જતી દુષ્પ્રવૃત્તિની વાત રાજાના જાણવામાં આવી ત્યારે રાજાને દુઃખ થયું. તેમણે તરત પગલાં લેવાનો નિર્ણય કર્યો. થોડા જ સમય પછી જયશ્રેષ્ઠીના અલંકારના ડબામાં રાજાએ ગુપ્ત રીતે પોતાનો લાખ મુદ્રાની કિંમતનો હાર તેને ઘેર મૂકાવી દીધો. પછી રાજાએ ઘોષણા કરાવી કે રાજકોષમાંથી લાખ મુદ્રાનો એક હાર ખોવાયો છે. જેને મળ્યો હોય તે આપી જાય. લાવનારને કાંઇ પૂછપરછ કે દંડ કરવામાં નહી આવે. પણ પાછળથી તપાસ કરતાં જો કોઇના ઘરમાંથી હાર નિકળશે તો તેને ચોરને યોગ્ય દંડ દેવામાં આવશે.' કેટલાક દિવસ ઘોષણા થતી રહી પણ હાર મળ્યો નહી તેથી રાજપુરુષો તપાસ માટે ચારેતરફ ફરી વળ્યા. તપાસ કરતાં જયશેઠના ઘેરથી જ હાર હાથ લાગ્યો. નિર્દોષ જયશેઠ થથરી ઉઠ્યો પણ રાજપુરુષો તેને રાજા પાસે લઇ આવ્યા. ન્યાયાલયમાં તેને ઉભો કરવામાં આવ્યો.

તેણે પોતાની નિર્દોષતા સાબીત કરવા માટે ઘણા યત્નો કર્યા, ઘણો કરગર્યો પણ પૂરાવો તેના ઘરમાં જ હતો તેથી તેને દેહાંતદંડ કરવામાં આવ્યો. જયશેઠના પરિવાર તથા મિત્રાદિ વર્ગ ત્યાં આવી રાજાને પ્રાર્થના કરવા લાગ્યો. શેઠ પણ ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યો....બધા મુક્તિ માટે યાચના કરવા લાગ્યા. રાજાએ કહ્યું 'પ્રત્યક્ષ પૂરાવાવાળા અપરાધીને કેમ છોડી મૂકાય ? છતાં જયશેઠની વય, કુળ આદિ તેમજ તમ સહુની આટલી વિનવણીનો વિચાર કરતા એક વિકલ્પે શેઠ બચી શકે તેમ લાગે છે.' આ સાંભળી સહુ બોલી ઉઠ્યા 'આપ જેમ કહેશો તેમજ કરીશું.' રાજાએ કહ્યું, તેલથી છલોછલ ભરેલું છાલીયું હાથમાં લઇ જયશેઠ અમારા મહેલથી નિકળે અને નગરના ચોર્યાશી ચૌટા ફરી એક ટીપું પણ તેલ ઢોળ્યા વિના તેલનું છાલીયું લઇ પાછા મહેલે આવે તો હું તેમને અવશ્ય ક્ષમા આપીશ. એટલું યાદ રાખજો કે તેલનું એક ટીપું પણ નીચે પડયું તો શેઠ ફાંસીએ ચઢશે.' જયશેઠે સ્વીકાર કર્યું.

આ તરફ રાજાએ ગોઠવણ મુજબ ચોરે ને ચૌટે કર્ણપ્રિય સંગીતના સૂરો વહેતા મૂકાવ્યા. હાસ્ય વ્યંગ વિનોદમાં પ્રવિણ લોકોની ગોષ્ઠીના આયોજન કર્યા. માદકતા-ભરી સુગંધી મહેકાવી, અતિ સ્વરૂપવાન સુંદર યુવતીઓ અંગભંગિમા કરતી નૃત્ય કરવા લાગી. જેને જોતાં જડ અને પત્થર હૃદય પુરુષો પણ મુગ્ધ થઇ જતા. અર્થાત્

પાંચે ઇંદ્રિયોને ગમતું જ નહી પણ ક્ષણવારમાં ઉશ્કેરી શકે એવું રાજાએ જયશેઠના માર્ગમાં આવતાં સ્થાનોમાં વ્યવસ્થિત રીતે ઉભું કર્યું.

આ બધી વસ્તુ જયશેઠને મનગમતી હતી. ને સ્હેજે પાછું જોવા મળે તેવું નહોતું. છતાં તેની રસવૃત્તિ ઉડી ગઈ હતી. તેની ચિત્તવૃત્તિ તેલના છાલીયામાં કેંદ્રિત થઈ. જો એક ટીપું પણ ઢળી જાય તો સોએ વર્ષ પૂરાં! આમ સ્થિરતાપૂર્વક કાંઈપણ જોયા સાંભળ્યા કે સૂંઘ્યા વિના તે રાજમહેલ પાછો આવ્યો. ધીરે રહી નિશ્ચિત જગ્યાએ તેલનો કટોરો જાણે સમસ્ત સંસારનો ભાર ઉતારતો હોય તેમ મૂકી પ્રસન્નતાથી કૂદી ઉઠ્યો 'હાશ....મરણથી ઉગરી ગયો' રાજાએ પૂછ્યું 'શેઠ આજે નગરમાં ચારે તરફ રંગ રસ વરસી રહ્યો છે. સુંદર યુવતીઓ મનમોહક નૃત્ય કરી રહી છે. પ્રમોદના સાધનો ડગલે ને પગલે વેરાયેલા પડ્યા છે. આ બધામાં સહુથી સરસ તમને શું લાગ્યું?' જયશેઠ બોલ્યો; 'રાજા, મેં તો કશું જોયું નથી. મને કાંઇ ખબર પણ નથી.' 'કેમ ભલા તમને ખબર નથી? આવી જગ્યાએ તો તમે પહેલા પહોંચો તેવા છો?' આશ્ચર્ય બતાવતાં રાજાએ પૂછ્યું. 'મારી ઇંદ્રિયો અને મન આ તેલના વાટકામાં જ સ્થિર થઇ ગયા હતા તેથી મારી આસપાસની મને કાંઇ ખબર નહોતી.' 'એમ તમારાં મન-ઇંદ્રિયાદિનું નિયંત્રણ કરી શકે એમાં કાંઇ આશ્ચર્ય લાગે છે. તમે તો જ્યાં ત્યાં કહેતા ફરો છો કે ઇંદ્રિયોની વિષયોમાં ગતિ એ સ્વાભાવિક વાત છે. પણ દુઃખથી છુટવાનો એક જ ઉપાય છે કે ઇંદ્રિયોને તાબામાં રાખો. કેમકે છુટી ઇંદ્રિયો જીવને દુઃખમાં તરત નાંખે છે. ઇંદ્રિયોના સર્વથા અપ્રવર્તનને ઇંદ્રિયજય નથી કહ્યો કિંતુ રાગદ્વેષ રહિત એવી ઇંદ્રિયની પ્રવૃત્તિને પણ ઇંદ્રિયજય કહ્યો છે. સંયમી યોગીયોની ઇંદ્રિયો પ્રવર્તનશીલ અને નિવર્તનશીલ એમ બંને પ્રકારે હોય છે. હિતના પ્રયોજનમાં પ્રવર્તનશીલ અને અહિતના પ્રયોજનમાં નિવર્તનશીલ.'

ઇત્યાદિ રાજાની વાત સાંભળી જયશેઠને સમજણ અને બોધિની પ્રાપ્તિ થઈ. ધર્મના તત્ત્વને ગ્રહણ કરી તે શ્રાવક બન્યો. રાજાએ આદરપૂર્વક તેને વિસર્જન કર્યો. પછી તો પોતાના અનુભવે સિદ્ધ ઇંદ્રિયરોધ અને ઇચ્છાનિયંત્રણની તેમજ શ્રી વીતરાગદેવપ્રરૂપિત ધર્મની ખૂબ સારી રીતે વાત અને પ્રશંસા કરતો. આમ પદ્મશેખર રાજાએ અનેક દુર્બોધ જીવોને પણ ધર્મપ્રાપ્ત તથા સુસ્થિર કરાવ્યા. પ્રાંતે રાજા સ્વર્ગગામી થયા. આ રીતે પદ્મશેખર રાજાનું ચરિત્ર સાંભળી ગુણવાન શ્રદ્ધાળુ મહાનુભાવોએ નિર્મળ અંતઃકરણથી શ્રી જિનમતમાં આસ્તિક્ય રાખવું અને અનેક આત્માઓને તે પમાડવાનો પ્રયત્ન કરવો જોઇએ.



## ૪૬. સમ્યક્ત્વની પ્રથમ અને બીજી યતના.

અન્યતીર્થિક-જિન, અરિહંત પ્રભુ સિવાયના લૌકિક દેવોની પ્રતિમાને પૂજવી-વાંદવી નહી તે પ્રથમ યતના અને સાંખ્ય, બૌદ્ધ આદિ અન્ય દર્શનીઓએ ગ્રહણ કરેલી, પોતાના મંદિરમાં પધરાવેલી કે પોતાના અધિકારમાં લીધેલી જિનપ્રતિમાને પૂજવી, વાંદવી કે ભજવી નહી એ બીજી યતના છે. ઘણા અનર્થોનો સંભવ, ઘણા ગુણોની હાનિની શકયતા હોઇ અન્યોએ ગ્રહણ કરેલા-પોતાની રીતે સેવાતાં મનાતાં જિનબિંબને છોડી દેવા. આ બે યતનાના સંબંધમાં સંગ્રામશૂર રાજાનો પ્રબંધ.

### સંગ્રામશૂર રાજાની કથા.

પદ્મિનીખંડ નગરમાં સંગ્રામદૃઢ નામક રાજાને સંગ્રામશૂર નામનો યુવરાજ. તેમાં ઘણા ગુણો પણ મૃગયાનો મોટો દોષ. જ્યારે રાજાને આ વાતની ખબર પડી ત્યારે તેણે પુત્રને સમજાવતાં જણાવ્યું કે 'આપણા ઉત્તમ કુળમાં આવી હિંસા લાંછન-રૂપ કહેવાય.' કુમારે તે વખતે તો આનાકાની ન કરી પણ શિકાર છોડ્યો નહી. આ વાત જાણી રાજાને ક્રોધ ચડતાં તેમણે કહ્યું કે 'જો તારે આ હિંસામય મૃગયા (શિકાર) ન છોડવી હોય મારા નગરમાં તને આવવા નહી દેવાય.'

તેથી સંગ્રામશૂરે નગર બહાર ઉપનગર વસાવી તેમાં વસવાટ કર્યો. હવે તેને જરાય અંકુશ નહોતો. મોટા શિકારી કુતરા લઇ તે જંગલમાં જતો ને આખેટ રમતો. એક દિવસ તે શિકાર વિના રહી શકતો નહી, એવો ખોટો ચસકો તેને લાગ્યો હતો. એકવાર કામ પ્રસંગે તેને બહાર જવું પડયું તેથી શિકાર બંધ રહ્યો ને કૂતરા ઘરે રહ્યા. એવામાં ત્યાં કેટલાક શિષ્યો સાથે એક આચાર્ય મહારાજ પધાર્યા. કુમારના કારભારીએ તેમને જ્યાં કુતરા બાંધ્યા હતા ત્યાં ઉતાર્યા. લાંબા ઉંચા ને પાતળા, ચપળ ને ક્રૂર કુતરા જોઇ આચાર્યશ્રીના મુખમાંથી શબ્દો સરી પડયા કે 'જે ઘોર પાપી ક્ષણમાત્રના સુખ કાજે જીવોને હણે છે તેઓ ઉત્તમ કોટિના હરિચંદનને રાખને અર્થે બાળે છે.'

તે લબ્ધિધર આચાર્યશ્રીના કથનથી કુતરાઓ ઉપર વિસ્મયકારી પ્રભાવ પડ્યો. એક પછી એક બધા કુતરા બોધ પામ્યા ને તેમણે મનોમન નિયમ કર્યો કે 'આજથી કોઈપણ જીવનો ઘાત કરવો નહી' ગુરુ મહારાજ વિહાર કરી ગયા પછી સંગ્રામશૂર ઘરે આવ્યો. કૂતરાઓને લઇ તે જંગલમાં ગયો. સસલા, હરણીયા આદિ પશુઓ ઉપર તેણે કૂતરા ઉશ્કેરવાપૂર્વક છોડયા. પણ બધા જ કૂતરા ઉભા ઉભા જોતા રહ્યા. વારે વારે સંકેત અને ઉશ્કેરણી કરવા છતાં જાણે પુતળા હોય તેમ સ્થિર રહ્યા. આશ્ચર્ય પામેલો યુવરાજ ઘણા પ્રયત્ને પણ આ ફેરફાર ન સમજી શકયા.

ઘેર આવ્યા બાદ તેણે કારભારી આદિને કારણ પૂછયું, તેમણે ઉત્તર આપતાં કહ્યું 'અમને વધારે તો કાંઇ ખબર નથી પણ તમે બહાર ગયા હતા ત્યારે કેટલાક

સાધુ મુનિરાજો અહીં આવ્યા હતા. તેમનો ઉતારો કૂતરાની શાળામાં હતો ત્યારથી કૂતરામાં ફેરફાર મને જણાવા લાગ્યા હતા.' આ સાંભળી કુમારે કૌતુકથી કૂતરાઓને પૂછ્યું 'તમને ઉપદેશ લાગ્યો. શું આ વાત સાચી છે?' ત્યાં તો સહુના મહાશ્ચર્ય વચ્ચે કૂતરાઓએ માથું ધુણાવી હા પાડી.

આ દૃશ્ય જોઈ સંગ્રામશૂર ઉંડા વિચારમાં પડી ગયો. પોતાની જાતને ધિક્કારતો બોલ્યો 'હું આ કૂતરાઓ કરતાં પણ હીન છું. તેમના જેટલી સમજણ કે વિવેક મારામાં નથી. મા-બાપ-કુટુંબની શિખામણ મેં ના માની. કૂતરાઓને બોધ આપનાર એ આંતર વૈભવના સ્વામીનો ઉપદેશ મારે પણ સાંભળવો જોઈએ.'

એમ વિચાર કરી તે પાસેના નગરમાં ઉપદેશ સાંભળવા પહોંચ્યો. ગુરુ મહારાજ ઉપદેશમાં દેવ-ગુરુ-ધર્મનું સ્વરૂપ સમજાવી રહ્યા હતા; જે રાગ-દ્વેષના વિજેતા અને અઢાર દોષ (માત્ર)થી રહિત તે સાચા દેવ છે. પંચાચારમાં ઓતપ્રોત માટીના ઢેફા અને સુવર્ણમાં સમાનતા રાખનાર ત્યાગી સાધુઓ જ સાચા ગુરુ છે અને દયામય ધર્મ તે જ કલ્યાણકારી ધર્મ છે. આ ત્રણે ઉત્તમ રત્નોનું જીવે નિરંતર સેવન કરવું જોઈએ.' ઇત્યાદિ હૃદયંગમ ઉપદેશ સાંભળી સંગ્રામશૂર બોધ પામ્યો ને તે ક્રમે કરી બાર વ્રતધારી શ્રાવક થયો. આ જાણી રાજાએ તેને નગરમાં તેડાવ્યો અને યુવરાજ-પદ આપ્યું. પરમાત્મા તીર્થંકર દેવનો ધર્મ આત્માની આપદાને ઉખાડી નાખે છે. સંગ્રામશૂર બધા વ્યસનોથી મુક્ત બની સદાચરણ યુક્ત સન્માર્ગનો પથિક બની રહ્યો.

એક દિવસ મતિસાગર નામનો તેનો મિત્ર પરદેશથી પાછો ફરી તરત યુવરાજને મળવા આવ્યો. કુમારે સત્કારી કુશળ ક્ષેમ પૂછ્યા. બાળપણના મિત્રો વાતે વળગ્યા. તેમાં મતિસાગરે પોતે જોયેલા ને નહી વિસરાતાં આશ્ચર્યની વાત કુમારને કહી.

સમુદ્રના કલ્લોલ પર રમતું અમારું વહાણ મધદરીયે પહોંચ્યું. ત્યાં અમે મોટા કલ્પવૃક્ષની ઉંચી ડાળ પર બાંધેલા હીંડોળા ઉપર બેઠેલી એક અદ્ભુત નારીને જોઈ. મેં ઘણી રમણી જોઈ પણ આ તરુણી સાવ અનોખી હતી. તેનું ગીત અને વાદ્ય પણ નિરાળા ને મોહક હતા. તેનાથી ખેંચાયેલો હું વહાણને તે તરફ વાળી આગળ વધ્યો. ત્યાં બધું અદૃશ્ય થઈ ગયું. મારા વિસ્મયનો કોઈ પાર ન રહ્યો. અમે ઘણી વાર ત્યાં રોકાયા ને તપાસ પણ કરી પરંતુ પછી કાંઈ જોવા-જાણવા ન મળ્યું. આ આશ્ચર્ય મને ઘણીવાર વિચિત્ર વિમાસણમાં મૂકી દે છે કે 'એ હતું શું?

આ સાંભળી યુવરાજે 'મારું આશ્ચર્ય જેવું શાનું તેં. તું આવે તો આપણે બંને જઈએ ને જાતે તપાસીએ કે તે છે શું?' એક સારા દિવસે બંને મિત્રો સમુદ્રની સફરે ઉપડ્યા. નિર્ધારિત સ્થળે પહોંચતા તે બંનેએ આ વિસ્મયકારી દૃશ્ય જોયું ને [illegible] ગયું. તેઓ નજીક પહોંચતા જ તે વૃક્ષ પાણીમાં ઉતરી ગયું. કુમાર પણ તલવાર લઈ તેની પાછળ પાણીમાં પડ્યો. થોડી જ પળમાં તે રત્નજડિત મણિથી બનેલા મહેલની છત પર આવી પડ્યો. સ્વસ્થપણે નિર્ભય થઈ તે મહેલમાં

નીચે ઉતરવા લાગ્યો. એક પછી એક ખંડ વટાવી તે સાવ નીચેના સાતમા ખંડે પહોંચ્યો. ત્યાં તે કમનીય રમણીને તેણે હિંડોળા ઉપર સૂતી જોઈ. કુમારે જરાય ખચકાટ વિના વસ્ત્ર ખેંચી જગાડી. વસ્ત્રો સરખા કરતી ઉઠી. તેનું મુખ લજ્જાથી લાલ અને વિનયથી નમ્ર હતું. અતિ આનંદ દર્શાવતા તેણે સત્કારી કુમારને બેસવા કહ્યું. જાણે જુગ–જુગની જૂની ઓળખાણ હોય તેમ સ્નેહલ થઈને તેણે કુશલ–ક્ષેમ આદિ પૂછ્યા તથા જાતિ, કુળ, વંશગોત્રાદિ પૂછ્યા. યુવરાજે ઉચિત ઉત્તર આપી તેને પ્રસન્ન કરી. પછી તે રમણીને પણ પોતાની ઓળખાણ આપવા જણાવ્યું. એટલે તેણે આ પ્રમાણે પોતાની આખી હકીકત સાફ સાફ કહી સંભળાવી.

વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિના વિદ્યાપુર નગરમાં વિદ્યુત્પ્રભ નામે રાજાની હું મણિમંજરી નામની કન્યા છું. એકવાર મારા પિતાએ મને યૌવનના આંગણે આવેલી જાણી એક મહાન્ નૈમિત્તિકને પૂછ્યું કે 'મારી આ કન્યાને પતિની પ્રાપ્તિ ક્યારે થશે ?' તેણે ઉત્તર આપતાં જણાવ્યું કે 'વિદ્યાના બળથી સમુદ્રના મધ્યમાં તમે જળ-કાંતમણિનો મહેલ બનાવો. તેમાં કલ્પવૃક્ષની શાખામાં હિંડોળે તેને બેસાડો. ત્યાં તેને અતિ સાહસી અને સુપાત્ર પતિનો યોગ થશે. તેનું નામ સંગ્રામશૂર હશે.' તે નિમિત્તિયાના કથનાનુસાર મારા પિતાએ બધી વ્યવસ્થા કરી. કેટલોક સમય મને અહીં આવ્યા થયો. ત્યાં તમારો સમાગમ થયો. દૈવ અવશ્ય કામનાને પૂર્ણ કરશે.'

આમ તેઓ મધુર ગોષ્ઠી કરે છે ત્યાં જોતાં હાડ થીજી જાય તેવો એક ભયંકર રાક્ષસ ઉઘાડી તલવાર લઈ અટ્ટ હાસ્ય અને ઘોર ગર્જના કરતો ત્યાં આવી ચઢ્યો. અગન ઝરતી આંખોના ડોળા દેખાડતો તે કુમારને કહેવા લાગ્યો 'શું તું આ કન્યાને પરણવા માગે છે ? અરે નાદાન, આજ સાત સાત દિવસથી હું ભૂખ્યો છું. આ કન્યાને ખાઈશ પછી જ મને સંતોષ થશે.' એમ કહી તેણે રાજકુમારીને પકડી તેના પગ નાખ્યા મોઢામાં. કુમાર તલવાર ઉગામવા આવ્યો ત્યાં રાક્ષસે તોડી નાખી. એટલે કુમાર બથંબથા આવી ગયો રાક્ષસે તેને પૃથ્વી પર પછાડી રગદોળી નાખ્યો. કુમાર બેબાકળો બની ગયો. રાક્ષસ બોલ્યો 'કેમ મજા આવી ને ? પહેલી જ આ છોકરી મને સોંપી હોત તો ?' તારી ધીઠતા જોઈને નહી પણ વય જોઈને મને દયા આવે છે. ને આ કન્યા તારા યોગ્ય પણ લાગે છે. એની આ હૃષ્ટપુષ્ટ દાસી મને આપી દે તો હું આને છોડી દઉં.'

આ સાંભળી દાસી તો થરથરવા લાગી કુમારે કહ્યું 'મને મારા પ્રાણની કાંઇ પડી નથી. પણ બીજા કોઈ પ્રાણીના ઘાત માટે હું કેવી રીતે કહું ? તને ખબર નથી કે હું જૈન છું અને જૈન કદી પરાયા જીવને મારવાનું વિચારી પણ ન શકે ?' રાક્ષસે કહ્યું 'તો એમ કર, મારા ગુરુને પગે લાગ.' કુમારે કહ્યું 'જેવો તું ક્રૂર છે તેવો જ તારો ગુરુ પણ હશે. તેને હું પગે ન લાગું.' રાક્ષસે કહ્યું એમ, ગુરુ તને નથી ગમતા તો મારા મંદિરમાં બધા ભગવાન છે. ત્યાં તારા જિનેન્દ્ર દેવ પણ છે.

તેની પૂજા-વંદનાદિ કરે તો તમને ત્રણેને છોડી મૂકું.' કુમારે કહ્યું 'દેવાધિદેવ અર્હન્ તેમના સ્વયંના મંદિરમાં તેમના મહત્ત્વપૂર્ણ સ્થાને બિરાજતા હોય. જૈનોને યોગ્ય વિધિવિધાનથી તેમનાં અર્ચના-સ્તવનાદિ થતા હોય તો જ હું તે જિનબિંબની પૂજા કરી શકું.' રાક્ષસે કહ્યું; તો પછી તારે બચવાનો એક રસ્તો છે. મારી મૂર્તિ કરાવી મંદિરમાં પધરાવી તેની પૂજા સદા કાળ હાથે કરવાની પ્રતિજ્ઞા લે. હવે જો તું નહી માને તો આ યુવતીનું મૃદુ-કોમળ શરીર મારી ભૂખને સંતોષશે.

આ સાંભળી રુષ્ટ થયેલા કુમારે કહ્યું 'ઓ રાક્ષસ! આવડા મોટા તારા માથામાં થોડી પણ સમજણ છે કે નહી? તને ખબર નથી કે જૈનો આચારના ઉપાસક હોય છે ગુણના પૂજક હોય છે જ્યાં ઉત્તમ આચરણ હોય ત્યાં અમે સર્વસ્વ આપી દઈએ અન્યથા ઉપેક્ષા જ હોય. શ્રી જિનેશ્વરદેવ કે તેમની આજ્ઞા પ્રમાણે વર્તતા સાધુપુરુષોને જ અમે વંદન-નમન કરીયે. વિના પ્રયોજને તો સ્થાવર જીવની હિંસા પણ જૈન કરતો નથી. તો આ દાસી આદિને મારવાની અનુમતિ કોણ આપે? તું દેવ થઈને આવું બોલે છે? 'આ શું ઉચિત છે?' રાક્ષસે કહ્યું 'આ બધી લાંબી વાત હું ન જાણું. ચાલ તારા ભગવાનની પૂજા તો કરીશ ને? તું કેવીક પૂજા કરે છે તે જોઉં' એમ કહી કુમારને હાથે પકડી રાક્ષસ મહેલના ઉપલે માળે ચઢ્યો. દાસી અને કુંવરી ધ્રુજતાં જોઇ રહ્યા.

એક ભવ્યમૂર્તિ બતાવતાં રાક્ષસે કહ્યું 'જો, આ ભગવાન, લાગ પૂજા કરવા.' પણ તે તો બુદ્ધમૂર્તિ જોઈ કુમાર તરત પાછો ફરી ગયો. પાછળ આવતાં રાક્ષસે રાડ પાડતાં કહ્યું 'છોકરા! તું શું કરવા માગે છે?' કુમારે કહ્યું તમારે મારું જે કરવું હોય તે કરો પણ મારાથી તમારી એકેય વાત બને તેમ નથી.'

આ સાંભળી અજગરની જેમ તે મણિમંજરીને ગળવા લાગ્યો. દાસીએ રોકકળ કરી મૂકી અને કુમાર વિવશ બની જોઇ રહ્યો. તે કુંવરી જોરથી રોતી ને તરફડતી કરુણ સ્વરે વિલાપ અને કુમારને બચાવવા માટે પ્રાર્થના કરવા લાગી.' કુમારને લાચાર જોઈ રાક્ષસે કહ્યું 'ઓ મૂર્ખશેખર! તું પત્ની માટે એક દાસીને પણ જતી નથી કરી શકતો, એક બકરું જ લાવી આપ. મારે તો પેટ ભરવાથી કામ છે અને આ સ્ત્રીથી મારૂં પેટ નહી ભરાય તો તને પણ કદાચ ખાઇ જઈશ.' કુમારે કહ્યું 'તારે મારું જે કરવું હોય તે કરજે. કલ્પાંતકાળે પણ હું તારી વાત નહી માનું. એકની એક વાત વારે વારે પૂછવાનો શો અર્થ છે.'

કુમારના વચનો સાંભળી તેની અડગ શ્રદ્ધા-વૃત્તિને અનુકૂળ વર્તન જોઇ રાક્ષસે પોતાનું સ્વાભાવિક દેવરૂપ પ્રકટ કર્યું અને કુમારને પ્રણામપૂર્વક ધન્ય, ધન્ય, હે દૃઢધર્મી તું ધન્ય છે' એમ કહેતો બેઠો પડ્યો. પછી બોલ્યો 'હે મહાભાગ! તારું સત્ત્વ ને ધૈર્ય જોઈ હું ઘણો પ્રસન્ન થયો છું. દેવરાજ ઇન્દ્રે ભરસભામાં તારી શ્રદ્ધા ને સત્ત્વની પ્રશંસા કરી હતી. હું ધર્મને ન સમજતો હોઈ મને વિશ્વાસ ન થયો ને

તારૂં સત્ત્વ જોવા અહીં આવ્યો. તારી ધર્મબુદ્ધિથી હું પણ ધર્મ પામ્યો છું. તમને બધાને મેં જે ત્રાસ ઉપજાવ્યો તેની ક્ષમા માગું છું ' આ સાંભળી સહુ પ્રમોદ પામ્યા. કુંવરી તો જાણે કૃતાર્થ થઇ ગઈ. દેવે ગાંધર્વવિધિથી બંનેના લગ્ન કરાવી વિદાય લીધી. કુમાર વિદ્યાધર પત્ની સાથે બહાર આવી મિત્રને મળ્યો. શંકા-કુશંકામાં પડેલા વાટ જોઈ થાકેલા મિત્રે યુવરાજને જોઇ સ્વસ્થતા અનુભવી. સહુ પદ્મિનીખંડ નગરમાં આવ્યા ત્યાં વિધિપૂર્વક તેમના લગ્ન કરવામાં આવ્યા.

સંગ્રામદૃઢ રાજાએ મોટા સમારોહપૂર્વક સંગ્રામશૂરનો રાજ્યાભિષેક કર્યો અને પોતે દીક્ષા સ્વીકારી. ઘણા વર્ષો સુધી ધર્મનું માહાત્મ્ય વધે એ રીતે રાજ્ય પાળી અને રાજ્યવ્યવસ્થાના મોટા બોજામાં પણ ઉત્તમ પ્રકારે શ્રાવકધર્મ પાળી રાજા સંગ્રામશૂર પાંચમા દેવલોકમાં એકાવતારી દેવ થયા. ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ મુક્તિ પામશે.

રાજાઓમાં શ્રેષ્ઠ સંગ્રામશૂર રાજાએ અતિ કષ્ટ પડવા છતાં સમ્યક્ત્વની બંને યતનાઓ અને અહિંસાદિ નિયમો પાળ્યા અને અંતે બ્રહ્મલોક નામનું પાંચમું સ્વર્ગ શોભાવ્યું.



## ૪૭. સમ્યક્ત્વની શેષ ચાર યતના.

મિથ્યાત્વથી અવલિપ્ત ( ખરડાયેલા ) સંન્યાસી આદિને વારંવાર કુશળક્ષેમાદિ પૂછવા તે સંલાપ નામની ત્રીજી અને એકાદવાર પૂછવું તે આલાપ નામની ચોથી યતના છે. આલાપથી સંલાપ અને સંલાપથી આદર, સત્કાર અને સ્નેહરાગ અને પરિણામે સમ્યક્ત્વને માટે જોખમ ઉભું થાય છે. માટે આ યતનાઓ યત્નપૂર્વક આચરવી. તેવી જ રીતે મિથ્યાત્વીને આલાપ, સંલાપ કે આદરથી ગુણ કે પાત્રબુદ્ધિથી બોલાવી આહારાદિ આપવું તે સમ્યક્ત્વ માટે દુષણ છે. તેનો ત્યાગ એ પાંચમી અને તેઓને વારંવાર નિમંત્રણ આપવાનો ત્યાગ એ છઠ્ઠી યતના છે. શ્રી ઉપાસકદશાંગ નામના સાતમા અંગસૂત્રમાં આણંદ શ્રાવકે પોતાના સ્વીકારેલા સમ્યક્ત્વના અધિ-કહ્યું છે કે; ' હે ભગવન્ ! આજથી મારે અન્યતીર્થિક દેવોને અથવા અન્યતીર્થિકોએ ગ્રહણ કરેલા અરિહંત ચૈત્યો કે પ્રતિમાઓને વાંદવા કલ્પે નહી. મિથ્યાત્વીઓને સામે ચાલી બોલાવવા, વારંવાર બોલાવવા, આહાર-પાણી આદિ માટે આમંત્રણ એક વાર કે અનેકવાર આપવું કલ્પે નહી. તે ઉપાસક દશાંગમાં જ સદ્દાલપુત્ર શ્રાવકનું દૃષ્ટાંત આ પ્રમાણે આપેલ છે.

### સદ્દાલપુત્ર શ્રાવકની કથા.

પોલાશપુરમાં સદ્દાલપુત્ર નામના ધનાઢ્ય કુંભકાર રહેતા હતા. તે મંખલીપુત્ર

ગોશાલકના ઉપાસક હતા. તેમને માટીના વાસણોની નાની–મોટી પાંચસો દુકાન હતી. ત્રણ કરોડ સુવર્ણમુદ્રા અને દસ હજાર ગાયોના તે સ્વામી હતા. તેમની પત્નીનું નામ અગ્નિમિત્રા હતું. એક રાત્રિએ તેઓ સૂતા હતા ત્યારે કોઈ દેવે તેને કહ્યું હે સદ્દાલપુત્ર ! આવતી કાલે સવારે તારા નગરમાં મહામાહન, સર્વજ્ઞ વીતરાગ અર્હત્ પધારશે. તેમની સેવામાં ઉપસ્થિત થઇ તેમને કલ્યાણકારી, મંગલકારી દેવસ્વરૂપ માની અભિવંદન કરજે, પર્યુપાસના કરજે ' દેવવાણી સાંભળી તે ઘણા રાજી થયા. તેમને વિશ્વાસ થયો કે કાલે સવારે અવશ્ય મારા ધર્માચાર્ય શ્રી ગોશાલક પધારશે. કારણ કે તેઓ જ મહામાહન અને સર્વજ્ઞ છે. હું તેમને લેવા જઈશ. તેમને વંદન કરી મારો આત્મા આનંદ પામશે. પછી હું તેમને વિપુલ આહારાદિ આપી કૃતાર્થ થઇશ. '

બીજા દિવસે તે તૈયાર થઇ ચાલ્યો. તેને ખબર પડી કે ગોશાલક નહી પણ શ્રમણ ભગવાન મહાવીરસ્વામી પધાર્યા છે. તે સાંભળી સદ્દાલપુત્ર હર્ષિત થઇ સપરિવાર તેમના સમવસરણ તરફ ગયા. અષ્ટમહાપ્રાતિહાર્યની દૂરથી જ શોભા જોઇ ચકિત થયેલા વિચારવા લાગ્યા ' અહો આ મહાવીરદેવ અદ્ભુત ને અચિંત્ય સામર્થ્યવાળા જણાય છે. તે સમવસરણમાં આવી ખૂબ પ્રભાવિત થઈ ઉપદેશ સાંભળવા બેઠા. કર્મવાદ અને કર્મને પણ નાશ કરનાર પુરુષાર્થનો તેમણે પ્રથમ ઉપદેશ શ્રી મહાવીરસ્વામી પાસે સાંભળ્યો. એનો પોતાનો (ગોશાળાનો) મત તો નિયતિવાદ (જ્યારે જે બનવાનું હોય ત્યારે તે અવશ્ય બને) હતો તે તેના જીવનમાં ઉંડે ઉતરી ગયો હતો. પ્રભુજીની દેશનામાં તો જીવનના રહસ્યને ઉકેલનારી અદ્ભુત સૂઝ હતી. તેનું તેઓ ધ્યાનથી પાન કરી રહ્યા હતા. પ્રવચનની પરિસમાપ્તિ થયે પ્રભુએ સદ્દાલપુત્રને કહ્યું, ' ગઇ રાત્રે દેવ તને મારા આગમન સંબંધમાં કહી ગયેલ ' તેણે કહ્યું ' હા પ્રભુ, પણ મને તો સવારે સમજાયું. આપે અહીં પધારી ઘણી કૃપા કરી. મારું આંગણું પણ પાવન કરશો. જેથી મને સેવાનો અવસર મળે એવી મારી પ્રાર્થના છે. ' ઇત્યાદિ આમંત્રણ કરી તે સ્વસ્થાને ગયા. પરમાત્માની પધરામણીથી આખા નગરમાં આનંદ આનંદ થઈ રહ્યો

એકવાર પ્રભુ બહિરભૂમિથી પાછા આવતા હતા. સદ્દાલપુત્રની વખાર આગળ તડકામાં ઘણા બધા નાના મોટા માટીના વાસણો સૂકાવા મૂક્યા હતા. પાસે જ સદ્દાલપુત્ર ઉભા હતા. પ્રભુજીને તેણે નમસ્કાર કર્યો. કરુણાના નિધાન પરમાત્મા ત્યાં ઉભા રહી તેને પૂછવા લાગ્યા ' મહાનુભાવ ! આ વાસણો તમે કેવી રીતે બનાવો છો ?' સ્વામીના સંબોધને આનંદ પામી તેણે કહ્યું ' ભગવન્ ! પ્રથમ ખાણથી માટી લાવી શુદ્ધ કરી તેને પલાળીએ. પછી ખુંદી–ખુંદીને તેમાંથી કાંકરીઓ વીણી મૃદુ પીંડ બનાવી ચાક પર ચઢાવીએ. પછી અમારા ચતુર કાર્યકરો તેમાંથી ઇચ્છા પ્રમાણે જાતજાતના વાસણો બનાવે તેને ટીપવા–સૂકવવા, નિભાડે પકવવા વગેરે ઘણી મહેનતે આવા ભાતના વાસણો તૈયાર થાય.'

ભગવાને તરત પૂછ્યું 'ત્યારે તો આમાં ઘણો ઉદ્યમ કરવો પડે નહી ?' આ સાંભળી સદ્દાલપુત્ર ચમક્યા. પોતે ગોશાલકના પરમભક્ત અને નિયતિવાદી હતા. 'જો ઉદ્યમ કરવો પડે (તેથી વાસણ થાય) એમ કહે તો 'વદતો વ્યાઘાત' અર્થાત્ સ્વયંના મતનું સ્વયંથી ખંડન થાય તથા શ્રી મહાવીરનો મત માન્ય કરવો પડે. એટલે એને ઉત્તર આપતાં કહ્યું કે 'ઉદ્યમ તો ઠીક. તેથી સિદ્ધિ થતી નથી. જો નિયતિ ન હોય તો તે વાસણ તૈયાર ન થાય ને થાય તો ફૂટી જાય, સૂકવ્યા હોય ને અચાનક વરસાદ થાય ને ઓગળી જાય.' ઇત્યાદિ. પ્રભુ બોલ્યા; 'અને કોઇ માણસ તારા વાસણો ફોડી નાખે કે ચોરી જાય તો ? અથવા તારી પત્નીને કોઇ ઉઠાવી જાય કે તેની સાથે ખોટી છુટ લે તો તેવા માણસને તું શું કરે ?' 'પ્રભુ ! એમાં શું પૂછવાનું હોય ? એવા માણસની અત્યંત તર્જના–તિરસ્કાર કરવામાં આવે. હું તેને મારું–પીટું યાવત્ એને અકાળ મૃત્યુ પણ પમાડું.'

આ સાંભળી પ્રભુએ કહ્યું 'ભલા સદ્દાલપુત્ર ! આમ કહેવાથી તો ઉદ્યમની જ સિદ્ધિ થાય છે. તારે મતે (જે બનવાનું હોય તે જ બને છે. તે નિયતિવાદે) તો જે થવું જોઈતું હતું તે જ બન્યું કહેવાય. અર્થાત્ વાસણો ફૂટવાના નક્કી હતા, પત્નીનું હરણ અને તેનું અન્ય સાથે ગમન નિશ્ચિત હતું. પછી તારે તેને પકડવો–તિરસ્કાર કરવો યાવત્ મારી નાખવા સુધીનો પાછો પુરુષાર્થ કરવો આ બધું તો ઉદ્યમથી બંધાયેલું છે. તું તો કહે છે કે વિના ઉદ્યમે બધું બને છે ! તારી વાત સાવ અસત્ય પુરવાર થાય છે. અર્થાત્ હે ભદ્ર ! તારો મત એકાંત હોવાથી દૂષિત છે. મિથ્યા છે. તારે ઉંડાણથી અવલોકન કરી નિશ્ચય કરવો જોઈએ કે સ્યાદ્વાદ એ જ સાચો છે.'

'જ્યાં જ્યાં એકાંત ત્યાં ત્યાં અસત્ય અને જ્યાં જ્યાં સ્વાદ્‌વાદ ત્યાં ત્યાં સત્ય.' ઇત્યાદિ પ્રભુની વાત સાંભળી સદ્દાલપુત્ર સ્વયંના મતમાં સંદિગ્ધ થયો. અને સમજીને તેણે શ્રમણ ભગવંત મહાવીરનો ધર્મ સ્વીકારીને આજીવિક (ગોશાળાનો) મત છોડી દીધો. પત્ની સાથે તેમણે બાર વ્રત ગ્રહણ કર્યાં ને વિશિષ્ટ રીતે ધર્મ આરાધવા લાગ્યા. પરમાત્મા અન્યત્ર વિહાર કરી ગયા.

થોડા જ સમયમાં ગોશાલકને જાણવા મળ્યું કે સદ્દાલપુત્રે નિયતિવાદ છોડી સ્યાદ્વાદ સ્વીકાર્યો છે. આ સાંભળતાં જ ગોશાળક સદ્દાલપુત્રને ત્યાં આવ્યો. તેને આવતો જોતા છતાં સદ્દાલપુત્રે તેનો અભ્યુત્થાનાદિ આદર ન કર્યો. તેથી ચતુર ગોશાળક સમજી ગયો કે આ ચોક્કસ મહાવીરનો અનુયાયી થઇ ગયો, આવો મોટો ને શ્રીમંત માણસ હાથમાંથી ચાલ્યો જાય એ તો ઘણું વિચિત્ર કહેવાય. તેણે તરત સદ્દાલપુત્રને પકડમાં લેવા સમયાનુકૂલ વાત છેડી 'કેમ મહાનુભાવ ! અહીં મહામાહન આવ્યા હતા ?'

બેઠા બેઠા જ સદ્દાલપુત્રે પૂછ્યું 'તમે કોને મહામાહન કહો છો ?' તેણે ઉત્તર આપ્યો 'હું શ્રમણ મહાવીરને મહામાહન (મોટા રક્ષક) કહું છું કેમકે તેઓ સૂક્ષ્મ

ને બાદર સમસ્ત જીવોના રક્ષક છે. તેઓ મહાગોપ, મહાસાર્થવાહ અને મહાનિર્યામક પણ છે.' આમ પરમાત્માની પ્રશંસા સાંભળીને સદ્દાલપુત્રે કહ્યું 'તમે ભગવંતના ગુણોનું સત્કીર્તન કર્યું તેથી મને અપાર આહ્‌લાદ થયો છે. શું તમે મહાવીરદેવ સાથે વાદ (શાસ્ત્રાર્થ) કરશો?' ગોશાળકે કહ્યું 'નારે ભાઈ! એ આપણું કામ નહી. શ્રી મહાવીર તો મને એક જ પ્રશ્નમાં નિરુત્તર કરી શકે.' આ સાંભળી ઘણા રાજી થયેલા સદ્દાલપુત્રે કહ્યું 'તમે સ્વમુખે શ્રી સર્વજ્ઞદેવને યથાર્થ રીતે વર્ણવ્યા છે. માટે મને આનંદ થયો છે. હું તમને આહારાદિ માટે નિમંત્રણ આપુ છું. જે જોઈએ તે સુખે ગ્રહણ કરજો.'

'આ નિમંત્રણ ધર્મબુદ્ધિથી નહી પણ તમે મારા ભગવંતના પ્રશંસક છો તેથી કર્યું છે.' તેના યુક્તિસંગત ને મહાવીરપ્રભુની શ્રદ્ધાથી સભર વચનો સાંભળી ગોશાળો સમજી ગયો કે દૃઢ જિનધર્મી શ્રાવક બન્યો છે. તેથી તે નિરાશ થઈ ચાલ્યો ગયો.

અનન્ય સત્ત્વ અને ઉલ્લાસપૂર્વક શ્રાવક ધર્મ પાળતાં સદ્દાલપુત્રને પંદર વર્ષ વીતી ગયા. તેમણે શ્રાવકની અગીયાર પ્રતિમા અંગીકાર કરી. અગીયારમી પ્રતિમા આરાધતા તેઓ પૌષધમાં કાયોત્સર્ગ ધ્યાને રહ્યા. તે રાત્રે કોઈ દેવ ત્યાં અચાનક આવી ચડ્યા ને અસહ્ય ઉપસર્ગ કર્યા. હૃદય થીજી જાય એવા ભય ઉત્પન્ન કર્યા. તેના મોટા પુત્રને ઉપાડી લાવી તેની સામે જ કાપી નાખ્યો ને પૌષધશાલામાં લોહી છાંટયું. પણ સદ્દાલપુત્ર સ્વસ્થ ને શાંત રહ્યા. જરાય ડગ્યા નહી. દેવે કહ્યું; તું મૃત્યુની જ પ્રાર્થના કરતો લાગે છે. આ ધર્મ કર્મ છોડીને ઘેર જઈ કામે લાગ, નહી તો તારા પુત્રની જેમ તારી પત્નીના પણ હાલ થશે. આમ ત્રણ-ચાર વાર કહ્યું પણ શ્રાવક સ્થિર ને શાંત રહ્યા પણ દેવ જ્યાં અગ્નિમિત્રાને લેવા ગયો ત્યાં સદ્દાલપુત્રે વિચાર્યું કે અરેજ આ દુષ્ટ તેને લાવી મારી નાખશે. માટે પકડી લઉં. એમ વિચારી 'ઓ અનાર્ય ઉભો રહે.' એમ જોરથી પોકાર કર્યો.

પાસેના મકાનમાં સૂતેલી અગ્નિમિત્રા જાગીને ત્યાં આવી પૂછવા લાગી કે 'કોઈ દિવસ નહી ને આજે તમે કેમ બૂમ પાડી?' તેમણે કહ્યું 'કોઈ દુષ્ટ દેવે આપણા મોટા પુત્રને તો અહીં લાવી કાપી નાખ્યો. તને પણ એ લેવા જતો હતો, એને પકડવામાં મેં પોકાર કર્યો કે હત્યાઓ ન કરે.' આ સાંભળી સ્તબ્ધ ને વિસ્મિત થયેલી તેણે કહ્યું આપણા બધા બાળકો સ્વસ્થ છે. મારી પાસે જ બધા સૂતા છે. કોઈનું પણ અહિત થયું નથી. મને લાગે છે કે કોઈ અનાર્ય દેવે તમને અસ્થિર કરવા આ દેખાવ કર્યો હશે. તમે તેને પકડવા જઈને મોંઘી આરાધના અને વ્રતમાં દોષ લગાડ્યો તે સારું ન કર્યું. માટે તેનું પ્રાયશ્ચિત-આલોચના લઈ શુદ્ધિ કરો.' શ્રાવકે તેમ કર્યું. કરીથી પ્રતિમા આરાધી અંતે પ્રથમ દેવલોકે ગયા. સદ્દાલપુત્રે શ્રી જિનવચનોથી બોધ પામી ગોશાલાના મતનો ત્યાગ કર્યો અને યતનાઓ પાળી કામ સાધ્યું.

★

## ૪૮. છ આગાર: પ્રથમ આગાર–રાજાભિયોગ:–

સમ્યક્ત્વના વિષયમાં અપવાદ માર્ગે આગાર (છુટ) જિનેશ્વરદેવોએ બતલાવેલા છે. રાજાની આજ્ઞાએ, માતા-પિતા આદિ વડીલ (ગુરુ)ની આજ્ઞાએ, આજીવિકાના કારણે કોઇ ગણ સમૂહ કે પંચ આદિના આગ્રહથી, કોઈ દેવતાના દબાણથી કે કોઇ બળવાનની બળજોરીથી એમ છ પ્રકારે આવતી સ્ખલનાની છુટ રાખવામાં આવે છે. અર્થાત સમ્યક્ત્વની સ્વીકૃતિ વખતે આ છ આગારો મોકળા રખાય છે.

કેટલાક ઉત્સર્ગસૂત્ર, કેટલાક અપવાદ સૂત્ર અને કેટલાક ઉભય ઉપયોગી (બંને) સૂત્ર છે. એમ સૂત્રોના ઘણા ભાંગા છે. એટલે જ્યારે જે ગુણ-લાભનું કારણ હોય તે પક્ષ એટલે કે ઉત્સર્ગ કે અપવાદનું સેવન કરવું જોઇએ.

જિનપ્રવચનમાં સર્વથા અનુજ્ઞા કે સર્વથા નિષેધ નથી. કિંતુ લાભની ઇચ્છાવાળા વણિકની જેમ આય-વ્યયની તુલના કરી જેમાં વિશેષ લાભ જણાય તેમાં પ્રવૃત્તિ કરવી જોઈએ. ઉત્સર્ગ માર્ગમાં જે નિરતિચારમાર્ગ છે તે યથાખ્યાત ચારિત્રવાનને માટેનો છે. પણ વર્તમાનકાળે તથાપ્રકારના સંઘયણ ન હોવાથી જો અપવાદમાર્ગ સેવાય તો આલોચનાદિ પૂર્વક શુદ્ધિ કરવી.

### રાજાભિયોગ.

રાજાની દાક્ષિણ્યતાથી કે તેના બળથી અન્ય દષ્ટિઓને અનિચ્છાએ પણ નમસ્કારાદિ કરવા પડે તે રાજાભિયોગ કહેવાય (અર્થાત્ રાજબળથી પરાણે કોઈ મિથ્યાત્વી જીવને–ગુણહીનને નમન આદિ કરવા પડે તો આપણા સમકિતની હાનિ ન થાય, કેમકે પહેલા જ આ આગાર–છુટ રાખેલ છે.) તે સંદર્ભમાં કાર્તિકશેઠનો પ્રબંધ આ પ્રમાણે છે.

### કાર્ત્તિક શેઠની કથા.

પૃથ્વીભૂષણ નામના નગરમાં કાર્તિક નામના શેઠ વસતા. તે શ્રી મુનિસુવ્રતસ્વામી પાસે બોધ પામેલા. તેમના ગામમાં એકવાર માસોપવાસને પારણે માસોપવાસ કરનાર ગૈરિક નામે તાપસ આવ્યો. તેના તપની નગરમાં ચારે તરફ પ્રશંસા થવા લાગી ને આખું નગર દર્શન કરી ધન્યતા અનુભવી રહ્યું. તાપસ મિથ્યાત્વી હોઇ માત્ર કાર્તિકશેઠ તેના દર્શને ન આવ્યા. ક્ષુદ્ર આત્માઓ પોતાને કોણે આદર આપ્યો ને કોણે ન આપ્યો તેનું ધ્યાન રાખે છે અને તે તે વર્તુળ કે સમૂહના કેટલાક લોકોને તે બાબતમાં રસ હોઇ આવા તુચ્છ સમાચારો તે તે સંબંધિત વ્યક્તિઓને પહોંચાડે છે.

ગૈરિક તાપસને પણ જાણ થઇ કે આ નગરનો એક શ્રીમંત મને વંદન કરવા નથી આવ્યો તેથી તેને ક્રોધ ચઢ્યો પણ શું થાય? એમાં ત્યાંના રાજાએ પારણું કરવા મહેલમાં પધારવાની સાગ્રહ વિનંતિ કરી. તાપસે કહ્યું જો કાર્ત્તિક શેઠ પીરસે–જમાડે તો તમારે ત્યાં પારણું કરું. રાજાએ હા પાડી, ઘેર આવ્યા ને કાર્તિક શેઠને વાત કરી. શેઠ સાંભળી ખિન્ન થયા. તે વ્રતધારી શ્રાવક હતા. સમ્યક્ત્વ અને વ્રતને

બાધા પહોંચતી હતી. રાજાભિયોગના આગારનો વિચાર કરી ન છુટકે તેઓ બોલ્યા 'આપનો તેવો આગ્રહ છે તો આપના કહેવાથી તેને જમાડવા આવીશ.' બીજે દિવસે સમય થતાં શેઠ રાજમહેલમાં આવ્યા. તાપસ પણ આવી પહોંચ્યા હતા.

પારણા વખતે કાર્તિક શેઠ તેને પીરસવા નમ્યા, ત્યારે ગૈરિકે પોતાના નાક પર આડી આંગળી ઘસી સંજ્ઞા કરતા જણાવ્યું કે 'કેવું નાક કાપ્યું! તું તો નમતો ન હતો પણ મેં કેટલો નમાવ્યો? આથી શેઠને ઘણું લાગી આવ્યું. તેમણે વિચાર્યું કે આ સંસારમાં રહેવાનાં ફળ છે. જો પહેલાથી જ દીક્ષા લીધી હોત તો આ પરાભવ સહવાનો વખત ન આવત.' ઘેર આવી તેણે પોતાના મિત્ર–સંબંધી વેપારી વર્ગમાં વાત કરી કે મારે દીક્ષા લેવી છે.

એમની વાતની એવી અસર થઈ કે એક હજાર શેઠીયાઓ અને શ્રેષ્ઠીપુત્રોએ તેમની સાથે દીક્ષા લીધી. બાર વર્ષ ચારિત્ર ધર્મ પાળી, દ્વાદશાંગીના જ્ઞાતા થઈ પ્રાંતે પ્રથમ દેવલોકમાં સુધર્મા નામના ઇન્દ્ર થયા. ગૈરિક પણ ઘણું ઘોર પરન્તુ બાલ તપ કરી પ્રાંતે તે જ સૌધર્મેન્દ્રનો ઐરાવત હાથી થયો. નવા ઉત્પન્ન થયેલા તે દિવ્ય હાથીએ અવધિજ્ઞાનથી જાણી લીધું કે તે કાર્તિક શેઠ જ ઇન્દ્ર થયો છે. તેથી તેણે ઇન્દ્રને સવારી ન કરવા દેવા ઘણા તોફાન કર્યાં ને છેવટે ભાગવા લાગ્યો. પણ ઇન્દ્રે પોતાના સામર્થ્યથી તેને પકડયા. ઇન્દ્રને હરાવવા હાથીએ બે રૂપ કર્યાં તો ઇન્દ્રે પણ બે રૂપ કર્યાં. તેણે ચાર તો ઇન્દ્રે ચાર, આમ બંને પોતાના રૂપ વધારતા ગયા તે જોઇ વિચારમાં પડેલા ઇન્દ્રે અવધિજ્ઞાનના ઉપયોગથી જાણ્યું કે આ તો ગૈરિક છે. તરત ઇંદ્રે હાથી પર ચડી તર્જના કરતાં કહ્યું.

રે ગૈરિક! જરાક તો સમજ. સમજણ વગરના આટલા તપ–અનુષ્ઠાન નિષ્ફળ ગયા. હવે અહીં તારું શું ચાલે એમ છે? 'ઇન્દ્રના પ્રતાપને નહી સહી શકતો તેના વચન સાંભળી તે નમ્ર થયો ને કહ્યા પ્રમાણે વર્તવા લાગ્યો. ઇન્દ્ર બનેલા કાર્તિક શેઠનો જીવ એક અવતાર કરી મોક્ષે જશે. (આ વાત શ્રી ભગવતીસૂત્રમાં સવિસ્તર છે) અર્થાત પોતાના નિયમ વિરુદ્ધ આ રાજાજ્ઞા હતી પણ રાયાભિયોગેણં નામનો આગાર રાખેલ હોઇ નિયમનો ભંગ થયો ગણાય નહી.

કેટલાક દૃઢધર્મી આત્માઓ એટલા પ્રબળ અને આંતરિક શક્તિવાળા હોય છે કે રાજા આદિની આજ્ઞાને પણ મહત્ત્વ ન આપી પોતાનો નિયમ સાચવે છે. તેઓ એમ દૃઢતાથી માને છે કે નિયમ ઉપર જ ધર્મ ટક્યો છે. નિયમ એટલે નિયમ. તે સંબંધમાં કોશાનું દૃષ્ટાંત છે.

## કોશાની કથા.

પાટલીપુત્ર નગરમાં નિરવધિ રૂપ-લાવણ્ય–કલાચાતુર્યાદિ ગુણમણિના કોશ જેવી કોશા નામની ગણિકા હતી. ત્યાંના મહામાત્ય શકટાલમંત્રીના મોટા પુત્ર સ્થૂલભદ્રને આ ગણિકા ઉપર અત્યંત પ્રીતિ હોઈ તેઓ ત્યાં જ રહેતા હતા. ત્યાં રહી તેમણે

સાડાબાર ક્રોડ સુવર્ણમુદ્રાનો વ્યય કર્યો હતો. કોશાને પણ સ્થૂલભદ્ર પર અપાર મમતા ને પ્રીતિ હતી, રાજ્યના પ્રપંચથી ને ષડ્યંત્રના ભોગ બનેલા પોતાના પિતાના અકાળ અવસાનથી ખિન્ન થયેલા સ્થૂલભદ્રે ઘણું સમજાવવા છતાં મહામાત્યની પદવી ન લીધી ને વૈરાગ્યવાસિત થઇ તરત દીક્ષા લીધી.

ગુરુ મહારાજ પાસે રહી તેમણે જ્ઞાન-ધ્યાનદિ કરવા માંડ્યાં. એમ કરતા ચોમાસું આવતાં તેમણે કોશાને પ્રતિબોધવા તેને ત્યાં જ ચોમાસું કરવા જવાની ગુરુમહારાજ પાસે આજ્ઞા માગી. યોગ્ય જાણી ગુરુજીએ અનુમતિ આપી. તેઓ ચાતુર્માસ પધારતાં કોશાની આનંદોર્મિની હેલી ચઢી. ઘર છોડી ચાલી ગયેલા પ્રિયતમ પાછા ઘરે આવ્યા.

એ મધુરી ઘડી-ક્ષણ-પળ સજીવ થઈ ઉઠશે તેનો ઉમળકો, ઇચ્છા ને તરંગો ચોક્ખા જણાઇ આવતા હતા. તેનો નિર્દંભ પ્રેમ પ્રિયતમને ચરણે બધું જ ધરી દેવા આતુર હતો. ને સ્વાદુ ષટ્રસ ભોજન ઘણા ભાવથી બનાવતી ને વહોરાવતી. વીણાના તાર પર તેની આંગળી ફરતી ને આખું વાતાવરણ ફરી જતું. તે ગાતી ને નવી જ સૃષ્ટિ જાણે ઉભી થતી. તે નાચતી ને સૃષ્ટિમાં ચેતના ચમકી ઉઠતી. શું તેની દેહયષ્ટિ? તેના એક એક અંગ-ઉપાંગમાંથી જાણે સુડોળ કળા ને કાવ્ય ઝરતાં હતાં, માદક રસ ભર્યું યૌવન નિતરતું હતું. પરંતુ શ્રી સ્થૂલભદ્ર તો આત્માનું ઐશ્વર્ય માણી રહ્યાં હતાં. વિરાગની અચિંત્ય મધુરિમા આસ્વાદી રહ્યા હતા. નિજાનંદની મૌજમાં તેમનો અણુએ અણુ-પ્રદેશે પ્રદેશ લયલીન થઇ ગયો હતો.

અનાહતના નાદમાં સંસારની સમસ્ત રાગિની સમાઇ ગઇ હતી, ને મુક્તિનો મહારાગ આલાપાઇ ચૂકયો હતો. તેના આરોહ-અવરોહના તાનપલટા બિચારી કોશા સમજી શકતી નહોતી. તેણે પોતાની કળા, ચતુરાઇ, પ્રીતિ ને રીતિ પ્રકટ કરવામાં કોઇ મણા નહોતી રાખી. પણ જ્યારે શ્રી સ્થૂલભદ્રે પોતાની કળા-આત્મકળા બતાવી ત્યારે કોશા તેમની મહાનતા જોઇ બાળકની જેમ ચરણોમાં ઢળી પડી. પોતે કરેલી બાલચેષ્ટાની ક્ષમા માંગી. શ્રી સ્થૂલભદ્રે તેને આંતર વૈભવ બતાવ્યો. ઉપદેશ દઇ પ્રતિબોધી ને વ્રતધારી શ્રાવિકા બનાવી, કોઈપણ સંયોગમાં ધર્મમાં દૃઢ અને સ્થિર રહેવાની શિખામણ આપી.

ધર્મ પામ્યાનું અહોભાગ્ય સમજાવી વિહાર કર્યો ને અખંડ ચારિત્રવાળા તેઓ આવ્યા ગુરુમહારાજ પાસે. 'દુષ્કર દુષ્કર કારક' તરીકે તેમને ગુરુએ સંબોધ્યા ને ને સંઘ સમક્ષ તેઓ આદર પામ્યા. કોશા રાજનર્તકી હતી. રાજાએ મોકલેલા પુરુષને પ્રસન્ન કરવા એ તેનો વ્યવસાય હતો. ચોથાવ્રતનો તેનો નિયમ હતો. કોઇ પુરુષ સાથે બેસવાનો પણ પ્રસંગ આવતો ત્યારે તે આર્ય સ્થૂલભદ્રના, તેમના સંયમના તેમના બ્રહ્મચર્યના જ ગુણ ગાતી. રાજાના કોઈ અતિપ્રીતિપાત્રને પણ તે મચક આપતી નહોતી

એકવાર એક રથકાર પર નંદરાજા ખુશ થયા. કામદેવ જેવા સ્વરૂપવાન રથકારે કોશાનું આતિથ્ય મળે તે માટે નંદરાજાને પ્રાર્થના કરી. રાજાએ આજ્ઞા આપતા તે

કોશાને ત્યાં આવ્યો. કોશાએ તેને આવકાર આપ્યો. મનગમતા ખાદ્ય-પેય પહોંચાડ્યા અને દાસીઓ સેવામાં ઉભી રહી. પોતે પાસે આવી બેઠી ને વાર્તાવિનોદ કરવા લાગી. વાત-વાતમાં તે સ્થૂલભદ્રના ગુણ ગાતી ને પેલાની રસવૃત્તિ પર જાણે ટાઢું પાણી ઢોળાતું. તેને બધી સગવડ, આદર માન સેવા ચાકરી કરનાર બધું મળી ગયું પણ જે અભિલાષાથી તે આવ્યો હતો તેને કોશા ગણકારતી નહોતી, અરે પોતાના વસ્ત્રનો પણ સ્પર્શ ન થાય તેની ચતુરાઇપૂર્વક કાળજી રાખતી હતી. રથકાર પાસે હસ્તલાઘવની અદ્‌ભુત કળા હતી. કોશાના અંતઃકરણને જીતવાની ઇચ્છાથી તેણે પોતાનું કૌશલ આરંભ્યું.

કોશાના આંગણાના ઉપવનના આમ્રવૃક્ષ પર કેરીની લુંબ લાગી હતી, તે બતાવતા તે બોલ્યો; જુઓ, અહીં બારીમાં બેઠા બેઠા હું પેલી આખી લુંબ તમને તોડી આપું ? ' અને તેણે હસ્તલાઘવથી તે લુંબ પર બાણ માર્યું. તે બાણને પાછળ બીજું બાણ માર્યું. આમ શરસંધાન કરી બીજાને ત્રીજું, ત્રીજાને ચોથું બાણ મારી પોતે બેઠો હતા, ત્યાં સુધી બાણની શ્રેણી કરી. પછી ખેંચતા લુંબ સહિત આખી શ્રેણી હાથમાં લઇ લુંબ કોશાને આપી. પોતે અતિદુષ્કર કાર્ય કર્યું હોય તેવો ભાવ લાવી કહ્યું 'જોયું ?' તેના મનોભાવ જાણી કોશાએ કહ્યું 'હા લાઘવ જોયું' કોશાએ શ્રી સ્થૂલભદ્ર પાસે જ્યારે ચોથું વ્રત લીધું ત્યારે રાજા કે તેમણે મોકલેલ પુરુષની જયણાનો ભાંગો અપવાદ તરીકે રાખ્યો હતો. છતાં પણ તે પોતાનું વ્રત અખંડ રાખવા મથતી હતી. તેથી વિરક્તિને ક્યાંય મોહ ઉપજવા દેતી નહી. તેથી તે બોલી;

'અગ્નિથી લાલચોળ થાંભલાને વીંટળાવું સારું પણ નરકદ્વાર જેવી રમણીનો સંગ કરવો સારો નથી.' આમ કહી કળા ચતુરાઇનું તેનું અભિમાન ચૂરવા તેણે પોતાની કળા બતાવી. સરસવનો ઢગલો કરી તેમાં સોય ખોસી તેના ઉપર કમળનું ફુલ ગોઠવ્યું. પછી તેના ઉપર પોતે ચડી નાચવા લાગી ને બોલી;

'આંબાની લુંબ તોડવી દુષ્કર નથી ને સરસવના ઢગલા ઉપર નાચવું ય કાંઇ દુષ્કર નથી. દુષ્કરના કરનાર તો મહાનુભાવ સ્થુલભદ્ર મુનિ છે, જે પ્રમદા (સ્ત્રી)ના વનમાં પણ પ્રમાદ ન પામ્યા.'

'પર્વતની ગુફામાં અને નિર્જન વનમાં વસી ઇંદ્રિયજય કરનાર-મોહને જીતનાર ઘણાયે છે. પણ રમ્ય હવેલીમાં યુવતીની સાથે રહી મોહને જીતનાર-ઇચ્છાને વશમાં રાખનાર તો એકમાત્ર શકડાલપુત્ર સ્થૂલભદ્ર જ છે.' ઇત્યાદિ એક ગણિકાને મોઢે આ બધું સાંભળી-જોઈ તે રથકારનો બધો ઉન્માદ અને અહંકાર ઓગળી ગયો. કોશાએ એવો ઉપદેશ આપ્યો કે તેને સમસ્ત પદાર્થોથી વૈરાગ્ય થયો તેણે દીક્ષા લીધી યાવત્ સ્વર્ગે ગયો. કોશાએ પણ જૈનશાસનનો મહિમા વધાર્યો ને અંતે સ્વર્ગ પામી, જેઓ કોશાની જેમ સન્માર્ગના રાગી લોક છે, રાજાની આજ્ઞા છતાં જેઓ પોતાનો ધર્મ તો ન છોડે પણ બીજાને ધર્મનો પ્રતિબોધ પમાડે તે જ મોક્ષમાર્ગના સાચા પથિક છે.

## ૪૯. દ્વિતીય આગાર ગણાભિયોગ.

જનસમુદાયને ગણ કહેવામાં આવે છે. કરેલ નિયમનું કોઈ ગણના આગ્રહથી ઉલ્લંઘન કરવું પડે નિષિદ્ધનું સેવન કરવું પડે તેથી અપવાદ માર્ગમાં તેની છુટ રખાતી હોય છે, સામાજિક જીવન જીવનારા મનુષ્યો સામે એવાં પ્રશ્નો આવી ચડે છે કે કોઈ બળવાન પક્ષ કે સમૂહ તે નિયમધારી આત્માની કઠિનાઈની ઉપેક્ષા કરી તેની પાસે પોતાનું ધાર્યું કરાવવાની ફરજ પાડે છે. ત્યારે કોઈક જીવ તો એટલા બળીયા હોય છે કે સંયોગ–ગણ–જનસમૂહ આદિ કોઈને જરા પણ મચક આપતા નથી. તેઓ ઉત્સર્ગથી નિયમને વળગી રહેનારા હોય છે. આવી પડેલી પરિસ્થિતિનો સત્ત્વ ને ધૈર્યથી સામનો કરે છે, આના સંદર્ભમાં સુધર્મરાજાનું કથાનક ઘણું પ્રેરક છે.

### સુધર્મરાજાની કથા.

પાંચાલદેશના રાજા સુધર્મ નામ પ્રમાણે શ્રી જિનધર્મની સુંદર આરાધના કરનાર હતા. તેઓ પ્રતાપી ન્યાયી અને પ્રજાવત્સલ હતા. એકવાર આરક્ષકોએ આવી અરજ કરી કે મહાબલ નામનો કોઇ લુંટારો પ્રજામાં ત્રાસ ફેલાવે છે અને આપણા ગામડાઓ લુંટી લે છે.' આ સાંભળી રાજાએ કહ્યું 'હું સ્વયં તેનો નિગ્રહ કરીશ.'

કહ્યું છે કે, મદમત્ત વનહસ્તી ત્યાં સુધી જ ગર્જે છે કે જ્યાં સુધી પોતાના માથા સુધી પહોંચેલી પૂંછડી ઝુલાવતો કેશરી આવ્યો નથી.' એટલે રાજાએ સૈન્ય સાબદું કરી વનપ્રદેશ ઘેરી લીધો. ને લુંટારો પકડાઇ ગયો, પાછા ફરતા સારા મુહૂર્તે રાજા નગરપ્રવેશ કરે છે ત્યાં નગરનો ગોપુર (મુખ્ય દરવાજો) ઓચિંતો તૂટી પડયો. આને અપશુકન સમજી રાજા પાછા ફર્યા. નગર બહાર રહી તેમણે નવો દરવાજો કરાવ્યો ને સારા મુહૂર્તે પાછા નગર પ્રવેશ કરવા ગયા ફરી દરવાજો કકડભૂસ કરતો પડી ગયો. આમ કેટલીકવાર નવો દરવાજો બનાવવામાં આવ્યો પણ જ્યારે જ્યારે રાજા એ દરવાજેથી પ્રવેશ કરવા આવે ને દરવાજો રેતીના ઢગલાની જેમ પડી જાય, સાશંક ને ચકિત થયેલ રાજા વિમાસણમાં પડયો. તેણે પોતાના મંત્રીને દરવાજો પડવાનું કારણ પૂછ્યું એ મંત્રી શક્તિપંથનો ઉપાસક અને તંત્રવાદમાં વિશ્વાસ રાખનાર હતો. તેણે કહ્યું, મહારાજા, તમે તમારા હાથે કોઇ સુલક્ષણા પુરુષનો અહીં બલિ આપો, તો તમારું નડતર નષ્ટ થશે અને દરવાજો સુદૃઢ ને એવો સુસ્થિર થશે કે બળીયો શત્રુ પણ એનો કાંકરો નહી હલાવી શકે. અહિંનો અધિષ્ઠાયક કુપિત થયો લાગે છે.

આ સાંભળી રાજા બોલ્યા 'જીવઘાતનું કામ હું નહી કરું. ગમે તેવા અપશુકન કે પરિણામની મને ચિંતા નથી. એવા આભૂષણ પહેરવાની કોઇ આવશ્યકતા નથી જે પહેરવાથી કાન જ તૂટી જાય. નીતિ પણ કહે છે કે જીવન, બળ અને આરોગ્યના અભિલાષી રાજાએ સ્વયં તો હિંસા ન કરવી પણ જો કોઇ બીજા કરતા હોય તો તેનું અવશ્ય નિવારણ કરવું જોઇએ.'

આમ કહી રાજા પાછા છાવણીમાં આવ્યા. વહેમી મંત્રી નગરના આગેવાનો અને બીજી કેટલીક વ્યક્તિઓને કહેવા લાગ્યો કે 'આ અપશુકન સૂચિત છે. તેના ઉપાય તરીકે નરબલિની વાત રાજાને કરી પણ તેમના ગળે તે ઉતરતી નથી. લાગે છે કે કોઇ મોટી આપત્તિ આવનાર છે. આ નગરનો નહી પણ આખા દેશનો પ્રશ્ન છે. રાજ ચલાવવું છે ને હથીયાર ચલાવવું નથી. બોલો ભાઇઓ! તમારા આઘોષ પર બધું અવલંબે છે. પ્રજા ધારે તે કરી શકે. માટે તમે બધા જઇ રાજાને કહો કે આ ઉપદ્રવમાંથી બચવા નરબલિ આપો, પ્રજાના પ્રતિનિધિ ને આગેવાનોએ રાજાને બધી વાત કહી. પણ રાજાએ એજ ઉત્તર આપ્યો કે 'માણસ તો શું જાનવર પણ ન મરાય. આપણે કોઇના પ્રાણ જ લઈ લઇએ તો તેની પાસે બચે જ શું?' તેમણે કહ્યું 'રાજા, આપને કાંઇ જ કરવાનું નથી. અમારા હિત માટે અમે જ બધું કરીશું. માત્ર તમે વિઘ્ન ન નાખો.'

રાજાએ કહ્યું-પ્રજાએ કરેલા પાપનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે. કહ્યું છે કે, જેમ સત્કર્મનો ભાગ તેમ પ્રજાએ કરેલ દુષ્કર્મનો પણ છઠ્ઠો ભાગ રાજાને મળે છે. માટે હું અનુમતિ પણ ન આપી શકું.

એક વાચાળ માણસે કહ્યું 'તમને તો કાંઈ લેવા દેવા નથી. પણ અમે અમારા યોગક્ષેમ માટે કરીયે છીયે. ચોક્ખું કહીયે પણ છીયે કે આ પાપથી તમને કાંઈ લાગે વળગે નહી. બધું પાપ અમે અમારા માથે લઇએ છીયે!' આમ ઘણા પ્રયત્ને એ લોકોએ રાજાને મૌન રહેવા વિવશ કર્યા. પછી પંચે ભેગા થઈ ઉઘરાણું કરી તેમાંથી સુવર્ણ-પુરુષ બનાવ્યો. ગાડીમાં ગોઠવી નગરમાં ફેરવતા ઘોષણા કરાવી કે 'જે માતા પોતાના પુત્રને પોતાના હાથે વિષપાન કરાવે અને પિતા પોતાના હાથે પુત્રનું ગળું કાપે તો તેને આ કોડ રૂપીયાથી નિર્મિત સોનાનો પુરુષ આપવામાં આવશે.'

કેટલોક વખત આ ઘોષણા અને તેની ચર્ચા ચાલતી રહી પણ કોઇ સુવર્ણપુરુષ લેવા આગળ આવ્યું નહી. એવામાં તેજ ગામમાં રહેતા જન્મથી દરિદ્રી વરદત્ત નામના બ્રાહ્મણને તેની નિર્દય અને નિર્લજ્જ પત્નીએ સમજાવ્યું કે 'આપણને સાત સાત પુત્રો છે તે શા કામના? આ બધાના પોષણ પણ થતા નથી ને આપણું જીવન આમ ને આમ પરિશ્રમ કરવામાં જ જવા આવ્યું. એક પુત્ર જાય ને બદલામાં આખું કુટુંબ સુખી થાય એમ છે. તમે તો ગમે તેટલું કરશો તોય આ ભવમાં કાંઇ પૈસો ભાળવાના નથી. પત્નીની વાતમાં પતિ સહમત થયો અને તેમણે સહુથી નાના પુત્રને આપવો નક્કી કર્યો. કેમ કે ધન છે તો બધું છે. અકૃત્ય પણ કૃત્ય, અગમ્ય પણ ગમ્ય અને અવન્દ્ય પણ વન્દ્ય થાય એ પ્રભાવ ધનનો છે. આમ આ દંપતીએ ધનની લાલચે અનર્થ કરવાનો નિર્ધાર કર્યો.

અધિપકને બોલાવી વરદત્તે કહ્યું 'આ મારો પુત્ર લઇ જાવ અને સુવર્ણપુરુષ અમારા ઘરમાં લાવીને મૂકો.' તેમણે કહ્યું 'એમ કાંઇ સોનાપુરુષ મળે નહી. તે

ભાંગેલા દરવાજા પાસે આવી તેને વિષપાન કરાવો ને ગળે ઘા કરો પછી સોનાનો પુરુષ મળે. કેમકે આ હત્યા કરે કોણ ?' પતિ–પત્નીએ એ વાત માની. તેમના પુત્ર ઇન્દ્રદત્ત બાળકે વિચાર કર્યો શું સંસારના લોકોને તેમની સ્વાર્થબુદ્ધિ છે ? માતા–પિતા પણ ધન માટે પુત્રને મારવા તૈયાર થાય. આથી વધુ આશ્ચર્ય શું હશે ?' મહાજનને ઇન્દ્રદત્ત સોંપવામાં આવ્યો. તેના મા–બાપે જેમ મહાજન કહે તેમ કરવા કબુલ કર્યું. ઇન્દ્રદત્તને સુગંધી દ્રવ્યોનું મર્દન, સ્નાન–વિલેપન કરાવી સુંદર વસ્ત્રો પહેરાવી પુષ્પમાળા આદિથી સજાવી દરવાજા પાસે વાજતે ગાજતે ઠાઠમાઠથી લાવવામાં આવ્યો. રાજા–પ્રધાનમંડલ, નગરના ગણ્યમાન્ય પુરુષો તેમજ અગણિત જનસમુદાય ત્યાં ઉપસ્થિત હતો, બાળક જ્યારે વધસ્થાને લાવવામાં આવ્યો ત્યારે તેના મુખ પર આનંદ અને સ્વસ્થતા ઝળકતી હતી. સહુને વિસ્મય ઉપજાવે તેવી આ વાત હતી. અત્યારે તો વજ્રની છાતી વાળો પણ મૃત્યુના ઓળા જોતો ને રોતો હોય. તેની વધતી જતી ખુશી જોઇ રાજાથી ન રહેવાયું ને તેમણે પૂછ્યું, મરણ સામે ઉભું છતાં તને વિષાદની જગ્યાએ આનંદ કેમ જણાય છે ? તેણે કહ્યું 'મહારાજા, વિદ્યાભ્યાસમાં મેં જાણ્યું હતું કે જ્યાં સુધી સમીપ ન આવે ત્યાં સુધી ડરવું પણ જ્યારે ભય સમક્ષ આવી ઉભું હોય ત્યારે ડરવાથી શું વળવાનું છે ? માટે હું ભય સામે નિર્ભય થઇ ગયો છું. શરણુથી જ મરણનો ભય ઉત્પન્ન થવાથી હંસના જેવી સ્થિતિ મારી થઇ છે.' રાજાએ તે હંસની વાત પૂછતા તેણે કહ્યું 'મહારાજા સાંભળો :–

કોઈ અરણ્યમાં મોટા સરોવરને કાંઠે એક મોટું સીધું ને ઊંચું વૃક્ષ હતું. તેની ઉપર ઘણા હંસો વસતા હતા. નાના યુવાન અને વૃદ્ધ. ઝાડના મૂળ પાસે ઉગેલી એક વેલ ઝાડને વીંટાઈને ઉપર વધવા લાગી. તે જોઇ વૃદ્ધહંસે સર્વ હંસને ચેતવણી આપતાં કહ્યું, આ વેલના અંકુરને તમે ચાંચથી કરડી ખાજો, ઉપર સુધી વધી જતાં આપણા માટે મરણાંત કષ્ટ આ વેલ ઉભું કરશે. આ સાંભળી યુવાન હંસો હસવા લાગ્યા, કે ક્યાં સુધીનું શંકાશીલ મગજ ! ઘરડા થયા ને ઘણું જીવ્યા તોય હજી મરણનો ભય કેટલો છે ? તેમને અમર થવું લાગે છે. આ અંકુરો કેવો સરસ લાગે છે ને આમાંથી કેવી રીતે મૃત્યુ ઉદ્ભવી શકે એજ સમજાતું નથી.' આમ સહુએ વૃદ્ધની વાત હસી કાઢી. તે હંસદાદા જંખવાણા થઈ ગયા. વેલો વધતો રહ્યો. વૃદ્ધ હંસે વિચાર્યું આ તરુણાઇના તોરમાં પોતાના જ હિતાહિતને સમજી શકતા નથી. જેમ નકટા માણસને સ્વચ્છ આયનો ( દર્પણ ) બતાવતાં આનંદને બદલે ક્રોધ જ થાય તેમ પ્રાય : વર્તમાનમાં કોઇને કામની–સાચી શિખામણ આપીયે તો સામાને ક્રોધ જ થાય. વળી પ્રાણીવાર્તામાં કહેવાયું છે કે જે તે માણસને ઉપદેશ આપવો જોઈએ નહી. જૂઓ ? મૂર્ખ વાનરે સુઘરીને ઘર વિનાની કરી.

એક વનખંડમાં વૃક્ષપર સારો મજાનો માળો બાંધી સુઘરી આનંદથી રહેતી

હતી. તેણે એકવાર વરસાદથી પલળીને ધ્રૂજતો વાંદરો જોયો. સૂસવાટા મારતાં પવનમાં તેના દાંત કડકડ બોલતાં ને ઠંડીથી બચવા ઘણાં ફાંફાં મારતો પણ તેને કયાંય સગવડ મળી નહી. આવી દયનીય દશામાં વાનરને જોઇ સુઘરીએ કહ્યું 'વાનરભાઇ ! તમારે તો મજાના હાથપગ છે. તમે તો મારા કરતાં પણ વધારે સારુ રહેણાક બનાવી શકો. વરસાદમાં પલળો છો તેના કરતાં સ્થાન બનાવી લો ને ?' આ સાંભળતાં વાંદરાને પીત્તો ગયો, દાંત કચકચાવતો ને આંખનાં ભવાં ચડાવતો બોલ્યો 'રે ? સોયજેવા અણિયાળા મોંવાળી, દુષ્ટ આચરણવાળી પોતાની જાતને પંડિત કહેનારી ! હું ભલે ઘર બાંધવામાં કુશળ ન હોઉં પણ ઘર ભાંગવામાં તો ચતુર અને સમર્થ છું.' એમ કહી ઝડપથી ઝાડ પર ચડયો. સુઘરી જીવ લઇ નાઠી ને સામા ઝાડે બેઠી. તેના જોતાં વાંદરાએ તેનો માળો વીંખી પીંખીને વેર-વિખેર કરી નાંખ્યો. સુઘરી બિચારી મનમાં સમસમી રહીને શિખામણ આપવાનું ફળ ભોગવી રહી.

ઇત્યાદિ વિચાર કરી વૃદ્ધહંસે મૌન સેવ્યું. રમૂજે ચઢેલા હંસોની વાતનો તેણે ઉત્તર આપ્યો નહી. સમય જતાં તે વેલ વધતી વધતી ઝાડને વીંટળાઇ ઠેઠ ઉપર સુધી પહોંચી ગઈ. આ ઝાડ એકદમ સીધું ને ઉંચુ હોઈ કોઇ તે પર ચડી શકતું નહી પણ આ વેલ તો હવે ઘણી મજબૂત દોરડા જેવી થઇ ગઈ હતી. એક પારધીની નજર પડી. તેણે વેલ સુદૃઢ જોઈ ને માંડયું વૃક્ષ પર ચડવા. હંસલા તો ચણવા ગયેલા. પારધીએ ઉપર જાળ બાંધી દીધી. સાંજ પછી હંસના ટોળા પાછા ફરવા લાગ્યા. ઝાડ પર બેસતા ગયા તેમ જાળમાં સપડાતા ગયા ને ફસાઈ ગયા પછી રાડારાડ કરી વન ગજવવા લાગ્યા. પણ એમને કોણ બચાવે ? તેમની દુર્દશા જોઇ વૃદ્ધ હંસે કહ્યું 'મેં તમને ત્યારે જ કહેલું કે 'વેલના અંકુરને વધવા ન દો. પણ તે વખતે તમે મારી વાત હસવામાં કાઢી નાખી. ત્યારે સાવ કોમળ દેખાતી વેલ આજે દોરડાથી પણ મજબૂત થઇ ગઇ છે.' હંસો બોલ્યા, 'અમને તો વેલ ઘણી ગમી હતી. તેમાં બેસવા-સૂવાને ઝુલવાની મોજ પડશે ને એની છાયામાં આપણે વધારે સ્વસ્થ રહીશું. એવા વિચારે અમે વેલને તોડી નહી. આ તો જેના ભરોસે શરણે રહ્યા તેણે જ ભયમાં મૂકયાં, તમે કહો તેમ કરીશું પણ આમાંથી ઉગરવાનો કોઈ ઉપાય હોય તો જણાવો. કહ્યું છે કે સાત-ધાતુથી બંધાયેલું આ શરીર ચિત્તને આધીન છે. જો ચિત્ત નાશ પામે ( અસ્થિર થાય ) તો ધાતુઓ પણ નાશ પામે છે. માટે મનને યત્નપૂર્વક સ્વસ્થ અને નિર્મળ રાખવું. કારણ કે સ્વસ્થ ચિત્તમાં જ સારી બુદ્ધિઓ-સારી વિચારસરણી ઉત્પન્ન થાય છે. અને બુદ્ધિથી જ કાર્યો સંપન્ન થાય છે.' વૃદ્ધ હંસે વિચાર કરીને કહ્યું કે 'જ્યારે પારધી પકડવા આવે ત્યારે ગળુ ઢીલું મૂકી મુડદાની જેમ પડ્યા રહેજો, તમને મરેલા માની નીચે ઉતારી એ જાળ ખોલી નાખશે. અથવા બધાને બહાર કાઢી મૂકશે.

તમે રુદન સદન કરશો નહી. તમે બધાં બહાર નિકળી ગયા પછી હું સંકેત કરીશ, એટલે સહુ એક સાથે ઉડી જજો. આમ કરશો તોજ બધાં બચી શકશો.'

અને ખરેખર તેમજ થયું. બધાં પછી એક સાથે ઉડી ગયા. પછી બીજે વાસ કરી તેઓ બોલ્યા, જે નિરુપદ્રવી વૃક્ષપર અમે લાંબા સમયથી વસતા હતા. ત્યાં મૂળથી વેલડી ઉભી થઇ. તે અમારું આશ્રયસ્થાન હોઇ શરણુ હતું અમને શરણુથી જ ભય જાગ્યો'. ઇન્દ્રદત્તે રાજાને કહ્યું 'રાજા! મને પણ શરણુથી જ ભય પેદા થયો છે. બાપ મારે તો રડતું મા પાસે જાય. મા મારે તો બાપની પાસે હૈયું ઠાલવે તે બંનેથી અન્યાય થાય તો મહાજન પાસે જઈ વિનતિ કરે ને કદાચ ત્યાં સંતાપ કે ક્લેશ થાય તો છેવટે રાજા સમક્ષ ન્યાય મેળવે ત્યારે જુઓ અહીં મારી દશા. મા વિષ આપવા ને પિતા ગરદન આપવા તૈયાર છે. મહાજને પૈસા ભેગા કરી આ મહાઅનર્થ આદર્યો છે. અને મજાની વાત એ છે કે રાજાની સમ્મતિથી રાજાની છાયામાં આ બધું થઇ રહ્યું છે. ત્યારે મારે કોનું શરણુ? મા-બાપે દિકરો મારવા આપી દીધો છે. રાજા પોતે શત્રુની જેમ ઘાતક થયા છે.'

'દેવતા બલિ લેવા તૈયાર થયા છે. હવે બચીને જવાનું ક્યાં? પછી ભય રાખીને ફરક શો પડવાનો? માટે હું નિર્ભય છું.' બાળકની વાત સાંભળી રાજા ઉપર ઉંડી અસર થઈ. તરત તેણે આજ્ઞા કરી કે આ અનર્થનો અહીં અંત આવે છે અને આને અભય દેવામાં આવે છે.' આ સાંભળી મોટો સમૂહ રાજાને કહે કે 'આ એકને બચાવતાં તમારા પ્રવેશથી આખા નગર પર આપત્તિ ઉતરશે.' રાજાએ કહ્યું 'હું આ નગરમાં પ્રવેશ જ નહી કરું. જે કાંઈ વેઠવું પડશે તે વેઠી લઇશ. પણ હવે તો અહીં કોઈ પણ પ્રાણિનો બલિ નહી અપાય.' એવામાં કોઇ દેવે પ્રકટ થઈ કહ્યું 'રાજાને પ્રણામ, ધન્યવાદ, તમારું સત્ત્વ અને ધૈર્ય જોવા જ મેં આ બધું ઉપજાવ્યું હતું. તમે ખરા ઉતર્યા, તમને ધન્ય છે. મને ક્ષમા આપો' એમ કહી નગરનો અદ્ભુત દરવાજો ક્ષણુવારમાં બનાવી દેવ ચાલ્યો ગયો. સુધર્મરાજાએ જનગણુનો આગ્રહ છતાં તેમનું હિંસામય વાક્ય ન માન્યું. વૈરાગ્યથી તેમણે દીક્ષા લીધી અને નિર્વાણ પામ્યા.



## ૫૦ તૃતીય આગાર-વૃત્તિકાંતાર.

દુકાળ આદિને કારણે આહારાદિ ન મળવાને લીધે, અથવા જંગલમાં માર્ગ ભૂલવાને લીધે ફળ જળાદિ અર્થે કે આવા જ કોઇ પ્રસંગે જીવન નિર્વાહ માટે જો મિથ્યાત્વનું સેવન કરવામાં આવે તેને વૃત્તિકાંતાર આગાર કહેવામાં આવે છે. ઉત્સર્ગ-અપવાદના જાણ, મોક્ષાર્થી-સંવિગ્ન મહાનુભાવને, પોતાના જીવન માટે મિથ્યાત્વાદિનું સેવન કરવું પડે કે નિયમભંગ કરવો પડે છતાં તે આ વૃત્તિકાંતાર નામના આગારથી અખંડ રહે છે. આવા કપરાં ક્લિષ્ટ સમયમાં પણ કેટલાક વીર દૃઢતા રાખી અપવાદને સેવતા નથી. આ વિષય પર અચ્ચંકારી ભટ્ટાનું જીવન પ્રેરક છે.

## અચ્ચંકારી ભટ્ટાની કથા

ક્ષિતિપ્રતિષ્ઠિત શહેરમાં ધન્ના નામના શેઠ વસે. તેમને ભદ્રા નામની ધર્મપત્ની તેમને આઠ આઠ પુત્રો પર એક દિકરી હતી. નામ હતું ભટ્ટા. ઘણાં લાડકોડમાં ઉછરવાને લીધે તે વાત-વાતમાં રીસાઇ જતી. મોઢું ચડતાં વાર જ નહી. તેના પિતાએ વહાલી દિકરી માટે સહુને આજ્ઞા કરી કે, ભટ્ટા જે કરે કહે તે સહી લેવું પણ તેને ચુંકાર પણ કરવો નહી. તેથી તે અચ્ચંકારી ભટ્ટાના નામે પ્રસિદ્ધ થઇ. અતિસ્વરૂપવાન અને યુવાવસ્થાએ પહોંચેલી તેને મહામાત્યે જોઇ ને ગમી ગઇ. તરત તેનું માગું કરાવ્યું પણ ધન્ના શેઠે સાફ સાફ વાત કરી દીધી કે, અમે કોઇ દિવસ એનું વચન ઉલ્લંઘ્યું નથી. તેથી એકેએક વાત માનવી પડે. એ કબૂલે તો લગ્ન કરવામાં અમને વાંધો નથી.' મંત્રીએ કબૂલ કરતાં તેમના સારી ધામધૂમથી લગ્ન થઇ ગયા. તેમનો વહેવાર સારી રીતે ચાલતો હતો ને અચ્ચંકારી ભટ્ટાના કહ્યા પ્રમાણે બધું વ્યવસ્થિત ચાલતું હતું. કેટલોક સમય વીત્યા પછી ભટ્ટાએ મંત્રીને કહ્યું 'જુઓ! તમે રહ્યા મંત્રી ને તમને રહ્યું ઘણું કામ. પણ સાંજે મને એકલીને ગમતું નથી, માટે તમારે વહેલાં ઘરે આવી જવું. દીવા થયા પછી તમને ક્યાંય જવા નહી દઉં.' મંત્રીએ હા પાડી, બીજા દિવસથી મંત્રી રાજસભામાંથી વહેલા ઉઠી ઘરે આવી જાય. મંત્રીને રોજ વહેલા ઉઠી જતા જોઇ રાજાએ એકવાર કારણ પૂછ્યું. તેણે હતી તે હકીકત જણાવી દીધી. કૌતુકી રાજાએ એક દિવસ મંત્રીને ઉઠવા ટાણે વાર્તા-વિનોદમાં રોકી લીધો. મંત્રીએ પ્રયત્ન તો જવાના ઘણાં કર્યાં પણ આજે રાજા પણ રમૂજે ચડ્યા હતા.

આમ જામેલી સભા અડધી રાત સુધી ચાલી. અર્ધી રાતે તેણે ઘરે આવી બારણા ઉઘાડવા ઘણું કહ્યું પણ ભટ્ટાએ ઉત્તર જ ન આપ્યો. મંત્રીને સમજાઇ ગયું કે પત્ની રીસાઇ ગઈ છે. તેણે મનાવવા ઘણા નમ્ર વચનો કહ્યાં પોતે સભામાંથી ઉઠી ન શક્યો ને રાજાએ જબરીથી રોકી રાખ્યો આદિ ઘણું કહ્યું, ત્યારે તે બોલ્યા વિના ઉઠીને બારણું ખોલી તેની પાછળ સંતાઇ ગઇ. મંત્રી અંદર આવ્યો ને તે ધુંઆપુંઆ થતી ઘરમાંથી નિકળી બાપના ઘરે ઉપડી. રસ્તામાં તેને ચોરોએ જોઇ. સુંદર દેખાવને મોંઘા વસ્ત્રાભૂષણ? ચોરોએ તેને ઉપાડી ને ચાલ્યા જંગલમાં. શરીર પરનાં બધાં ઘરેણાં ઉતારી લીધાં. દિવસે ખીણમાં છાના માના પડી રહેવાનું ને અંધારી રાતે જંગલની ધાર વાટે ચાલવાનું...પગ થાકીને ગણ ગણા થઇ જાય તોય ચાલવાનું અને આંખે વળી પાટા. ખાવાનું તો દીઠુંય ન ગમે. આવી પીડા ને વ્યથા સહન કરતી અચ્ચંકારીને ચોરો પોતાના ભીલસરદાર પાસે લઈ આવ્યા. જોતાં જ ભય લાગે તેવો સરદાર દેખી અચ્ચંકારી ગભરાઈ ગઇ. એમાં સરદાર ચેડા કરવા માંડ્યા ને કહ્યું 'આજથી તું મારી રાણી ને હું તારો રાજા.' પણ અચ્ચંકારીએ પણ હીંમત દાખવી કહ્યું, 'દૂર જ ઊભા રહેજો, નહીંતર પરિણામ સારૂં નહીં આવે.' સરદારે નરમાશથી કામ લેતાં કહ્યું 'સુંદરી, અહીં એકલી શાંતિ ને સ્વસ્થતા છે. સંસારની કોઇ ખટપટ-ઈર્ષ્યા, બળ-

તરા અહીં નથી હું યુવાન અને તું સુંદર છે. તું અહીંથી કયાંઇ જઈ શકે તેમ નથી ને આપણી વચ્ચે કોઇ પડે તેમ નથી. તે ન માની એટલે અનેક રીતે કનડગત, આતંક અને ભય ઉપજાવવામાં આવ્યાં. તેણે આ બધું સહી લીધું પણ સરદારને વશ ન થઈ.

એક દિવસ નક્કી કરીને આવેલા સરદારની વરુ જેવી દૃષ્ટિ જોઇને અચ્ચંકારીએ કહ્યું 'તમે બળાત્કારથી પણ ફાવશો નહી. હું સ્વસ્થતાથી મરી શકું છું. મને મરતાં કોઇ રોકી નહી શકે. મારી હત્યાનું પાપ જોઇતું હોય તો જ નજીક આવજો.' અચ્ચં-કારીનું ચંડી જેવું સ્વરૂપ જોઇ ભીલ બે ડગલા પાછો ખસી માની જવા જે કહીશ તે કરવા પ્રાર્થના કરવા લાગ્યો. અચ્ચંકારી ભટ્ટા ધર્મશીલ અને વ્રતધારી હતી. શિય-ચના મૂલ્ય તે જાણતી હતી. તેણે ભીલને બોધ થાય માટે કહ્યું, સાંભળો હું એક દૃષ્ટાંત કહું, એમ કહી તેણે કહેવા માંડયું.

એક મહાતપસ્વી તાપસ ઝાડ નીચે રહેતો ને ઘોર તપ કરતો. તપોબળથી તેને તેજોલેશ્યા પ્રાપ્ત થયેલી. તે ઝાડ ઉપર એક બગલી રહેતી. તે તાપસ પર ચરકી તેથી ક્રોધિત થયેલા તાપસે તેને તેજોલેશ્યા મૂકી બાળી નાખી. પોતાની આવી શક્તિ પ્રત્યક્ષ જોઇ તાપસે નિર્ધાર કર્યો કે જે કોઇ મારાથી વિપરીત વર્તશે તેને હું બાળી નાખીશ. એકવાર તે કોઈ શ્રાવિકાને ઘેર ભિક્ષા માટે જઇ ચડયો. તે શ્રાવિકા ધર્મિષ્ઠ અને શિયળવતી હતી, પોતાના પતિના કોઇ કામમાં હોઇ ભિક્ષા લાવતા વાર લાગી. આથી ક્રોધિત થઇ તેણે તેજોલેશ્યા મૂકી પણ તેના શિયળપ્રભાવે શ્રાવિકાને કશું ન થયું. વાત જાણી શ્રાવિકા બોલી 'કેમ તાપસ, મને પેલી બગલી જેવી ધારી કે?' આશ્ચર્યથી પહોળી આંખવાળા તાપસે કહ્યું 'અરણ્યમાં થયેલી વાત તેં શી રીતે જાણી?' તેણે કહ્યું 'તમારે એ બધું જાણવું હોય તો વારાણસીમાં જઇ અમુક કુંભારને પૂછજો. તે જણાવશે.' તાપસ પહોંચ્યો કુંભાર પાસે. કુંભારે કહ્યું 'મને અને એ બાઇને શિય-ળના પ્રતાપે જ્ઞાન ઉત્પન્ન થયું છે. તેથી અમે પરોક્ષમાં બનેલી ઘટના પણ જાણી શકીયે છીયે. આ બાળવા ઉઝાડવાથી કાંઇ નહી વળે. તમે પણ શીલ પાળવામાં પ્રયત્ન કરો.' આ સાંભળી તાપસ ઉપશાંત થઇ શિયળમાં આદરવાળો થયો.

ભટ્ટાની વાત સાંભળી ભીલે વિચાર્યું કે–આવી ઉત્તમનારી મારા ભાગ્યમાં હોય નહી. આને વધારે કાંઈ કરું ને જો શ્રાપ આપે તો કોણ જાણે શું ય થાય ? છેવટે તેણે ભટ્ટાને બબ્બરકૂલ (બંદરે) માં સારા મૂલ્યે વેચી નાખી. લેનારે ભોગની ઇચ્છાથી લીધી પણ ભટ્ટાએ તેને પણ સાફ કહી દીધું કે 'મરી જઈશ પણ વશ નહી થાઉં.' ઘણાં ઉપાયો છતાં ભટ્ટાનો સંગ ન થતાં તેણે ખાવા–પીવા–ઠંડીમાં પણ પાથરવા, ઓઢવા આદિનો નિષેધ કર્યો. અચ્ચંકારીએ જીવનમાં કદી ન જોએલી વિડંબના જોઇ. એને ખાવા–પીવાના સાંસા પડવા લાગ્યાં. શરીર પર કપડાયે ફાટી ગયાં. એની નજરે જે માણસો પડતાં એ બધાં તેને તિરસ્કારથી જ નિહાળતાં. આ બધું ઘણું જ અસહ્ય હતું. છતાં તે મક્કમ રહી. દિવસે દિવસે ત્રાસ વધતો ગયો. તેના ખરીદનારને વિશ્વાસ

થઈ ગયો કે આને આવી પીડા હલાવી પણ નહી શકે, એટલે કીરમજી રંગ માટે તેની તેની નસોમાંથી રક્ત કાઢવું શરુ કર્યું. (બહુમૂલ્ય ઝીણાં વસ્ત્રો રાજાને રાજરમણીઓ માટે લોહીના રંગે રંગાતાં. તેના ઘણાં મૂલ્ય નિપજતાં) લોહી લેવાની પદ્ધતિ ઘણી કષ્ટમય હતી ને શરીરને પૂરું પોષણ મળતું નહોતું. આમ રીબાઇ રીબાઈને ક્યાં સુધી વેઠવાનું હશે? અહીંથી છુટકારો થશે કે નહી? આવાં અનેક પ્રશ્નો ભદ્રાનાં મનમાં ઉઠતાં પણ એનો ઉત્તર ક્યાંયથી મળતો નહી. નિરાશવદને તે આકાશ સામે જોઇ રહેતી. અકાળે જાણે વૃદ્ધત્વ આવી લાગ્યું. શરીરની કાંતિ વિલીન થઈ ગઇ. રૂપ-રંગ બધું બદલાઇ ગયું. અત્યારે એની જીવિકાને મોટું જોખમ ઉભું થયું હતું.

વૃત્તિકાંતાર નામના આગારથી તે છુટ લઇ શકતી હતી. પણ તે સાચી આરાધક હતી. તે પોતાના આચારમાં અડગ અને અટલ હતી. એવામાં ભદ્રાનો સગોભાઈ ધનપાલ માલ ખરીદવા ત્યાં આવ્યો. ભાઇ-બહેનની નજર મળતાં જ તેઓ એકબીજાને ઓળખી ગયાં. બહેનની આ દશા જોઇ ભાઈ રડી ઊઠયો. તેણે ધન આપી બહેનને છોડાવી. ઘરે લાવી સારી સંભાળ કરી. થોડા દિવસમાં પાછી તે સ્વસ્થ અને સુંદર થઈ ગઇ. સહુને તેણે પોતાની વીતક કથા સંભળાવી, તે સાંભળી બધાની આંખો ભીની થઇ ગઇ. તેના પતિ મંત્રી પણ ત્યાં જ હતા. સહુની સામે અચ્ચંકારી ભદ્રાએ કહ્યું: હું બહુ ઘમંડી અને રીસાળ હતી. તેનું ફળ મને મળી ગયું. ત્યાં મારૂં માન ક્યાં રહ્યું? આજ હું સહુની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે-હવેથી કદીપણ કોઇના ઉપર રોષ-રીસ કરીશ નહી મંત્રી ભદ્રાને આદર-માન-પૂર્વક ઘરે લાવ્યા ને તેની સત્ત્વશીલતાના વખાણ કર્યાં. ગમે તેવા સંયોગમાં હવે ભદ્રા જરાય અકળાતી નથી. મોઢું ચઢાવતી નથી ને સદા સુપ્રસન્ન રહે છે. જીવન જીવવાની કળા તેને હાથ લાગી ગઈ છે.

તે જ ગામમાં મુનિપતિ નામના મુનિરાજ કોઇકે કરેલા તાપણાથી દાઝી ગયા. કુંચીકશેઠ તેમની સારવાર કરતા હતા. બળતરા શામક તેલની આવશ્યકતા હતી ને તે મળતું નહોતું. એમ કરતાં ભાળ મળી કે અચ્ચંકારી ભદ્રાને ત્યાં એ દુર્લભ તેલ છે, એટલે બે મુનિરાજે તેને ત્યાં આવી તેલની યાચના કરી. ઘણી જ આનંદિત થઇ તેણે સીસો લેવા દાસી મોકલી.

આ તરફ દેવોથી ભરેલી સભામાં ઇન્દ્રે અચ્ચંકારી ભદ્રા રીસ ન કરે ને તેનું મોઢું કદી ન ચડે. ઇત્યાદિ પ્રશંસા કરી. વાત માન્યમાં ન આવ્યાથી એક દેવ આવ્યા પરીક્ષા કરવા દાસી સીસો લઈ આવતી હતી ત્યાં દેવે અદૃશ્ય ઠોકર લગાવી. સીસો પડી ફૂટી ગયો ને લાખ રૂપીયાનું તેલ ધૂળ થઇ ગયું. ભદ્રા જરાય મોઢું બગાડ્યા વિના બીજો સીસો લાવવા દાસીને કહે છે. તે પણ ફૂટી જાય છે. ત્રીજીવાર કહેતા ને પણ દેવ ફોડી નાંખે છે; છતાં તેણે કાંઈજ બન્યું ન હોય તેમ હસતી મરકતી ભદ્રા બોલી: "આ ત્રણે સીસા લાભ માટે જ લેવો જોઈતો હતો. હવે હું જ લઇ આવું." એમ કહી પોતે જઈને ચોથો સીસો લાવી. તેના સ્થિરતાના પ્રભાવે દેવના યત્નો નિષ્ફળ ગયા.

ભદ્રાએ બહુ આદર માનપૂર્વક તેલ ગુરુ મહારાજને આપ્યું. તે લેતાં મુનિશ્રી બોલ્યા 'હે શ્રાવિકા, અમારા નિમિત્તે દાસીને હાથે ત્રણ ત્રણ સીસા મોંઘા તેલના ફૂટી ગયા. છતાં તમારૂં મોઢું પણ કટાણું ન થયું, તમારી સમતુલા ને સ્વસ્થતા અચરજ પમાડે તેવી છે.' અચ્ચંકારીએ હાથ જોડી સસ્મિતવદને કહ્યું 'ભગવન્! રોષ અને રીસના પરિણામ મેં અહીં જ ભોગવ્યાં છે. તેના અનિષ્ટ ફળ ન જોઇતા હોય તો રોષાદિ છોડવા જ જોઇએ.' મુનિના પૂછવાથી તેણે પોતે અનુભવેલ વ્યથાની કથા કહી સંભળાવી. સાંભળનાર માત્રની આંખો ભીની થઇ અને તે દેવ પણ પ્રત્યક્ષ થઇ પ્રણામપૂર્વક બોલ્યો કે 'ધન્ય છો તમે. ઇન્દ્ર પણ તમારી પ્રશંસા કરે છે, તમને રોષ કે રીસ આવે છે કે નહી? તે જોવા હું આવ્યો હતો ને સીસાઓ ફુટતાં બતાવ્યા હતા. પણ લો આ તમારા સીસા આખા જ છે. મેં જે અપરાધ કર્યો તેની ક્ષમા પ્રાર્થું છું. તમારા દર્શનથી હું પણ ધન્ય થયો છું.' ઇત્યાદિ સ્તુતિ કરી દેવ ચાલ્યો ગયો. વિસ્મય પામતાં મુનિ ઉપાશ્રયે આવી ગુરુજીની વૈયાવચ્ચ કરતા અચ્ચંકારીનું આશ્ચર્યકારી ચરિત્ર સંભળાવી રહ્યા. સહુએ તેની સ્વસ્થતા ને ધૈર્યનું ખૂબ જ અનુમોદન કર્યું. પોતાની શ્લાઘા ઈન્દ્રે કરી અને દેવની પરીક્ષામાં ખરી ઉતરી એનો એણે કદી ગર્વ કર્યો નહી, પણ તેથી વધારે નમ્ર જ બની. આમ તેણે શુદ્ધ શ્રાવિકાનો ધર્મ જીવનભર પાળ્યો. અંતે સમાધિમરણ અને સ્વર્ગ પામી ત્યાંથી ચ્યવી મોક્ષે જશે.

આ અચ્ચંકારી ભટ્ટાનું કથાનક સાંભળી સુબુદ્ધિવાળા મહાનુભાવે અતિદુઃખમાં પણ ધર્મ છોડવો નહી. જેથી અલ્પકાળમાં જ મોક્ષલક્ષ્મીની પ્રાપ્તિ થાય.



## ૫૧. ચતુર્થ આગાર–ગુરુનિગ્રહ.

માતા–પિતા–વિદ્યાગુરુ–કલાચાર્ય આદિ જિનધર્મથી વિપરીત મતિવાળા હોય. તેમનો આગ્રહ આપણે માનવો જ પડે એવી સ્થિતિ ઉભી થતાં, નિષિદ્ધનું (ત્યાગેલું) સેવન કરવું પડે તો અપવાદમાર્ગે આ આગારથી વ્રતભંગ ન થાય.

માતા–પિતા–કલાચાર્ય–વિદ્યાગુરુ–તેમના વડીલો, જ્ઞાતિજનો ને વૃદ્ધો તથા ધર્મોપદેશદાતા આદિને સત્પુરુષો ગુરુજન તરીકે ઓળખાવે છે. કેટલાક સત્ત્વશાલી જીવો ઉત્સર્ગને અવલંબી અનેક કષ્ટો વેઠી લે છે પણ અપવાદ માર્ગને સેવતા નથી. સુલસનું જીવન આ બાબતમાં પ્રેરણાદાયક છે.

### સુલસની કથા

રાજગૃહી નગરીમાં અતિનિર્દય અને ક્રૂર કાલકસૂકરિક નામનો કસાઈ રહેતો

હતો. તે રોજ પાંચસો પાડા મારતો હતો. તે એક દિવસ માટે આ હત્યા ન કરે તે માટે રાજા શ્રેણિકે તેને કૂવામાં ઉતાર્યો હતો. કારણ કે કૂવામાં પાડાની હિંસા ક્યાંથી કરી શકશે ? પરંતુ તે ઘોર હિંસકને હિંસા કર્યા વિના ચેન પડતું ન હતું. ત્યાં તેણે કાદવના પાડા બનાવી તે પણ માર્યા. તેમ કર્યા પછી જ તેને સંતોષ થયો. આમ તેણે અતિઘોર પાપકર્મ કરી સાતમી નરકનું આયુષ્ય બાંધ્યું. મોંઘું જીવન માઠા કામમાં ખર્ચાઈ ગયું. કારમી માંદગીમાં એ પટકાયો. લાખ લાખ ઉપચાર છતાં શરીર ગળાતું જ ગયું. તે મરણશય્યામાં પડયો પડયો કણસવા લાગ્યો. તેને દાહજ્વર થયો. શરીરે તેજાબ ચોપડયું હોય તેવી કાળી બળતરા થવા લાગી. ક્ષણવારે કળ વળે નહી ને તેનું દુઃખ કોઈથી જોવાય નહી. તેનો એક દિકરો શાણો ને સમજુ, સભ્ય અને સંસ્કારી. નામ એનું સુલસ. દિકરો કસાઈનો પણ જીવન જૈનોનું. પિતાની શાતા શાંતિ માટે તેણે પુષ્પોની શય્યા પથરાવી, સુગંધી છંટકાવ કર્યા. ચંદન-બરાસના વિલેપન કર્યા. શીતલ વીંઝણા વીંઝાવ્યાં. મનગમતાં ખાન-પાન કરાવ્યાં વેદના વિસારે પડે માટે કર્ણપ્રિય ગીત ને સુમધુર સંગીત છેડાવ્યાં. નવકાર મહામંત્ર અને મહાવીરદેવના હિતવાકયો સંભળાવ્યાં.

જેમ જેમ આ બધું કરવામાં આવે તેમ તેમ એ વધારે ને વધારે બરાડે. સુલસ બધાં ઉપાય કરીને થાકી ગયો. છેવટે કંટાળીને પોતાના મિત્ર, મગધના મહામંત્રી અભયકુમાર પાસે આવી પિતાની શાંતિ માટે ઉપાય પૂછયો. ને પોતે જે જે ઉપચાર કર્યા હતા તે કહ્યા. અભયકુમારે કહ્યું 'સુલસ ! આવો અઘોર પાપ કરનાર અવશ્ય નરકે જાય છે. તેથી નરકાનુપૂર્વી (બલાત્કારે નરકે લઈ જનાર કર્મ) તેની સામે નાચી રહી છે તેથી સુખનાં સમસ્ત સાધનો તેને દુઃખરૂપ લાગશે, માટે દુઃખના કારણભૂત-નરકને યોગ્ય પદાર્થોથી તેને શાંતિ થશે. અથાત્ કડવાં આહાર, ખારાં પાણી, અશુચિના વિલેપન, કાગડા-ગધેડાનાં સ્વર શ્રવણ, કાંટા-કાંકરાંની પથારીમાં શયન આદિ ઉપચારથી તેને શાંતિ થશે.' તેમ કરવાથી તેને ખરેખર શાંતિ થઈ પણ ખરી. અંતે મૃત્યુ પામી તે સાતમી નરકે ગયો.

અભયકુમારની સંગતથી તે ધર્મ પામ્યો હતો, તેમજ પરમાત્મા મહાવીરદેવને તે પોતાના તારક પરમાત્મા દેવાધિદેવ માનતો હતો. તેણે પાપના આવાં વિપરીત ફળ પ્રત્યક્ષ જોઈ પ્રભુ પાસે બાર વ્રત સ્વીકાર્યા અને મહાવીરદેવનો તે વ્રતધારી શ્રાવક થયો. બાર દિવસ પછી તેના સગાં-સંબંધી તેને બાપાની પાઘડી બાંધવા લાગ્યા. સુલસે ના પાડી. કુલક્રમથી ચાલ્યો આવતો કસાઈનો ધંધો કરવાની પણ ના પાડી. માતા-બહેન આદિ કહેવા લાગ્યાં 'આપણો ધંધો આપણે કરીયે તેમાં પાપ ન લાગે.' સુલસે કહ્યું, 'શું વિષ નિપજાવનાર ને વેચનાર વિષ ખાય તો ન મરે ? હિંસા કરનારને પાપ લાગે જ.' માતા-બહેન આદિ કહેવા લાગ્યાં ' જો પાપ લાગતું હશે તો ધનની જેમ તે પણ વહેંચી લઈશું.'

સુલસે તરત કુહાડી મંગાવી પોતાના પગપર મારી, ને ચાલી લોહીની ધારા. કપાયેલા માંસમાંથી હાડકું દેખાય. સહુ બાઘાની જેમ જોઇ રહ્યાં. પગપર કુહાડીની વાત તો સાંભળી હતી, પણ આમ કોઇ પગપર મારે એ જોયું તો નહોતું જ. સુલસ તો જોરથી રાડો પાડે કે 'આ દુઃખ ખમાતું નથી, કોઇ બચાવો, કોઇ ઉપાય કરો. સહુ ટોળે મળી આ તેં શું કર્યું ? આ તને શું સૂઝ્યું, આદિ પૂછવા લાગ્યાં. સુલસે કહ્યું 'એ પછી કહીશ, પહેલાં સહુ થોડી થોડી પીડા લઇ લો. મારાથી સહન થતું નથી.' તે સાંભળી સહુ બોલ્યા 'એ કેવી રીતે બની શકે. મા પાટો, રૂ, રૂઝનું તેલ લઇ આવી. બેન ભાઇને પંપાળવાને હવા નાંખવા લાગી. પણ 'પીડા લઇ શકાય નહી.' તેં કુહાડો માર્યો, તું ભોગવ.' એમ જણાવ્યું. સુલસે કહ્યું 'બરાબર હું પણ તેમજ કહું છું કે સહુનું કર્યું સહુ ભોગવે. તમારા માટે થઈ મારે હિંસા શા માટે કરવી ? જેમ આ પીડા વહેંચી ન શકાય તેમ પાપ પણ વહેંચી શકાય નહી. પરમાત્મા કહે છે કે 'ક્યાં જન્મવું ? એ આપણાં હાથની વાત નથી, પણ કેમ જીવવું ? એ આપણા હાથની વાત છે. માટે પાપને વશ ન થવું.' આમ કહી સુલસે માતા આદિ વડીલોને શિખામણ આપી અને પોતાના આત્માને ઉગાર્યો.

કાલકસૂકરિક (કાલસૌરિક) કસાઈના પુત્ર સુલસ જેવા મહાનુભાવો જેમને સુગતિનો માર્ગ સુવિદિત છે, તેઓ મૃત્યુ ઇચ્છશે પણ મનથીયે પરને પીડા પહોંચાડતાં નથી. ક્રમે કરી શ્રાવકધર્મ પાળી સુલસ સ્વર્ગગામી થયો. આ સંબંધમાં આરોગ્યદ્વિજનું દષ્ટાંત ઉપયોગી હોઈ અહી આપવામાં આવ્યું છે.

## આરોગ્યદ્વિજનું દષ્ટાંત

ઉજ્જયિની નગરીમાં એક બ્રાહ્મણ બાલ્યકાળથી જ રોગી હોવાને કારણે રોગદ્વિજના નામે ઓળખાતો હતો. લોકોના મોઢે પોતાનું આવું નામ સાંભળી તેને ઘણો ખેદ થતો ને સદા ઉદ્વિગ્ન રહેતો. એકવાર તેણે આ પ્રમાણે ધર્મદેશના સાંભળી.

'જીવની કેવી અજ્ઞાન દશા છે કે મોંઘી વસ્તુ ઝડપથી જઇ રહી છતાં તુચ્છવસ્તુની પાછળ તેનું ભાન પણ રહેતું નથી. આયુષ્ય જાય છે પણ પાપબુદ્ધિ જતી નથી. જુવાની જતી રહી પણ વિષયાભિલાષ–તૃષ્ણા લાલસા ગઇ નથી. ખોયેલી શક્તિ આદિ પાછી મેળવવા પ્રયત્ન થાય પણ ધર્મમાં ઉદ્યમ થતો નથી. આ જીવની કેવી મોહવિંડબના છે ? શરીર અનિત્ય છે વૈભવ પણ અશાશ્વત છે. મરણ પાસે જ ઉભેલું છે. માટે ધર્મનો જેટલો થાય તેટલો સંગ્રહ કરી લેવો'. ઈત્યાદિ ઉપદેશથી બોધ પામેલ રોગદ્વિજે તે ધર્માચાર્ય પાસે બાર વ્રત ગ્રહણ કર્યાં. ધર્મપાલનમાં સાવધાન થઈ તે નવું જ્ઞાન સંપાદન કરવા લાગ્યો. ક્રિયામાં કુશળ ને તત્ત્વનો જાણ થતાં મોટાં શ્રીમંતોમાં પણ મહત્ત્વ પામ્યો. તેનું સ્વાસ્થ્ય તો એવું ને એવું જ રહ્યું પણ સમજણ આવતાં શારીરિક સ્વાસ્થ્ય ગૌણ અને આત્માનું સ્વાસ્થ્ય મુખ્યસ્થાને આવ્યું. તે શ્રીમંત શ્રાવ-

કોએ રોગદ્વિજને ઘણીવાર સાગ્રહ પ્રાર્થના કરી કે 'ઘણાં સારાં વૈદ્યો છે. ચિકિત્સા કરાવીયે શરીર સ્વસ્થ હશે તો તમે ધર્મ પણ વધારે સ્વસ્થ રીતે કરી શકશો.' ઇત્યાદિ રોગદ્વિજ કહેતાં 'અશાતા શાંતિથી સહવી જોઈએ. આ તો કર્મરાજાનું ઉઘરાણું પતે છે.'

'આ વયમાં સહેલાઈથી પતે, પાછલી વયમાં કઠિન પડે' પોતાની જાતને કહેતો 'ઓ જીવ! આ દુઃખનો વિપાક તું સહન કરી લે. તું એમાંથી છૂટવા ફાંફાં મારીશ, અકળાઈને હાયવોય કરીશ, કે રોગ દુર કરવાના ઉપાય ઉપચાર કરીશ? ને એમ કરતાં રોગ ઉપશાંત કદાચ થશે તેથી કાંઇ વિપાક નિષ્ફળ જતો નથી. આ તો પાછો ઉદયમાં આવશે—અર્થાત્ સંચિતકર્મોનો નાશ ભોગવ્યાં વિના થતો નથી. જીવ જ્યાં જશે ત્યાં કર્મ તો સાથે રહેવાના જ. માટે ભવિષ્યનો વિચાર કરી અહીં શાંતિથી સહી લે. કેમકે સત્ અસત્‌ના પૃથક્કરણ કરવાની સમજણવાળો આ વિવેક તને પાછો પરભવમાં ક્યાં મળવાનો છે?' આમ સહધર્મીની સેવા કરવા અને રોગથી છુડાવા શ્રીમંત શ્રાવકો સીધો આડકતરો ઘણો પ્રયત્ન કરતાં. રોગદ્વિજ સાભાર ના પાડી દેતો. એના વડીલોએ ઘણો આગ્રહ કર્યો કે—તું ચિકિત્સા કરાવ—નિમિત્ત વિના કાર્ય થતું નથી. ઉપચાર કરવો કાંઇ અપરાધ નથી, અમે આટલું કહીયે છીયે તો માનવું જોઈએ.' પણ દ્વિજ સરલતાથી આનંદપૂર્વક વાત ટાળી નાખતો અને સમજાવતો કે આપણે બધું નિશ્ચિત કરીને અહીં જન્મ્યા છીયે, હવે ભવિષ્યનો—આવતાં ભવનો પ્રબંધ કરો.' એની આવી સમજણ ને સાત્ત્વિકવૃત્તિના ઈંદ્રે વખાણ કર્યાં અને ઉમેર્યું કે રોગની વ્યથા તો વેઠે તે જ જાણે ઉપચાર માટે ક્યાં ક્યાં જાય છે? કેવાં કેવાં ઓસડીયાં લે છે? કેવું ખાય ને કેટ કેટલું કરે છે? છતાં આ રોગદ્વિજને કાંઇ કરવું નથી કેટલી શાંતિ?' આ સાંભળી સંદિગ્ધ થયેલા બે દેવ વૈદ્યનું રૂપ લઇ આવ્યા ત્યાં. પોતાની બડાઇના બણુગાં ફૂંક્યા કેવા કેવા અસાધ્ય રોગ પોતે સહેલાઈથી મટાડી શકે છે ને એનું નિદાન કેવું સચોટ ને તેની દવા કેવી રામબાણ! એ બધું તો જણાવ્યું. ને વૈદ્યના સ્વસ્થતા ને સૌષ્ઠવ પણ એવા હતા કે તે જોઇ તેની વાત પર વિશ્વાસ થાય જ.

વૈદ્યે આગળ ચલાવ્યું 'જો કે તમારા રોગો ઘણા જૂના ને ઘર કરી ગયેલા છે. છતાં જોત–જોતમાં હું તમને સંપૂર્ણ સ્વસ્થ સુંદર અને સશક્ત બનાવી દઉં. તમારે રાતે સૂતી વખતે લેવા માંસ તેમજ થોડી મદિરાની જ વ્યવસ્થા કરવાની.' આ સાંભળતાં જ અસ્થિર થઇ ગયેલો વિપ્ર બોલ્યો 'વૈદ્યરાજ! એક સામાન્ય બ્રાહ્મણ પણ તમારી આ દુષ્ટ વાત નહીં સાંભળે, ત્યારે હું તો શ્રી જિનેન્દ્રદેવના ધર્મને પામેલો શ્રાવક છું. મારા શ્રીમંત ધર્મભાઇઓને નિર્દોષ ઔષધથી સ્વસ્થ કરવા મારા પર કેટલી બધી અંતરંગ ભક્તિ છે? છતાં મેં ચોક્ખી ના જ પાડી છે. નિર્દોષ ઔષધની પણ ના પાડનાર હું શું આવું નિષિદ્ધ આચરણ કરીશ? તમે વૈદક જ જાણો છો કે ધર્મમર્મ પણ જાણો છો? ધર્મગ્રંથમાં ચોક્ખું લખ્યું છે કે 'મદિરા, માંસ, મધ અને ગારમાંથી બહાર કાઢેલા માખણમાં અસંખ્ય સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ તેમજ વિનાશ

થયા જ કરે છે. સાત ગામ બાળવાથી જે પાપ થાય તે માત્ર મધનું એક ટીપું ખાવાથી થાય.'

'ધર્મલિપ્સાથી મોહિત જીવ શ્રાદ્ધમાં મધ આપે છે તે લંપટ ખાનારા સાથે ઘોર નરકમાં જાય છે. ઈત્યાદિ વાતો તો સ્થૂલ સમજવાળા લૌકિક શાસ્ત્રમાં પણ છે. તો પછી અતિસૂક્ષ્મ જૈન સિદ્ધાંતની તો વાત જ શી?' ઈત્યાદિ તે બ્રાહ્મણની વાત સાંભળી વૈદ્યે (દેવે) તેના કુટુંબને ભેગું કરી કહ્યું 'આ ભાઈ એકલી જડતાની જ વાત કરે છે. એમને સ્વયંના હિતાહિતનો કશો ખ્યાલ જ નથી. સારા ભાગ્યે હું અહીં ચડી આવ્યો છું. તો તમારે યુક્તિથી આમને સમજાવવું જોઈએ. આ શાસ્ત્રની વાત મને સમજાવે છે, પણ શાસ્ત્રમાં સાફ લખ્યું છે કે 'ધર્મનું મુખ્ય સાધન માણસનું શરીર છે, તેનું પ્રયત્નપૂર્વક જતન કરવું જોઈએ. જેમ પર્વતથી પાણી શ્રવે છે તેમ ધર્મ શરીરથી શ્રવે છે.' બધાએ ઘણું સમજાવ્યું પણ દ્વિજે દઢતા જ દાખવી કહ્યું: 'જુઓ, શાસ્ત્રમાં લખ્યું છે કે આપત્તિમાં કામ આવે માટે ધનની રક્ષા કરવી. ધન ખર્ચીને પણ સ્ત્રીની અને સ્ત્રી તથા ધન બંનેનો ત્યાગ કરીને પણ આત્માની રક્ષા કરવી.' આમ રોગદ્વિજને અડગ જાણી બંને દેવો પ્રસન્ન અને પ્રગટ થઈ બોલ્યા, ખરેખર, આશ્ચર્ય ઉપજે એવી તમારી શ્રદ્ધા અને સહનશીલતા છે. તમારા જેવો રોગને સહી લેનાર બીજો મળવો કઠિન જ નહીં અશક્ય વાત છે. ઇન્દ્રે જે તમારી પ્રશંસા કરી તે ઓછી જ હતી.

ઈત્યાદિ તેની પ્રશંસા કરી તેમણે રોગદ્વિજના ઘરમાં રોગનાશક રત્નો વરસાવી વિદાય લીધી. રત્નોના અચિંત્ય પ્રભાવથી તેના રોગો ઉપશાંત થઈ ગયા, લોકોમાં આશ્ચર્ય અને રોગદ્વિજનું નામ આરોગ્યદ્વિજના નામે પ્રસિદ્ધ થયું. આવી રીતે ગુરુ નિગ્રહ આગારનો તે દ્વિજ જાણકાર હતો. વડીલોએ તેને આરોગ્ય માટે અપવાદ માર્ગનું સેવન કરવા ઘણો સમજાવ્યો, પણ તેણે પોતાની ધાર્મિક સ્થિરતાને ડગવા દીધી નહી. નિરતિચાર વ્રત પાળી તે સ્વર્ગે ગયો ને મુક્તિ પણ પામશે. તેની જેમ આપણે પણ વ્રત-ધર્મની દઢતા કેળવવી જોઇએ.



## ૫૨. પંચમ આગાર–દેવાભિયોગ.

કુલદેવતા આદિના વાક્ય-ભયથી જે મિથ્યાત્વનું આસેવન સમ્યક્ત્વધારી આત્મા માટે તે દેવાભિયોગ નામક આગાર કહેવાય.

ચુલનીપિતા નામના શ્રાવક જેવા કોઈક ધર્મીજીવ દેવતાના ત્રાસ અને ઉપસર્ગથી ચલિત થઈ જાય છે. છતાં તેમને કોઇ મોટો દોષ લાગતો નથી, કારણ કે તેઓ તરત જ પાપના પ્રતીકાર માટે આલોચનાદિ કરે છે ને શુદ્ધ થાય છે. ત્યારે કેટલાંક નમિરાજર્ષિની જેમ ગમે તેવાં કષ્ટ અને ઉપસર્ગ આવી પડવાં છતાં નિયમમાં અડગ રહે છે. ધર્મમાં સુદૃઢ રહે છે.

### નમિરાજર્ષિની કથા

માલવદશમાં સુદર્શન નામનું નગર, ત્યાં રાજા મણિરથ અને યુવરાજ તે નાનો ભાઇ યુગબાહુ. સંસાર અચરજ અને અજાયબીથી ભરેલો જ છે. વૈભવ, રૂપ અને વિદ્યા આદિનો અહીં પાર નથી. ઘણીવાર પ્રયત્ન કરવા છતાં આ વસ્તુ મળતી નથી ને કોઇને જાણે સાવ અનાયાસે મળી જાય છે. ચોક્ખે ચોક્ખો આ કર્મનો તમાશો છે. છતાં માણસ આને સહેજે સમજી શકતો નથી. યુગબાહુની પત્ની મદનરેખા રૂપરૂપના અંબાર જેવી જાજરમાન યુવતિ હતી. એનાં એક એક અંગઉપાંગ સુરેખ ને સુડોળ હતાં. આંખો ના ધરાય તેવું તેનું લાવણ્ય, રૂપાની ઘંટડી જેવો અવાજ. જેવી દેખાય તેથીય વધુ ગુણીયલ, ચતુર ને સુઘડ. રાજા મણિરથનું મન ભાઇની પત્ની મદનરેખામાં ઓત-પ્રોત થઇ ગયું. રાજાને મદનરેખા જોઇએ છે. માણસને ઇચ્છા થાય એટલે એની શાંતિ-સ્વસ્થતા જાય. તે મનોમન બોલવા લાગ્યો, લોકો કહે છે કે-મહાદેવે કામ-દેવને બાળી નાખ્યો એ પ્રવાદ ખોટો છે, કારણ કે આ મદનરેખાનો રૂપવૈભવ જોઇ મારામાં જ એ કામદેવ બળી રહ્યો છે.

રાજા મદનરેખાને–તેના અવયવોને જોવાનો લોભ જતો કરી શકતો નથી, તેને ઉઠતી, બેસતી, ચાલતી, કાંઇ લેતી કે મૂકતી તે જોયા કરતો. મદનરેખા તો જેઠને પિતા જેવાં માનતી ને નિર્ભેળ સરળતાથી વર્તતી. સમુદ્રના કલ્લોલની જેમ રાજાનું મન ચંચળ અને ઉત્તેજિત થઇ જતું ને તેને ક્યાંય નીરાંત રહેતી નહી. તે મદનરેખા સાથે પરાણે વાતો કરવાનો પ્રસંગ ઊભો કરે. એક વાતનો કોઇ રીતે શિઘ્ર અંત ન આવવા દે. તેને જોવા–સાંભળવા અને તે હોય ત્યાં બેસી રહેવામાં તે લહાવો માને. ભેટસોગાદો મોકલે ને ઉત્તરો મંગાવે. ભોળી મદનરેખા આને વડીલોની કૃપા માને. રાજાના મનમાં તેનાં સહવાસની ઝંખના જાગી હતી. ક્યાંય બિચારાને સુખ ન હતું. પોતાની દાસીઓ સાથે તે સારાં વસ્ત્ર, અલંકાર અને પુષ્પ તાંબુલ આદિ મોકલતો, ને મદનરેખા અને પ્રેમભાવથી તેનો સ્વીકાર કરતી, સામાન્ય વસ્તુના પણ વખાણ જ કરતી. મણિરથ સમજતો કે તે મારે અનુકૂલ થતી જાય છે. કામી પુરુષોને વાસ્ત-વિકતા નથી દેખાતી પણ વિપરીતતા દેખાય છે. દાસીઓ વસ્તુ આપવા આવે ને

રાજાના ઔદાર્યાદિક ગુણ ગાય. તેની ચતુરાઇ, સુંદરતાદિ પણ માંડીને કહે. ઉત્તરમાં તે કહેતી 'ભાગ્યશાલીમાં આવાં ગુણાદિ હોવા સહજ છે' રાજાને લાગ્યું કે આ સહેલાઇથી વશ થઇ જશે. એટલે તેણે દાસી દ્વારા પોતાનો અભિપ્રાય કહેવરાવ્યો.

આ સાંભળતાં જ જાણે માથામાં જોરનો માર વાગ્યો હોય તેમ ક્ષણવાર તો મદનરેખા મૂઢ થઇ ગઈ. અરે ! આ શું ? પાણિમાંથી અગ્નિ ! ઘરમાં જ ભય ? આ વાત્સલ્ય નહિ પણ કામરાગ હતો ? તરત સ્વસ્થ થઇ પણ તેનું મુખ ખેદ અને વિષાદથી ભરાઇ ગયું હતું. દાસી સમજી ગઇ કે–બાઇ પાણીદાર ને જાજરમાન છે. તે સામું જોઇ શકતી નહોતી. મદનરેખાએ કહ્યું ' દાસી, મને આશા ન હોતી. હવેથી તારે મારી પાસે આવવાનું નથી. હું જાણું છું કે તું દાસી છે. પણ ઇચ્છાઓની દાસતા ત્રણે લોકનું દાસત્વ છે. નારીમાં એક માત્ર વિશ્વવિખ્યાત શીલનો ગુણ છે, અને તેથી જ તેનું થોડુ ઘણું પણ મહત્ત્વ છે. જો તે પણ લુપ્ત થાય તો જીવ વિનાના શરીરની જેમ બધું વ્યર્થ છે. દાસી તારે પણ દાસત્વમાંથી જીવને છોડાવવા આ સમજવા જેવું છે. મહારાજાને પણ આદરપૂર્વક જણાવજે કે મારી પાસે સ્વપ્નમાં પણ આવી આશા ન રાખશો. શીલ એ આપણી મોંઘી મૂડી છે. આપણે એ કુળમાં અવતર્યાં છીયે, જ્યાં દેવોના રાજા અવતરવાની ઇચ્છા રાખે છે. ઝુંપડપટ્ટાના માનવી આપણે નથી.' દાસીએ બધી વાત રાજાને કહી. અને ભલામણ કરી કે તેની આશા રાખશો નહી.' બધાં હારે પણ કામી કદી હારતો નથી. કામીની લાલચનો પાર નથી. રાજાએ વિચાર્યું, સ્ત્રી તરત હા પાડે જ નહી. હા પાડતાં પહેલાં એકવાર તો ના પાડે જ. એની હા કે ના ની કિંમત કેટલી ? પણ હા ! જ્યાં સુધી યુગબાહુ હશે ત્યાં સુધી એ એકદમ માને નહી. એ સુંદરીના સહચાર વિના આ રાજ ને વૈભવ બધું જ વ્યર્થ છે. હવે તો યુગબાહુનો અંત આવવો જોઇએ, એમ વિચારી રાજા સગાભાઈને મૃત્યુને આરે ઉતારવાની પેરવી કરવા લાગ્યો. અને તેને જોઇતો અવસર આખરે મળી ગયો.

એકવાર યુગબાહુ અને મદનરેખા ગ્રીષ્મઋતુમાં ઉપવનમાં ઋતુવિહાર માટે આવ્યા. આખો દિવસ ક્રીડા કરી તે દંપતી રાત્રે પણ રાજવાટિકાના કદલી (કેળ) ગૃહમાં જ રહ્યાં. દિવસભરના થાકેલા, રજનીગંધાની મહેકભર્યો શીતલ પવન અને ઉષ્મા. એક શય્યા પર બંને નિઃશંક થઈને સૂતા છે. પ્રહરથી વધારે રાત્રિ વીતી ગઈ છે. રાજા મણિરથને લાગ મળી ગયો. તે સાદા વેષમાં ત્યાં પહોંચી ગયો. પતિ–પત્ની નીરાંતે ઉંઘી રહ્યાં છે. નિર્દય નિષ્ઠુર મણિરથે કાંટા જેવા ભાઇ અને કુસુમકળી જેવી મદનરેખાને જોઈ એકને જોઇ વિદ્વેષ બીજાને જોઇ અપાર અનુરાગ. પણ અત્યારે અનુરાગનો અવસર નહોતો. તેણે તલવાર કાઢીને યુગબાહુના ગળા ઉપર જોરથી ઝાટકી. એક ચીસ પડી. મદનરેખા જાગી ગઇ. નાસતાં મણિરથને તે ઓળખી ગઇ. યુગબાહુના ગળાની નસો કપાઇને તેમાંથી લોહીની જાણે નીકો વહી. આ જોઇ મદનરેખા બેબાકળી ને બહાવરી બની ગઇ, બધું સમજાઈ ગયું, પતિનું મૃત્યુ–પોતાને વૈધવ્ય,

ભાઈએ ભાઈની કરેલી હત્યા, કામી માણસમાં પેઠેલો રાક્ષસ. પોતાની પરાધીનતા, પતિને વિદાય આપવાનો સમય.... તે તરત સાવધાન થઈ. નિર્બળ બન્યે નહી ચાલે. પતિના કાન પાસે મુખ કરી મધુર સ્વરે ધીરેથી બોલવા લાગી. 'પ્રિયતમ ! મહાનુભાવ ! તમે જરા પણ ખોટો ખેદ ન કરતા. બધે સ્વયંના કરેલા પૂર્વના કર્મો જ અપરાધ કરે છે, અર્થાત્ આપણું કોઇ પણ અહિત નથી કરી શકતું પણ પૂર્વકર્મે બધું થાય છે. માટે આંતરિક સમતુલા સાચવજો. તમારા મનને સમાધિમાં સ્થાપો. શ્રી જિનેંદ્ર પરમાત્માનું શરણ લો. તે જ એક માત્ર જીવનાં આધાર છે.

સંસાર આખો સમૃદ્ધિ અને જીવોથી ભરેલો છે. પણ તેમાં આપણું કશું જ નથી, માટે મમત્વ છોડી દો. આપણું અહિત આપણા સિવાય કોઇ કરી શકતું નથી. જીવો અજ્ઞાનવશ સ્વયંનું અહિત ન કરે, બધાં જીવો સુખી થાય. દુઃખના મૂળકારણ પાપનું કોઈ પણ સેવન ન કરે. મારો કોઇ શત્રુ નથી. મારે કોઈથી શત્રુતા નથી. સહુનું કલ્યાણ થાવ. એવી તમે ભાવના ભાવો. આ સમય ખેદ કે પ્રમાદનો નથી. આત્મકલ્યાણ માટે સાવધાન થાવ. સહુને જવું તો છે જ. કોઇ બે દિવસ વહેલા કોઇ બે દિવસ મોડા. પણ જવાના તો નક્કી જ. અરિહંતાદિના શરણ મળે ને કદાચ વહેલા જવું પડે તોય વસવસાનું કારણ નથી. કરોડો વર્ષ જીવીએ અને બધું હારીને મરી જઇએ ! શો અર્થ સરે ? તમે ધન્ય છો, કૃતપુણ્ય છો. શ્રી પરમેષ્ઠી મહામંત્રનું ધ્યાન ધરો. તેથી તમારી બધી પીડા ઉપશાંત થશે, તમારા બધાં દુષ્કર્મોનો નાશ થશે. નમો અરિહંતાણં. નમો સિદ્ધાણં....... ને યુગબાહુએ ઉપશાંત થઇ ધર્મ-નવકારના ધ્યાનમાં પ્રાણ છોડયા અને પાંચમા સ્વર્ગમાં દેદીપ્યમાન કાયાવાળો દેવ થયો.

પતિના પ્રાણ ઉડી ગયા. શરીર ટાઢું થઇ ઢળી ગયું. હવે મદનરેખાને પોતાની ચિંતા થવા લાગી. ભોજાઇના સહચાર માટે સગાભાઇનો હત્યારો બનેલો રાજા હવે શું નહી કરે. વરુ પાસે બકરી કે બાજ પાસે ચકલીનું જોર કેટલું ? હું મારૂં શિયળ કેવી રીતે સાચવીશ ! હું સગર્ભા છું. મરવું પણ સારૂં નથી. મહેલમાં મારી ઘણી સંપત્તિ ને સગો દિકરો છે. ઘણી સગવડ પણ છે. પણ તે લેતા શિયળ જાય તેવો સંદેહ છે. હવે એક જ રસ્તો છે, અહીંથી છટકી જઉં. અશુભનો ઉદય તો આવ્યો જ છે. નહી તો પતિ અકાળે મૃત્યુ ન પામત. હું હવે જ્યાં જઇશ ત્યાં ક્લેશ-પીડા તો આવશે જ. પછી મહેલમાં રહું કે ઝુંપડામાં શું ફર્ક પડવાનો ? અને મદનરેખા હીંમત કરી મધ્યરાત્રિએ નિકળી પડી. એકલી ને નિરાધાર. બસ, એને મણિરથથી દુર ચાલ્યા જવું છે. ચાલતાં ચાલતાં ઉતરી ગઈ એ તો ઘોર અરણ્યમાં, જ્યાં દિવસે પણ મોટાં સાહસિકના છક્કા છુટી જાય, જ્યાં નજર જાય ત્યાં ભય, અકળામણ. ને ખુન્નસી. હાથાભૂત જેવા વાંદરાના ઓળા, ચિબરી ને ઘુવડની ચિચિયારી ને સિત્કાર. સુસવાટા મારતો પવન, નહી કેડી નહી રસ્તો. ક્યાંક અજગર ને સર્પ, ક્યાંક કરોળિયા. ક્યાંક હરણના ટોળા. મસ્તુપ્ત પડેલ વાઘ. ક્યાંક ડુસકુડુર શિયાળની ભયંકર અવાજ. પણ એ તો ધર્મને ભરોસે ચાલી જાય છે ત્રાસનો તો પાર નથી. ધૈર્ય

પણ અપાર છે જંગલના ફળથી ભૂખ સંતોષે છે. ઝરણાનાં પાણી પીને સમય વીતાવે છે. કોઈવાર સાવ પાસેથી સાવજ, દીપડો કે કાળો વિષધર પસાર થઈ જાય છે. એનાં ધબકારાં વધી જાય, એ છળી ઉઠે છે,

પણ ધર્મના પસાયે એને જાણે કોઇ જોતું જ ન હોય તેમ પોતપોતાની રાહે ચાલ્યા છે. થાકે એટલે કયાંક વિશ્રામ લે. પાસેની રત્નકંબલ ઓઢી લે. નવકાર ગણતી સૂઇ પણ જાય. માણસને આપત્તિ આવે ત્યારે જાણે દસે દિશાએથી આવી લાગે છે. મોટાં ડુંગરાઓની વચ્ચે સાગર જેવું લાગતું તળાવ જોઈ તે બેઠી વિશ્રાંતિ લેવા ત્યાં તેને પ્રસૂતિની પીડા થવા લાગી. એક વૃક્ષ નીચે તેણે બાળકને જન્મ આપ્યો. થોડીવારે સ્વસ્થ થતાં બાળકને રત્નકંબલમાં લપેટી, યુગબાહુની નામાંકિત વીંટી કંબલના છેડે બાંધી એ તળાવ કાંઠે શુદ્ધિ માટે ગઇ. તે તળાવમાં ઉતરી કે જળહસ્તીએ તેને ખેંચી, સૂંઢમાં પકડી આકાશમાં ઉલાળી. તેના મોઢામાંથી કાળી ચીસ પડી ગઇ ને ઉપરથી નીચે પડવાના ભયથી અચેત થઈ ગઈ. પણ દૈવયોગે એજ વખતે મણિપ્રભ નામના વિદ્યાધર વિમાનમાં બેસી નંદીશ્વરદ્વીપની યાત્રાએ જતો હતો. તેણે તેને ઝીલી લીધી. થોડીવારે એ ભાનમાં આવી એટલે પુત્ર માટે આક્રંદન કરવા લાગી. મને મારો પુત્ર આપો. મને પુત્ર પાસે લઇ ચાલો. હમણાં જ જન્મેલાં એ બાળકનું શું થશે ?' આ સાંભળી પોતાની વિદ્યાથી તપાસ કરીને કહ્યું 'ભદ્રે ! મુંઝાઇશ નહી. તું જંગલના છેડે પહોંચી ગઈ હતી. મથુરાનગરીના મહારાજા પદ્મરથે તારો પુત્ર ઉપાડી પોતાની વંધ્યા-પત્નીને આપ્યો ને તેણે દિકરા તરીકે રાખ્યો છે. તેની ચિંતા છોડ. મારી સાથે આનંદ અને વિલાસ કર. આપણા બાળકો ઘણાં સુંદર હશે.' આ સાંભળી મદનરેખા તો આભી જ બની ગઇ કે આખરે માણસ ઇચ્છે છે શું ? તેણે હીમ્મત રાખી, વિદ્યાધરને કહ્યું મને નંદીશ્વરની યાત્રા કરાવો.' અને નંદીશ્વરદ્વીપ પહોંચી તેમણે યાત્રા કરી ત્યાં મણિચૂડ નામના વિદ્યાધરચક્રવર્તી (જેમણે દીક્ષા લીધી હતી) મુનિના દર્શન કરી મદ-નરેખા એક તરફ બેઠી.

અહીં દેવ બનેલા યુગબાહુએ પૂર્વભવનું વૃત્તાંત અવધિજ્ઞાનથી જાણ્યું ને તે પણ નંદીશ્વરદ્વીપે આવ્યો. તેણે પહેલા મદનરેખાને પ્રણામ કર્યાં ને પછી મુનિરાજને વાંદ્યા. આવો ઉંધો ક્રમ જોઇ મણિપ્રભે પૂછ્યું 'તમે વિવેકી થઇ આ શું કર્યું ? ઉત્તર આપતાં મુનિએ કહ્યું 'તેણે યોગ્ય જ કર્યું છે. કારણ કે નારી આના ધર્મગુરુના સ્થાને છે. સાધુ મહારાજો કે શ્રાવક મહાનુભાવ દ્વારા જે પુણ્યાત્મા શ્રી અર્હત્પ્રભુના ધર્મમાં સ્થિર થાય, તેણે તેમને ધર્મગુરુ માનવા જાઇએ. એમ સિદ્ધાંતમાં પણ ફરમાવ્યું છે.' મદનરેખાનું અદ્ભુત સત્ત્વશીલ જીવન જાણી વિદ્યાધર નમી પડયો ને પોતાની નાદાની-ની ક્ષમા માંગી. દેવ સ્વસ્થાને ગયા. મદનરેખાના કહેવાથી વિદ્યાધરે તેને મથુરાનગ-રીના સીમાડે મૂકી. હવે તો તેને આત્મકલ્યાણ કરવું હતું. પુત્ર પણ રાજકુમારના સુખ ભોગવતો હતો મદનરેખાએ સાધ્વીજી પાસે દીક્ષા લીધી ને આત્મસાધનામાં સ્થિર થયા.

મથુરાના રાજા-રાણીએ બાળકનું નામ નમિકુમાર પાડ્યું. તે સોભાગીકુમાર યુવાન થયો ને એક હજાર ને આઠ કન્યા પરણ્યો. મહારાજા પદ્મરથે તેને રાજ્ય સોંપ્યું ને પોતે દીક્ષા લઈ શ્રેય સાધ્યું.

અહીં યુગબાહુને મારીને ભાગેલા રાજા મણિરથને ઉપવનમાં કાળોતરો કરડ્યો ને ને ત્યાં જ મૃત્યુ પામી ચોથી નરકે ગયો. તેને સંતાન ન હોઇ યુગબાહુના પુત્ર ચંદ્રયશાનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. થોડા વખતમાં એ કુશળ રાજનીતિજ્ઞ થયો.

એકવાર નમિરાજાનો પટ્ટહસ્તી આલાનસ્તંભ ઉખેડી નાઠો. તેને પકડવાના પ્રયત્નો નિષ્ફળ ગયાં. ચાલતો ચાલતો તે હાથી વનમાં થઇ ચંદ્રયશાની સીમમાં આવી ગયો. તેને પકડી રાજવાડીમાં બાંધ્યો. આની ખબર પડતાં નમિરાજાએ હાથી પાછો વાળવા દુત મોકલ્યો, પણ ચંદ્રયશાએ આ અદ્‌ભુત રાજવંશી હાથી આપવાની આનાકાની કરતાં કહ્યું 'હાથી અમે ભગાડીને નથી લાવ્યા. અમારા સિમાડામાંથી મળ્યો છે.' દુતે કહ્યું 'આનું પરિણામ સારૂં નહી આવે.' રાજાએ કહ્યું 'જલ્દી જોઈ લેજે.' ને એક દિવસે નમિરાજા મોટું લશ્કર લઈ આવ્યા. ચંદ્રયશા નગરકોટના બારણાં બંધ કરાવી અંદર ભરાઈ પેઠા. સાધ્વી મદનરેખા પણ ત્યાં વિચરતા હતા. તેમણે આ જાણ્યું એટલે નમિરાજા પાસે આવી ને યુદ્ધ ન કરવા શિખામણ આપી. પણ તે ન માન્યો. કહ્યું 'આ ચંદ્રયશા તારો સગો મોટોભાઇ છે રાજા.' સમરની ભૂમિમાં આ સાધ્વી ! આટલી બધી આત્મીયતા ! નમિ આશ્ચર્ય પામી બોલ્યો 'આર્યા એ કેવી રીતે બની શકે ? અને તમે શાથી જાણો ?' સાધ્વી મદનરેખાજીએ અથેતિ બધી વાત માંડીને કહી. રત્નકંબલ સાથે યુગબાહુના નામવાળી વીંટીની વાત કરી. તપાસ કરતાં સાચી વાત નિકળી. જુના માણસોએ પણ કેટલીક વાત સાચી હોવાની જાણકારી બતાવી. રાજા માતા સાધ્વીને પગે લાગ્યો ને અનર્થથી બચાવ્યાનો મહાઉપકાર માન્યો.

સાધ્વીજીને આગ્રહપૂર્વક રોકી તે મોટાભાઇ ચંદ્રયશાને મળવા ચાલ્યો. બધી બીના જાણી ચંદ્રયશા ભાઇને ભેટી પડ્યો. બંને ભાઇઓ માતા સાધ્વીને વાંદવા આવ્યા. તેમના આનંદનો પાર ન રહ્યો. રાજ્યના આવાં ષડયંત્રને વિષયોની વિષમતા જાણી ચંદ્રયશા ઊંડા ચિંતનમાં પડ્યો. થોડા દિવસ પછી તેણે નમિને કહ્યું 'ભાઇ, રાજ્ય સંભાળ. હું દીક્ષા લઈશ. ધન્ય માતા ! જેણે સ્વયંનું સાધ્યું.' નમિરાજે ભાઇને ઘણાં સમજાવ્યા-મનાવ્યા. પણ માર્ગ નક્કી થયા પછી ચાલવા જ માંડવાનું હોય. એથી ન રહેવાય. ચંદ્રયશાએ દીક્ષા લઇ સ્વયંનું સાધ્યું.

નમિરાજા હજાર હજાર રમણી સાથે રમતો-રાજ્ય પાળતો સુખે રહે છે. વીતતો કાળ પણ જણાતો નથી. સંસારમાં સદાકાળ એક સરખી સ્થિતિ કોઈની હોતી નથી. માણસ બધાંને પહોંચવાની વાતો ભલે કરે પણ કેટલાંક પ્રશ્નોને પહોંચવું એ માણસના ગજા બહારની વાત છે. તેને માત્ર ધર્મ જ પહોંચી શકે છે.

સુખશય્યામાં સુતેલા નમિરાજાને એકવાર તાવ ચડયો. શરીરે બળતરા થવા લાગી. થોડીવારમાં તો શરીર ધખવા લાગ્યું ને સહી ન જાય એવી બળતરા રોમે રોમે થવા લાગી. ઘણાં ઉપચારો કર્યા પણ દાહજ્વર જરાય ઓછો પડે નહી. ને ક્ષણવારેય કળવળે નહી. ચંદનના લેપથી સામાન્ય ટાઢક લાગતી. તેથી રાણીઓ સ્વયં વારાફરતી સુખડ ઘસ્યાં કરે ને તેનો એકસરખો લેપ રાજાને કર્યા કરે. અંગની ધખતી આગ સુખડને થોડીવારમાં જ સૂકવી નાંખે તેથી નવું સુખડ ઘસાય, એટલે જુનું ઉતારી નવું ચોપડાતું. પતિપર અપાર મમતા રાખતી તે રાણીઓ, પોતાના હાથે જ બધી સેવા કરતી ને રાત દિવસ પાસે ને પાસે જ રહેતી. આમ છ મહિના વીત્યા. એકવાર કેટલીક રાણીઓ સાથે સુખડ ઘસતી હતી. તેમણે પહેરેલા કંકણો જોર જોરથી ખખડવા લાગ્યાં. અશાંતિ વધી જતાં નમિરાજાએ પૂછ્યું ‘આટલો બધો આ શોર શાનો છે?’ કંકણોનો ઘોંઘાટ જાણી તેમણે કહ્યું ‘મારાથી નથી ખમાતું. બંધ કરો આ ખખડાટ.’ અને ચતુર રાણીઓએ હાથમાંથી એક કંકણ (સૌભાગ્ય ચિહ્ન) રાખી બાકીના ઉતારી નાંખ્યાં. રાજાએ પૂછ્યું ‘હવે શાંતિ છે? ખખડાટ કેમ નથી આવતો?’ રાણીઓએ કહ્યું ‘એકેકું કંકણ રાખી બાકીના અમે ઉતારી નાખ્યાં તેથી અવાજ આવતો નથી’

આ સાંભળી ચકિત થયેલા રાજાએ વિચાર્યું કે ‘કંકણોના દૃષ્ટાંતથી એમ લાગે છે કે બહુ પરિગ્રહવાળો જીવ દુઃખ પામે છે. તેથી એકાકીપણું જ શ્રેષ્ઠ છે. જ્યાં અનેક છે ત્યાં દ્વંદ્વ છે. જ્યાં એક છે ત્યાં પરમશાંતિ છે. મોડું પણ સાચું સમજાયું. જો હવે મારી પીડા મટી જાય તો મારે દીક્ષા લઇ એકાકી વિહાર યોગજીવન કેળવવું. એ વિચારમાં વેદના શમવા લાગી ને કયારે ઉંઘ આવી તેની ખબર નમિરાજાને ન રહી, સ્વપ્નમાં સ્વયંને સોનાના સુમેરુગિરિપર શ્વેતહાથી ઉપર બેઠેલો જોઈ જાગ્યા. ‘આવો સોનાનો મેરુ પહેલાં પણ કયાંય જોયો છે. એમ ઊહાપોહ કરતાં જાતિસ્મરણ થયું ને આખો ગતભવ સ્મૃતિમાં ઉપસી આવ્યો. તેથી જાણ્યું કે પૂર્વભવમાં સર્વ દુઃખ–સંક્લેશનાશક, અદ્ભુતપુણ્ય ઉત્પન્ન કરાવનાર શ્રમણજીવન પાળ્યું હતું. તેના પ્રતાપે જ્યાં લક્ષ્મી–લીલાનો પાર નથી એવાં પુષ્પોત્તર વિમાનમાં દેવતા બન્યો હતો. તે વખતે શ્રી જિનજન્માભિષેક મહોત્સવમાં હું અગણિતદેવો સાથે ગયેલો ને ત્યાં આ પર્વત જોયો હતો. મારો રોગ પણ મટી ગયો. ભાવના પણ થઈ હતી. ત્યાં જાતિજ્ઞાને બોધ આપ્યો હવે મારે ક્ષણનો પણ વિલંબ કરવો જોઇએ નહી.’ એટલામાં કોઈ દેવે પ્રગટ થઈ તેમને સાધુનો વેષ આપ્યો. રાજપરિવાર તેમજ અનેક રાજપુરુષો તેમજ પૌરજનો ઉતાવળ ન કરવા તેમને સમજાવવા લાગ્યા. નમિરાજાએ કહ્યું ‘કોઈ મરતાંને કહેજો ઉતાવળ ન કરે, હું તો અમરતાને માર્ગે જાઉં છું.’ તેમણે સાધુવેષ પરિધાન કરી વિહાર આદર્યો. આખી મિથિલા સાશ્રુનયણે જોઇ રહી. તેઓ આંખેથી અદૃશ્ય થઇ ગયા.

થોડી જ ક્ષણોમાં મોટી તૈયારી કરી ચાલી નિકળેલા નમિરાજર્ષિનાં સત્ત્વની પરીક્ષાના ઇરાદાથી બ્રાહ્મણ રૂપે ઇન્દ્ર તેમની પાસે આવી બોલ્યા, ‘ ઓ સમર્થ ને સમજુ રાજા, તમે સાવ નિરાશ ને નિર્બળ કેમ થઇ ગયા છો ? તમારૂં આખું નગર આગમાં સપડાઇ ગયું છે. વિવશ થયેલાં લોકો પોકાર કરે છે. ધર્મનો પાયો તો દયા છે. તમે દયાળુ છો. આ બળતાને નહી બચાવો તો સંસારમાં નિષ્ઠુરતા જ પાંગરશે. એકવાર પાછા ફરો જુઓ, આ તમારા ઉંચા ઉંચા મહેલો સુધી આગની જ્વાળા પહોંચી રહી છે તેમા આ વાયુ ? થોડીવારમાં બધું ભસ્મસાત્ કરશે. આ તમારૂં જ ઘર અને સુંદર સુકુમાલ તમારી જ પત્નીઓ ? એ બધાની ઉપેક્ષા કેમ કરી શકો ?’

જોઇ હોય તો આખી નગરી ભડકે બળતી ને લોકોની હચમચાવી મૂકે તેવી ચીચીયારી (દેવમાયાથી) સંભળાતી હતી. અત્યંત સ્વસ્થતા પૂર્વક નમિરાજર્ષિ બોલ્યા, ‘ હું સુખમાં વસુ છું ને સુખમાં જીવું છું, કેમકે મારું કાંઇ નથી. કદાચ મિથિલા નગરી બળતી હોય તેથી મારું કાંઇ પણ બળી જતું નથી, હું પણ દાઝતો નથી. બધાં સ્વાર્થની સાધનામાં પડયાં છે, તેમના સ્વાર્થનો નાશ થતો દેખાય એટલે બધાં રોકકળ કરી મૂકે છે, દુઃખી થાય છે હું પણ મારો ( પારલૌકિક ) સ્વાર્થ નિર્મમ ચિત્તથી સાધું છું.’

ઇન્દ્રે કહ્યું ‘ મહારાજ, માણસો બળી જશે ને મહેલામાં ભંડારેલ સુવર્ણ આદિ તેમજ હીરા માણેક, મુક્તા આદિ પણ મહેલની રાખમાં ખાખ થશે આ વૈભવનો સારો ઉપયોગ પણ ઘણી રીતે કરી શકાય છે. આ દુર્લભ વસ્તુઓ વ્યર્થમાં શામાટે નષ્ટ થવા દો છો ?’ મુનિ બોલ્યા ‘ બ્રાહ્મણ, આટલી વય થઇ છતાં કેમ સમજતાં નથી ? રૂપા ને સોનાના કૈલાસ જેવડા અસંખ્ય પર્વતો પાસે હોય તો પણ આ લોભીજીવની લાલસા-તૃષ્ણા કાંઈ ઓછી થતી નથી, તે તો વધતી જ જાય છે. સર્વ આપત્તિનું મૂળ ઇચ્છા છે. અને તે આકાશની જેમ અંત વગરની છે. (આનો વિસ્તાર શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં છે)’ ઇત્યાદિ યુક્તિયુક્ત વાત સાંભળી અને પર્વતની જેમ નિષ્કંપ ચિત્ત જાણી ઇન્દ્રે પ્રકટ થઇ કરબદ્ધ અંજલી જોડી કહ્યું ‘ અહો ! તમે ક્રોધને જીતી લીધો. અહો ! તમે માનનો પરાભવ કર્યો, અહો ! તમે માયાને તિરસ્કૃત કરી, અહો ! તમે લોભને વશ કર્યો’ ઇત્યાદિ ઘણાં પ્રકારે તેમની સ્તુતિ કરી, વારંવાર વંદન કરી ઇન્દ્ર સ્વસ્થાને ગયા. નમિરાજર્ષિ પણ સુવિશુદ્ધ સંયમની આરાધના કરી કેવળી થયા ને અંતે મોક્ષે સિધાવ્યા.

આમ પ્રત્યેક બુદ્ધ (કોઈ નિમિત્તથી બોધ પામેલા) શ્રી નમિરાજર્ષિએ ઇન્દ્રનો આગ્રહ છતાં ધર્મ છોડયો નહી. તેમની પ્રશંસા પ્રભુ મહાવીરદેવના શાસ્ત્રોમાં પણ વિદ્યમાન છે. આવાં મુનિવરો આપણને સુખ આપનાર થાઓ.

□

## ૫૩. ષષ્ઠ આગાર–બલાભિયોગ.

ઘણાં માણુસોના હઠાગ્રહ કે બળવાનની બળજોરીથી ત્યજેલું આચરવું પડે કે લીધેલો નિયમ જતો કરવો પડે તો તેની છુટ આપનાર આ બલાભિયોગ આગાર છે. આ છએ આગારને છીંડીઓ માનવામાં આવી છે. સામાન્ય રીતે નિર્બળ જીવો પણ સબળ બની ધર્મસ્થૈર્ય મેળવે એ આનો ઉદ્દેશ છે. દઢતા આવ્યા પછી ઘોરસંકટમાં પણ માણસ અપવાદ સેવતો નથી ને તેની દઢતા અનેકને આલંબનરૂપ બને છે. આવાં જ દઢવતી શ્રી સુદર્શનનું ચરિત્ર ઘણી પ્રેરણા આપે છે.

### સુદર્શન શેઠની કથા

ચંપાનગરીમાં અર્હતદાસ શેઠનાં ધર્મપત્ની અર્હતદાસી નામે પરમ શ્રાવિકા હતી, ધર્મનિષ્ઠ અને સુશીલ. તેમને ત્યાં ગાયો ચરાવવા સુભગ નામનો ગોવાળ નોકરી રહ્યો હતો. તે સાંજ વખતે સીમમાંથી પાછો ફરતો હતો ત્યારે તેણે લોહી થીજવે એવી ટાઢમાં એક મુનિને વૃક્ષ નીચે ધ્યાનમાં ઉભેલા જોયા, તે વિચારે છે, અહો ! અમે આવાં જાડાં કપડા પહેર્યાં છતાં થરથરીયે છીયે તો સાવ જીર્ણ–ઝીણા કપડાવાળાં આ મુનિ અહીં રાત કેવી રીતે ગાળશે ! તેમની કઠોર સાધનાની પ્રશંસા કરતો તે પાછો ફર્યો. રાત વિતાવી બીજી પરોઢે તે વનમાં ગાયો ચરાવવા ઉપડયો. મુનિને તે જ જગ્યામાં–તેવીજ રીતે ધ્યાનમાં ઉભેલાં જોઈ આશ્ચર્ય પામ્યો. આવી ટાઢમાં હાડ પણ થીજી જાય. માણુસ મડુ થઈને પડે. આમને ધન્ય છે.' અને એ જાણ્યે અજાણ્યે મુનિ પાસે આવી ઉભો. તેમના દર્શન કરતો પોતાને પણ ધન્ય માનતો રહ્યો. એટલામાં સૂર્યોદય થતાં મુનિ 'નમો અરિહંતાણં' બોલી આકાશમાર્ગે ચાલ્યા ગયા. આથી સુભગ ગોવાળે ચિતવ્યું કે આ 'નમો અરિહંતાણં' આકાશગમનનો મંત્ર લાગે છે. આનાથી તેઓ આકાશમાં ઉડી ગયા.

તેમણે આખી રાત ધ્યાન ધર્યું તેથી ઉડી શકયા. જો હું પણ ધ્યાન ધરું તો હું પણ આકાશ વાટે જઇ શકું. બસ પછી તો એ નવરો પડે ને 'નમો અરિહંતાણં'નું ધ્યાન ધરે. એકવાર તેને ધ્યાનમાં જોઇ તેના શેઠે પૂછ્યું 'તું શાનું ધ્યાન કરે છે ?' તેણે કહ્યું 'નમો અરિહંતાણં' નું. 'કયાંથી શિખ્યો ?' તે બોલ્યો 'એક મુનિ પાસેથી.' અને તેણે આખી વાત કહી. શેઠે રાજી થઇ આખો નવકાર શિખવ્યો ને તે બરાબર ગણવા લાગ્યો. એવામાં આવ્યું ચોમાસું. ઝરમર મેઘ વર્ષે ને પૃથ્વી હરિયાળીથી હર્ષે. ગોવાળ ગાયો લઈ ચાલ્યો વગડામાં. વચમાં આવેલ એક નદી ઉતરીને ગયો સામે પાર. વરસાદ તો વધવા લાગ્યો. થોડીવારમાં તો પાણી પાણી થઇ ગયું. નદીમાં આવ્યું પુર. સાંજ પડવા આવી પણ પાણી ઓછાં થયાં નહી. ગામમાં જવાય કેમ ! જ્યાં જુઓ ત્યાં જળ બંબાકાર. તેને લાગ્યું કે 'હવે ઘણાં જાપ થઇ ગયા હોઇ હવે આકાશમાં ઉડી શકાશે.' એણે નદી કાંઠે આવી 'નમો અરિહંતાણં' કહી કૂદકો માર્યો. ઉડવાને બદલે પડયો પાણીમાં. એ જ્યાં

પડયો ત્યાં મોટો અણીદાર ખીલો ઉભો હતો. છાતીમાં વાગવાથી એ તરત મૃત્યુ પામ્યો. અને તે જ અર્હત્‌દત્ત શેઠને ત્યાં બાળક રૂપે અવતર્યો. તે એટલો બધો સુંદર હતો કે તેનું નામ સુદર્શન પાડવામાં આવ્યું. યુવાન થતાં મનોરમા નામની એક શ્રીમંત શ્રેષ્ઠીની કન્યા સાથે તેના લગ્ન થયાં. દામ્પત્યના ફળસ્વરૂપ તેને દિકરા પણ થયા.

ત્યાંના રાજાના પુરોહીત કપીલ સાથે સુદર્શનને મૈત્રી હતી. પુરોહીત ઘણીવાર પોતાની પત્ની પાસે સુદર્શનના ગુણ અને સૌન્દર્યના વખાણ કરતો. તેની ઉદારતા સજ્જનતા આદિની ઘણી ઘણી પ્રશંસા કરતો. તેથી પુરોહીતપત્નીને આશ્ચર્ય તો થતું જ પણ ભારોભાર અનુરાગ પણ થયો. એકવાર પુરોહીત બહાર ગયા હતા ત્યારે તે સુદર્શનના ઘરે આવી કહેવા લાગી કે 'સ્વાસ્થ્ય સારૂં ન હોવાથી તમારા મિત્ર તમને યાદ કરે છે. ઘેર ચાલો. સરળ સ્વભાવે સુદર્શન તેના ઘરે આવ્યા. સુદર્શને પૂછ્યું 'મારા મિત્ર કયાં ?' કપીલાએ કહ્યું 'અંદર સૂતા છે' તે અંદર જતાં બારણાં બંધ કરી કપીલા તેમની પાસે જઈ લજ્જા–મર્યાદા છોડી સહચારની માગણી કરવા ને તેવી ચેષ્ટા કરવા લાગી. ઉત્તરમાં શેઠ સુદર્શને કહ્યું 'હું તો નપુંસક છું. મારી સાથે ગમે તેટલી ચેષ્ટા કરીશ તોય ઈચ્છા પૂરી થશે નહી.' પેલીની બધી ઉત્તેજના ટાઢી થઈ ગઈ ને શેઠ ત્યાંથી બચીને ઘરે આવ્યા.

ઉનાળાની એક સંધ્યાએ સુદર્શન અને કપીલપુરોહીત સાથે રાજા ઉપવનમાં ફરવા આવ્યા હતા. સંયોગવશ અભયારાણી અને કપીલા (પુરોહીતપત્ની) પણ ફરવા આવેલ ત્યાં સુદર્શનશેઠની પત્ની મનોરમા પણ પોતાના પુત્રો સાથે ઉપવનમાં આવી. સુંદર સુરેખ યુવતીને જોઇ કપીલા બોલી 'કયા ધનભાગની આ પત્ની હશે !' રાણીએ કહ્યું 'અરે ! આ શેઠ સુદર્શનની પત્ની છે, એને નથી ઓળખતી તું ?' સાંભળી ચકિત થયેલી તેણે શેઠ સાથેનો આખો પ્રસંગ રાણીને કહ્યો. રાણીએ કહ્યું 'તું છેતરાઇ ગઈ, એ તો સમર્થ પુરુષ છે, જોને કેવાં દેવકુમાર જેવા તો એના દિકરા છે ?' કપીલા બોલી બારે કહેવાય ! તે મને બનાવી ચાલી ગયા. રાણીએ કહ્યું તારામાં પાણી નહી, નહિ તો નારીનો હાથ પડે કે પુરુષ પાણી પાણી ?' કપીલા કહે 'ત્યારે એ ચતુરાઈ તમારામાં હોય તો કરી જુઓ, એ તમારા હાથમાં પણ નહી આવે.' રાણી બોલી: 'એ વાતમાં શું માલ છે. એકવાર એને વશ કરું તો જ હું ખરી ?'

દિવસો વીતે છે. રાણી સુદર્શનને બોલાવવાનો લાગ શોધ્યા કરે છે. એવામાં વન મહોત્સવે બધાં ઉપવનમાં ગયાં ને અભયારાણી બહાનું કાઢી મહેલમાં રહી. તેની પંડિતાદાસી ખબર લાવી કે સુદર્શન શૂન્યાગારમાં કાઉસ્સગ્ગ ધ્યાનમાં છે.' રાણીએ કહ્યા પ્રમાણે પાલખીમાં સુદર્શનશેઠને નંખાવી કામદેવની મૂર્તિ છે એમ કહી બધી ચોકી વટાવી તેને રાણીવાસમાં લઈ આવી. રાણીએ વિલાસપૂર્વક આદર આપી બોલાવ્યા. સુદર્શન સ્વસ્થ રહ્યા. રાણીએ શેઠને ચોકખી માંગણી કરી, ઉત્તર ન મળતાં આક્રોશ

પૂર્વક ઉત્તેજનાનો યત્ન કર્યો. લાજ મૂકી બધાં વાનાં કરી જોયા પણ સુદર્શનશેઠનું તો રુવાડુંય ફરકયું નહી. આખરે કંટાળી–થાકીને રાણીએ ડર બતાવ્યાં ને તેમાં પણ ન ફાવતાં તેણે જોરથી બૂમ મારી કે 'આ કોઈ નરાધમથી બચાવો.' ચોકીપર રહેલા આરક્ષકો તરત દોડી આવ્યા ને શેઠને પકડી પૂરી દીધા. અવસરે રાજા સમક્ષ ઉભા કરવામાં આવ્યા. રાજાએ તેમને સાચી વાત કહેવા જણાવ્યું. પણ રાણીની દયા ખાઇ શેઠ એક અક્ષર પણ બોલ્યા નહી. તેથી તેમને અપરાધી માની નગરમાં ફેરવાતા હતા. મનોરમાએ પતિને જોયા, ધારીને જોયાં કે લોકો કહે છે તેમ છે તો મારા પતિ, પણ તેઓ કોઇ કાળે આવું કાર્ય કરે નહી. અવશ્ય એમના ઉપર આ આપત્તિ આવી છે.' તરત તે ઘરે–ઘર દહેરાસરે આવી અને પતિ નિર્દોષ છૂટે નહીં ત્યાં સુધી કાઉસ્સગ્ગ ધ્યાન કરી સ્થિર થઈ.

નગરમાં ફેરવી શેઠને શૂલીએ ચડાવ્યા પણ બધાના અચરજ વચ્ચે શુલીનું સિંહાસન થઇ ગયું. શેઠ તે પર બેઠા. ઘાતકોએ તિક્ષ્ણ તલવારના ઘા કરતાં ઘાની જગ્યાએ ઘરેણા બનવા લાગ્યા. આ જોઇ તેઓ ગભરાયા અને દોડયા રાજા પાસે. રાજા પણ દોડતો આવ્યો. તેના આશ્ચર્યની અવધિ ન રહી. રાજાએ આદરથી બોલાવ્યા. હાથીની અંબાડીએ બેસાડી આડંબરપૂર્વક ઘરે પહોંચાડયા. મનોરમાએ કાઉસ્સગ્ગ પાર્યો. ધર્મનો જયકાર થયો. રાજાએ પછી ઘણા જ આગ્રહ કરી સાચી બીના જાણવાની હઠ લીધી. તેમાં અભયાનું દુશ્ચરિત્ર પ્રગટ થઇ ગયું. રાજાએ તેને મારી નાખવાની આજ્ઞા આપી પણ શેઠે વચ્ચે પડી મૃત્યુદંડ ન દેવા દીધો. આથી રાજાએ રાણી–દાસી બંન્નેને હદપાર ચાલ્યા જવાનું કહ્યું. રાણીએ લજ્જાવશ આત્મહત્યા કરી અને પંડિતાદાસી પાટલીપુરમાં કોઇ વેશ્યાને ત્યાં ગઈ ને ત્યાં રહી.

આ પ્રસંગથી સુદર્શનશેઠને એવો વૈરાગ્ય થયો કે તેમણે દીક્ષા સ્વીકારી. સુદર્શનશેઠ આત્મસાધના–જ્ઞાન–ધ્યાન–ગુરુસેવામાં ઉદ્યમશીલ થયા. એકવાર વિચરતાં તેઓ પાટલીપુત્ર આવ્યા. પંડિતાએ ઓળખી લીધા. બનાવટ કરી તે ઘરે વહોરવા તેડી લાવીને બારણાં બંધ કર્યાં. ઘણાં સતાવ્યા ને ઘણી કદર્થના કરી. પણ મુનિ શાંત ને સ્વસ્થ રહ્યા. સાંજે તેમને કંટાળીને છોડી મૂકયા. સુદર્શનમુનિ સીધા શ્મશાનમાં જઈ ધ્યાનમાં લીન થઇ ગયા. મરીને વ્યંતર થયેલ અભયારાણી પૂર્વનું વેર સંભારી ત્યાં આવીને અનુકૂળ પ્રતિકૂળા ઘણા ઉપસર્ગ કર્યા. તેમણે તો દયા જ ચિંતવીને થોડી જ ક્ષણોમાં કેવળી થયા. દેવોએ મહિમા કર્યો. સુવર્ણના કમળપર બેસાડયા ને કેવળીએ ધર્મદેશના આપી. તેથી વ્યંતરી પણ સમ્યક્ત્વ પામી અને પંડિતા પ્રતિબોધ પામી, બંને અંતે સદ્‌ગતિ પામ્યા. મુનિશ્રી પણ પ્રાંતે નિર્વાણ પામ્યા.

સુદર્શન શેઠની જેમ જેઓ બલાભિયોગની મોકળાશ હોવા છતાં સ્વધર્મની દૃઢતા રાખે છે. સમ્યક્ત્વમાં શ્રેષ્ઠ અને ધર્મની આસ્થાવાળા પુરવાર થાય છે, તેઓ સમ્યક્ત્વના સાચા ઉપાસક અને જગતમાં શ્રેષ્ઠ ગણાઈ સંપત્તિ અને ઉત્તમપદ (મોક્ષ) પામે છે.

## ૫૪. સમ્યક્ત્વની છ ભાવનાઓ.

મૂળ, દ્વાર, પ્રતિષ્ઠાન, આધાર, ભાજન અને નિધિ આ છ ઉપમાઓદ્વારા છ પ્રકારે બોધિભાવના વિવેકી ને સમજુ આત્માઓ ભાવે છે. શ્રમણધર્મ અને શ્રાવક ધર્મને આ ભાવના ભાવિત કરે છે–અધિવાસિત કરે છે.

સમ્યક્ત્વ જ સર્વજ્ઞદેશિત ધર્મરૂપી વૃક્ષનું મૂળ નિશ્ચલ હોવાથી જ સ્વર્ગ મોક્ષ આદિ ફળની પ્રાપ્તિ થઈ શકે છે. આ સમકિતની પહેલી ભાવના. મોક્ષરૂપી નગરના પ્રવેશદ્વાર સ્વરૂપ સમ્યક્ત્વ છે. દરવાજા સિવાય જેમ નગરમાં પેસી ન શકાય તેમ સમકિત વિના મુક્તિ મેળવી ન શકાય, આ બીજી ભાવના. શ્રી જિનધર્મરૂપી વાહનની પીઠ તુલ્ય સમકિત છે. પ્રતિષ્ઠાન એટલે પીઠ તેના આધારે જ વાહનનું અસ્તિત્વ સંભવિત હોય છે. તેમ ધર્મને સમ્યક્ત્વ સામર્થ્ય આપે છે. આ ત્રીજી ભાવનાના આધાર વગર કશું જ ઉભું રહી શકતું નથી, તેમ વિનયાદિ મહાન્ગુણોનો આધાર સમકિત છે. એ ચોથી ભાવના. કોઈપણ પેય પદાર્થ ભાજન–વાસણ વગર રહી શકે નહી. તેમ ધર્મરૂપી અમૃતને માટે પાત્રતુલ્ય આ સમ્યક્ત્વ છે. તેના વિના ધર્મ અમૃત રહી શકતું નથી. તે પાંચમી ભાવના અને જ્ઞાન, દર્શન–ચારિત્રરૂપ રત્નની નિધિ સમ્યક્ત્વ છે, નિધિમાં જેમ રત્નોની સ્થિતિ છે તેમ સમ્યક્ત્વમાં જ્ઞાનાદિગુણોની સ્થિતિ છે. આ છઠ્ઠી ભાવના. સદા આ સમકિતની ભાવના ભાવવી. સમ્યક્ત્વની ભાવનાના વિષયમાં આ પ્રમાણે વિક્રમરાજાનો પ્રબંધ છે.

### વિક્રમરાજાની કથા

કુસુમપુરમાં હરિતિલકરાજા રાજ્ય કરે. તેને ગૌરીનામક રાણી અને વિક્રમનામે પુત્ર. યૌવનવયે યુવરાજ બત્રીસ રાજકન્યા સાથે પરણ્યો. તે રમણીઓ સાથે ભોગમાં લીન એને જતો સમય પણ જણાતો નથી. એમાં કોઈ અશુભ કર્મના ઉદયે તેને શ્વાસ, કાસ, જ્વર આદિ રોગ સામટા જ થઈ આવ્યા, રોગની પીડા વધતી ગઈ. ઘણા ઉપચારો કર્યા પણ કારગત નિવડયા નહી, તેને કયાંય શાંતિ મળે નહી, એની મુંજવણનો પાર નહી, નિરાશ થયેલો યુવરાજ, ગમે તેવાં ઓસડીયાં લઈ લે. રાજા–રાણી જે સાંભળે ને ઉપચાર કરે પણ વળે કાંઈ નહી. ધનંજયયક્ષને સો પાડા ચડાવવાની માનતા ય માની. રોગ તો જામતો ગયો. એવામાં એક કેવળજ્ઞાની મુનિ પધાર્યા. તેમનું આગમન સાંભળીને રાજાને પણ અભિલાષ જાગ્યો ને તેણે વંદને જવાની તૈયારી કરી. આ જોઈ યુવરાજ વિક્રમે કહ્યું 'આ વ્યાધિથી તો હું ત્રાસી ગયો છું. અગણિત ઉપચાર કર્યા ને કેવી કેવી દવા ખાધી? પથ્ય પણ પાળ્યાં. હવે મને સમજાય છે કે પાપથી વ્યાધિ આવે છે. ચારિત્રવાન જ્ઞાની ગુરુઓના દર્શનથી પાપનો નાશ થાય છે. અને પાપનો નાશ થતાં અવશ્ય દુઃખનો–વ્યાધિનો નાશ થાય જ છે. માટે મને પણ જ્ઞાની મહાત્માના દર્શને લઈ ચાલો.' પ્રસન્ન થયેલા રાજા તેને લઈ પરિવાર સાથે આવ્યા અને જ્ઞાની ભગવંતને વંદન કરી મોટી પર્ષદામાં યોગ્ય સ્થાને

બેઠા. મહારાજજીએ ધર્મદેશના આપી. તેને અંતે રાજાએ તેમને વિનયપૂર્વક પૂછયું 'ભગવન્! મારા યુવાન પુત્રને એકાએક આવા વ્યાધિ શાથી ઉત્પન્ન થયાં. ?' કરુણાનિધિ કેવળજ્ઞાનીએ કહ્યું 'રાજા ! દરેક કાર્યોના કારણુ હોય છે. આનો પૂર્વભવ સાંભળવાથી તે જણાશે.

પૂર્વભવમાં આ પદ્મનામક રાજા હતો, જાણે અન્યાયનું તો ઘર જ જોઈ લો. તે શિકારે નિકળ્યો હતો. ગાઢવનમાં એક મુનિને ધ્યાનમાં જોઇ તેમને કાનસુધી ખેંચીને બાણુ માર્યું. આ વાતની પ્રધાનમંડળ અને મહાજનને જાણુ થતાં તેઓ ઘેરી ચિંતા અને ઉંડી વિમાસણુમાં પડી ગયા, અસંતોષની જવાળા વ્યાપક બનતી ગઇ અને પરિણામે રાજા પદ્મ પદભ્રષ્ટ થયા ને તેમના પુત્રનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો, તે મુનિરાજ સાત લવ આયુ શેષ રહેતા સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થયા. પદ્મરાજાની કેટલીક ટેવોએ તેને સાવ સામાન્ય માણુસની કોટિમાં લાવી મૂકયો. પરિણામે સહુનો અળખામણો અને અશાંત થઇ રહેવા લાગ્યો. એકવાર જંગલમાં આત્મસાધના કરતા એક મુનિને જોઇ તેને ક્રોધ ચડયો ને દ્વેષથી મારવા દોડયો. પણુ જ્ઞાનબળથી તેને સાવ અધમવૃત્તિનો અને દુરાચારી જાણી તે મુનિએ તેના ઉપર તેજોલેશ્યા મૂકી. તેથી મરી તે સાતમી નરકે અને ત્યાંથી સ્વયંભૂરમણુ સમુદ્રમાં મત્સ્ય થઇ ત્યાંથી ફરી સાતમી નરકે ગયો. ત્યાંથી પાછો મત્સ્ય થઇ છઠ્ઠી નરકે, એમ એક-એક નરકાગારમાં તે બે-બે ત્રણુ-ત્રણુવાર ઉત્પન્ન થયો. હલકા દેવની અને તિર્યંચની યોનિમાં ઉદ્‌ભવ અને મૃત્યુ પામ્યો, પૃથ્વી, અપ્-તેઉ-વાયુ અને અનંતકાય આદિમાં ભ્રમણુ કરતા એ પદ્મરાયના જીવે અનંત ઉત્સર્પિણી અવસર્પિણી સુધી ઘોર વ્યથા ને ન કલ્પી શકાય તેવી વેદનાઓ સહી. અકામનિર્જરાથી તે કોઇક વણિકને ત્યાં ઉત્પન્ન થયો. ત્યા પણુ દુર્ભાગીએ દુઃખ અને અછતથી કંટાળી તાપસી સંન્યાસ લીધો. બાલતપથી તે આ ભવમાં હે રાજા ! આ તમારા પુત્ર તરીકે પેદા થયો છે. મુનિહત્યાનું પાતક ઘણું જ ઘાતક હોઇ તે અવશિષ્ટ કર્મો આ વ્યાધિની વ્યથાથી ખપી ગયા છે હવે થોડા વખતમાં જ રોગો શાંત થશે.' સાંભળતાં પણુ અરેરાટી થાય તેવું પોતાની ચરિત્ર જાણી વિક્રમને જાતિસ્મરણુ જ્ઞાન થયું. તેણે કેવળી ભગવંતના પગ પકડી કહ્યું; 'દયાળ ! મિથ્યાત્વમોહથી મૂઢ થયેલો આ જીવ કયાં કયાં નથી ભમ્યો અને તેણે છેદન-ભેદન પ્રમુખ કયા દુઃખો સહ્યાં નથી. ?

હે અશરણુશરણુ ! હવે તો કોઇ માર્ગ બતાવો, જેથી મારો ઉદ્ધાર થાય અને આવી પીડાઓ ભવાંતરમાં પણુ ન સહેવી પડે.' જ્ઞાની ગુરુએ કહ્યું 'તું છએ ભાવના સહિત સમકિતને આદર અને બારે વ્રતનું સાવધાનીપૂર્વક પાલન કર.' યુવરાજ વિક્રમકુમાર સમ્યક્ત્વ ને વ્રતધારી થઇ રાજમહેલમાં આવ્યો ને સત્ત્વપૂર્વક ધર્મનું આરાધન કરવા લાગ્યો. તેથી તેના વ્યાધિ ઉપશાંત થઇ ગયા. તે દઢતાપૂર્વક ધર્મનું આસેવન કરવા લાગ્યો. એવામાં જે યક્ષની તેણે માનતા માનેલી તેણે પ્રગટ થઇ કહ્યું 'તારા રોગો ઉપશાંત થઇ ગયા. હવે કહ્યા પ્રમાણે તું બલિદાન કેમ કરતો નથી. ?,

જલ્દી સો પાડા લાવ.' કુમારે કહ્યું 'કેવળી મહારાજ અને ધર્મના પ્રતાપે મારા રોગો મટયા છે, છતાં તમારે જે ઈચ્છા હોય તે કહો, બાકી પાડા તો શું પણ ઝીણા કુંથવાની પણ હિંસા થશે નહી.' આ સાંભળી ક્રુદ્ધ થયેલા યક્ષે કહ્યું 'વિચારીને બોલજે, આના પરિણામ તારા માટે ઘણા ખરાબ અને ભયંકર આવશે.' તેણે કહ્યું 'મારે કશો વિચાર કરવાનો નથી.' દેવે કહ્યું 'જોઈ લેજે ત્યારે' અને એ ચાલ્યો ગયો.

એકવાર ઉપવનના મોટા જિનમંદિરની પૂજા કરી કુમાર પાછો ફરતો હતો ત્યાં યક્ષ તેને પછાડી છાતી પર ચઢી બેઠો ને બોલ્યો 'તને હમણા હતો ન હતો કરી શકું છું પણ દયા આવે છે, બોલ! હજી જીદ છોડે છે કે નહી?' કુમારે કહ્યું 'તમે હિંસાની જીદ છોડી દો હિંસાના ફળ સારા નથી. હજારો લાખો શું પણ કરોડો શ્લોકોના સારવાળા અર્ધા શ્લોકમા કહ્યું છે કે 'પરોપકારઃ પુણ્યાય, પાપાય પરપીડનં', એટલે કે પરોપકાર પુણ્ય માટે અને પરને ઉપજાવેલી પીડા પાપ માટે થાય છે. મારાથી પાપ નહી બને.' યક્ષે કહ્યું 'તુ કેટલો નિર્વિવેકી છે કે રોગો નષ્ટ થવા છતાં મારો ઉપકાર–આભાર પણ માનતો નથી. પ્રણામ આદિ કરીને નમ્રતા પણ બતાવતો નથી? તારા ઉપરનો અણગમો દુર થાય તેવી લાગણી પણ બતાવી શકતો નથી?' કુમારે કહ્યું 'યક્ષરાજ! હું તમને કહું કે માત્સર્ય, અવહેલના અને હાસ્યથી પ્રણામ કરાય તે પ્રહાસ પ્રણામ કહેવાય. માતા, પિતા, કાકા, મામા, મોટાભાઇ આદિ યોગ્ય વડીલોને પ્રણામ એ વિનય પ્રણામ કહેવાય. મિત્ર–સગા સંબંધીને કરેલો પ્રણામ એ પ્રેમ પ્રણામ કહેવાય. રાજા, શેઠ આદિને પ્રણામ તે સ્વામી પ્રણામ અને દેવ–ગુરુને પ્રણામ તે ભાવપ્રણામ કહેવાય. આ બધા પ્રણામમાંથી કયા પ્રકારનો પ્રણામ હું કરું? યક્ષે કહ્યું 'હું સમર્થ છું, વિશ્વનો ઉદ્ધાર કે સંહાર હું કરી શકું છું. માટે મને ભાવ નમસ્કાર કર કુમારે કહ્યું 'તમે પોતે ત્રાસમાં ને સંસારમા ડૂબેલા છો ત્યાં બીજાના ઉદ્ધારની કયા વાત? જેમ લોહાની શિલા (કે નાવ) સ્વયં અને આશ્રિતને પણ ડુબાડે છે તેમ આરંભવાળા આત્મા પણ સ્વયં–પરને ડુબાડે છે.'

ઈત્યાદિ કુમારના કથનથી યક્ષ જ્ઞાન પામ્યો. કુમારની પ્રશંસા ને પુષ્પવૃષ્ટિ કરી 'કામ પડયે સંભારજો, કહી ચાલ્યો ગયો. વિક્રમકુમારે નિષ્ઠાપૂર્વક ધર્મ આચર્યો, પિતાના સ્થાને તેનો રાજ્યાભિષેક થયો. તે મહાપ્રતાપી રાજા કહેવાયો. કલિંગદેશના દુર્જયરાજાને યુદ્ધ (નહીંતું કરવું માટે) કર્યા વિના દેવની સહાયથી જીત્યો. નિરુપદ્રવ રાજ્યનો તે શાસક થયો. એકવાર વિક્રમરાજા ક્યાંક જતા હતા ત્યારે એક ધનાઢય શેઠને ત્યાં આડંબરપૂર્વક ઉત્સવ થતો જોયો. પાછા ફરતા તે જ શેઠને ત્યાં છાતીફાટ રૂદન અને આક્રંદ ચાલતું હતું. રાજાએ વિસ્મિત થઇ કારણ પૂછતાં લોકોએ કહ્યું. 'આશા મૂકયા પછી મોટીવયે હમણા શેઠને પુત્ર થયો ને થોડી જ વારમાં તે ગુજરી ગયો. આનંદ અને વિષાદનું આ જ કારણ છે.' આ સાંભળતા જ રાજા ચમકીને બોધ પામ્યા, જીવન અનિશ્ચિત અને અનિત્ય છે, માટે બાલ્યકાળથી જ ધર્મ સેવવો જોઈએ. આઠ

પર લાગેલા પાકાં ફળોની જેમ જીવને સતત પડી (મરી) જવાનો ભય રહેલો છે. આમ વિચારી વિક્રમરાજાએ પુત્રને રાજ્યે બેસાડી તરત દીક્ષા લીધી, તપશ્ચર્યા, વેયાવચ્ચ, જ્ઞાનધ્યાન પૂર્વક સંયમની સાધના કરી સમકિતની છ ભાવના ભાવતા તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું ને મુક્તિ પામ્યા. આ ભાવના ભવથી તારે છે.

વિક્રમ રાજા જેવી શુભ ભાવનાઓપૂર્વક સમ્યક્ત્વનું સેવન કરવું, કારણ કે તેથી બંને લોકમાં મહોદય થાય છે.



## ૫૫. સમ્યક્ત્વનાં છ સ્થાનો; પહેલાં બે સ્થાનક.

જીવ અનુભવસિદ્ધ છે. જ્ઞાનરૂપી નેત્રવાળા કેવળીને એ પ્રત્યક્ષ છે. વિભિન્ન વાંછા–અભિલાષાથી તે જણાય છે, માટે પહેલું **અસ્તિસ્થાન** (આત્મા છે) કહેવાય છે.

આત્માના સાવ અજાણ એવા જીવો અથવા તો શરીરને સર્વસ્વ સમજી ભટકી ગયેલાઓ આત્માનું નાસ્તિત્વ એટલે ન હોવાપણું સિદ્ધ કરવા પ્રયત્નો કરે છે. તેમને એ ખ્યાલ નથી આવતો કે જેનો નિષેધ કરાય તે પદાર્થ ક્યાંક અવશ્ય હોય. તેઓ પદાર્થસિદ્ધિની શૈલીથી આત્માના અભાવને હેતુ, ઉદાહરણ, ઉપનય, નિગમનાદિથી સિદ્ધ કરે છે. જેમકે 'આત્મા નથી' પાંચે ઈંદ્રિયમાંથી એકે તેને પ્રત્યક્ષ કરતી નથી માટે. પાંચે ઈંદ્રિયમાંથી એકે ઇંદ્રિય જેને ગ્રહણ ન કરે, પ્રત્યક્ષ ન કરી શકે તે તે બધું ન હોઈ શકે. જેમકે આકાશનું ફૂલ. તેવી જ રીતે આત્મા પણ નથી.

આવું માનનારને જ્ઞાની કહે છે કે–જીવ સહુને અનુભવસિદ્ધ છે. તે અરૂપી હોઈ ઇંદ્રિયગ્રાહ્ય નથી પણ કેવળજ્ઞાની માટે પ્રત્યક્ષ છે જ, છદ્મસ્થ (જે કેવળી ન હોય તે) ને આત્મા અનુમાનથી સિદ્ધ થાય છે. અનેક વાંછા એટલે અભિલાષાથી જેમકે 'હું શેઠ છું, દાસ છું, દુઃખી છું, હું સુખી છું.' ઈત્યાદિ કલ્પના જાળથી નિશ્ચિંત થાય છે કે આ વાંછાઓનો સ્વામી આત્મા છે, આ કર્મનો કર્તા આત્મા છે. આ 'હું' એ આત્મા જ છે. આત્માને આ રીતે પ્રમાણિત કરાય.' આત્મા છે. કારણ કે તેમાં ચૈતન્ય, સુખ, દુઃખ, ઈચ્છા આદિ છે. જેમાં જેમાં ચૈતન્ય કે સુખ–દુઃખ આદિની અનુભૂતિ હોય તે તે આત્મા કહેવાય. કાર્ય–કારણની એક વ્યવસ્થા છે. જેમ ઘડાના કારણભૂત પદાર્થ માટી છે, માટી વગર ઘડો શક્ય નથી. તેમ સુખ–દુઃખનું કારણ આત્મા છે. તેનું કાર્ય સુખ–દુઃખ છે. આત્મા વગર સુખ–દુઃખનું ભાન શક્ય નથી.'

આમ અનેક રીતે અનુમાનાદિથી પણ આત્માનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. 'આત્મા છે જ' એવું દૃઢપણે જેને સમજાયું છે, તે સમજણ સમ્યક્ત્વનું પ્રથમ સ્થાનક છે.

જીવનું અસ્તિત્વ અપેક્ષાએ નિત્ય કે અનિત્ય માનવું તે સમ્યક્ત્વનું બીજું સ્થાનક કહેવાય.

દ્રવ્યની અપેક્ષાએ આત્મા નિત્ય છે. કારણ કે આ આત્મા ક્યારેય ઉત્પન્ન થયો નહોતો અને ક્યારે પણ મરવાનો નથી, તેથી વ્યય-ઉત્પાદ રહિત એ નિત્ય છે, અને પર્યાય=એક ગતિથી બીજી ગતિમાં જવાની અપેક્ષાએ અનિત્ય છે. કારણ કે; પૂર્વનું કરેલું કે વેદેલું તેને કોઈ નિમિત્તબળે બધું યાદ આવે છે. જેમ કોઈને જિનપ્રતિમા જોઈને યાદ આવે છે કે પૂર્વાદિ ભવમાં મેં આવા પ્રતિમાજી કરાવ્યા-ભરાવ્યા કે પ્રતિષ્ઠિત કર્યા હતા આથી નિશ્ચિત થાય છે કે આ આત્માએ પૂર્વભવમાં આ કાર્યો કરેલાં તેથી પર્યાયની અપેક્ષાએ આ આત્મા સાદિ સાંત ( આદિ અને અંતવાળો ) છે. માટે આત્મા અનિત્ય પણ છે. કારણ કે આત્માના પર્યાય અનિત્ય છે. જે જે પર્યાય હોય તે અનિત્ય જ હોય. જે નવું ઉત્પન્ન થાય તે અનિત્ય જ હોય. આત્મા ષડ્દ્રવ્ય-માંનું એક દ્રવ્ય છે અને જે જે દ્રવ્ય હોય તેને અવશ્ય પર્યાય પણ હોય જ. માટે કહ્યું છે કે :—

પર્યાય વિનાનું દ્રવ્ય અને દ્રવ્ય વગરનો પર્યાય ક્યાંય ક્યારેય કોઈ રૂપે કે કોઇ પ્રમાણથી કોઇએ જોયો કે? અર્થાત્ તે સંભવિત નથી.

આ આત્મા સત્તાને આશ્રયી, દ્રવ્યથી શાશ્વત છે. માત્ર અનાદિ અનંત અવસ્થા-પણે રહેનાર હોવાથી ધ્રુવ છે એટલે દ્રવ્યથી શાશ્વત ને પર્યાયથી અશાશ્વત આ આત્મા છે. એવી જે સદ્દહણા તે સમ્યક્ત્વનું બીજું સ્થાનક છે.

નિશ્ચય જીવ છે જ. એવી નિઃશંક માન્યતા પર શ્રી ગૌતમ ગણધર મહારાજનો પ્રબંધ આ પ્રમાણે છે :—

## શ્રી ગૌતમસ્વામીનો પ્રબંધ.

મગધદેશમાં ગુબ્બર નામે ગામમાં વસુભૂતિ નામના પંડિત રહેતા, તેમની પત્ની પૃથિવી નામે હતી. પુત્રનું નામ ઇન્દ્રભૂતિ હતું તેઓ ગૌતમ ગોત્રના હતા. ઇન્દ્રભૂતિ ઘણા જ પ્રતિભાશાળી અને અદ્ભુત પ્રજ્ઞાના ધણી હતા. દેખાવડા, રુચિયલ અને જેવા વિદ્વાન હતા તેવા જ ક્રિયાકાંડી પણ ખરા. વ્યાકરણ, કાવ્ય, કોષ, ન્યાય, અલંકાર, છંદ, જ્યોતિષ, પુરાણ, વેદ અને ઉપનિષદ આદિ સમસ્ત બ્રાહ્મણ ગ્રંથ ને શાસ્ત્રના તે યુવાવસ્થામાં જ પારગામી થયા. તેમની કુશાગ્રબુદ્ધિ, તીવ્રતર તર્કશક્તિ અને સર્વતો-મુખી પાંડિત્યથી તેઓ અતિપ્રસિદ્ધિ અને ગૌરવપૂર્ણ આદર પામ્યા હતા.

પાંચસો તેમને શિષ્ય હતા તેઓ પંડિતોમાં મૂર્ધન્ય સ્થાન ભોગવતા હતા. તેમના પ્રશંસકો તેમને સર્વજ્ઞ કહેતા. પોતાને સર્વજ્ઞ માનતા છતાં મનની વાત તો એ હતી કે 'જીવ છે કે નહી?' એવો તેમને ઘોર સંદેહ હતો. આ શંકાના નિવારણ માટે તેઓ કોઇ સમકાલીન-સ્વવર્ગીય પંડિતને કાંઈ પૂછી પણ શકતા નહી.

કારણ કે ઇંદ્રભૂતિ ગૌતમ બધું જ જાણે છે ને જે બધું જાણે તે સર્વજ્ઞ કહેવાય. એવી તેમના માટે લોકોમાં દૃઢ શ્રદ્ધા હતી અને પોતે કોઇને કાંઇ પૂછે તો સહુની ભ્રમણા ભાંગી જાય.

એકવાર સોમલ નામના શ્રીમંત બ્રાહ્મણે મહાયજ્ઞનું આયોજન કર્યું. તેમાં ભારતવર્ષના સમસ્ત–સમર્થ દિગ્ગજ પંડિતોને આમંત્ર્યા. તેમાં વ્યાસપીઠે-અગ્રસ્થાને ઇન્દ્રભૂતિ ગૌતમ હતા. યજ્ઞ આરંભાઈ ચુકયો હતો ને માણસ તો જાણે સમાતું ન હતું.

એ અવસરે સમીપના મહાસેન ઉદ્યાનમાં પરમ દયાળુ શ્રી મહાવીરસ્વામી ભગવંત પધાર્યા. દેવોએ સમવસરણ રચ્યું. પ્રભુજી દેશના દેવા બિરાજ્યા. દિશાઓમાંથી માણસો અને આકાશમાંથી દેવો દોડતા આવવા લાગ્યા. અગણિત દેવોના સમૂહને ગગનમંડલથી ઉતરતા જોઈ આનંદમાં આવી ગયેલા ઇન્દ્રભૂતિ વિચારે છે કે હું પવિત્ર, મારા ઉચ્ચાર સ્વચ્છ અને વિધિ–વિધાન પણ શુદ્ધ! પછી તો દેવો આવે જ ને! હવે તો મારો....પણ અરે? આ શું? આ દેવો અહીં યજ્ઞમંડપમાં આવ્યા વિના જ આમ કયાં ફંટાયા?' તેઓ મંડપમાંથી બહાર આવી સામેથી આવતા મનુષ્યોને પૂછવા લાગ્યા તમે બધા કયાં જઇ આવ્યા?' તેમણે કહ્યું 'અમે શ્રી સર્વજ્ઞ પરમાત્માને વંદન કરી આવ્યા. તેમની અમૃત વાણીની શી વાત? જુઓને હજી મનુષ્યો ને દેવો તો ત્યાં આનંદનો મહાસાગર માણી રહ્યા છે.'

આ સાંભળતાં જ ઇન્દ્રભૂતિ ગૌતમ ચમકયા!' બરાબર આ મહાયજ્ઞના અવસરે? મને બધા સર્વજ્ઞ કહી વખાણે છે ત્યારે મારી ઉપસ્થિતિમાં, મારી જ સામે! એ પોતાને સર્વજ્ઞ કહે છે અને આ ટોળા ને ટોળા માની પણ લે છે એની વાતને! મહાઆશ્ચર્ય! કોઇ ઇન્દ્રજાલિક લાગે છે.

આ મહાધૂર્તે માણસોને જ ઠગ્યા નથી. દેવોને પણ છેતર્યાં છે! સંસાર જાણે છે કે સર્વજ્ઞ ઇન્દ્રભૂતિ ગૌતમ અહીં અધિનાયક છે. છતાં આ માણસો ને દેવો ત્યાં ચાલ્યા! ગયા ને ભરમાઇ પણ ગયા! તેને પરાજિત અને નિસ્તેજ કરી નસાડ્યા સિવાય કોઈ માર્ગ કે ઉપચાર નથી. તેના મિથ્યા આડંબરનો પડદો ઉચકવો જ રહ્યો. મને એણે જોયો નથી. વિના વિલંબે મારે હમણાં જ ત્યાં પહોંચવું જોઇએ અને તેના સર્વજ્ઞપણાના આડંબરના ચૂરેચૂરા કરી નાખવા જોઇએ.'

ઇત્યાદિ વિચારીને પોતાના પાંચસો શિષ્યો સાથે લઇ ગૌતમ સમવસરણ તરફ ચાલ્યા. માર્ગમાં તેમની બિરૂદાવલીને શિષ્યો જોરશોરથી બોલતા હતા. એમ કરતાં તેઓ સમવસરણ સુધી આવી પહોંચ્યા અને અશોકવૃક્ષ નીચે મણિમય સિંહાસને બીરાજેલા પ્રભુને જોઇ આભા જ બની ગયા. 'અતિશય સ્વરૂપવાન અને તેજના ભંડાર જેવા આમની પાસે બોલાશે શી રીતે? કેવા અદ્‌ભુત ને અનુપમ છે આ?' એવામાં પ્રભુ જ બોલ્યા 'ઓ ઇન્દ્રભૂતિ ગૌતમ! તું ભલે આવ્યો, કુશળ છે ને?'

આ સાંભળી તે વિચારે છે કે 'આ તો મારૂં નામ અને ગોત્ર બધું જાણે છે.

પણ હા, મને તો બધા જાણે જ ને ? એ આમ મીઠું બોલી મને ભરમાવા માંગે તો હું કાંઇ છેતરાઇ નહી જાઉં. આ ખરેખર બધું જ જાણનારા સર્વજ્ઞ હોય તો મારી શંકા અને મનની વાત કહે.' ત્યાં તો જળધર જેવા ગંભીર નાદે ભગવાને કહ્યું 'હે ગૌતમ ! તને જીવ બાબત સંશય છે. તે ઉચિત નથી. પ્રત્યક્ષ દેખાતો નથી તેથી તેનો સહેલાઇથી તને અભાવ પણ જણાય છે. ઘડો, કાપડ, લાકડું આદિની જેમ જીવ દેખાતો ન હોઇ તું એમ ધારે છે કે સસલાના સિંગડાની જેમ જીવ નથી. એમ પ્રત્યક્ષ પ્રમાણથી જીવ સિદ્ધ (સાબીત) ન થવાથી તું એમ માને છે, જે યોગ્ય નથી. તેવી જ રીતે અનુમાન પ્રમાણથી પણ જીવની સિદ્ધિ ન થઈ શકી. કારણ કે પ્રત્યક્ષ થયા વિના અનુમાન પણ થતું નથી. જેમ રસોડામાં અગ્નિમાંથી નિકળતો ધૂમાડો નજરે જોયો હોય તો જ બીજીવાર ક્યાંક ધૂમાડો જોઈ અગ્નિનું અનુમાન કરી શકાય કે અહીં ધૂમાડો છે માટે અગ્નિ હોવો જોઇએ. કેમકે જ્યાં જ્યાં ધૂમ હોય ત્યાં ત્યાં અવશ્ય અગ્નિ પણ હોય.

આમ અનુમાન પ્રમાણથી આત્મા તારાથી પ્રમાણિત ન થઇ શક્યો. કેમકે એવો કોઈ હેતુ તને મળ્યો જ નહી. તને એમ પણ લાગ્યું કે આગમ પ્રમાણથી પણ આત્માની સિદ્ધિ થતી નથી. કારણ કે બધાં જ ધર્મમાં ભિન્નભિન્ન મત અને પરસ્પર વિરુદ્ધ આગમશાસ્ત્ર હોય છે. એક કાંઇ કહે તો બીજું કાંઈ જુદું જ. નાસ્તિકો તો આ લોકની વૈષયિક સાધનામાં પડ્યા છે.

(પોતાની નવોઢા નારી ધર્મવતી ને સદાચારિણી હોઇ લંપટતા ન સંતોષાતી જોઈ તે વિષયાભિલાષીએ પત્નીના પારલૌકિક વિશ્વાસનો નાશ કરવા તેને ઘણી રાત સમજાવી પણ તે ન માની. તે કહેતો 'ભોળી રે ભોળી ? તને કોણે ભોળવી ?' આ ધર્માચાર્યો અને તેમણે બનાવેલા ધર્મગ્રંથોથી શ્રદ્ધાળુ સરળતાથી છેતરાય છે. આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ તો કરવો જોઈએ ને ?' ત્યારે તે ઉત્તર આપતાં કહેતી 'માણસ અને જાનવરમાં મોટો ફરક છે.'

'મોંઘો માણસનો અવતાર ખાવા ને ખેલવામાં ખોઇ નાખીયે તો આપણી ગતિ કઇ થાય ? લાજ, મર્યાદા ને સંયમ તો પાયાની વાત છે. આખી દુનિયા કાંઇ ને કાંઇ પરલોકનું સાધન કરે છે ત્યારે તમને એકલી ભોગની લાલસા.......પતિ બોલ્યો 'જો, અબુઝ. આપણને એક વસ્તુ મળી અને તે ઉપયોગમાં ન લેવી-જતી કરવી એમ તું કહે છે ? અરે, તેના જેવી હતભાગી કોઈ વ્યક્તિ નથી. અને આખી દુનિયા જે કરે તે આપણે ઘેટાની જેમ શા માટે કરવું ? જો હું તને લોકોની બુદ્ધિના દર્શન કરાવું' એમ કહી તેણે એક લાકડાનો બનાવેલો વરુનો પંજો બતાવી રાત્રે કહ્યું 'ચાલ નદીએ.' અને તેણે નદી કાંઠાની બારીક રેતીમાં વરુના પગલા પાડ્યા. સવારે તો શોર-બકોર મચી ગયો. લોકો કહે 'રાત્રે વરુ આવ્યું હતું. હવે ચેતતા રહેજો. ઢોરોને સાચવજો ને વાડામાં સુરક્ષિત રાખજો. આ વરુ વળી ગયું તો કદિનાશ ઉભી થશે.' એમાં

વળી એકે ગપ મારી કે મારૂં વાછડું વરુ ઉપાડી ગયું.' ત્યારે પેલા લંપટે પત્નીને કહ્યું 'જો બધા શું કહે છે. તારી સામે મેં વરુના બનાવટી પગલાં પાડ્યા હતા છતાં વરુ આવ્યું ને પેલાનું વાછરડું ય લઇ ગયું! બોલ, છે ને પોલંપોલ? બસ આમજ ધર્મશાસ્ત્રોના ગોટાળા ઉભા કરી ધર્માચાર્યો મુગ્ધજનોને ભ્રમમાં નાખી પોતે આનંદ માણે છે. આંખે દેખાય તે ન સાચું માનવું ને નહી દેખાતાને લેવા દોડવું એ કેવું ડહાપણ? માટે જ્યાં સુધી યુવાવસ્થા છે ત્યાં સુધી આપણે પણ જીવન માણી લઇએ. તે વિના ક્યાંય કશો સાર નથી ને તેની વહુ તો આભી બની જોતી રહી. આમ લાલસાની સીમા–રેખાનો નાશ થતાં માણસો આવી કુયુક્તિ ઉપજાવે છે)

વેદાંતવાદી કહે છે શરીરવાળા જીવને પ્રિય કે અપ્રિયનાં નાશ (અભાવ) નથી શરીર વિનાના આત્માને પ્રિય-અપ્રિય–સુખ–દુઃખ સ્પર્શ કરી શકતા નથી.

ત્યારે કપીલમતાનુયાયી કહે છે કે 'જીવાત્મા છે, પણ તે કર્તા નથી, સત્ત્વાદિ ગુણોથી રહિત, સુખાદિનો ભોક્તા અને ચિદ્રૂપ-જ્ઞાનરૂપ છે.

અર્થાત્ પ્રભુએ ઇન્દ્રભૂતિને કહ્યું કે આગમો આપસમાં વિરોધી હોઇ આગમ પ્રમાણથી પણ આત્માની સિદ્ધિ થવી તને સંભવ ન લાગી. ઉપમા પ્રમાણમાં સરખાપણાનો બોધ કામ કરે છે, જેમકે લાડવા જેવું કોઠાનું ફળ હોય છે. જેણે લાડવો જ ન જોયો તે કોઠાને કેવી રીતે શોધી લાવે? તેમ આત્મા નિરુપમ હોઇ-તેના જેવું બીજું કાંઇ જ ન હોય. ઉપમા પ્રમાણથી પણ આત્માની સિદ્ધિ ન થઇ શકવાથી તું આત્માના સંદેહમાં પડ્યો પણ તારૂં વિચારવું અવાસ્તવિક છે.' ઇંદ્રભૂતિ ગૌતમના સંશયનો નાશ કરવા ને તેને સાચો બોધ થાય માટે ભગવંતે કહ્યું 'હે આયુષ્માન્! ઇંદ્રિયથી ન જાણી શકાય તેવા તારા મનોગત સંશયને હું જાણું છું, ને પ્રત્યક્ષ જાણું છું, તેમ હું સમસ્ત આત્માઓને પણ જાણું છું-જોઉં છું. તેવી જ રીતે તારી જાત માટે 'હું છું' ને એવો બોધ તો તને પણ છે જ. તેથી આત્મા તને પણ પ્રત્યક્ષ તો છે જ. તું પણ તારા આત્માને જોનાર થયો જ. 'હું છું' હું જાઉં છું કે અમુક કરું છું. તેમાં હું કોણ? આત્મા જ ને? છતાં આત્મા નથી એમ કહી તું 'મારી મા વાંઝણી છે.' એમ બોલતા દિકરાના વાક્યની જેમ તારા પોતાના વાક્યોમાં જ તું દોષ ઉભો કરે છે. પરલોકના હિતાર્થે તું યજ્ઞ કરાવે છે, ને આત્મતત્ત્વમાં જ સંદેહ છે? સ્વસંવેદનથી ને સ્વાનુભૂતિથી આત્માની સ્વતઃ સિદ્ધિ છે જ. પાછલી બાબતોનું સ્મરણ, ક્યાંય જવા કે કાંઇ કરવાની ઇચ્છા, સંશય આદિ જ્ઞાન વિશેષ આ બધું કોને થાય છે? આ બધા આત્માનાં જ ગુણો છે. જો કાર્યો કરાય છે તો તેનો કોઇ કર્તા છે જ. જ્યારે સ્વયંમાં આત્મા પ્રત્યક્ષ છે તો બીજામાં સિદ્ધ કરવાની શી આવશ્યકતા? માટે હે ગૌતમ! તારે આત્માને પ્રત્યક્ષ માનવો જ રહ્યો.

અનુમાનપ્રમાણથી પણ આત્માની સિદ્ધિ થાય છે. જેમ ઘર જોઇને અનુમાન થાય છે કે આમાં કોઈ રહેનાર હશે જ. તેમ આ શરીરનો પણ સ્વામી હોવો જ

જોઈએ, જો શરીર આદિ ભોગ્ય છે તો તેનો ભોક્તા અવશ્ય હોય જ. આ શરીર–ઇન્દ્રિયનો અધિષ્ઠાતા તથા ભોક્તા આત્મા છે. ગધેડાના સિંગની જેમ જેનો કોઈ ભોક્તા ન હોય તો તે ભોગ્ય પણ નહી હોય. તને જીવ બાબતમાં સંશય હોવાથી તારામાં આત્માનું અસ્તિત્વ સિદ્ધ થઈ ચુકયું. કેમકે આ સંશય કોને થયો ? જ્યાં સંશય થાય ત્યાં તો સંશયનો પદાર્થ પણ હોય જ. જેમ કોઈએ દૂરથી વૃક્ષનું ઠુંઠું કે માણસ પૂર્વે જોયેલાં હોઈ ફરી જ્યારે એવું જ કાંઈક જોવે તો તે તેમાં ઠુંઠા અને મનુષ્યના લક્ષણો જોવે છે કે આ ઠુંઠું છે કે માણસ ? પછી અન્વય વ્યતિરેકે વિચારે છે કે 'પક્ષી આવીને બેસે છે. માટે તે ઠુંઠું છે અથવા હાથ–પગ આદિ અવયવોના હલન–ચલનથી માણસ છે, એમ ધારણાવાળો થાય છે. એમ આત્મા અને શરીર આ બેના અસ્તિત્વમાં સંદેહ થઈ શકે પણ બંનેમાંથી એકના અભાવમાં સંદેહ થઈ શકે નહી. બેમાંથી એકનો નિશ્ચય થતાં સંદેહ ચાલ્યો જાય છે. આમ અનુમાન પ્રમાણથી પણ આત્માનું અસ્તિત્વ નિશ્ચિત થાય છે.

તેમજ હે ગૌતમ ! સર્વ આગમો–ધર્મશાસ્ત્રો પરસ્પર વિરુદ્ધ હોવાથી કયા પ્રમાણભૂત માનવા અને કયા ન માનવા એમ તું સંદિગ્ધ થાય છે તે પણ અનુપયુક્ત છે. કારણ બધા જ ધર્મગ્રંથો આત્માના અસ્તિત્વને તો એકી અવાજે સ્વીકારે છે જ.

શબ્દપ્રમાણવાળા (વૈયાકરણી) શાબ્દિક કહે છે કે 'જે વ્યુત્પત્તિવાળું સાર્થક એકજ પદ હોય તો તે પદાર્થ હોય જ. જેમકે તપતિ ઇતિ તપનઃ એટલે કે તપાવે તે તપન કહેવાય. આ વ્યુત્પત્તિના આધારે તપન શબ્દથી સૂર્ય જેવો પદાર્થ સિદ્ધ થયો. જો વ્યુત્પત્તિ વગરનો શબ્દ હોય તો તે પદાર્થ ન હોઈ શકે જેમ ડીત્થ-ડવિત્થ આદિ. તેમજ એક પદ ન હોઈ બે પદ ભેગા થયાં હોય તો પણ તે પદાર્થ હોય જ એવો નિયમ નથી. જેમ કે આકાશનું ફુલ. વંધ્યાનો પુત્ર વગેરેમાં બે પદ છે તે વસ્તુ ન હોઈ શકે પણ આત્મા તો એક જ પદ છે તેવી જ રીતે અતતિ ઇતિ આત્મા જે સતત ગતિ પામે-જ્ઞાન પામે તે આત્મા. આમ વ્યુત્પત્તિથી–શબ્દપ્રમાણથી પણ આત્માની સ્પષ્ટ સિદ્ધિ થાય છે. કહ્યું પણ છે કે :—

परमानन्दसम्पन्नं, निर्विकारं निरामयम् ।
ध्यानहीना न पश्यन्ति निजदेहे व्यवस्थितम् ॥

પરમ આનંદમય, વિકાર રહિત, સંપૂર્ણ સ્વસ્થ આવો આત્મા પોતાના જ શરીરમાં હોવા છતાં તેને ધ્યાનહીન જીવો જોઈ શકતા નથી. ઉત્તમ આત્માઓ આત્મચિંતાના ચિંતક, મધ્યમ જીવો મોહ ચિંતાવાળા, અધમો કામચિંતામાં મુંઝાયેલા અને અધમાધમ આત્માઓ પરચિંતામાં ડૂબેલા હોય છે. કમલિનીથી જેમ પાણી સદા ન્યારું રહે છે તેમ શરીરથી આત્મા નિરાળો રહે છે.

માટે હે ગૌતમ ! સર્વ આગમસંમત એવા જીવનો જેઓ અભાવ કહે-માને છે તે બધા મિથ્યાત્વવાદી છે. આ સંસાર અનંત આત્માઓથી ભરેલો છે.

વળી આત્મા જેવો કોઇ પદાર્થ નથી, તેથી ઉપમાન પ્રમાણથી આત્માની સિદ્ધિ થતી નથી એમ જે તું માને છે તે પણ અયોગ્ય છે. કેમકે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય તથા આકાશાસ્તિકાય એ ત્રણે પદાર્થો એક જીવના પ્રદેશ જેટલા જ પ્રદેશવાળા છે. માટે એની ઉપમા આપી શકાય તેમ છે. (આ વિષયનો વિસ્તાર શ્રી હારિભદ્રીય ષડ્દર્શન બૃહદ્‌વૃત્તિમાં છે) હે ગૌતમ! જેવો તારો આત્મા છે તેવો જ આત્મા બધા જ પ્રાણીઓમાં છે. હર્ષ શોક, સંતાપ, પીડા, સંયોગ, વિયોગ, સુખ અને દુઃખ આદિનું જેમ તને જ્ઞાન–ભાન થાય છે તેમ તે અન્ય પ્રાણીઓને પણ થાય છે. માટે બધા પ્રાણીઓ ચેતનવંતા હોઈ તેમનામાં પણ આત્મા છે જ. તથા અત્યારે કુંથુવાનો જીવ મૃત્યુ પામીને હાથીનો અને ઇંદ્રનો જીવ થઇને તિર્યંચનો અવતાર પણ પામે છે. તેથી અચિંત્ય સામર્થ્યનો ધણી અરૂપી, કર્માદિનો કર્તા, કર્માદિનો ભોક્તા જ્ઞાતા અને કર્મથી ભિન્ન અને અભિન્ન સ્વરૂપવાળો આપણો આત્મા છે.

અને વિજ્ઞાનઘન આદિ વેદવાક્યનો આવો અર્થ તું કરે છે: વિજ્ઞાનના સમૂહરૂપ આત્મા આ પૃથ્વી આદિ પંચમહાભૂતોમાંથી ઉત્પન્ન થઇ તેમાં જ (પાણીમાં પરપોટાની જેમ) લય પામે છે. માટે પરલોકની સંજ્ઞા (અસ્તિત્વ) નથી પણ હે ગૌતમ! એનો અર્થ આ પ્રમાણે છે. 'વિજ્ઞાન એટલે વિશિષ્ટ જ્ઞાન (જ્ઞાન કે દર્શન) નો ઉપયોગ. તેનાથી ઘન એટલે દઢીભૂત જીવનો વિચાર. તે (વિચાર-ઉપયોગ) આ જ્ઞેયભાવે પરિણમેલા ભૂતો (પૃથ્વી આદિ) કે તેના વિકારો (ઘડા આદિ)માંથી ઉત્પન્ન થઇ (ઘટાદિ જ્ઞાનના ઉપયોગપણે ઉપજીને) પાછો તેમાં જ લય પામે છે. એટલે પૃથ્વીનો ઉપયોગ તેમાં જ નાશ પામી બીજા પદાર્થોમાં ઉપયુક્ત થાય છે. તેથી પૂર્વનો ઉપયોગ રહેતો નથી. જેમાંથી ઉપયોગ ઉદ્‌ભવ્યો તે બીજો ઉપયોગ આવતાં તેમાં જ લય પામ્યો.'

અહીં કોઈને એવી શંકા થાય છે કે એક આત્મામાં ત્રણ સ્વભાવ હોઇ શકે? તેના ઉત્તરમાં ગ્રંથકાર કહે છે કે પૂર્વના ઉપયોગનો નાશ થતાં તે આત્મા પણ નાશ પામ્યો કહેવાય. તેથી આત્મા વિનાશી થયો. બીજા પદાર્થના જ્ઞાનોપયોગથી આત્મા ઉત્પન્ન થયો કહેવાય અને અનાદિકાલીન સામાન્ય જ્ઞાનોપયોગની સંતતિથી આત્મા અવિનાશી છે. (આમ સંસારના સમસ્ત પદાર્થો ત્રણ સ્વભાવી માટે જાણવું) બીજી વસ્તુનો ઉપયોગ ઉત્પન્ન થતાં પૂર્વનો ઉપયોગ નાશ પામે છે (એટલે ઉપયોગ તેમાંજ નાશ પામે છે; જીવ નહી) માટે ગૌતમ! શાંતિથી વિચાર કરીશ તો જણાશે કે અમે કહ્યો તે અર્થ યથાર્થ છે.'

વિશ્વજંતુને પ્રતિબોધ દેવામાં સુકુશળ પ્રભુની વાણી સાંભળી શ્રી ગૌતમસ્વામી બોધ પામ્યા ને પચાસ વર્ષની વયે પાંચસો શિષ્યો સાથે ભાગવતી દીક્ષા લીધી અને પ્રભુજીના પ્રથમ પટધર ગણધર થયા.

સુવર્ણ વાન, સાત હાથ પ્રમાણ શરીર, અનેક લબ્ધિથી સમૃદ્ધ, શુદ્ધ ચારિત્રના પરિપાલનથી મનઃપર્યવ જ્ઞાન પામેલા, ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પામેલા જીવન પર્યંત

છટ્ઠના પારણે છટ્ઠનો તપ કરનારા સકલ વિષયના વિકારો અને કષાયોના વિજેતા શ્રી ઇંદ્રભૂતિ ગૌતમ ગણધર મહારાજા નિરંતર ત્રીસ વર્ષ સુધી પરમાત્મા મહાવીરદેવની સતત સેવા કરનાર ગૌતમ સ્વામી તરીકે વિશ્વમાં વિખ્યાત થયા. શ્રી ગૌતમસ્વામીને ભગવંત ઉપર અપાર રાગ ને અસીમ સ્નેહ હતો.

પરમાત્મા શ્રી મહાવીરદેવે પોતાનો નિર્વાણ સમય જાણી શ્રી ગૌતમસ્વામીને પાસેના ગામમાં કોઇ દેવશર્મા નામક બ્રાહ્મણને પ્રતિબોધ આપવાના મિષે મોકલ્યા. જેથી ભગવંતના નિર્વાણજન્ય વિરહને સહી શકે અને સ્નેહની સાંકળ તૂટે.

આ તરફ ભગવંતે એકધારી સોળ પ્રહર દેશના આપી અને નિર્વાણ પામ્યા. શ્રી ગૌતમસ્વામી દેવશર્માને પ્રતિબોધી પાછા વળતા હતા, ત્યાં માર્ગમાં ઉદાસ મુખવાળા દેવો અને મનુષ્યો પાસેથી તેઓ પ્રભુજીના નિર્વાણના સમાચાર જાણી જાણે માથે વજ્ર પડયું હોય તેમ બેબાકળા ને વિમૂઢ થઇ ગયા. ક્ષણ વાર તો જાણે ચેતના જ ચાલી ગઇ. પરિસ્થિતિને બદલી શકાય એવું હતું જ નહી ને તેઓ મહાશોકમાં ડૂબી ગયા. બાળકની જેમ હિબકાં ખાતાં તેઓ વિચારવા લાગ્યા કે 'અહો દયાના સમુદ્ર ભગવંતે આ શું કર્યું. જીવન પર્યંત હું પડછાયાની જેમ સાથે રહ્યો ને અંતસમયે મને છેટો મોકલ્યો ? મને અહીં મૂકી તમે ચાલ્યા ગયા ? હું સાથે આવત તો આપને કષ્ટ ન આપત ને મોક્ષમાં કાંઇ સંકડાશ ન થાત. મને નહોતો લઇ જવો તો દૂર પણ નહોતો કરવો. હું કાંઇ આપને પકડીને મુક્તિએ ન જવા દેત ? ઓ કરુણાના સિંધુ ! સકલ ગુણ ભંડાર ! ઓ ત્રિભુવન દિવાકર ! હવે હું કોને પૂછીશ ? ને મને ગૌતમ–ગૌતમ કહી કોણ બોલાવશે ને કોણ ઉત્તર આપશે ?' અને તેઓ મહાવીર ! કરતાં રડી પડ્યા. તેમનું ગળું સૂકાવા લાગ્યું ને વીર વીરનું રટણ કરતાં હિબકાં ભરવા લાગ્યા ને છેવટે વી.......વી નો ઉચ્ચાર કરતાં તેઓ બીજબુદ્ધિના ધણી અને દ્વાદશાંગીના ધારક હોઇ એક જ શબ્દથી સર્વ શાસ્ત્ર અને તેના અર્થને ધારણ કરવાની મહાપ્રજ્ઞાવાળા શ્રી ગૌતમસ્વામી માત્ર વી અક્ષરની સાથે જ તેવા 'વી' થી વિશિષ્ઠ શબ્દો સ્મૃતિ પટ પર આવી ગયા. વીતરાગ, વિશુદ્ધ, વિષય ત્યાગી, વિજ્ઞાનમય, વિકારજેતા, વીતદ્વેષી, વિશિષ્ઠ–શ્રેષ્ઠ, વિશ્વપતિ, વિગતમોહી ઇત્યાદિ શબ્દોમાં વીતરાગ શબ્દનું ઊંડાણથી અવગાહન કરતાં, અર્થ ચિંતવતાં–પોતાની એકાકી અવસ્થા ભાવતાં તેમને સર્વથા મોહનો ક્ષય થતાં તરત ત્યાં જ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. આનંદઘેલા દેવોએ તરત સુવર્ણકમળ રચી તેમને બિરાજમાન કર્યા ધર્મદેશના સાંભળી સહુ કૃતાર્થ થયા. શ્રી ગૌતમસ્વામીજી બાર વર્ષ સુધી અનેક ભવ્યાત્માઓને પ્રતિબોધ આપી સાદિ–અનંત સ્થિતિવાળા મોક્ષસુખને પામ્યા. સર્વ સંક્લેશથી મુક્ત થયા. વિમલ કેવળજ્ઞાનથી ઉજ્જવલ, ગૌતમસ્વામી નામના જે પ્રથમ ગણધર ભગવંત કે જેઓએ શ્રી મહાવીર પરમાત્મા પાસેથી આત્માના અસ્તિત્વનો નિશ્ચય કરી બોધ મેળવ્યો, તેમને હું મનોહર સ્તુતિથી સ્તવું છું.

## ૫૬. ત્રીજું–ચોથું સ્થાનક.

કુંભાર ચક્ર, દંડ અને માટીના પિંડ આદિ કારણોથી જેમ ઘટરૂપકાર્ય (ઘડા) નો કર્તા છે. તેમ આ આત્મા પણ પાંચ પ્રકારના મિથ્યાત્વ, પચ્ચીસ ભેદવાળા કષાયો અવિરતિ, પ્રમાદ અને મન–વચન–કાયાના યોગરૂપ કર્મબંધના હેતુઓદ્વારા શુભ–અશુભ કર્મ કરે છે. બાંધે છે, માટે આ જીવ જ **કર્મનો કર્તા છે.** એવી પ્રતીતિ એ સમ્યક્ત્વનું ત્રીજું સ્થાનક.

અને પોતે કરેલા કર્મોના પરિપાક (ફળ) ને પોતે જ ભોગવવાં પડે છે. કેમકે નહિ બાંધેલા કર્મોનો ભોગવટો કદી પણ હોતો નથી. અર્થાત્ જેમ જીવ કર્મનો કર્તા છે, તેમ પોતે જ **તેનો ભોક્તા** પણ છે એ સમ્યક્ત્વનું ચોથું સ્થાનક.

### કર્મવાદ ઉપર અગ્નિભૂતિનો પ્રબંધ

મગધદેશના ગુબ્બર ગામના વિખ્યાત શ્રી ઇંદ્રભૂતિ ગૌતમના નાનાભાઈ અગ્નિભૂતિ પણ વિચક્ષણ બુદ્ધિ, ગાઢ પરાક્રમી અને ચઉદ વિદ્યાના પારગામી હતા. તેઓ પણ સોમલભટ્ટના મહાયજ્ઞમાં પોતાના પાંચસો શિષ્યો સાથે આવ્યા હતા.

યજ્ઞની વેદીપર તેઓ ક્રિયા કરાવતા હતા. ને ચારે તરફ વેદની ઋચાઓ મધુરસ્વરે બોલાતી અને આહૂતિ અપાતી હતી. ત્યાં તેણે સાંભળ્યું કે ‘તેમના મોટાભાઈ ઇંદ્રભૂતિ, કોઈ મહાવીર નામના સર્વજ્ઞપાસે વાદ–વિવાદમાં હારી ગયા ને તેમના દીક્ષિત શિષ્ય થઈ ત્યાં જ રહી ગયા છે. આ સાંભળી કદી નહી અનુભવેલો આંચકો ને અચંબો તેમને થયો. ત્રણે લોકના પંડિતો ભેગા થઇને પણ જેને ન જીતી શકે એવા મારા અજેય ભાઇને કોઇ ઇંદ્રજાલિકે કપટ કરીને છેતર્યા લાગે છે. સંસારના ગુરુજેવા ગૌતમને તેણે ભરમાવી નાખ્યા. પણ કશો વાંધો નહી. હું ભાઇ જેટલો ભોળો નથી. એ ગૌતમ સર્વજ્ઞ છતાં ભોળા છે. પણ એ વાદીને મારી શક્તિનો પરિચય નથી. તેણે હુંફાળી ગુફામાં સૂનેલા સિંહને જગાડયો છે. ભાઈ! તું મુઝાઈશ નહી. હું આ આવ્યો એ વાદીનો પરાજય કરી તને પાછો લાવું છું.’ આ નવા પંડિત, એમ મારા ભાઈને તું લઇ જઇ શકશે એમ ?’ અને હુંકારની ગર્જના કરી અગ્નિભૂતિ ઉઠયા ને સાથે તેમના પાંચસો શિષ્યો પણ ઉભા થઇ ગયા.

અભિમાનથી અગ્નિભૂતિની છાતી ફૂલી ગઈ હતી ને ગાત્રોમાં લોહી ખળભળતું હતું. અદ્‌ભુત છટાથી તેઓ જતા ને તેમને પાંચસો શિષ્યો જયજયકાર પૂર્વક અનુસરતા હતા. થોડી જ વારમાં સહુ સમવસરણનાં ભવ્યદ્વાર આગળ આવી ઉભા. સર્વજ્ઞશ્રી મહાવીરદેવે તેમને ઇન્દ્રભૂતિની જેમ નામ–ગોત્રના સંબોધન પૂર્વક બોલાવ્યા. દિવ્ય ને મધુરી વાણી. ધર્મનું મૂર્તિમંત સ્વરૂપ જાણે સિંહાસન ઉપર બિરાજ્યું છે. અગ્નિભૂતિએ વિચાર્યું ‘આમણે કોઇ પાસેથી મ.રી જાણ મેળવી મને બોલાવ્યો. વાણી ને

દર્શન બધું અદ્ભુત. ભાઈ આમાં જ ભોળવાઈ ગયો. પણ હું નહિ ભોળવાઉં, જો સર્વજ્ઞ હોય તો મારા મનની વાતનો સંશય કહી બતાવે. ત્યાં તો અંતર્યામી ભગવાને કહ્યું" હે અગ્નિભૂતિ ગૌતમ ! તને કર્મના વિષયમાં શંકા છે. જે ઉચિત નથી. તે શંકા પુરુષ એવેદં સર્વં...ઈત્યાદિ વેદપદોથી ઉદ્ભવી છે. એનો અર્થ તું આમ કરે છે.' પુરુષ એટલે આત્મા, એટલે માત્ર આત્મા જ છે, પણ કર્માદિ નથી. આ બધું પ્રત્યક્ષ દેખાતું ચેતન અચેતન-સ્વરૂપ વિશ્વ, જે વર્તમાનમાં વિદ્યમાન છે અને ભવિષ્યમાં થનાર છે તે, જે મુક્તિ અને સંસારનો જે સ્વામી છે તે, જે આહારથી વૃદ્ધિ પામે છે, જે મનુષ્ય પશુ આદિ ચર (ચાલે છે તે) અને મેરુપર્વત આદિ અચર છે તે, જે દુર છે અને જે પાસે છે તે બધું પુરુષ એટલે આત્મા જ છે. આ સચેતન-અચેતનની અંદર તેમજ બહાર માત્ર આત્મા છે ને તે સિવાય કશું જ નથી.

આવી રીતે હે અગ્નિભૂતિ ! તું આત્માની સિદ્ધિ અને કર્મનો અભાવ સિદ્ધ કરે છે. જે યોગ્ય નથી. કારણ કે વેદ મંત્રોના મર્મને તારે જાણવો જોઈએ. વેદમંત્ર ત્રણ પ્રકારે હોય છે. કેટલાંક વિધિવાદ, કેટલાંક અનુવાદ પ્રતિપાદક હોય છે. 'સ્વર્ગકામીએ અગ્નિહોત્ર (યજ્ઞ) કરવો.' આ વિધિ વાક્ય છે. અર્થવાદના સ્તુતિઅર્થક અને નિંદા-અર્થક એમ બે પ્રકારના વાક્યો હોય છે. તેમા ' પુરુષ એવેદં" આદિ વાક્ય આત્માની સ્તુતિવાળા છે. તેમજ હિંસાદિ કાર્યો દુર્ગતિના કારણ હોઇ તે ન કરવા પ્રતિપાદન કરતાં વાક્યો નિંદાર્થક કહેવાય. એટલે જે વાક્યોથી તું કર્મનો અભાવ સિદ્ધ કરે છે, તે પદો આત્માની સ્તુતિ માટેના છે. તેથી આત્માનો ગુણાનુવાદ બતાવ્યો પણ કર્મનો અભાવ જણાવ્યો નથી. તથા દ્વાદશમાસાઃ સંવત્સરો, અગ્નિઃ ઉષ્ણઃ; હિમસ્ય ભેષજં એટલે બાર મહિનાનું વર્ષ. અગ્નિ ઉષ્ણ અને હિમનું ઔષધ છે. ઇત્યાદિ વાક્યો અનુવાદાર્થક છે. પુરુષ એવેદં આદિ વાક્યોથી આત્મા-પરમાત્માની સ્તુતિ કરી છે. જેમ કોઈ પોતાના ઉપકારી માટે કહે કે ' મારે તો જે છે તે આ છે.' આથી કાંઇ બીજાના અસ્તિત્વનો નિષેધ થતો નથી, તેમ અહીં કર્મનો પણ નિષેધ થતો નથી. કદાચ કોઇને એમ લાગે કે ' આવાં પદો લખવાની શી આવશ્યકતા હતી ? તો જાણવું જોઈએ કે, અદ્વૈતવાદના સિદ્ધાંતથી માણસના જાતિ-કુળ આદિ મદ-અભિમાનને નાથવા એમ જણાવ્યું છે. એટલે કે જ્યાં જુઓ ત્યાં આત્મા જ છે. માટે અભિમાન ન કર. (આત્મા કેવી કેવી યોનિમાં ઉત્પન્ન થાય છે તે આંખે દેખાય છે)

હે અગ્નિભૂતિ ! જગતના સર્વ પ્રાણી આત્મદ્રવ્યથી સરખા જ છે. છતાં તેઓમાં કોઈ દેવ, મનુષ્ય, તિર્યંચ કે નારકી, રાજા અને રંકપણે જીવે છે. આ પ્રત્યક્ષ જણાતી વિચિત્રતા સહેતુક છે તેનું કારણ કર્મ જ છે. જો તેમ ન હોય તો સહુમાં સમાન વિચિત્રતા કે અભાવ દેખાય. પણ તેમ નથી. કારણ વિના કાર્ય સંભવિત નથી. આત્માના ઇષ્ટ-અનિષ્ટ સુખ-દુઃખનું કારણ કર્મ જ છે. અન્ય હેતુની અપેક્ષા ન હોય તો નિત્ય સત્ત્વ કે અસત્ત્વ હોય નિત્ય સદ્ભાવ કે અભાવ હોય. કર્મ જ વિચિ-

ત્રતાનો હેતુ છે. પૌરાણિકો પણ કહે છે કે 'પૂર્વે કરેલ કર્મોનું ફળ નિધાનની જેમ આવીને ઉભુ રહે છે. અને તેને પ્રતિપાદન કરનારી મતિ જાણે હાથમાં દીવો લઈ આવી હોય તેવી પ્રવૃત્તિ કરે છે. અર્થાત્ જેમ કર્મ ચલાવે તેમ જીવ ચાલવા લાગે છે. આ કર્મને જ લોકોએ ભિન્ન ભિન્ન સંજ્ઞા આપતાં કર્મ, દૈવ, અદષ્ટ, ભાગ્ય આદિ નામ આપેલા છે, કહ્યું છે કે,

यत् तत् पुराकृतं कर्म न स्मरंतीह मानवाः ।
तदिदं पांडवश्रेष्ठ ! दैवमित्यभिधीयते ॥

અર્થાત્:-હે યુધિષ્ઠિર ! પૂર્વે પોતેજ કરેલાં જે તે (શુભાશુભ) કર્મને માણસો ભૂલી જાય છે. (તે ફળતાં) તેને જ લોકો દૈવ-ભાગ્ય કહે છે.

વળી હે અગ્નિભૂતિ ! તારે સમજવું જોઈએ કે તે કર્મો રૂપી છે. તે અરૂપી હોય તો જેમ આકાશ આત્માના સુખ-દુઃખનું કારણ નથી તેમ તે પણ ન હોઈ શકે. આ કર્મોનો આત્મા સાથે અનાદિનો સંબંધ છે. જો તેમ ન હોય તો સિદ્ધાત્માઓને પણ કર્મબંધ થાય, પણ તેમ થતું નથી. બીજાંકુરન્યાયે અનાદિ કર્મ-જીવ સંશ્લિષ્ટ છે. એવો વિચાર આવે કે જીવ અને કર્મનો જો અનાદિ સંબંધ છે તો કર્મથી જીવનો છુટકારો-કર્મનો સર્વથા અભાવ કેવી રીતે શક્ય હોઈ શકે ?' તેનું સમાધાન એ છે કે, ખાણમાં રહેલા સોનાનો માટી સાથેનો અનાદિ સંબંધ છે, છતાં તથા પ્રકારનો (અગ્નિ આદિ) સામગ્રીનો યોગ થતાં મેલ-માટી બળી જતાં સોનું શુદ્ધ થાય છે અને પાછું પૂર્વની સ્થિતિ પામતું નથી. તેમ તપ-ધ્યાનાદિથી કર્મનો નાશ થાય છે અને આત્મા નિર્મળ બને છે. પછી પૂર્વની સ્થિતિ પામતો નથી.

હે આયુષ્મન્ ! જો તું કર્મ જ નથી એમ કહીશ તો ધર્મ, અધર્મ, દાન, શિયલ, વ્રત, નિયમ બધું કરવું કરાવવું વ્યર્થ થશે. માટે કર્મની વાસ્તવિકતાને ઓળખ.

કોઈ એમ પણ કહેશે કે 'આ વિશ્વ તેમજ તેમાં રહેલાં પદાર્થોનો કર્ત્તા એક માત્ર સર્વશક્તિમાન ઈશ્વર છે, તો પછી વાંઝણીને પુત્ર થવાની આશા-લીલા જેવી અદશ્ય રહેલાં કર્મની કલ્પના શા માટે ? તેનો ઉત્તર ગ્રંથકાર આપે છે કે 'આ વિશ્વ આદિના કર્તા તરીકે જેને તમે માનો છો તે ઈશ્વર રૂપી છે કે અરૂપી ? જો રૂપી હોય તો ઘટ-પટ આદિના બનાવનારની જેમ તે દેખાવો જોઈએ, અને કહો કે તે અરૂપી છે, તો અરૂપીને હાથ-પગ પ્રમુખ શરીર જ ન હોય તો તે સૃષ્ટિની રચના કરી શકે નહી. અર્થાત્ ઈશ્વરનું સર્જન દુઃખી, રોગી, વ્યભિચારી, વ્યસની હિંસક કે ચોર આદિ ન જ હોય. માટે નક્કી વાત છે કે કર્મનો કર્તા અને ભોક્તા આ જીવ જ છે. અનંત તીર્થંકરોને પૂછાયું છે કે જીવ પોતે કરેલા, પરના કરેલાં કે એ બંનેએ કરેલાં દુઃખો ભોગવે છે ? ઉત્તર મળ્યો છે કે પોતાનાં કરેલાં દુઃખ (કર્મ) જીવ ભોગવે છે, પણ પરકૃત કે ઉભય-કૃત ભોગવતો નથી.

હે અગ્નિભૂતિ ! આઠ પ્રકારનાં કર્મો છે. ને હું પ્રત્યક્ષ તેને જોઉં છું. પ્રત્યક્ષજ્ઞાનથી કોઈ પણ સૂક્ષ્મ કર્મોને જોઈ-જાણી શકે છે. વેદમાં પણ લખ્યું છે કે પુણ્યકાર્યથી પુણ્ય અને પાપ કાર્યોથી પાપ બંધાય છે, ઇત્યાદિ. માટે બધાં જ પ્રમાણોથી કર્મનું હોવું સિદ્ધ થાય છે. પ્રજ્ઞાવાન પુરૂષે તો માનવું જ જોઇએ.'

ઈત્યાદિ પ્રભુજીનાં વચનો સાંભળી અગ્નિભૂતિની ઈર્ષ્યાની આગ ઠરી ગઈ. અહંનો પર્વત ઓગળી ગયો, તે વિચારવા લાગ્યા 'મારા અહોભાગ્ય છે કે સાક્ષાત્ જગદીશના મને દર્શન થયા. અજ્ઞાનના અંધારા દુર કરનારા સૂર્યસમાન, અનંતગુણના સાગર સુરાસુરમનુષ્ય અને તેમના રાજાઓને પણ પૂજવા યોગ્ય, એવા મહાજ્ઞાની ગુરુમહારાજ આજે મળ્યા. જુઓને ઈંદ્રિભૂતિ ગૌતમ કેટલા બધા પ્રમુદિત, અને ઉલ્લાસમય જણાય છે. તેમણે ભોળવાઇને નહીં પણ સાચાગુરુના યોગે તેઓ દીક્ષિત થયા છે. મારે પણ શામાટે વિલંબ કરવો જોઇએ.' એમ વિચારી અગ્નિભૂતિએ પણ પોતાના પાંચસો શિષ્યો સહિત પ્રભુ પાસે દીક્ષા સ્વીકારી. તેમણે છેંતાલીશમે વર્ષે દીક્ષા લઈ-દશ વર્ષ છદ્મસ્થપણે વિચરી કેવળજ્ઞાન મેળવ્યું. સોળવર્ષ કેવળી પર્યાયે રહી મોક્ષ પામ્યા. (અહીં કર્મવાદના સંદર્ભમાં ઘણી યુક્તિઓ છે, તે સવિસ્તર શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણકૃત મહાભાષ્યની બૃહટ્ટીકાથી જાણવી)

શ્રી જિનેશ્વરદેવના કલ્યાણકારી વાકયથી કર્મસંબંધી સંશયનો નાશ થવાથી બીજા ગણધરશ્રી અગ્નિભૂતિ સંયમ પામ્યા અને ત્રસાદિક જીવોને માટે દયામય જિનાગમની પ્રરૂપણા કરી અંતે મુક્તિ પામ્યા.



## ૫૭. પાંચમું-છઠ્ઠું સ્થાનક.

કર્મબંધના કારણોના અભાવથી, ઘાતીકર્મના ક્ષયથી, જીવ કેવળજ્ઞાન પામે છે અને (આઠે) સમસ્ત કર્મોના ક્ષયથી મુક્તિ મેળવે છે. ત્રણે લોકના સુરેન્દ્ર, અસુરેન્દ્ર અને ચક્રવર્તી નરેન્દ્રોનાં સઘળાં સુખો, મોક્ષના સુખની આગળ અનંતમે ભાગે પણ નથી. વિશ્વના સર્વભાવોને જાણનારા સર્વજ્ઞ-સર્વદર્શી તીર્થંકર ભગવંતોએ મોક્ષને અક્ષયપદ કહ્યું છે, તે અનંત સુખથી પરિપૂર્ણ છે, આવી મુક્તિની પ્રતીતિ તે સમ્યક્ત્વનું પાંચમું સ્થાનક અને તે મુક્તિના ઉપાય-મોક્ષપ્રાપ્તિના અનન્ય સાધન જ્ઞાનીઓએ જ્ઞાન, દર્શન અને ચારિત્ર બતાવ્યાં છે. બધા જ વગર ચાલશે પણ જ્ઞાન-દર્શન-ચારિત્ર વિના નિસ્તાર નથી. તેનાથી જ મુક્તિ શક્ય છે એવી શ્રદ્ધા તે સમ્યક્ત્વનું છઠ્ઠું સ્થાનક છે. સમ્યક્ત્વરૂપી રત્નની ખાણ જેવા આ છએ સ્થાનકોની સદા ચિંતવના કરવી.

## મોક્ષોપાયપર પ્રભાસગણધરનું ચરિત્ર

રાજગૃહી નગરીમાં બળ નામનો દ્વિજ પોતાની અતિભદ્રા નામની પત્ની સાથે વસતો હતો. તેમને પ્રભાસ નામનો પુત્ર હતો, તે કુશાગ્રબુદ્ધિ અને પ્રબળ પ્રજ્ઞાવાળો હોઈ નાની વયમાં જ વ્યાકરણ, ન્યાય, કાવ્ય, કોષ અલંકાર, વેદ, સાંખ્ય, મિમાંસા, અક્ષપાદ, યોગાચાર આદિ દર્શનકારોના શાસ્ત્રનો તલસ્પર્શી જ્ઞાતા થયો. જ્ઞાનનો એને એટલો અહંકાર હતો કે આખા સંસારના માણસોને તે મૂર્ખ માનતો.

ચંપાપુરીનાં ઉદ્યાનમાં સોમલ નામના શ્રીમંત બ્રાહ્મણે યજ્ઞ કરાવ્યો ત્યારે તેણે જેમ ઇન્દ્રભૂતિ આદિને આમંત્ર્યા હતા તેમ આ પ્રભાસ પંડિતને પણ ઠાઠમાઠથી તેડાવ્યા હતા. ત્યાંના ઉદ્યાનમાં શ્રી મહાવીરસ્વામીની પધરામણી થતાં, તેમની જ્ઞાન-ગરિમા અને યથાર્થતા જાણી અભિમાન મૂકી ઇન્દ્રભૂતિ આદિ દશ પંડિતો તેમના શિષ્ય થઇ ગયા, આ જાણી પંડિત પ્રભાસે વિચાર્યું 'નક્કી મહાવીરના રૂપે અમારો ઉદ્ધાર કરવા સાક્ષાત્ પરમેશ્વર પોતાનું ધામ મૂકી અહીં આવ્યા છે. અન્યથા આવી શક્તિ બીજાની હોઇ શકે નહી. માટે હું ત્યાં જઇ તેમના દર્શન કરું. તેમનું સૌષ્ઠવ, દેહ-કાંતિ, બોલવાની રીત, વિદ્વત્તા, ચતુરાઇ આદિ જોવા જાણવા મળશે. મારે બંને પ્રકારે ત્યાં જવું જ જોઈએ. એક તો મારી જ્ઞાતિના મોટા મોટા પંડિતો જ્યાં ગયા છે ત્યાં મારે જવું જ જોઇએ અને બીજું કદાચ ઘુણાક્ષર (લાકડા કોરતો કીડો અણજાણપણે જેમ કોઈ અક્ષર કોરે તે) ન્યાયે કોઇ યુક્તિમાં હું ફાવી જાઉં તો મારો જયજયકાર થઇ જાય.

જો કે હું કોઇપણ પંડિતો કરતા વધારે જ જાણું છું, પણ મહાવીરને જીતી શકું તો મારા માન-મોભાનો પાર જ ન રહે. માટે મારે જવું જ જોઈએ.' એમ વિચારી તે પ્રભુજીની પાસે આવ્યો. તેને પ્રભુજીએ કહ્યું 'હે આયુષ્માન્ પ્રભાસ! તું ભલે આવ્યો. તને તો મોક્ષનો સંદેહ છે, એક વેદવાક્યથી તને સંશય ઉપજ્યો છે. એ પદ 'જરામર્યં વા એતત્સર્વં, યદગ્નિહોત્રં', એટલે-જીવનપર્યંત અગ્નિહોત્ર કરવો. એમ બતાવે છે. તથા 'સૈષ ગુહા દુરવગાહા' તે ગુફામાં દુઃખે પ્રવેશ કરી શકાય અને દ્વે બ્રહ્મણી પરમપરં ચ તત્ર પરં સત્યજ્ઞાનં, અનંતરં બ્રહ્મેતિ,=બે પ્રકારે બ્રહ્મ છે. પહેલું સત્યજ્ઞાન અને બીજું અનંતર બ્રહ્મ. (બ્રહ્મ એટલે મોક્ષ)

આ પદોનો તું આમ અર્થ કરે છે. 'જીવનપર્યંત અગ્નિહોત્ર કરવાના વિધાનથી જણાય છે કે મોક્ષસાધન કરવાની કોઇ ક્રિયા જ નથી, કેમકે અગ્નિહોત્રનું ફળ સ્વર્ગ છે. જીવનપર્યંત અગ્નિહોત્રનો અર્થ એ છે કે મોક્ષસાધનાના કાળનો અભાવ! જો સાધન અને સમયનો નિર્દેશ નથી તો મોક્ષ પણ નહી જ હોય. વળી મોક્ષનું અસ્તિત્વ જણાવનાર વેદવાક્યો તેં જાણ્યાં, સૈષ ગુહા.... તેં આ મોક્ષરૂપી ગુફા સંસારરસિક-લોકોને માટે દુઃખે પ્રવેશી શકાય તેવી છે.' આનાથી તેં જાણ્યું કે મોક્ષ જણાય છે. પર-અપર બ્રહ્મથી પણ મોક્ષની સ્થિતિ જણાઈ એટલે તું પડ્યો સંદેહમાં, એક પદથી

મોક્ષનો અભાવ ને બીજાથી ઉપસ્થિતિ ? તું નિર્ણય ન કરી શકયો ને લાંબા સમયથી સંદેહનો ભાર વહે છે. પરંતુ હે પ્રભાસ ! તેનો ખરો અર્થ હું કહું છું, તે સાંભળ;

યાવજ્જીવ સુધી અગ્નિહોત્ર કરવાની વાતમાં 'વા' શબ્દ છે. એટલે કે અથવા પ્રમાદી થઈ નિષ્ક્રિય ન બનવું પણ છેવટે પુણ્યબંધ કરાવનાર અગ્નિહોત્ર તો અવશ્ય કરવો. અથવા તો મોક્ષની સાધના ન કરી શકનાર, સ્વર્ગની ઇચ્છાવાળા માટેનું આ વિધાન છે. તેથી કાંઈ મોક્ષ કે તેના સાધનનો નિષેધ થતો નથી. વળી તું એમ પણ માને છે કે દીપકની જેમ જીવનો પણ નાશ થાય. બૌદ્ધમતની માન્યતા છે કે, દીપક બૂઝાઈને કાંઈ પૃથ્વીમાં ઘુસી જતો નથી, આકાશમાં ઉડી જતો નથી, દિશા કે વિદિશામાં દોડી જતો નથી પણ તેલના ક્ષયથી માત્ર શાંત થાય છે. તેવી જ રીતે જીવ પણ જ્યારે નિર્વૃત્તિ પામે છે ત્યારે આકાશ-પાતાળ કે દિશા–વિદિશામાં જતો નથી પણ સંસાર સંબંધી ક્લેશના ક્ષયથી કેવળ શાંતિને પામે છે. આવું તારૂં માનવું પણ ખોટું છે. કારણ કે જીવની મુક્તિ છે. જીવનો નાશ થતો નથી. બૌદ્ધોનું માનવું છે કે મોક્ષ એટલે અભાવ, અર્થાત્ જીવનો જ નાશ. તેથી તેઓ શૂન્યવાદી કહેવાય છે. ખરેખર તો જીવ મુક્ત થઈ સ્વરૂપમય થાય છે અને શાશ્વતપણે રહે છે. જેમના અભ્યંતર શત્રુગણ નાશ પામ્યા છે એવા આત્માઓ મુક્તિ પામીને બધી પીડા અને દુઃખથી રહિત થઈ કેવળજ્ઞાન-કેવળદર્શનયુક્ત અનંત આનંદમાં લીન થાય છે.

દીપકની જેમ આત્મા નાશ પામે છે, એવી તારી શંકા અસત્ય છે. દીવો નવા નવા પરિણામે પરિણમે છે. તે બૂઝાય તેથી તેનો નાશ નહી પણ પરિણામાંતર થાય છે. જેમ દુધનું દહીં થતાં દુધ કાંઈ નષ્ટ થતું નથી, તેનું પરિણામાંતર થઈ જાય છે. તેમ દીવો નષ્ટ થયો નથી પણ કારણવિશેષે તેનો ઉદ્યોત અંધકારમાં ભળી ગયો છે. ઘડો ફૂટી જવાથી તે કટકા કે ઠીકરાં કે તેનાં ભુકારૂપે પરિણામ પામે તેથી કાંઈ તેનો સર્વથા નાશ ન કહેવાય. કદાચ કોઈને એમ લાગે કે, જો સર્વથા નાશ ન પામે તો દીવો દેખાય કેમ નહી ?' તો સમજવું જોઈએ કે દીવો બૂઝાઈ જતાં તે અંધકારના પુદ્ગલરૂપે પરિણમે છે. તેથી તે પૂર્વરૂપે દેખાતો નથી. જેમ આકાશમાં રંગીન વાદળાં દેખાતા હોય પણ કારણવિશેષને પામી તે વિખરાઈ જાય ને સફેદ રંગના દેખાવા લાગે, કે સૂક્ષ્મ પરિણામાંતર થઈ જાય તેથી તે પહેલાં જેવાં દેખાતાં નથી, તેમ અહીં ઘડો કે દીવો ફૂટવા કે બુઝાયા પછી સૂક્ષ્મ–સૂક્ષ્મતર, પરિણામાંતર થઈ જાય છે, તેથી દેખાતાં નથી.

પરંતુ તેથી કાંઈ વાદળાની જેમ સર્વથા નાશ પામતા નથી. કારણ કે પુદ્ગલોનો પરિણામ વિચિત્ર હોય છે. જેમ સોનાનું પાતળામાં પાતળું અને ઝીણામાં ઝીણું ( વરખનું ) રૂપ બનાવે તોય શકાય છે પણ સોનાનો રસ રાખ-માટીમાં ભળી જાય કે તેની ભસ્મ કરવામાં આવે તો તે સોનારૂપે નજરે દેખાય નહી. પણ તે ભસ્મ સોના કરવા વખતે આવે દેખાય નહી ? અને પ્રયોગ વિશેષે પાકું સોનું પણ બની શકે છે. તેથી સોનું નાશ પામ્યું કહેવાય નહી. આમ પુદ્ગલની વિચિત્રતા અનેક રીતે જોવા

શકાય છે. દીવાના પુદ્ગલો તેજોમય હોઇ પહેલા દૃષ્ટિથી ગ્રહણ કરાતા હતા. તે દીવો ઓલાયા પછી અંધકારરૂપે થઇ નાક આદિથી ગ્રાહ્ય થાય છે. રૂપાંતરને પામેલો દીવો ઓલવાયેલો કહેવાય તેમ જીવ પણ કર્મરહિત થઇ સંપૂર્ણ સ્વરૂપલાભને પામે છે; અવ્યાબાધરૂપ પરિણામાંતરને પામ્યો તે નિર્વાણ કે મુક્તિને પામ્યો કહેવાય, પણ નાશ પામ્યા કહેવાય નહી.

ઓ પ્રભાસ ! તને એમ પણ લાગે છે કે સિદ્ધના જીવોને શબ્દ, રસ, ગંધાદિ વિષયોનો ઉપભોગ નથી, ઇન્દ્રિયો કે શરીર નથી, તો તેમને સુખ શાનું ? કયાંથી ? ઇંદ્રિય-શરીરાદિ વિના ઉપલબ્ધ થઈ શકે કેવી રીતે ? પણ તારે જાણવું જોઇએ કે– ક્લેશનું કારણ જ ઇન્દ્રિયો અને શરીર છે. જ્યાં ઇંદ્રિયોથી સુખ મેળવવાની વાત છે ત્યાં કદી પણ તૃપ્તિ નથી જ. સિદ્ધજીવો તો અવેદી, અનિંદ્રિય, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દથી સર્વથા રહિત છે. તેથી તેઓ અનિર્વચનીય સુખના ધણી છે. મુક્તજીવોને બધાયથી ઉત્કૃષ્ટ, સ્વાભાવિક=અકૃત્રિમ, અબાધિત, નિરુપમ, શાશ્વત સુખ છે, (વાદીની પ્રતિજ્ઞા) તેમને અનંતજ્ઞાન છે, તથા તેઓ જન્મ, જરા, મરણ, વ્યાધિ, આધિ, ઉપાધિ, રતિ, અરતિ, હર્ષ, દ્વેષ, સંભ્રમ, ચિંતા, શોક, ભય, ગ્લાનિ આદિ સમસ્ત પીડાના કારણોથી રહિત છે માટે (ઇતિ હેતુ) શાસ્ત્રમાં બતાવ્યાં છે તેવા નિરાગી, નિષ્કલંકી, સંતોષી-કોઇ જૈનમુનિની જેમ. (ઇતિ દૃષ્ટાંત) આ સંસારનાં કોઈપણ પુષ્પમાળ, ચંદનાદિ મહેકતા પદાર્થોના વિલેપન, સુસ્વાદુ ઉત્તમભોજન, અતિમધુરસુગંધી પેયનું પાન, અતિસૌન્દર્યવાન કામચતુરનવયુવતિઓના હાવ, ભાવ, વિભ્રમ, વિલાસ, કટાક્ષાદિની સુલભતા અને તેમની સાથે યથેચ્છ રમણ, તથા ઇન્દ્ર ચંદ્ર, નાગેંદ્ર, ચક્રવર્તીના વિપુલભોગ અને રાજ્ય આદિથી મળતાં સુખ કે જે પુણ્યોદયને આધીન છે, તે સદાકાળ નહી ટકતા હોવાને કારણે–પરિણામે દુરંત હોવાથી વસ્તુતઃ દુઃખરૂપ જ છે.

કારણ કે તે શુભકર્મોદયથી મળેલ હોવાથી, શરીરની ખજવાળ કે રોગીને મળેલ ભાવતાં કુપથ્યની જેમ થોડો સમય કિંચિત્ સુખાભાસ કરાવી ઘણા દુઃખો દેનાર હોવાથી તે સુખ નહી પણ દુઃખરૂપ જ છે. માટે વસ્તુસ્થિતિના જાણકાર વિરાગવાન કહે છે કે કામાવેશથી સીત્કારશબ્દ કરતી નારીને સર્વાંગે આલિંગન કરતો, ભુત–પ્રેતના વળગાડથી બહાવરા બનેલા નાગા પુરુષની જેમ જ રમણ કરે છે તેને શું સુખ મળે છે ? માત્ર મોહાધીન હોવાથી દુઃખને સુખ માને છે.

બધી ઇચ્છાઓને પૂર્ણકરનાર લક્ષ્મીને ભોગવી તેથી શું ? સગા સંબંધી, જ્ઞાતિ-ગોત્રીઓને પોતાના ધનથી ઘણા સંતોષ્યા તેથી શું ? શત્રુઓના માથા ઉપર પગ દીધો તો તેથી શું ? અને દીર્ઘકાળ સુધી સ્વસ્થતાભર્યું લાંબુ આયુષ્ય ભોગવ્યું તેથી શું ? અર્થાત્ પરિણામે આ બધું નિષ્ફળ અને વિનાશવાન છે.

આ પ્રમાણે સાધન ( દાન–પુણ્ય ) સાધ્ય ( ધર્મ–સંવરરૂપ ) કાંઈપણ બની શક્યું નહી, તો સપનામાં મળેલા રાજ્ય જેવું કે ઇન્દ્રજાળના રંગીન કૌતૂક જેવું આ

સંસાર પ્રપંચ-વૈભવ બધું પરમાર્થ શૂન્ય (નિષ્પ્રયોજન) ગયું. માટે હો સુજ્ઞો! જો તમારામાં ચેતના-પ્રજ્ઞા હોય તો અત્યંત નિર્વૃત્તિને કરનાર, સમસ્ત બાધાઓથી રહિત એવા એકમાત્ર મોક્ષની અભિલાષા રાખો. જે મિષ્ટાન્ન ખાતાં મૃત્યુ નિપજે તે મિષ્ટાન્ન નહી પણ વિષ જ કહેવાય, તેમ જે સુખનું પરિણામ દુઃખ હોય તે સુખ દુઃખ જ કહેવાય. મહાભાષ્યમા કહ્યું છે કે; માત્ર દુઃખના પ્રતિકાર સ્વરૂપ હોવાને લીધે વિષયો દુઃખરૂપ છે. કોઢ, અંતર્ગળ આદિ વ્યાધિઓ કાઢાં, કટુ આદિ ઔષધો, શસ્ત્રચિકિત્સા છેદન, ડામ આદિ ચિકિત્સાથી મટે છે, અર્થાત્ દુઃખના પ્રતિકારમાં દુઃખરૂપ જ ચિકિત્સા હોય છે પણ મન ઇન્દ્રિયને આનંદ દેનારૂં હોતું નથી.

તેવી જ રીતે વિષયસુખ પણ માત્ર તરસ, ભૂખ, ઈચ્છા વિલાસ-વાસના આદિ દુઃખના પ્રતિકાર રૂપે જ છે. તેથી એ ચોખ્ખે ચોખ્ખું દુઃખ છે છતાં લોકમાં તે સુખના નામે ઓળખાય છે. પરંતુ આવો ઉપચાર પારમાર્થિક સુખ સિવાય ક્યાંય ઘટિત થઇ શકતો નથી. જેમ કોઇ માણસનું નામ સિંહ હોય અને તેને સિંહના નામથી બોલાવાય, લોકરૂઢીથી તે જાણવામાં આવે પણ તેથી કાંઇ આ સિંહનો ભય લાગતો નથી, કેમકે તે નામનો જ સિંહ છે. તેમજ કોઈ રાજેશ્વર કે ઇન્દ્ર, ચંદ્ર નામ ધરાવતો હોય પણ વાસ્તવમાં જેમ તેની પાસે સત્તા, શક્તિ કે સંપત્તિ હોતાં નથી તેમ આ કહેવાતાં સુખમાં ખરેખર સુખ જેવું કાંઇ હોતુ નથી. લોકોએ તેનું નામ સુખ પાડયું છે, સુખ શબ્દથી તે ઓળખવામાં આવે છે. પારમાર્થિક, વાસ્તવિક સુખ તો એકમાત્ર મુક્તિમાં છે. તે સુખને કોઇ ઉપમા આપી શકાય તેમ નથી. તે સુખનો પ્રતિકાર ન કરી શકાય તેવું સત્ય છે.

હે પ્રભાસ! વેદમાં પણ સંસાર અને મોક્ષનું સ્વરૂપ આ પ્રમાણે બતાવવામાં આવ્યું છે. 'ન હ વૈ, સશરીરસ્ય પ્રિયાપ્રિયયોરપહતિરસ્તિ, અશરીરં વા વસંતં પ્રિયાપ્રિયે ન સ્પૃશ્યત ઇતિ' એટલે કે સશરીર (શરીરવાળા) આત્માને પ્રિયાપ્રિય સુખ-દુઃખનો વિનાશ નથી. અને અર્થાત્ શરીરધારી જીવ સુખ-દુઃખાદિ પામે છે. અને શરીરરહિત (મુક્ત) આત્માને પ્રિયાપ્રિય સ્પર્શ કરતા નથી. માટે આ આત્માએ મોક્ષ મેળવવા યત્ન કરવો જોઇએ. જ્ઞાન, દર્શન, અને ચારિત્ર સિવાય અન્ય કોઈ પણ ઉપાયે મોક્ષ મેળવી શકાય તેમ નથી.

सम्मत्तनाणचरण-संपुन्नो मोक्खसाहणोवाओ ।
ता इह जुत्तो जत्ता समत्तिओ न नायतत्ताणं ॥

અર્થ:- સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્રથી પરિપૂર્ણ જ મોક્ષસાધનનો ઉપાય છે. મનુષ્યભવ પ્રાપ્ત કરીને યત્નપૂર્વક યથાશક્તિએ તત્ત્વજ્ઞ જીવે-પ્રબુદ્ધ આત્માએ જ્ઞાનાદિ મેળવવા ઉદ્યમ કરવો જોઇએ.

ઈત્યાદિ મોક્ષની વાસ્તવિક વ્યાખ્યા ભગવાનના શ્રીમુખે સાંભળી પ્રસન્ન થયેલા પ્રભાસના સંશય નાશ પામ્યા. તેણે પોતાના ત્રણસો શિષ્યો સાથે પ્રભુ પાસે દીક્ષા

અંગીકાર કરી. તેમણે સોળવર્ષની વયે દીક્ષા લીધી, વીસવર્ષની વયે તેઓ કેવળી થયા. સોળ વર્ષ સુધી કેવળી અવસ્થાએ વિચરી ઘણો ઉપકાર કર્યો અને જે સુખ મેળવવા ઉદ્યમ કર્યો હતો તે મોક્ષસુખને પામ્યા.

પ્રભુ મહાવીરદેવના નવ ગણધરો પ્રભુજીની ઉપસ્થિતિમાં જ નિર્વાણ પામ્યા અને ઇંદ્રભૂતિ ગૌતમસ્વામી તથા સુધર્માસ્વામી રાજગૃહીમાં પ્રભુજીના નિર્વાણ પછી મુક્તિ પામ્યા. બધા જ ગણધર મહારાજાઓ બધી જ લબ્ધિથી સંપન્ન હતા, વજ્રઋષભનારાચ સંઘયણ, સમચતુરસ્ર સંસ્થાનવાળા હતા, તેઓ પાદપોપગમ અનશન કરી મોક્ષે પધાર્યા હતા. સોળ વર્ષની ઉગતી વયમાં જ ચારિત્ર ગ્રહણ કરી, પ્રભુજીથી પણ પહેલા નિર્વાણ પામનારા મુનિશ્રેષ્ઠશ્રી પ્રભાસગણધર અમારા મહાન્ અભ્યુદય અને નિઃશ્રેયઃ માટે થાઓ.

**( સમકિતના સડસઠ ભેદ સંપૂર્ણ )**



## ૫૮. સમ્યક્ત્વના અન્ય પ્રકારો

આત્માને તત્ત્વની શ્રદ્ધારૂપ તત્ત્વરુચિ થવાથી એક પ્રકારે (તત્ત્વરુચિ) સમકિત કહેવાય. નિશ્ચય તેમજ વ્યવહારના ભેદે બે પ્રકારનું કહેવાય છે. અહીં સમ્યક્ત્વના સડસઠ ભેદમાંથી એકસઠનો વ્યવહાર સમકિતમાં સમાવેશ થાય છે અને છેલ્લા છ નિશ્ચય સમકિતવાળાને હોય છે.

आदावौपशमिकं च, सास्वादनमथापरम् ।
क्षायोपशमिकं वेद्यं, क्षायिकं चेति पञ्चधा ॥

પહેલું ઔપશમિક, બીજું સાસ્વાદન, ત્રીજું ક્ષાયોપશમિક, ચોથું વેદક અને પાંચમું ક્ષાયિક. એમ સમકિત પાંચ પ્રકારે પણ સમજાવવામાં આવ્યું છે.

પહેલું ઉપશમ સમકિત-અનાદિકાળથી ચારે ગતિમાં રઝળતો આત્મા નિબિડ રાગદ્વેષના પરિણામવાળી ગ્રંથીને ભેદી કર્મના દળીયાના ત્રણ પુંજ કરે છે. અંતર્મુહૂર્ત સુધી થયેલા કર્મના ઉપશમથી જે ગુણ પ્રગટે તે ઔપશમિક સમ્યક્ત્વ કહેવાય તેમજ ઉપશમશ્રેણિ પર આરૂઢ થયેલા ઉપશાંતમોહીને મોહના ઉપશમનથી ઉત્પન્ન થયેલું પણ ઔપશમિક સમ્યક્ત્વ કહેવાય. આ બંને સમ્યક્ત્વનો કાળ અંતર્મુહૂત જેટલો છે.

બીજું સાસ્વાદન સમ્યક્ત્વ=ઉપશમ સમ્યક્ત્વ પામ્યા પછી ઉદયમાં આવેલા અનંતાનુબંધી કષાયના પ્રાબલ્યે સમ્યક્ત્વનું વમન થતાં જે લેશમાત્ર ઉપશમનો આસ્વાદ રહે છે તે સાસ્વાદન નામનું બીજું સમ્યક્ત્વ કહેવાય છે. આ ઉપશમ સમ્ય-

ક્ત્વથી પડતાં જીવને હોય છે, તેની સ્થિતિ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ આવલિકાની હોય છે.

ત્રીજું ક્ષાયોપશમિક સમ્યક્ત્વ=મિથ્યાત્વ મોહનીયકર્મના ક્ષય અને ઉપશમથી જે ગુણ પ્રગટે તેને ક્ષાયોપશમિક નામક ત્રીજું સમકિત કહેવાય છે.

ચોથું વેદક સમ્યક્ત્વ=ક્ષપકશ્રેણિએ આરૂઢ થયેલા, જીવને અનંતાનુબંધી કષાયના ક્ષય થયે, મિથ્યાત્વ મોહનીય અને મિશ્રમોહનીયનો પૂર્ણ ક્ષય થયે, સમ્યક્ત્વ મોહનીયના અંતિમ અંશને ભોગવતી વખતે ક્ષાયિક સમ્યક્ત્વની સન્મુખદશામાં આ વેદક સમ્યક્ત્વ હોય છે.

પાંચમું ક્ષાયિક સમ્યક્ત્વ=સમ્યક્ત્વમોહની, મિશ્રમોહની અને મિથ્યાત્વમોહની અને અનંતાનુબંધી ચારે કષાય એમ આ સાતે પ્રકૃતિનો આત્યંતિક ક્ષય થયે ક્ષાયિક સમકિતની પ્રાપ્તિ થાય છે.

ગુણની અપેક્ષાએ સમ્યક્ત્વ ત્રણ પ્રકારે પણ છે, જો કે સમ્યક્ત્વના સડસઠ ભેદ છે. છતાં ગુણથી રોચક, દીપક અને કારક એવા ત્રણ પ્રકાર પણ થાય છે. હેતુ–ઉદાહરણ આદિના બોધ વિના પણ સિદ્ધાંતમાં જણાવેલા તત્ત્વપર અભિરુચિ થવી તે રોચક સમ્યક્ત્વ કહેવાય, અર્થાત્ સિદ્ધાંતમાં જણાવેલ સૂક્ષ્મ વિચારોને–ઝીણવટભરી વાતોને સમજી શકતો ન હોય અથવા સ્વયંથી વ્રત-પ્રત્યાખ્યાન, ક્રિયાકાંડ આદિ ન બની શકતાં હોય, છતાં 'શ્રી તીર્થંકર ભગવંતોએ ફરમાવેલું તત્ત્વ સાચું જ હોય' એવી આસ્થા તે પર રુચિ હોવી તે રોચક સમ્યક્ત્વ કહેવાય. તે ઉપર શ્રી કૃષ્ણ મહારાજાનું દૃષ્ટાંત.

## કૃષ્ણ મહારાજાનું દૃષ્ટાંત

દ્વારિકાનગરીમાં શ્રી નેમિનાથ પ્રભુ વર્ષાઋતુ બેસતા પૂર્વે સમવસર્યા, વંદને આવેલા કૃષ્ણમહારાજાએ ભગવંતને પૂછ્યું 'પ્રભો! વર્ષાકાળમાં ચાર માસ સાધુ મહારાજો વિહાર ન કરતાં, શા માટે સ્થિરવાસ કરે છે? પ્રભુએ કહ્યું 'રાજન, ચોમાસામાં ઘણાં જ જીવોની ઉત્પત્તિ થાય છે. ગમનાગમનથી તે જીવોનો નાશ થવાથી ઘોર વિરાધના થાય છે. તેથી બચવા માટે સાધુ મહારાજો એક સ્થાનમાં વસવારૂપ ચાતુર્માસમાં સ્થિરતા કરે છે. જીવયતના (જયણા), તો ધર્મની માતા છે.' ઇત્યાદિ મર્મ જાણી શ્રી કૃષ્ણ મહારાજાએ એવો નિયમ કર્યો કે 'મારે વર્ષાકાળના ચાર માસ રાજસભામાં જવું નહી, મારા જવાથી જ અનેક રાજા, સામંત આદિ દૂર દૂરથી આવે જાય, અને તે નિમિત્તથી અનેક જીવોની વિરાધના થાય તથા જિનમંદિર આદિ ધર્મકાર્ય અર્થે જવા સિવાય મહેલમાંથી પણ બહાર નિકળવું નહી.'

પરિણામે વર્ષાકાળમાં શ્રી કૃષ્ણ મહારાજાને મળવા-નમનાદિ કરવા આવનારા સાવ બંધ થઈ ગયા. શ્રી કૃષ્ણને ધર્મકાર્યમાં પણ અપૂર્વ શાંતિ મળવા લાગી. દ્વારિકામાં એક વીરા નામનો સાળવી રહેતો. તેણે એવો નિયમ કરેલો કે કૃષ્ણ મહારાજાના દર્શન કરીને જ ખાવું.' શ્રી કૃષ્ણના દર્શન વિના તે ભૂખ્યો રહેવા લાગ્યો. બે-ચાર દિવસે

દિવસે તેને ખબર પડી કે મહારાજા ચાર માસ દર્શન નથી દેવાના ? તે ઘણો મુંઝાયો પણ કશો માર્ગ ન મળતાં તેણે અન્ન છોડી દીધું. નખ-વાળ આદિ ઉતરાવવા બંધ કર્યા ને રાજદરબારના દરવાજે કંકુ-દુર્વાદિથી પૂજાનાં છાંટણા કરી સંતોષ માનવા લાગ્યો. ચાતુર્માસ પૂર્ણ થયે કૃષ્ણમહારાજા મોટા દમામ-આડંબર સાથે રાજસભામાં પધાર્યા, વીરો શાળવી તો પગે લાગતા પગમાં ચોંટી જ પડયો. વાળ-દાઢી નખ વધી ગયેલાં ને શરીર સાવ દુબળું થઇ ગયેલું. શ્રીકૃષ્ણ પણ તેને ઓળખી ન શકયા દ્વારપાળે બધી બીના જણાવી ત્યારે કૃષ્ણ વાસુદેવ સાથે આખી સભા મહા અચરજ પામી. શ્રીકૃષ્ણે આજ્ઞા આપી કે 'આ વીરાને હું જયાં હોઉં ત્યાં આવવા દેવો-રોકવો નહી. પછી શ્રીકૃષ્ણ શ્રી નેમિનાથ પરમાત્માને વાંદવા ગયા પ્રભુજીએ દીક્ષાનું માહાત્મ્ય સમજાવ્યું. તેના અચિંત્ય લાભો વર્ણવ્યા. એ સાંભળી શ્રીકૃષ્ણને દીક્ષા પ્રત્યે મહાન અનુરાગ અને અભિરુચિ ઉત્પન્ન થયા. દીક્ષાના મનોરથ અને પુરુષાર્થ પણ કર્યા પરંતુ દીક્ષા લઈ શકયા નહી. પ્રભુને પોતાની ભાવના જણાવતાં કૃષ્ણે કહ્યું ભગવન્! દીક્ષા વિના તો કદીય નિસ્તાર થવાનો નથી. તે દિશામાં હું પ્રયત્ન છતાં ફાવ્યો નથી. મારી એવી ભાવના છે કે 'જે કોઇ મહાનુભાવ દીક્ષા લે તેમનો દીક્ષામહોત્સવ હું કરીશ.' આવો નિયમ લઇ તેઓ મહેલમાં પાછા ફર્યા.

તેઓ ધર્મપ્રત્યે અનન્ય રુચિ અને અનુરાગ ધરાવતા હતા, દીક્ષિત આત્માઓનાં ગુણાનુવાદ તો કરતા રહેતા. તેમની વિવાહ યોગ્ય પુત્રીઓને તેઓ નક્કર વાસ્તવિકતા સમજાવતા ને કહેતા 'દિકરીઓ !મહારાણી થવું છે કે દાસી ?' રાજકન્યા ઉત્તર આપતી 'પિતાજી, અમારે રાણી થવું છે. આપ જેવા સમર્થની પુત્રીઓ દાસી શાને થાય ?' શ્રીકૃષ્ણ કહેતા, જો એમજ હોય તો તમે ભગવાન શ્રી નેમિનાથજી પાસે જાવ અને દીક્ષા લ્યો. ત્યાં સાચું સ્વાતંત્ર્ય છે, સ્વાધીન જીવન છે ને દાસવૃત્તિનો પૂર્ણતયા અભાવ છે. પરલોકમાં પણ પરાધીનતાની બેડી પહેરવાનો વખત નહી આવે. અન્યથા ઘર-પરિવાર જ નહી સંસાર આખાની ગુલામીમાં તમે જકડાઇ જશો.' આ સાંભળી રાજકન્યાઓએ પ્રભુ પાસે દીક્ષા લીધી. આમ ઘણી કન્યાઓને શ્રી કૃષ્ણ મહારાજાએ ભાવ ઉત્પન્ન કરાવી પ્રભુ પાસે મોકલી. ને ત્યાં બોધ પામી તેમણે દીક્ષા લઈ સ્વશ્રેય સાધ્યું. એમ કરતાં એક રાણીએ પોતાની કન્યાને સમજાવ્યું કે તારા પિતા પૂછે તો તું દાસી થવાનું કહેજે, તેથી તું સુખી થઇશ ને સંસારના મોંઘા પદાર્થો સહેલાઇથી ભોગવીશ. શ્રીકૃષ્ણે પૂછતાં જ કન્યાએ કહ્યું 'મારે તો દાસી થવું છે.' આ સાંભળતાં જ કૃષ્ણ સાશ્ચર્ય વિચારવા લાગ્યા, મારી દિકરી મારા જ મોઢે સંસારમાં પડવાની વાત કરે છે ? આ એકનો વાદ બીજી લે, ને આમ ને આમ કેટલી દાસીઓ મારે ત્યાં ઉત્પન્ન થાય ! ! આ પ્રપંચ તેમને અવશ્ય ભવકૂપમાં પાડશે.' એમ વિચારી બીજી કન્યાઓને પણ હિતશિક્ષા મળે તે ઉદ્દેશથી તેમણે મનોમન નિર્ણય લઈ દિકરીને વિદાય આપી.

એકવાર વીરા શાળવીને કૃષ્ણે પૂછયું 'વીરા ! તેં તારા જીવનમાં કાંઈ પરાક્રમ

કર્યું હોય તો જણાવ.' વીરાએ કહ્યું 'સ્વામી! બહુ મોટા પરાક્રમ કે અદ્‌ભુત કાર્ય મેં કર્યાં નથી. છતાં જે થોડા ઘણાં છે તે કહું છું.'

એકવાર હું જંગલ (દિશાએ) ગયો હતો. ત્યાં એક બોરના ઝાડ પર ઊંચે બેઠેલા લાલ ડોકવાળા કાકીડાને એક જ ઢેફાંથી એવો માર્યો કે તે ધરતી પર આવી પડ્યો. એવું મારું નિશાન છે! વળી એકવાર વરસાદના દિવસોમાં ગાડાના (માર્ગ) ચીલામાં પાણી વહેતું હતું તે મેં મારો પગ આડો મૂકી અટકાવી દીધું. અને પગ ઉપાડતા જ વહેતી નદીના પ્રવાહની જેમ તેને વહાવ્યું હતું. અને નાથ! એકવાર તો બહુ મજાની વાત થઇ. વાત એમ બની કે અમે રહ્યા શાળવી, વસ્ત્રને વણવા–રંગવામાં લોટની કાંજીની જરૂર રહે, તે એક મોટા લોટામાં ભરી હતી. કાંજી અંદરના ભાગમાં થોડી થોડી ચોંટેલી હોઈ અગણિત માખીઓ તેમાં ભરાવા ને બણબણવા લાગી. લોટાના મોઢા ઉપર બંને હથેળી મૂકી મેં બધીને બંધ કરી દીધી હતી. શું ગુંજારવ થયો હતો એનો? આવી અદ્‌ભૂત બીના મારા જીવનમાં બનેલી છે.' વીરાની આ વાત સાંભળી હસતાં હસતાં શ્રીકૃષ્ણ ઉભા થયા. પાછળ વીરો પણ ચાલ્યો. બંને રાજસભામાં આવ્યા. મંત્રી, મહામંત્રી અને રાજપુરુષોથી સભા ભરેલી હતી. તેમની સમક્ષ શ્રીકૃષ્ણ બોલ્યા, આ વીરો મહા પરાક્રમી છે, તેથી તેનું ઉચ્ચકુળ પણ પ્રગટ થાય છે.' એમ કહી કૃષ્ણ મહારાજાએ તેના ત્રણ પરાક્રમો અતિશયોક્તિના ત્રણ શ્લોક દ્વારા આમ વર્ણિત કર્યાં.

येन रक्तस्फटो नागो, निवसन् बदरीवने ।
पातितः क्षितिशस्त्रेण, क्षत्रियः सैप वै महान् ॥१॥

येन चक्रकृता गंगा, वहन्ती कलुपोदकम् ।
धारिता वामपादेन, क्षत्रियः सैप वै महान् ॥२॥

येन घोपवती सेना, वसन्ती कलशीपुरे ।
धारिता वामहस्तेन, क्षत्रियः सैप वै महान् ॥३॥

ભાવાર્થ: બોરડીના વનના વાસી લાલ મોઢાવાળા સર્પને આ વીરાએ ભૂમિશસ્ત્રથી ભોંભેગો કર્યો તેથી આ મહાન્ ક્ષત્રિય છે. એકવાર એણે ચક્રથી નિપજેલી ગંદા-પાણીવાળી ગંગાના પ્રવાહને આ ડાબા પગથી રોકી દીધો હતો. તથા કલશીપુર નગરમાં રહેતી મહાઘોષ કરતી સેનાને એક હાથથી અવરોધી હતી–અટકાવી હતી. માટે આ બલિવાન્ મહાક્ષત્રિય છે. આ વીરો યોગ્ય અને પાત્ર લાગવાથી રાજકન્યા કેતુ-મંજરીનો વિવાહ આની સાથે નિશ્ચિત કરવામાં આવે છે, એમ કહી કૃષ્ણ મહારાજાએ પુત્રીને મોટા ઠાઠ ને ઉત્સવથી વીરા સાથે પરણાવી દીધી. વીરો તો રાજકુંવરીને પરણી અહોનિશ મલકાતો રહી ગયો. રાજકુમારીની આજ્ઞા માથે ઉપાડે ને સેવકની જેમ તે જે કહે તે કરે. કુંવરીના હુકમનો ને વીરાની ચાકરીનો કોઈ પાર નહી.

એકવાર શ્રીકૃષ્ણ મહારાજે વીરાને પૂછ્યું ' વીરા ! કેતુમંજરી તારી આજ્ઞા પ્રમાણે વર્તે છે ને ! ઘર સાચવવામાં ને કામકાજમાં બરાબર લક્ષ આપે છે ને ? ' તેણે ઉત્તર આપતા કહ્યું ' મહારાજ ! મારી ગરીબની વળી આજ્ઞા કેવી, આજ્ઞા તો એ મહારાણીની મારે ઉપાડવી પડે છે. એ કહે છે હું મહારાણી છું. અને એને કામ કરવાનું હોય ? કામ તો એની આજ્ઞા પ્રમાણે અમારા કુટુંબીઓ અને હું કરીયે છીયે. ' આ સાંભળી ભ્રૂકુટી ચઢાવી કૃષ્ણ બોલ્યા ' મૂર્ખ, તારું તે કાંઈ જીવન છે, દાસોનું ? એ તારી પત્ની છે ને તને પરણી છે. છતાં તું મારી દિકરી સમજી તેની આજ્ઞા પ્રમાણે વર્તે છે. તારી આજ્ઞા પ્રમાણે એને ચાલવાનું હોય કે તેની ઇચ્છા પ્રમાણે તારે વર્તવાનું હોય ? આમ કરીશ તો તારા હાથમાંથી ઘર ને ઘરવાળી બંને જશે ! '

આ સાંભળી વીરો ઘરે આવી કેતુમંજરીને પ્રભુત્વ બતાવવા અને આજ્ઞા આપવા લાગ્યો. પેલીએ ન ગણકારતા તેણે આંખો ફાડી કહ્યું ' કેમ સંભળાય છે કે નહી ? ઉઠ ઉભી થા, કૂવે જઇ તાજું પાણી ભરી લાવ અને ઉની ઉની રસોઈ તૈયાર કરી જમાડ.' કેતુમંજરી તો આભી બની પૂછવા લાગી, તમને આ ઓચિંતુ થઇ શું ગયું ? તમે હજી સુધી કેવા સારા હતા ? વીરાએ કહ્યું ' નવા નવ દિવસ સમજી ? અમે કાંઈ કહેતા નહોતા પણ તારે સમજવું જોઈતું હતું કે તું અમારૂં ઘર ચલાવવા આવી છે, રાજ કરવા નહી. ચાલ ઉભી થા, પહેલાં આ ઓરડાં વાળી નાંખ, કેટલો કચરો પડ્યો છે ? ' ધણીની હાકલ સાંભળી ને તેનું નિર્ણયાત્મક નિર્ધારવાળું વર્તન જોઇ તેણે અતિનમ્રતા પૂર્વક કહ્યું ' તમારી વાત સાચી છે, પણ આ કામ મેં કદી કર્યાં નથી. તે મને શી રીતે આવડે ? આ તો હું નહી કરી શકું ? ' સાંભળી ખીજાયેલા વીરાએ ' એમ, તું હવે મારી સામે બોલવા લાગી ? તું મને ઉત્તર આપતા લજવાતી નથી.' આવું કદી નહી સાંભળેલું હોઇ તે બોલી ' જરા સમજીને બોલો, આ સારૂં નથી લાગતું ' ત્યાં તો વીરાનો પિત્તા ગયો અને તેણે કેતુમંજરી પર હાથ ઉપાડ્યા. આ જોઇને હેબતાઈ ગયેલી રાજકુંવરી મા પાસે દોડી આવી અને રોતાં રોતાં આપવીતી કહી સંભળાવી.

માતાએ શ્રીકૃષ્ણ પાસે જવા કહ્યું. તેણે ત્યાં જઇ કહ્યું ' આવા સમર્થ પિતાના સંતાન કેટલાં દુઃખી છે એ કોઇ જાણતું નથી ? ' શ્રીકૃષ્ણ મહારાજાએ કહ્યું ' દાસદાસીના લલાટે દુઃખ લખાયું હોય છે. તેં તારી ઇચ્છાથી દાસત્વ સ્વીકાર્યું છે. તારી બહેનો કેવું મહારાણીપણાનું સુખ ભોગવે છે ? એ તારે જોવું હોય તો તારી નજરે જોઇ શકે છે. ' અકળાઇ ગયેલી કુંવરી બોલી ' તમે જે કહેશો તે કરીશ પણ પેલા મૂર્ખાધિરાજના ઘરે નહી જાઉં ' શ્રીકૃષ્ણે કહ્યું ' તો પ્રભુની દેશના સાંભળ અને સંસારની વાસ્તવિકતા સમજ, ચારિત્ર મેળવવાના મનોરથ અને પ્રયત્ન કર. ચારિત્ર મળશે તો જ મહારાણીપણાનું સુખ મળશે. બાકી ગુલામો માટે આખો સંસાર છે.' આખરે તે બોધ પામી અને શ્રીકૃષ્ણે તેને મોટા સમારોહપૂર્વક દીક્ષા અપાવી. આમ તેમણે

બીજા પણ અનેકોને દીક્ષા અપાવી ઘણાઓને વ્રત-નિયમ, પચ્ચક્ખાણ આદિ કરાવી કલ્યાણમાર્ગે વાળ્યા. પણ પોતે તો અપ્રત્યાખ્યાની કષાયના ઉદયે કાંઈપણ વ્રત-નિયમ કરી શકતા નહી. આમ ને આમ મોંઘા જીવનના અમૂલ્ય દિવસો વીત્યે જતા હતા.

એકવાર દયાના સિંધુ શ્રી નેમિનાથ ભગવંત ગિરનાર ગિરિરાજ પર સમવસર્યા. બહોળા પરિવાર ને વિપુલ ઋદ્ધિ સાથે શ્રીકૃષ્ણ તેમને વંદન કરવા આવ્યા ઘણી જ હોંશ, ભાવના અને ઉત્કંઠાપૂર્વક તેમણે અઢાર હજાર મુનિરાજોને દ્વાદશાવર્ત વંદન કરવા માંડયું. સાથે અનેક રાજાઓ પણ વંદન કરવા લાગ્યા; વંદન કરતાં રાજાઓ થાકતા ગયા તેમ બેસતા ગયા પણ વીરા શાળવીએ શ્રીકૃષ્ણ મહારાજાની સાથે ઠેઠ સુધી સર્વ મુનિરાજોને વંદન કર્યું. શ્રીકૃષ્ણનું વંદન ભાવથી ઓતપ્રોત હતું, ત્યારે વીરા શાળવીનું ભાવશૂન્ય કેવળ દ્રવ્ય વંદન હતું. વંદનના પરિશ્રમથી શ્રીકૃષ્ણના શરીરે પરસેવો થઈ ગયો અને ગાત્રો દુઃખવા લાગ્યા. ભગવંત પાસે આવીને તેમણે પૂછ્યું 'ભગવંત! મેં ત્રણસો ને સાઈઠ સંગ્રામ કર્યા. તેમાં ઘણાં શસ્ત્રાસ્ત્રો ચલાવ્યાં-ઝીલ્યાં અને ઘણાં ઘા ખાધા, કિંતુ એ યુદ્ધો કરતા પણ આજ મુનિરાજોને વંદન કરતા વધારે થાક લાગ્યો છે.' ભગવાને કહ્યું 'મહારાજા, તમને આજ અચિંત્ય લાભ થયો છે. એક તો સાત પ્રકૃતિના ક્ષયે ક્ષાયિક સમકિતની પ્રાપ્તિ થઈ છે. તથા આવતી ચોવીશીમાં તમે બારમા અમમ નામક તીર્થંકર થવાના છો (તે ગોત્ર બાંધ્યુ) વળી સાતમી નરકને યોગ્ય આયુષ્ય-કર્મને ત્રીજી નરકને યોગ્ય કર્યું.'

આ સાંભળી હર્ષ-વિષાદની લાગણી અનુભવતા શ્રીકૃષ્ણે પ્રભુજીને કહ્યું 'દયાળુ! જો એમજ હોય તો શેષ ત્રણ નરકના નાશ માટે ફરી સર્વને વંદના કરું. પ્રભુએ કહ્યું 'કૃષ્ણ! પહેલા તમે આશા વિના વંદન કરેલું તેનું મહાફળ મળ્યું. હવે વંદનના બદલામાં કાંઈક મેળવવાની આશાએ થતું વંદન એ ફળ આપે તેમ છે જ નહી. સંસારમાં જે ઉત્તમ પદ અને અનુત્તર પુણ્ય છે તે તો તમે મેળવ્યું છે. હવે વધારે શું જોઈએ? બાકી નરક તો પૂર્વે વાસુદેવ થવાનું નિયાણું બાંધ્યું ત્યારથી નક્કી થયેલી જ છે. કેમકે અર્ધચક્રી-વાસુદેવ મરીને નિશ્ચયે નરકે જ જાય. ત્રીજીથી ઓછી નરક તો તેમને હોય જ નહી. માટે એ છોટી નિયત સ્થિતિનો સ્વીકાર તથા આત્મસાધન કરવું શ્રેયસ્કર છે.' આ સાંભળી કૃષ્ણ મહારાજા પ્રભુજીને વંદન કરી, પ્રભુના વચનોને યથાર્થ માનતા સ્વસ્થાને આવ્યા.

અહીં કોઈને શંકા થાય કે ત્રીજી નરકનું ઉત્કૃષ્ટ આયુષ્ય સાત સાગરોપમ પ્રમાણ છે, તથા શ્રી નેમિનાથ પ્રભુથી આવતી ચોવીસીના બારમા તીર્થંકર સુધીનું અંતર અઠ્ઠાવીસ સાગરોપમનું છે, એ એક જ ભવમાં તો પૂરું થઈ ન શકે. તેના ઉત્તરમાં ટીકાકાર જણાવે છે કે 'શ્રી હેમચંદ્રાચાર્યકૃત શ્રી નેમિનાથ ચરિત્રમાં શ્રીકૃષ્ણના પાંચ ભવ જણાવેલા છે. તેથી પાંચ ભવ સંભવે છે, તત્ત્વ તો કેવળી ભગવંત જાણે. વસુદેવહિંડી ગ્રંથમાં જણાવ્યું છે કે શ્રીકૃષ્ણ ત્રીજી નરકમાંથી નીકળીને ભરતક્ષેત્રના શતદ્વારપુર નામના

નગરમાં મંડલીક રાજા થશે. તે ભવમાં દીક્ષા લઈ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરી વૈમાનિકદેવ થશે. ત્યાંથી બારમા અમમ નામના તીર્થંકર તરીકે ચ્યવશે અને તીર્થ પ્રવર્તાવશે.

આ રીતે શ્રીકૃષ્ણ વાસુદેવ શુદ્ધ શ્રદ્ધા ગુણથી તીર્થંકરની લક્ષ્મી અને મુક્તિ પ્રાપ્ત કરશે.

આ રોચક સમ્યક્ત્વથી શ્રેણિક મહારાજા આદિ તીર્થંકરપદ પામ્યા, એ જગપ્રસિદ્ધ વાત છે.

આ પૃથ્વી ઉપર દેવો અને મનુષ્યો જેમના ગુણનું વર્ણન કરે છે તે શ્રીકૃષ્ણ શ્રી જિનશાસન પર ત્રિકરણ શુદ્ધ ભક્તિવાળા થયા.



## ૫૯. કારક સમ્યક્ત્વ.

જેમ સિદ્ધાંત (આગમ)ના શ્રવણથી તેમાં કહ્યા પ્રમાણે તપોનુષ્ઠાન કરવાનું હોય છે તેવી જ રીતે ગુરુ મહારાજના વચન પ્રમાણે તપોનુષ્ઠાન, વ્રતાચરણાદિ સર્વ ક્રિયાઓ કરવી. કારક સમકિતથી ગુરુવચનમાં અનુરાગ અને શ્રદ્ધા પ્રબળ થાય છે. તે ઉપર કાકજંઘ અને કોકાશની કથા આ પ્રમાણે છે.

### કાકજંઘ અને કોકાશની કથા

કોંકણનો લીલોછમ પ્રદેશ, તેમાં સોપારક નામનું સોહામણું નગર, ત્યાંના રાજા વિક્રમધન. ત્યાં સોમિલ નામનો કળાવાન સુતાર હતો. તે રાજમાન્ય અને સર્વ સુતાર કારીગરનો આગેવાન હતો. તેને દેવિલ નામનો પુત્ર હતો, તેટલી જ વયનો તેની દાસીનો કોકાશ નામનો પુત્ર હતો, જે બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો. પોતાના પુત્ર દેવિલને સુથારની કળા સોમિલ શિખડાવવા ઘણાં પ્રયત્નો કરતો, પણ દેવિલ મંદ હોઈ તે શીખી શકયો નહી. કહ્યું છે કે પિતાથી તાડિત પુત્ર, ગુરુથી શિક્ષા પામેલો શિષ્ય અને હથોડીથી ટીપાયેલું સુવર્ણ આ ત્રણ વસ્તુ સંસારમાં શોભા પામે છે ને માન્ય થાય છે. માટે સોમિલે ઘણાં પ્રકારે પુત્રને કળાનો જાણ કરવા પ્રયત્ન કર્યો પણ તે સફળ ન થયો. કોકાશ દાસીપુત્ર હતો, છતાં ઘણો વિચક્ષણ હતો. તેને કોઈ શિખવનાર નહોતું, તેની કોઈને ખેવના પણ નહોતી, તે સાવ ઉપેક્ષિત હતો, છતાં દેવિલને જે કાંઇ પણ શિખવવામાં આવતું તે કોકાશ લક્ષ્ય રાખી શિખી લેતો ને તન્મય થઈ કળાના મર્મને પણ પકડી લેતો. આમ થવાથી થોડા જ સમયમાં તે દેવિલ કરતા પણ અધિક ચતુર અને કળામર્મજ્ઞ થઈ ગયો. દેવિલ કાંઇ શીખી શકયો નહી. સોમિલના મૃત્યુ પછી તેની જગ્યા કોકાશને આપવામાં આવી, કારણ કે તે માટે તે યોગ્ય પુરવાર થયો. રાજમાં તે સોમિલ કરતાં પણ વધારે માન પામ્યો.

કોકાશ દાસીપુત્ર હતો છતાં ગૃહસ્વામી જેવી સાહ્યબી ભોગવવા લાગ્યો, અને

દેવિલ ઘરનો સ્વામી છતાં દાસીપુત્ર જેવી દશામાં તે આવી પડ્યો. અહો, પૂર્વના શુભાશુભ કર્મની કેવી વિચિત્રતા છે !

કોકાશમાં એવી વિલક્ષણ બુદ્ધિપ્રતિભા હતી કે તે તરત જ વસ્તુના મર્મને પકડી લેતો. એકવાર કોઈ આચાર્ય મહારાજનો ધર્મોપદેશ સાંભળી તે ધર્મ પામ્યો. નવતત્ત્વ આદિ મૌલિક પદાર્થોના મર્મનો જાણ થયો અને સારી રીતે ધર્મના આચરણમાં સાવધાન થયો.

એ અરસામાં માળવાના મહારાજા વીરધવળ ઉજ્જવળ કીર્તિ પામ્યા હતા. તેમની પાસે ચાર નરરત્નો હતા. તેમાં પહેલો રસોઇઓ હતો. તેમાં કોઇ એવી અદ્‌ભુત કળા હતી કે ખાનારની ઇચ્છા પ્રમાણેની જ, તેના વિના પૂછે જ સરસ રસવતી બનાવી શકતો અને જમ્યા પછી ફરી જ્યારે જમવાની ઇચ્છા થાય, ઘડી કે પ્રહર પછી યાવત્ આઠ-પંદર દિવસે કે છ-બાર મહિને પછી જ્યારે ઇચ્છા થાય ત્યારે જ ભૂખ લાગે ! તેથી લોકો તેને દૈવી સહાય છે એમ માનતા. તેથી તે નરરત્ન કહેવાતો. બીજો હતો શય્યાપાલક. તેનામાં એવી ખૂબી હતી કે તેની પાથરેલી શય્યામાં સૂનારને તરત ઉંઘ આવે અને તેને જ્યારે જાગવું હોય ત્યારે આપમેળે જાગી શકે ! તેથી તે બીજો નરરત્ન કહેવાતો. ત્રીજો નરરત્ન હતો અંગમર્દક. તે પાશેરથી લઇ પાંચશેર તેલ તે ચોળતાં ચોળતાં અંગમાં શમાવી દે. મર્દન કરાવનારને એવું સુખ થાય કે તેનું વર્ણન તે પણ ન કરી શકે. ખૂબીની વાત એ હતી કે શરીરમાં શમાવેલું તેલ એ પોતાના કૌશલથી પાછું કાઢી આપતો. તેથી તે નરરત્ન ગણાતો. ચોથો હતો ભંડારી, તેનામાં એવી ખૂબી હતી કે ભંડાર કે ખજાનામાં તેણે મૂકેલી વસ્તુ તેના સિવાય બીજાના હાથમાં આવે જ નહી. કોઇ તેને જોઈ શકે નહી, અગ્નિ-પાણી કે ચોર આદિનો ઉપદ્રવ અડપલાં કરી શકે નહી. તેથી તે પણ નરરત્ન ગણાતો. આ ચારે નરરત્નોની સહાયથી વીરધવળ રાજા પોતાની ઇચ્છા મુજબ કાર્ય કરી શકતો અને શાંતિથી રહેતો. રાજાની તેમજ તેના ચારે રત્નોની બધે ઘણી જ પ્રસિદ્ધિ થઈ ચુકી હતી. ઘણાં વર્ષોના દામ્પત્ય છતાં રાજાને સંતાન હતું નહી, કેટલાક વખતથી તેમને દીક્ષાના અભિલાષ હતા, છેવટે તેમણે નક્કી કર્યું કે કોઇ સગા-સંબંધીનો યોગ્ય પાત્ર પુત્ર મળે તો તેને રાજ્ય સોંપીને દીક્ષા લઈ લેવી.

એવામાં પાટલીપુત્રના રાજા જિતશત્રુએ વીરધવળના ચારે નરરત્નોને મેળવવા ઉજ્જયિની ઉપર ચઢાઈ કરીને નગરને ચારે તરફથી ઘેરી લીધું. એમાં અકસ્માત્ વીરધવળ રાજાને શૂળનો રોગ ઉપડ્યો ને તેઓ ચારિત્રની અભિલાષામાં જ મૃત્યુ પામ્યા. કેટલાક રોગો મૃત્યુના નાટકના વિચિત્રપાત્ર જેવાં હોય છે. શૂલ, વિષભક્ષણ, સર્પદંશ, વિશુચિકા (કોલેરા) પાણીમાં ડૂબવું. શસ્ત્રનો મર્મમાં ઘા, અગ્નિથી મર્મમાં દાઝવાથી લાગેલ સંગ્રામ, રોગ આપાત આદિથી મુહૂર્ત માત્રમાં જીવ આ શરીર છોડી બીજામાં પ્રવેશ કરે છે. રાજાના મૃત્યુની નિરાશ થયેલા મંત્રીઓ અવસર જાણી જિતશત્રુને શરણે ગયા.

માલવા પર જિતશત્રુનું સ્વામિત્વ સ્થપાયું. નવા રાજાએ માલવાના ચારે નરરત્નોને બોલાવ્યા અને પરીક્ષા કરી પોતાને ત્યાં માનપૂર્વક રાખ્યા. પોતે સાંભળેલ પ્રશંસા કરતા પણ તેઓ વધુ ચતુર હતા તે જાણી રાજા ઘણો પ્રસન્ન થયો.

એકવાર અંગમર્દક મર્દન (માલીશ) કરી રાજાની જાંઘ (સાથળ) માંથી તેલ પાછું કાઢતો હતો ત્યારે થોડું (પાંચ કર્ષ) તેલ બાકી રહેવા દઈ રાજાએ નગરના અંગમર્દકોને એ તેલ કાઢવા અને કાઢી આપે તો મોટું ઈનામ આપવા જણાવ્યું. ઘણા મર્દકોએ આવી ઘણી તરકીબો અજમાવી પણ એકે ટીપું કાઢી ન શક્યા. આમાં આખો દિવસ ચાલ્યો ગયો ને રાત્રે રાજા પોઢી ગયા. બીજે દિવસે શેરીમાં તેલ ઉતારનાર નરરત્ન મર્દકને કહેવાથી તેણે તેલ પાછું કાઢવાના પ્રયત્ન કર્યા પણ બીજે દિવસે તો તેય કાઢી શકે તેમ નહોતું. તેથી રાજાના પગમાં તે તેલ રમી જામી ગયેલું હોઇ તેનો સાથળ શ્યામ થઇ ગયો. કાગડાના જેવી જંઘા થઇ જવાને કારણે જિતશત્રુનું નામ લોકોએ 'કાકજંઘ' રાખ્યું. કારણ કે ગમે તેટલા સારા નામને, નિમિત્ત પામી લોકો બદલી નાખી સારૂં કે અળખામણું ઉપનામ આપે છે. જેમ માસતુસ, કૂરગડૂક, સાવદ્યાચાર્ય, રાવણ, દુર્યોધન આદિ નામો વિશ્વમાં પ્રસિદ્ધ થયા.

એકવાર કોંકણ દેશમાં નિર્ધનનો નાશ અને ધનવાનને નિર્ધન કરનાર મહા-દુષ્કાળ પડ્યો. રાજા પણ રાંક જેવા થઇ ગયા. ક્યારે પણ નહી દેખાતા દુઃખો દુષ્કાળમાં જોવા મળે છે. ક્ષુધાથી પીડિત થયેલા લોકો દુષ્કાળમાં માન મૂકી દે છે. ગૌરવ છોડી દીનતા ધારે છે. લજ્જા મર્યાદા મૂકી નિર્દય થઈ જાય છે. નીચતાના ચોખ્ખા દર્શન થવા લાગે છે. પત્ની, બંધુ, પુત્ર અને પુત્રીની દાક્ષિણ્યતા છોડી તેમને સાથ તો નથી આપતા પણ તેમનું યે અહિત કરવા તૈયાર થાય છે. ક્ષુધાથી પીડિત માણુસ બીજા પણ ક્યા નિંદિત કાર્યો નથી કરતો ?

આવા ઘોર દુષ્કાળમાં ચિંતિત થયેલ કોકાશ, કુટુંબનો નિર્વાહ ન કરી શકવાને કારણે કોંકણથી માળવા તરફ ચાલ્યો. કારણ કે દેવિલ મંદબુદ્ધિ હોઇ આખા કુટુંબનો ભાર કોકાશ ઉપર હતો અને કોંકણમાં જીવિકાનું સાધન નહોતું. તે ઉજ્જયિની આવી તો ગયો પણ રાજાને મળી શક્યો નહી. કેમકે તે સાવ નિર્ધન હતો અને ત્યાં કોઇ સહાયક નહોતું.

અંતે તેણે લાકડાના પારેવા બનાવી એવી કળ તેમાં ગોઠવી કે ધારી જગ્યાએ જઇ-દાણા ચણી પાછા આવી શકે. પછી તેણે મૂકેલા તે પારેવા સાચા પારેવાની જેમ રાજાના અન્નકોઠારમાં જઈ દાણા ચણી પાછા આવતા. તેમાંથી અનાજ કાઢી તે પરિ-વારનો નિર્વાહ કરતો. એકવાર શંકા પડવાથી રાજપુરુષો જાણી ગયા કે-બનાવટી કબૂતરો રોજ એક જ દિશામાંથી આવે છે અને દાણા ચણી એ જ દિશામાં એક સરખી ગતિ કરી ચાલ્યા જાય છે. વિસ્મય પામેલા તે દિશામાં પારેવાની પાછળ પડ્યા અને કોકા-

રાના ઘરમાં પ્રવેશતા જોઈ લીધા. આખરે કોકાશને પકડી રાજાની સામે ઉપસ્થિત કરવામાં આવ્યો. રાજાએ પૂછવાથી તેણે સાચેસાચી બીના જણાવી દીધી. નીતિકારોએ પણ જણાવ્યું છે કે 'મિત્રો સાથે સાચું જ બોલવું. સ્ત્રી સાથે પ્રિય અને શત્રુ સાથે ખોટું અને મીઠું બોલવું જોઈએ પણ પોતાના સ્વામી પાસે સદા સત્ય અને અનુકૂળ વચન બોલવું જોઈએ.

તેણે કહ્યું રાજા, મારું મોટું કુટુંબ છે ને અમે આવું દુઃખ તો કદી દીઠું નથી. પેટ ભરવાનો કોઈ જ રસ્તો હતો નહી તેથી આવું કૃત્ય કર્યું. હું ઘણો શર્મિંદો છું. આ સાંભળી રાજા શાંત થયો. તેની કળા પર મુગ્ધ થઈ બોલ્યો, 'કોકાશ, તું બીજું શું જાણે છે?' તેણે કહ્યું સુથારની સઘળી કળા અને શ્રેષ્ઠ કૌશલ્ય હું જાણું છું. હું ગરુડ-મયૂર આદિ એવા પક્ષી બનાવી જાણું છું કે તેના ઉપર બેસી માણસ ઇચ્છાપૂર્વક આકાશમાં ગમનાગમન કરી શકે અને જ્યાં ધારે ત્યાં તે પક્ષીને ધરતી ઉપર ઉતારી શકે.'

આ સાંભળી કૌતુકપ્રિય રાજાએ કહ્યું 'જો એમ છે તો તું એક સુંદર ગરુડ બનાવી આપ. જેના ઉપર સવાર થઈ હું પૃથ્વીની લીલા ને વિચિત્રતા જોઉં. ભૂમંડલની શોભા નિહાળું.'

રાજાજ્ઞાથી કોકાશે કળવાળું જોતાં જ ગમી જાય તેવું સુંદર ગરુડ બનાવ્યું. તેને જોતાં જ રાજા રાજી રાજી થઈ ગયો અને સપરિવાર કોકાશને માટે ખાનપાન આદિનો પ્રબંધ કરાવી દીધો. તેથી તેનું આખું કુટુંબ આનંદમાં આવી ગયું. કહ્યું છે કે 'લવણ જેવો કોઈ રસ નથી, વિજ્ઞાન (કળા) સમાન કોઈ બાંધવ નથી, ધર્મ જેવો કોઈ નિધિ નથી અને ક્રોધ જેવો કોઈ વૈરી નથી.' અર્થાત્ આવું કૌશલ હતું તો કોકાશે પરદેશમાં પણ સ્થાન-માન મેળવી લીધું.

એકવાર કાકજંઘ રાજા વિષ્ણુ-લક્ષ્મીની જેમ રાણીને લઈ કોકાશ સાથે ગરુડ પર ચઢી આકાશમાર્ગે ધરણીની શોભા જોવા ચાલ્યો. ઘણા દેશ-પ્રદેશ અને નગર ઓળંગીને નર્મદા કાંઠાની રમણીય નગરી ઉપર આવ્યો. ત્યાં ઉંચા જિનમંદિરના શિખરો જોઈ તેણે કોકાશને પૂછ્યું 'આ નગર કયું હશે?'

ગુરુમહારાજના મુખેથી સાંભળેલા વર્ણનના આધારે કહ્યું 'આ ભરુચ બંદર હોવું જોઈએ.' અહીં પૂર્વે શ્રી મુનિસુવ્રત ભગવંત પ્રતિષ્ઠાનપુરથી સાઠ યોજનનો વિહાર કરી એક જ રાતમાં પધાર્યા હતા અને તેમના પૂર્વભવના મિત્ર ઘોડાને પ્રતિબોધ આપી ધર્મ પમાડ્યો હતો. અનશનપૂર્વક મૃત્યુ પામી ને ઘોડો સૌધર્મ દેવલોકમાં સામાનિક દેવ થયો.

તેણે અવધિજ્ઞાનથી પોતાની આગલી પરિસ્થિતિ જાણી, ભરુચ આવી, પ્રભુના સમવસરણમાં સ્વામીના ઘણા ગુણગાન ગાયા અને પ્રભુને પોતાની વાત જણાવી. તેથી

ત્યાં અશ્વાવબોધતીર્થનો પ્રાદુર્ભાવ થયો. પરમાત્માના ભવ્ય જિનાલયમાં ( બોધ પામેલા ) ઘોડાની આકૃતિ પ્રભુ સન્મુખ ઉભી રાખવામાં આવી. આ દેખાય છે તે જ અશ્વાવબોધ તીર્થ.' આમ ઘણા દેશ નગરાદિ રાજાએ જોયા. એકવાર તેઓ લંકા ગયા. રાજાના પૂછવાથી કોકાશે કહ્યું આ લંકા નામની મહાનગરી છે. મેં ગુરુમહારાજો પાસે સાંભળ્યું હતું કે આ લંકામાં રાવણ નામનો બળવાન વિદ્યાધર રાજા રાજ્ય કરતો હતો. તેની ઋદ્ધિ-સિદ્ધિ અને સમૃદ્ધિ માટે લોકોમાં એમ કહેવાય છે કે તેણે શયન કરવાના પલંગના પાયે નવ ગ્રહોને બાંધ્યા હતા. યમરાજને હાથે-પગે બાંધી પાતાળમાં પહોંચાડ્યો હતો તેના ઘર-આંગણાનો કાજો-કચરો વાયુદેવ પોતે કાઢતા હતા. મેઘરાજા તેના ઘરે પાણી ભરતા ને વાટિકાઓને સીંચતા હતા. સાતે શક્તિઓ ( માતૃકાઓ ) તેની આરતી ઉતારતી. શેષનાગ તેના માથા પર પોતાના મણિમય ફણથી છત્ર ધરતો હતો. સરસ્વતી વીણા વગાડતી, રંભા તિલોત્તમા નાટક કરતી. તુંબરુ નામના ગંધર્વ દેવ ગાયન ગાતા, નારદ તેમના દૂતનું કાર્ય કરતા, સૂર્ય રસોઈઓ થઈ રસોઈ પકવતો, ચંદ્ર અમૃતવર્ષા કરતો, મંગળ ગાયભેંસ દોહી દેતો, શણગાર વખતે રાવણની સામે બુધ અરીસો લઇ ઉભો રહેતો, ગુરુ પ્રહરી થઇ ઘડી-બે ઘડી કે પ્રહરના ઘંટ વગાડતો. શુક્ર મંત્રીપણું કરતો, શનિ અંગરક્ષક બની તેની પાછળ પાછળ ફર્યા કરતો. અઠ્યાસી હજાર ઋષિયો તેની પરખ સાચવતા હતા.

વિષ્ણુ પોતે મશાલચીની જેમ સળગતી મશાલ લઈ રાત-રાતભર ઉભા રહેતા હતા. બ્રહ્મા તેના પુરોહિત હતા. આમ સંસારમાં ન કલ્પી શકાય તેવો વૈભવ-સુખ સાહ્યબી ભોગવતો હતો. છતાં તેણે પરસ્ત્રીનું અપહરણ કરી પોતાનો સર્વનાશ નોતર્યો. એ રાવણ અહીંનો રાજા હતો. ગુરુ મહારાજે મને કહેલું કે તે સદા એક અદ્ભુત નવરત્નવાળો હાર ગળામાં પહેરતો. તે નવે રત્નમાં તેના મુખનું પ્રતિબિંબ પડતું ને રાવણની શોભા સહુ જોઈ રહેતા. તેથી તેનું નામ દશમુખ કે દશકંધર પણ પડેલું.

ઇત્યાદિ વાતો કરતાં તેઓ પાછા ફર્યાં. કાકજંઘ રાજાને આ બધું સાંભળી આશ્ચર્ય થયું. એકવાર તેઓ પશ્ચિમ દિશા તરફ ગયા. ત્યાં જિનમંદિરોથી મંડિત થયેલા શ્રી શત્રુંજય અને ગિરનાર ગિરિરાજો જોઈ રાજા આશ્ચર્ય પામ્યો. તેને કોકાશે તેનો આખો ઇતિહાસ સમજાવ્યો અને તેના મહિમાના ગુણ ગાયા. તેવી જ રીતે ઉત્તરમાં જતાં અષ્ટાપદ-કૈલાસ તીર્થોએ આવ્યા. ત્યાંના ઇતિહાસનું વર્ણન, ઇતિહાસ અને મહિમા પણ કોકાશે સમજાવ્યો. તેમજ કેટલાંક શાશ્વતા-અશાશ્વતા તીર્થો અને કલ્યાણક ભૂમિઓ રાજાને બતાવી. આ બધું જોઇ-જાણી રાજા ઘણો પ્રસન્ન થયો. એકવાર કોકાશ રાજાને લઇ હસ્તિનાપુર આવ્યો. રાજાના કહેવાથી ત્યાંનો ઇતિહાસ રજુ કરતાં તેણે કહ્યું 'રાજા! મહારાજા સનત્કુમાર તથા શ્રી શાંતિનાથ સ્વામી, શ્રી કુંથુનાથ સ્વામી અને શ્રી અરનાથસ્વામી ચારે ચક્રવર્તીઓ, પાંચ પાંડવો આદિ અહીં થયા છે તથા શ્રી ઋષભદેવસ્વામીનું વરસીતપનું પારણું પણ શ્રેયાંસકુમારના હાથે અહીં થયું

છે. શ્રી શાંતિનાથ સ્વામી આદિ ત્રણે તીર્થંકરોના મોક્ષ સિવાયના ચારે કલ્યાણકો પણ અહીં જ થયા છે. વિષ્ણુકુમાર મુનિએ લાખ યોજન ઉત્તરવૈક્રિય શરીર અહીં બનાવ્યું હતું. તેમજ કાર્તિક શેઠે એક હજાર શેઠીયા ને શેઠ પુત્રો સાથે અહીં જ દીક્ષા લીધી હતી. આમ આ પાવન ભૂમિ ખરેખર શુભ સ્થળ બનવાના સૌભાગ્યને પામેલી છે.' આવી રીતે જૈન તીર્થોના સદા દર્શન અને તેના માહાત્મ્યશ્રવણથી કોકાશે કાકજંઘને જિનધર્મ પર ભક્તિ અને રુચિવાળો બનાવ્યો. ધર્મ પર શ્રદ્ધા થતાં કોકાશ રાજાને ગુરુમહારાજના દર્શને લઈ આવ્યો. તે વખતે આ પ્રમાણે દેશના ચાલતી હતી.

ત્રણે લોકમાં ધર્મ સિવાય આપણી ખેવના કરનાર કોઈ નથી, ધર્મહીન જીવન એ મૃત્યુની વાટ જોવા બરાબર છે. ધર્મના આજે આપણને જે સંયોગો મળ્યા છે એ આપણા મહાભાગ્યની વાત છે. પરંતુ એ મેળવીને ખોઈ નાખવું એ તો પરાકાષ્ઠાએ પહોંચેલી હતભાગિતા છે. વિરતિ વિના ધર્મનો સંભવ નથી. વ્રતથી વિરતિની આદરણા થાય છે. સમ્યક્ત્વયુક્ત પાંચ અણુવ્રત અને ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર પ્રકારે શ્રાવકના વ્રતો અનંત ઉપકારી તીર્થંકર પરમાત્માઓએ ફરમાવ્યાં છે. અકાળે વર્ષેલા મેઘની જેમ બીજાં ધર્મોની સફળતામાં સંદેહ રહ્યો છે, ત્યારે પુષ્કરાવર્તમેઘની જેમ શ્રી જિનધર્મ તો અવશ્ય ફળ આપનાર છે. આમાં સંશયને સ્થાન નથી.'

ઇત્યાદિ ધર્મદેશના સાંભળી ભાવ ઉલ્લસિત થતાં કાકજંઘ રાજાએ ત્યાં જ સમ્યક્ત્વમૂલક બાર વ્રત સ્વીકાર્યા. તેમાં દિશા વિરમણ વ્રતમાં તેણે પ્રતિ દિવસ એક દિશામાં સો યોજનથી દૂર ન જવાનો નિયમ કર્યો. ઘેર આવી સાવધાનીપૂર્વક રાજા ધર્મારાધના કરવા લાગ્યો.

એકવાર તે પોતાની યશોદેવી નામની પટ્ટરાણી સાથે લાકડાના ગરુડ પર બેઠો, કોકાશ ચાલકની જગ્યાએ બેઠો. આ રાજાની વિજયા નામની બીજી રાણીએ સપત્ની-શોકની ઈર્ષ્યાને લીધે ગરુડમાં લાગેલી પાછા ફરવાની કળ કાઢી લીધી ને તેની જગ્યાએ તેવી જ દેખાતી બીજી કળ ત્યાં ગોઠવી દીધી. આની કોઈને જાણ થઈ નહીં. કહ્યું છે કે–

'ઉન્મત્ત પ્રેમના આવેશથી સ્ત્રીઓ જે કાંઈ આરંભે છે, તેમાં બ્રહ્મા પણ વિઘ્ન નાખી શકતા નથી.'

થોડી જ વારમાં ગરુડ ઉડ્યું ને વાદળામાં ઉડવા લાગ્યું. કેટલીક પળોનું ઉલ્લંઘન થયા પછી રાજાએ કોકાશને પૂછ્યું 'આપણે કેટલેક દૂર આવ્યા?' તેણે કહ્યું 'લગભગ બસો યોજન છેટે આવી ગયા.' સાંભળતાં જ સખેદ રાજાએ કહ્યું 'અરે જલ્દી ગરુડને વાળી લે, આ તેં શું કર્યું? સો યોજનથી વધુ દૂર ન જવાનો નિયમ છે ને! હવે વિલંબ ન કર ને જલ્દીથી પાછું વાળ. અજાણતા અતિચાર અને જાણીને ભંગતા અનર્થમાં તો અનાચાર દોષ લાગે. અજાણે લાગેલા દોષની શુદ્ધિ પ્રતિક્રમણ-

દિથી થાય પણ જાણપણે થયેલ વ્રતભંગની મોટી આલોયણા આવે, અરેરે, કૌતુકપ્રિય મને ધિક્કાર છે, મને મારું આત્મહિત પણ વિસરાઈ ગયું ?'

આમ રાજા પોતાના પ્રમાદને નિંદી રહ્યો ને લાગેલો દોષ તેને ડંખવા લાગ્યો. ગરુડને પાછા ફેરવવા કોકાશે કળ પર હાથ મૂકયો ત્યાં તેણે કળ બદલાઈ ગઈ જાણી ને ચિત્કાર કરી ઉઠ્યો 'ધોખો, દગો.' મહારાજા આ કળ કોઈએ બદલાવી બનાવટી મૂકી દીધી છે. હવે આ ગરુડ પાછો વળે તેમ નથી. આમને આમ આગળ વધી આકાશમાં મોટું વર્તુળ લે–તો કદાચ વળી શકે.'

એમ કહી કોકાશ ચિંતાતુર થઇ ગયો. રાજાએ કહ્યું 'ના આગળ તો નથી જવું. આ પાછું નથી વળતું તો નીચે તો ઉતરી શકશે ને? શિઘ્રતાથી નીચે ઉતાર.' કોકાશે જોઇને કહ્યું 'મહારાજ, નીચે તો ઉતરી શકાશે પણ આ આપણા શત્રુ કનકપ્રભની રાજધાની છે. આપણા માટે અહીં ઉતરવું અનર્થકારી થશે.' રાજાએ કહ્યું 'શત્રુ આત્માનું કશું બગાડી શકે તેમ નથી, પણ વ્રતખંડનથી આત્માની અપાર હાનિ થાય છે, હવે જાણી જોઇને વ્રતખંડ ન કરી શકાય. અજાણપણે થયેલ અતિચાર કાચા ઘડાની જેમ વ્રતને સાંધી શકે પણ જાણીને કરેલ ભંગરૂપ અનાચાર ફૂટેલા પાકા ઘડાની જેમ ન સાંધી શકાય. માટે જે થશે તે જોવાશે. તું તારે અહીં જ ગરુડને ઉતાર.' પ્રતિજ્ઞાનો સાચો રાજા એક ડગલું પણ આગળ વધવા તૈયાર ન થયો. કહ્યું છે કે 'સામાન્ય જનોની પ્રતિજ્ઞા સંયોગ પામી પાણી, ધૂળ કે પૃથ્વી પર ખેંચેલી લીટી સમાન સાબીત થાય છે (અર્થાત્ વિપરીત સંયોગમાં તરત તૂટી જાય છે) પણ સત્ત્વશાલી મહાનુભાવોની પ્રતિજ્ઞા ગમે તેવા વિષમ સંજોગોમાં પત્થરની સમાન અખંડ સિદ્ધ થાય છે.'

કોકાશે ગરુડને નીચે ઉતારવાનો પ્રયત્ન કર્યો ને તેની પાંખો બીડાતાં ગરુડ ધરતી તરફ પટકાયું. પણ ભાગ્યજોગે તે એક તળાવમાં પડતાં કોઇને વાગ્યું નહી ને તેઓ તરીને કાંઠે આવ્યા. કોકાશે કહ્યું 'મહારાજા, આ કંચનપુર છે. અહીં શત્રુથી સાવધાન રહેવાનું છે. ભૂલેચૂકે પણ તમારૂં નામ જણાઇ ન જાય તેવી સાવચેતી રાખવાની છે. પછી એક ઠેકાણે રાજા–રાણીને બેસાડી તે નગરમાં નવી કળ બનાવી લાવવા ગયો. એક ચતુર ગણાતાં સુથારને ત્યાં જઈ તેણે કળ બનાવવા માટેના સાધન માગ્યા. તે વખતે એ સુથાર રથનું એક ચક્ર બનાવતાં કંટાળી ગયો.

ઘણાં પ્રયત્ને પણ જોઇતું થતું નહોતું તેથી તે પડતું મૂકી ઘરે ઓજાર લેવા ગયો. નવરા પડેલા કોકાશે તે ચક્ર બનાવવા માંડયું અને પેલો સુથાર આવતાં તો તેણે તૈયાર કરી લીધું. સુથારે ઘેરથી લાવેલાં ઓજાર કોકાશને આપ્યા પણ પોતાથી બંધબેસતું ન થતું ચક્ર ઘડાઇને એવું થઇ ગયેલું જોયું જે કોકાશ સિવાય કોઇથી બને જ નહી. સુથારને શંકા પડી. કોકાશને કળ બનાવવામાં પાડયો ને તેણે રાજા પાસે ખબર મોકલાવી કે મારે ત્યાં કોકાશ આવ્યો છે. તરત મારતે ઘોડે રાજપુરુષો

આવ્યા ને કોકાશને પકડી સભામાં લઈ આવ્યા. રાજાએ તેને ઘણું પૂછયું પણ તેણે સાચી વાત કહી નહી. 'કાકજંઘ કયાં છે? એમ દમ–દાટી ને દબાણપૂર્વક પૂછયું પણ કોકાશે કાંઈ કહ્યું નહી. શંકાથી રાજાએ રાજપુરુષોને તપાસ માટે મોકલ્યા ને કાકજંઘ મળી આવતાં તેમને કાષ્ઠપીંજરમાં બંદી કર્યો.

આ કલિંગદેશના રાજા કનકપ્રભને કાકજંઘ પર એટલો દ્વેષ અને તિરસ્કાર હતો. તેણે ઘણી વિડંબણા કરી અને ખાવા માટે અન્નનો કણ આપવાનો નિષેધ કર્યો. આવો સમર્થ રાજા પણ ભૂખે દિવસો વિતાવવા લાગ્યો. ત્યાં કોઇ રાજપુરુષને દયા આવવાથી વાયસપીંડ (કાગડાને અપાતાં બળી)ના બહાને પાંજરામાં ખાવાનું નાખવા લાગ્યો. રાજા તે વીણીને ખાઈ લઈ નિર્વાહ કરવા લાગ્યો. કદી નહી સાંભળેલું–નહી બાળેલું અસહ્ય દુઃખ અચાનક આવી પડયું છતાં રાજા ધૈર્યપૂર્વક સહન કરવા અને પોતાના દુષ્કર્મની નિંદા કરવા લાગ્યો. તે પોતાના આત્માને અનુશાસિત કરતાં કહેતો 'આ સંસારમાં કોણ સદા સુખી રહ્યો છે? કોને લક્ષ્મી અને પ્રેમ સ્થિર રહ્યા છે? મૃત્યુએ કોને પકડયો નથી? અને વિષયમાં કોણ આસક્ત થયું નથી?'

રાજા કનકપ્રભે કોકાશના વધનો નિર્ણય કર્યો. તે જાણી આગણીઓએ રાજાએ નિવેદન કર્યું કે 'મહારાજ! આ તો આપે ખીલી માટે મહેલ તોડી પાડવા જેવું કરવા માંડયું છે. ઉત્તમ પુરુષો તો ગુણનો પક્ષ કરે છે, પણ તેમાં પોતાનું કે પારકું એવો ભેદ જોતાં નથી.'

'કળાવાન સ્વ હોય કે પર, તે બધાંને માટે બહુમાનને યોગ્ય છે. મહાદેવે (શંકરે) વાત વિશેષે વિચાર કરી ચંદ્ર કળાવાન હોવાને કારણે તેને પોતાના મસ્તકે રાખી મહાનતા આપી'.

નગરના આગેવાનોની વિનતિનો તેમજ કોકાશની અદ્‌ભુત કળાનો વિચાર કરી રાજાએ કોકાશને કહ્યું કે 'હે કલાકુશલ! તને મૃત્યુથી બચાવું છું, પણ મારી આજ્ઞા પ્રમાણે તારે ગરુડ જેવું ઉડતું કમળ કરી આપવાનું. તે લક્ષ્મીના કમળાકાર વિમાન જેવું જોઈએ. તેની સો પાંખડીઓમાં મારા સો રાજકુમારને બેસવાની સગવડતા. વચ્ચે કર્ણિકાની જગ્યાએ મારા યોગ્ય સ્થાન કરવું. તેની ચારે તરફ રાજના મંત્રી આદિ હોદ્દેદારોને બેસવાની જગ્યા બનાવવી અને ધાર્યા પ્રમાણે ગમનાગમન કરી શકાય તેવું કમળ કર.' જીવવાની આશાથી સચેત થયેલા કોકાશે વિચારીને કહ્યું 'આપની જે પણ કાંઈ આજ્ઞા હશે, તેનું પાલન કરવામાં આવશે.' અને તેણે કાષ્ઠ–લોખંડ આદિ મંગાવી કામ શરૂ કર્યું. અવસર મળતાં કોકાશે કાકજંઘ પાસે જઈ કહ્યું, આપ જરાય ચિંતા કરશો નહી. થોડા સમયમાં બધું વ્યવસ્થિત થઈ જશે. તમે હમણાં ધર્મધ્યાનમાં તત્પર રહી પરમાત્માનું ધ્યાન ધરો.'

કોઈ ન જાણે એ રીતે તેણે કાકજંઘના પુત્રને સમાચાર મોકલ્યા કે તમે સેના લઈને નજીક આવો એટલે મને ખબર આપજો. આ તરફ દેવભવન જેવું કમળ

તૈયાર થઇ ગયું. રાજા આદિ જોઈ જોઇને મલકાઈ રહ્યા. તે એટલું મજબુત હતું કે ઘણુ લઇને મારતાં પણ ન તૂટે. એવામાં એને સંકેત મળ્યો કે સેના આવી ગઇ છે એટલે તેણે શુભ શુકન મુહૂર્ત જોવરાવી રાજાને સપરિવાર તે કમળમાં બેસાડયા. આખી પ્રજા આ કૌતૂક જોવા ભેગી થઇ હતી. ત્યાં કોકાશ કમળમાંથી બહાર આવ્યો ને એવી કળ (ચાવી) લગાડી કે આંખના પલકારામાં કમળની પાંખડીઓ બીડાઇ ગઇ. સુંદર ખીલેલું કમળ બંધ થઈ જેલ બની ગયું.

અંદર પૂરાયેલા લોકોએ ધમપછાડા તો ઘણા કર્યાં પણ કાંઈ વળ્યું નહી. બહાર ભેગી થયેલી પ્રજાએ પણ ઘણો ઘોંઘાટ કર્યો. કિંતુ રાજાની મુક્તિનો તે ઉપાય નહોતો. એક ઊંચા ઓટલા પર ચડીને કોકાશે લોકોને સંબોધન કરતાં કહ્યું 'સુજ્ઞ પ્રજાજનો! એકલા ને શસ્ત્રાદિ વિનાના અમારા રાજા-રાણીને કનકપ્રભ રાજાએ જાનવરની જેમ કાષ્ઠપિંજરમાં નાખ્યા છે. સમરની ભૂમિમાં પકડાયેલા રાજકેદીઓને પણ આવી રીતે ન રખાય. એટલું જ નહી આ દુષ્ટે તેમને અન્નનો દાણો પણ ખાવા દીધો નહી અને મને મારી નાખવાનો નિશ્ચય કરેલો. શત્રુતાના પણ નિયમો ને ધારાધોરણો હોય છે. રાજાથી લુંટારાની જેમ વર્તી શકાય નહી. મારા રાજાની જેમ હવે એ પણ કાષ્ઠ-પીંજરનો બંદીવાસ અનુભવે એ આવશ્યક છે.'

કનકપ્રભના માણુસો કોકાશને પકડવા પ્રયત્ન કરવા લાગ્યા ત્યાં કાકજંઘનો પુત્ર સૈન્ય લઇ આવી પહોંચ્યો. કનકપ્રભ રાજાની સેનાનો પરાજય થયો. રાણી સહિત કાકજંઘને પીંજરમાંથી બ્હાર કાઢયા. આ રાજ્ય કાંકજંઘે જીત્યું હતું છતાં પોતાની મર્યાદાની ભૂમિની બ્હાર હોઇ તે સ્વીકાર્યું નહી. કોકાશ કનકપ્રભને બંધકમળમાં જ રહેવા દઇ સહુ સાથે પ્રયાણ કરી પોતાના નગરમાં આવ્યો. રાજા કાકજંઘ સુખપૂર્વક રાજ કરવા લાગ્યો. તેણે ઝીણવટથી તપાસ કરતાં ખબર પડી ગઇ કે ગરુડની કળ વિજયા રાણીએ બદલી નાખી હતી છતાં તેણે ગંભીરતા રાખી. પોતે કળની વાત જાણે છે એવી શંકા પણ ન ઉપજે તેની તેણે સાવધાની રાખી. કહ્યું છે કે 'ધનનો નાશ, મનનો સંતાપ, ઘરનું દુશ્ચરિત્ર, છેતરામણ અને અપમાન આટલી વસ્તુ કોઇને કહેવી જોઇએ નહી.' એમ જાણી રાજાએ વિજયારાણીનું અજાણતાં પણ કદી અપમાન કર્યું નહી.

આ તરફ કનકરથ રાજા ને તેના પરિવારને કમળ ઘરમાંથી છોડાવવા પ્રજા અને ચતુર સુથારોએ ઘણા યત્નો કર્યા પણ કમળ ખુલી શકયું નહી. છેવટે કુહાડાથી કમળ તોડી નાખવા માટે પ્રહાર કર્યા પણ તેમ કરવાથી અંદર રહેલા રાજા આદિને અનેક ઉપદ્રવ થવા અને પ્રહાર વાગવા લાગ્યા. કમળની કોર પણ કયાંયથી ભાંગી નહી. લાચાર થયેલા ત્યાંના આગેવાનો ઉજ્જયિની આવી કાકજંઘ અને કોકાશને વિનવણી કરવા લાગ્યા. કોકાશે કહ્યું 'તમારો રાજા મારા મહારાજાનો ખંડિયો રાજા થઇ જીવન-પર્યંત ખંડણી ભરે તો તેમને મુક્ત કરું.' બધાયે તેમ માન્ય રાખ્યું. મહાબલશાલી

યોદ્ધાઓ સાથે કોકાશે ત્યાં આવી સહુને કમળમાંથી બહાર કાઢ્યા. કનકપ્રભ રાજાએ સારો આદર-સત્કાર કરી વિદાય કર્યો. કોકાશ કાકજંઘ પાસે સુખે રહેવા ને આરાધના કરવા લાગ્યો.

એકવાર જ્ઞાનીગુરુની પધરામણી થતાં રાજા અને કોકાશ વાંદવા ગયા અને પોતાના પૂર્વભવ પૂછ્યા. ગુરુમહારાજે કહ્યું 'રાજા ગજપુર નગરમાં પૂર્વે તું રાજા હતો. તારો એક સુથાર શ્રી જિનધર્મની આરાધના કરતો હતો તેના કથનથી તેં કેટલાંક જિનમંદિરો પણ બંધાવ્યાં હતાં. એકવાર એક વિદેશી સુથાર ક્યાંકથી આવી ચડ્યો. તે ઘણો જ ચતુર અને કળામાં કુશળ તેમજ જિનધર્મનો આરાધક હતો. રાજાએ પોતાના સુથારને જણાવ્યું કે 'આ વિદેશી સુથાર પાસે કેટલુંક કામ કરાવવા જેવું છે, તે કરાવી લઈએ.' ત્યારે તેણે (રાજાના સુથારે) વિદેશી સુથારની કુળ-જાતિ આદિની નીચતા બતાવી નિંદા કરી. કારણ કે પોતાના સરખા કુળ-ગુણ કે કળાવાનને માણસ સહી શકતો નથી. કહ્યું છે કે; કળાવાન, ધનવાન, અભિમાનવાળો, રાજા, તપસ્વી અને દાતા આટલા જીવો પોતાની બરોબરી કરનારને સહી શકતા નથી. અર્થાત્-દ્વેષ-ઈર્ષ્યા કરે છે.

પોતાના સુથારની ચડામણીમાં આવી, કોઈ સામાન્ય વાંકે હે રાજા! તેં વિદેશી સુથારને છ ઘડી કેદમાં નાખ્યો, પછી વળી અજુગતું લાગ્યાથી તેને છોડી મૂક્યો. આ પાપને આલોચ્યા વિના તમે બંને કાળ કરી સૌધર્મકલ્પમાં દેવ થયા. ત્યાંનું આયુ પૂર્ણ કરી આ ભવમાં પણ તમે રાજા અને સુથાર થયા. કોકાશે પૂર્વભવમાં પોતાના જાતિકુળનો ઘમંડ કર્યો. આ ભવમાં તે દાસીપુત્ર તરીકે ઉત્પન્ન થયો. 'રાજા! છ ઘડી કેદના દુષ્કર્મે તને આ ભવે છમાસ કેદમાં રાખ્યો.' ઈત્યાદિ ગુરુવચન સાંભળી કર્મનું વૈચિત્ર્ય અને પ્રાબલ્ય વિચારી કાકજંઘ અને કોકાશે દીક્ષા સ્વીકારી, આત્મ-સાધનામાં સાવધાન થયા અને ક્રમે કરી તેજ ભવમાં કેવળી થઈ મોક્ષે સિધાવ્યા.

લોકપ્રસિદ્ધ કાકજંઘ રાજા કોકાશની સંગતિ ને બુદ્ધિથી ધર્મ અને તેની દૃઢતા પામ્યા. તેમજ કારક સમકિતના પ્રતાપે અતીન્દ્રિય જ્ઞાન અને મુક્તિ પામ્યા.



## ૧૭. દીપક સમ્યક્ત્વ.

મિથ્યાદષ્ટિ જીવ કે અભવ્ય આત્મા પોતે ધર્મકથા આદિથી બીજાને બોધ આપે, પણ પોતે લાભ ઉઠાવી ન શકે (દીવા હેઠે અંધારા જેવું) તે દીપક સમકિતી કહે-વાય. એટલે કે અનાદિ કાળ ભાગાભાગ પ્રથમ ગુણસ્થાનકમાં રહેલ કોઈ મિથ્યાત્વી પુણ્યના યોગે શ્રાવકના કુળમાં જન્મ પામે ત્યાં કુળાચાર પ્રમાણે દેવ-ગુરુ આદિની સામગ્રી પામીને મોટાઈ પામવા, ઈર્ષ્યા, માત્સર્ય કે અહંકારને વશ પડી હડ-હડવાટમાં

તણાઇ જિનપ્રતિમા, દહેરાસર, પૌષધશાલાદિ શ્રાવકને ઉચિત સુકૃત કરે. કિંતુ દેવ આદિનું યથાર્થ સ્વરૂપ જાણ્યું-માન્યું ન હોવાને લીધે કે ગ્રંથીભેદ નહી થવાને કારણે તેની સર્વ કરણી શ્રદ્ધા-સદ્દહણા વિનાની હોઇ તેને વાસ્તવિક લાભ મળતો નથી. આવા સુકૃત્યો અનંતીવાર અનેક આત્માઓએ કર્યા હોય છે, પણ તેનો લાભ તે મેળવી શક્યો નથી. દર્શન રત્નાકર ગ્રંથમાં કહ્યું છે કે 'પ્રાયે આ આત્માએ અનંત પ્રતિમાઓ અને જિનાલયો કરાવ્યાં પણ તે બધું અસમંજસવૃત્તિએ-મિથ્યાદષ્ટિએ કરેલું હોઇ તેનાથી શુદ્ધ સમ્યક્ત્વનો લેશ પણ પ્રાપ્ત થયો નહી.

તેમજ અનાદિ અનંત ભાંગે પ્રથમ ગુણઠાણે વર્તતા અભવ્યના જીવને અનેકવાર ગુરુ આદિ સામગ્રીનો યોગ થવા છતાં કયારેય-કોઈપણ ભવમાં સાસ્વાદન સ્વભાવ (બીજું ગુણઠાણા)ની પ્રાપ્તિ થઈ શકતી નથી. અભવ્યકુલકમાં જણાવ્યું છે કે :—

અવસરે સુપાત્રદાન દેવું, સુવિશુદ્ધ બોધિલાભ (સમકિત) ની પ્રાપ્તિ થવી. પ્રાંતે સમાધિપૂર્વકનું મૃત્યુ થવું, ઈન્દ્રપણું, ચક્રવર્તિપણું, અનુત્તરવાસી દેવપણું, લોકાંતિક, ત્રેસઠશલાકા પુરુષ, નવનારદપણું, ત્રાયસ્ત્રિંશત્ દેવતત્ત્વ, શ્રુતકેવલીપણું, કેવલીપણું, કેવલીના હાથે દીક્ષા તથા શાસન અધિષ્ઠાયક યક્ષ-યક્ષિણીપણું આટલા વાના અભવ્યના જીવો પામી શકતા નથી.

संगमय कालसुरी, कविला अंगार पालया दो वि ।
नोजीव-गुट्ठमाहिल उदायिनिवमारओ अभव्वा ॥ १ ॥

સંગમદેવ (શ્રી મહાવીર પ્રભુને ઘોર ઉપસર્ગ કરનાર) કાલસૌકરિક કસાઇ, કપિલા દાસી, અંગારમર્દક આચાર્ય, બંને પાલક (પાંચસો મુનિઓને પીલનાર તથા કૃષ્ણપુત્ર) નોજીવમતનો સ્થાપક ગોષ્ઠામાહિલ તથા ઉદાયી રાજાનો મારક વિનયરત્ન આ ચોવીસીમાં આટલા જીવો અભવ્ય તરીકે પ્રસિદ્ધ થયા.

શ્રુતસામાયિક, સમ્યક્ત્વ સામાયિક, દેશવિરતિ સામાયિક તથા સર્વવિરતિ સામાયિક એમ ચાર પ્રકારના સામાયિકમાંથી અભવ્યના જીવને માત્ર શ્રુતસામાયિકની પ્રાપ્તિ થઇ શકે છે.

ભવ્યમિથ્યાત્વી અને અભવ્ય જીવ આ બંને જણા ધર્મકથા આદિ દ્વારા અથવા ઉચ્ચ કોટિની સંયમ ક્રિયાના દેખાવથી, સમિતિ ગુપ્તિના બાહ્ય ડોળથી અનેક જીવોને પ્રતિબોધે છે, અને શાસનને અનેક પ્રકારે દીપાવે છે, એટલે કારણમાં કાર્યનો ઉપચાર કરવાથી તેમને દીપક સમકિતવાળા કહેવામાં આવે છે.

### દીપક સમકિત ઉપર અંગારમર્દક આચાર્યનું કથાનક.

શ્રી વિજયસેનસૂરીશ્વરજી પોતાના શિષ્યો સાથે વિચરતા ક્ષિતિપ્રતિષ્ઠિત નગરે પધાર્યા હતા. રાતના તેમના એક શિષ્યને સ્વપ્નું આવ્યું કે 'પાંચસો હાથીઓની

વચ્ચે (અગ્રેસર) એક ડુક્કર ચાલ્યો આવે છે.' તે મુનિરાજે પ્રાતઃકાળે સ્વપ્નની વાત ગુરુમહારાજને કહી બતાવી. આ સાંભળી ઊંડું ચિંતન કરી આચાર્ય મહારાજે કહ્યું વત્સ! આજે કોઈ પાંચસો સાધુઓના પરિવારવાળા આચાર્ય આવવા જોઈએ જે પોતે અભવ્ય હશે!' અને ખરે જ, થોડી વારમાં એક પાંચસો શિષ્યોના સ્વામી રુદ્ર નામના આચાર્ય શિષ્યો સાથે પધાર્યા. વિજયસેનસૂરિજીના સાધુઓએ આવેલા સાધુઓની ઘણી સેવા કરી ને પ્રમોદમાં દિવસ પૂરો થઈ ગયો.

બીજા દિવસે વિજયસેન આચાર્યે પોતાના શિષ્યોને રુદ્રાચાર્યની અભવ્યતા પ્રત્યક્ષ દેખાડવા યુક્તિ બતલાવી કે 'માત્રા ભૂમિમાં કોલસાની ઝીણી કણીઓ અંધારું થતાં પાથરી દેજો.' શિષ્યોએ તેમ કર્યું. રાત્રે લઘુનીતિ–માત્રુ પરઠવવા જતા–આવતાં રુદ્રાચાર્યના શિષ્યોના પગતળે ચંપાવા લાગ્યા. તેનો ચમચમ અવાજ સાંભળી (અંધારામાં કાંઈ ન દેખાતાં) ચમક્યા કે 'અવશ્ય પગતળે મકોડા મરી ગયા. અરે મોટી વિરાધના થઈ. આ પાપ કેટલું ઘોર થઈ ગયું. સાવધાની છતાં આ શું થઈ ગયું' ઈત્યાદિ બોલતા વારંવાર પશ્ચાત્તાપ કરતા ને આત્માને નિંદતા હતા. પાપનું પ્રતિક્રમણ કરતા. પ્રહર રાત્રિ વ્યતીત થયે રુદ્રાચાર્ય લઘુનીતિ કરવા ઉઠ્યા. પગના તળીયાથી ચંપાતા કોલસાનો અવાજ સાંભળી મોજથી બોલ્યા 'આ અરિહંત વીરના જીવડા કેવો અવાજ કરે છે? અત્યારે વળી શા માટે ફરવા નિકળ્યા છે.'

એમ બોલતાં નિઃશંકપણે કોલસાની કણીને મકોડા સમજી ખુંદી રહ્યા. વિજયસેનસૂરિજી મહારાજ અને તેમના શિષ્યોએ આ બધું સગા કાને સાંભળ્યું. કેટલાકે આંખે જોયું પણ ખરું. સહુને વિશ્વાસ થઈ ગયો કે રુદ્રાચાર્ય અભવ્ય જ છે. તેમના શિષ્યોને અવસર પામી વિજયસેનસૂરિજીએ શિખામણ આપી કે તમારે રુદ્રાચાર્યની સેવા કરવી જોઈએ નહીં. અન્વેષણ અને પર્યાલોચન કરતાં રુદ્રાચાર્યના શિષ્યોને પણ નિઃસંદેહ સમજાઈ ગયું કે આપણા નાયક આચાર્ય સદ્ગુરુ નથી. તેમની સેવા કરવી પણ યોગ્ય નથી. કહ્યું છે કે:—

> सप्पो इक्कं मरणं, कुगुरु दिंति अणंताइं मरणाइं ।
> तो वरं सप्पगहियं मा कुगुरु–सेवणा भद्दा ॥ १ ॥

અર્થાત્:—સર્પ તો એક વાર મારી શકશે, પણ કુગુરુ તો અનંત મરણો આપશે. માટે હે ભદ્રો! સર્પ પકડવો સારો પણ કુગુરુની સેવા સારી નહીં.

તેવી જ રીતે સમકિતીએ સંયમ રહિત માતા–પિતા કે ગુરુ આદિને વંદન કરવા ન જોઈએ. તેમજ અસંયત લોક, રાજા કે દેવતાની સેવા ન કરવી જોઈએ.

અનાચારી આચાર્ય (આચારભ્રષ્ટ સૂરિ) આચારભ્રષ્ટતાનું નિવારણ ન કરનાર આચાર્ય તેમજ ઉન્માર્ગની પ્રરૂપણા કરનાર આચાર્ય, આ ત્રણે પરમાત્મા જિનેન્દ્રદેવના માર્ગના નાશક હોય છે.

માત્ર બાહ્યાચાર આચરનારા સાધુઓ માટે શ્રી અનુયોગદ્વારસૂત્રમાં લખ્યું છે કેઃ

જેઓ શ્રમણ ગુણથી રહિત સાધુઓ છે. પોતે ગીતાર્થ થવાની ઇચ્છા રાખે છે છતાં દયા રહિત છે, ઘોડાની જેમ ચપળ ને ઉદ્દામ છે, મદમત્ત હાથીની જેમ નિરંકુશ છે, શરીરને મઠારવા સાચવવાવાળા સુખશીલીયા છે, ઉજ્જવળ સાફ કપડાં પહેરે છે, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી નિરપેક્ષ થઈ સ્વચ્છંદ વિચરે–વર્તે છે. બંને સમય આવશ્યકાદિ કરે છે તે લોકોત્તર દ્રવ્ય આવશ્યક કહેવાય છે. તેમજ પન્નવણાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે :—

પરમાર્થસંસ્તવ તથા સુદૃષ્ટિ પરમાર્થની સેવના, તેમજ વ્યાપન્નદર્શન અને મિથ્યાદર્શનનું વર્જન આ ચાર સમ્યક્ત્વની સદ્દહણા કહેવાય છે.

સમજી લેવું જોઈએ કે મિથ્યાત્વીની સેવા–સંસર્ગથી આત્માના ગુણની હાનિ થાય છે. તે માટે કહ્યું છે કે :—

જેઓ તપ સંયમથી હીન છે, નિયમ વગરના છે અને બ્રહ્મચર્યથી રહિત છે તે અવિરત જીવો પત્થર જેવા છે. પોતે ડૂબે અને આશ્રિતને ડૂબાડે.

આવશ્યક નિર્યુક્તિની બૃહદ્ વૃત્તિમાં આ સંદર્ભમાં ઘણું જ ઉપયોગી કથન છે. ત્યાં ઘણું જ અગત્યનું આ પ્રમાણે દૃષ્ટાંત આપવામાં આવેલ છે.

કોઇક આચાર્યના સમુદાયમાં એક સાધુ આંતરિક રીતે મુનિગુણથી રહિત હતો, પણ બાહ્ય રીતે આડંબરવાળો દંભી હતો. તે દરરોજ ગોચરી પ્રમુખની આલોચના વખતે ગળગળો થઇ ( લોકોને દેખાડવા ) વારંવાર પોતાના આત્માની નિંદા કરે. હે જીવ ! અનાદિકાળથી આજસુધી ઘણું ખાધું છતાં તું ધરાતો કેમ નથી ઇત્યાદિ ક્રિયાદિ કરતાં ધીરે ધીરે સ્પષ્ટ ઉચ્ચાર કરે ને તેમાં પોતાની તન્મયતા જણાવે પણ વસ્તુતઃ તેનું ચિત્ત તેમાં રહેતું જ નહોતું. તેની આ કપટ ક્રિયાના પ્રભાવમાં આવેલા ઘણા સાધુ મહારાજો અને શ્રાવકો તેના ઘણા ગુણ ગાય અને તેને બહુમાન આપે. એવામાં કેટલાક મુનિરાજો સાથે એક વૈરાગ્યવાન સમ્યગ્જ્ઞાનાદિ મહાગુણવાન અને ચતુર મુનિ ત્યાં આવ્યા. તેમણે આ ઢોંગી સાધુના પ્રપંચ ઓળખી કાઢયા. ભોળા સાધુ–શ્રાવકોને વસ્તુ સ્થિતિ સમજાવી ઢોંગ પ્રમાણિત કરી આપ્યો. અને સાવચેતીની સમજણ આપતાં કહ્યું. જુઓ ! સમૃદ્ધશાલી શ્રીમંતે હીરા, માણેક મણિ આદિથી ભરેલું ઘર તર્પણ કર્યું. ( પુણ્યાર્થે ખાળી નાંખ્યું ) તેથી લોકો તેની ઘણી પ્રશંસા કરવા લાગ્યા કે આ શેઠ કેવા નિર્લોભી છે ? ઝવેરાતથી ઘર ખાળી નાખ્યું. પણ ક્ષણવારમાં પવનનું ઝાપટું લાગતાં અગ્નિની જ્વાળાએ બાજુના ઘર પણ પકડમાં લીધા ને જોતજોતામાં આખું ગામ બળીને રાખ થઇ ગયું. ખીજાયેલા રાજાએ શેઠને પકડી દેશપાર કાઢી મૂકયો.

વળી બીજીવાર કોઇ બીજા શેઠને યશોવાદના અભરખા જાગ્યા ને તેણે પણ ઝવેરાત ભરેલા ઘરને ફૂંકવાની તૈયારી કરી. રાજાને ખબર પડતાં જ તેનું વારણ કરી

નગરજનો પર આવી પડતી આપત્તિનું નિવારણ કર્યું. તેવી જ રીતે હું પણ તમને ચેતવું છું કે 'આ દેખાવ કરતા સાધુની ખોટી પ્રશંસા કરવાનું છોડી દો. કારણ કે આ બીચારો પોતાની પ્રશંસા થાય તે માટે જ આ બધો અભિનય કરે છે.' આ સાંભળ્યા પછી થોડી ચોકસાઈ કરતા તેમને આગંતુક મુનિની વાત સાચી લાગી અને તેમની શિખામણ તેઓએ શિરોમાન્ય કરી.

વિજયસેનસૂરિજીએ પણ રુદ્રાચાર્યના શિષ્યોને કહ્યું કે હે મહાનુભાવો! અમે તમારા આચાર્યની યોગ્યતા જોઈ લીધી છે. તેઓ અતિ ક્રૂર અને જીવદયાથી સાવ નિરપેક્ષ હોઈ એમ લાગે છે કે તેઓ અભવ્ય હશે. તેઓના સંસર્ગમાં તમારા ચારિત્રને માટે સદા જોખમ રહેલું છે.' ઈત્યાદિ સાંભળી તે પાંચસો શિષ્યો આચાર્યની ચર્યાનું પર્યવલોકન કરવાથી પરિસ્થિતિ પામી ગયા. તત્કાળ તેમનો સાથ છોડી ઉત્તમ પ્રકારે સંયમ આરાધી દેવલોક પામ્યા. ત્યાંનું આયુષ્ય પૂરું થયે દીલીપ રાજાને ત્યાં એ પાંચસોએ પાંચસો પુત્ર તરીકે ઉપન્યા. ક્રમે કરી યુવાવસ્થા પામ્યા.

ગજપુર નરેશે પોતાની યૌવનવતી પુત્રીનો સ્વયંવર મંડપ માંડ્યો હતો. અનેક રાજા અને રાજપુત્રોને આમંત્રણ આપતાં દીલીપ રાજાનાં પાંચસો કુમારોને પણ આમંત્ર્યા હતા. તેઓ સ્વયંવરમંડપમાં બેઠા હતા ત્યારે (અંગારમર્દક-રુદ્રાચાર્યનો જીવ ઘણા ભવોમાં ભમી ઉંટ બન્યો હતો તે) ઉંટ પર ઘણો બધો ભાર ભરીને કોઈ વટેમાર્ગુ તેમની પાસેથી નિકળ્યો. ભાર ઘણો હોઈ ઉંટ ઉતાવળે ચાલી શકતો નહોતો તેથી તેનો માલીક તેને જોરથી ચાબુક ફટકારતો હતો અને ઉંટ બરાડા પાડતો હતો. તેની દશા દયનીય હતી. આ જોઈ પાંચસો રાજકુમારને દયા આવી 'તેઓ બોલી ઉઠ્યા 'અરે આ બીચારાએ પૂર્વભવમાં શા દુષ્કર્મ કર્યા હશે કે આ ભવમાં આવો દુઃખીયારો, અનાથ, અશરણ થઈ માર ને ગાળો ખાય છે, શક્તિ ઉપરાંત ભાર વંઢારે છે. સિદ્ધાંતમાં કહ્યું છે કે 'તિર્યંચનું આયુષ્ય-ગૂઢ હૃદયવાળો (અંતર કપટી) શઠતા સ્વભાવવાળો અને શલ્યવાળો જીવ બાંધે છે. આણે એવું તો શું કર્યું હશે? એમ વિચારતાં સ્વયંવર મંડપમાં પાંચસો રાજકુમારોને જાતિસ્મરણ જ્ઞાન થઈ આવ્યું. આ ઉંટને પૂર્વભવનો ઉપકારી માની તે વટેમાર્ગુને મોં માગ્યા દામ આપી તેની પાસેથી છોડાવ્યો. ભવનાટકના આ દૃશ્યને પ્રત્યક્ષ નિહાળી વૈરાગ્ય પામેલા પાંચસો કુમારો ઉભા થયા ને ત્યાંથી સીધા ગુરુમહારાજ પાસે આવી ચારિત્ર લીધું. નિરતિચારપણે સંયમ પાળતા સર્વે કેવલી થયા અને મુક્તિ પામ્યા.

અંગારમર્દક આચાર્ય બાહ્ય દેખાવ ને ઢોંગ રાખતો હતો. તેના પાંચસો શિષ્યોએ બોધ મેળવ્યો પણ તે ભવસાગરમાં રખડતો રહ્યો. માટે દીપક સમ્યક્ત્વ પરને લાભ આપે પણ પોતાને તેનો ફાયદો મળતો નથી. માટે ભવિયાત્મા જીવોએ દીપક સમકિતીનો ત્યાગ કરી શુદ્ધ સમકિત ધારવું જોઈએ.

* * *

## ૬૧. સમ્યક્ત્વની વાસ્તવિકતા

આત્મપ્રદેશ સાથે ઓતપ્રોત થઇને રહેલા મિથ્યાત્વ મોહનીયના પુદ્દગલોનો ક્ષય ( અત્યંતાભાવ ) થવાથી આત્માના સર્વ પ્રદેશો જે સ્વચ્છતા ને સ્વસ્થતા પામે છે, તે જ વસ્તુતઃ સમ્યક્ત્વ છે.

અહીં મિથ્યાત્વ મોહનીયના પુદ્દગલો કહ્યા ત્યાં ઉપલક્ષણથી અનંતાનુબંધી કષાયના પુદ્દગલો જાણવા, તે કષાયના ક્ષય કે ક્ષયોપશમથી જે ગુણ પ્રગટે–એટલે કે આત્મ-પ્રદેશમાં જે સ્વચ્છતારૂપ શ્રદ્ધાત્મક (સદ્દહણા સ્વરૂપ) ગુણ પ્રગટે વસ્તુતઃ તે જ સમ્યક્ત્વ છે. જેમ મેલું કપડું ધોવાતાં–તેનો મેલ જતાં તેમાં ઉજ્જવળતા પ્રગટે છે તેમ આત્મ-પ્રદેશમાં શ્રદ્ધાનરૂપ ગુણ પ્રગટ્યો તે જ વસ્તુતાએ સમ્યક્ત્વ છે.

જીવ પોતે જ મિથ્યાત્વના દલિકોનાં ત્રણ પુંજ કરે છે. શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ. જેમ કોદરા ( ધાન્ય વિશેષ ) છોતરાં–છીલકા સાથે હોય તેને ખાંડવા–છડવાથી છીલકા વગરનું થાય તે પ્રથમ ઢગલી (પુંજ) તેમ મિથ્યાત્વનો શુદ્ધ થયેલો પ્રથમ પુંજ, કોદ્રવાને ખાંડી નાખ્યા છતાં કેટલાક છોડા રહી જાય તેમ મિથ્યાત્વનો બીજો અર્ધ શુદ્ધ પુંજ અને જે કોદ્રવાના છોડા જેમના તેમ રહ્યા હોય નિકળ્યા ન હોય તેના જેવો મિથ્યાત્વનો ત્રીજો અશુદ્ધ પુંજ, એમ ત્રણ પુંજ જાણવા. તે માટે કહ્યું છે કે;

दंसणमोहं तिविहं, सम्मं मीसं तहेव मिच्छत्तं ।
सुद्धं अद्धविसुद्धं अविसुद्धं तं हवइ कमसो ॥ १ ॥

અર્થાતઃ— દર્શનમોહનીય ત્રણ પ્રકારે છે, સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય તથા મિથ્યાત્વ મોહનીય. તેમાં પ્રથમ શુદ્ધ, બીજું અર્ધશુદ્ધ અને ત્રીજું અશુદ્ધ એમ અનુક્રમે ત્રણ પુંજ કહેવાય છે. અહીં શંકા થાય કે મિથ્યાત્વના પુદ્દગલોના જ ત્રણ પુંજો થતા હોય તો તે પુદ્દગલોમાં સાધકપણું અને બાધકપણું બંને કેમ સંભવે ? એકજ વસ્તુ બે પ્રકારના ગુણોમાં પ્રવૃત્ત કેવી રીતે થાય ? તથા તે પુદ્દગલો જ ભિન્ન હોય તો સંભવે પણ પુદ્દગલોમાંથી છોડા જવાથી સમકિત મોહનીયની શુદ્ધિ થઇ તો પછી તેમાં છોડાપણું કેમ સંભવે ? એટલે કે છોડા ગયા પછી મેલાપણું ક્યાં રહ્યું કે જેથી તે મિથ્યાત્વના પુદ્દગલ કહેવાય ? '

તેનો ઉત્તર આપતા ગ્રંથકાર કહે છે કે ' ચોઠાણીયા મહારસના સ્થાને રહેલા મિથ્યાત્વના પુદ્દગલો મિથ્યાત્વરૂપ બાધકપણાને તથા વિભાવપણાને પ્રાપ્ત કરી શકે છે કોદ્રવના છિલકાના ત્યાગ સમાન તે પુદ્દગલોમાંથી ચોઠાણીયા મહારસના અભાવથી અનિવૃત્તિકરણદ્વારા એકઠાણીયો રસ કર્યો. તેથી યથાર્થ વસ્તુપરિણામનો વ્યાઘાત ન કરે એવું સમ્યક્ત્વ મોહનીય ગણાય છે. કારણ કે આમાં કાંઇક શંકાદિ ઉત્પન્ન થતું હોય છે તેથી સમ્યક્ત્વ મોહનીય કહેવાયું. સમકિત મોહનીયના સર્વથા ક્ષયથી ક્ષાયિક

સમ્યક્ત્વ થાય છે. તેમાં શંકાદિનો સર્વથા અભાવ જ હોય છે. માટે પુદ્ગલો તો એક જ છે પણ તેના પ્રકાર ત્રણ થઈ જાય છે.

જીવને ખધા વગર ચાલશે પણ સમજણ-જ્ઞાન વિના નહી ચાલે. મોટા ખજાના અને સેના જે કામ નથી કરી શકતા તે માત્ર સમજણ કરી શકે છે. સાચી સમજણ સાચા જ્ઞાનથી આવે અને સાચું જ્ઞાન સમ્યક્ત્વથી, સમ્યક્ત્વહીન જ્ઞાન તે અજ્ઞાન છે. કહ્યું છે કે:—

सदाद्यनंतधर्माढ्यं, एकैकं वस्तु वर्तते ।
तत्तथ्यं मन्यते सर्वं श्रद्धावान् ज्ञानचक्षुषा ॥ १ ॥

પ્રત્યેક વસ્તુ-પદાર્થ સત્-અસત્ આદિ અનંત ધર્માત્મક હોય છે. તે ખધું જ્ઞાન-ચક્ષુથી જોતો શ્રદ્ધાવાન તથ્યભૂત માને છે.

एकांतेनैव भाषन्ते, वस्तुधर्मान्यथा तथा ।
तस्मादज्ञानता ज्ञेया, मिथ्यात्विनो निसर्गजा ॥२॥

વસ્તુના ધર્મને જેમ તેમ (અનેક યુક્તિ) કરીને પણ મિથ્યાત્વિઓ એકાંતથી જ કથન કરે છે, માટે તેમનામાં સ્વાભાવિક રીતે જ અજ્ઞાનતા પડેલી છે.

પ્રત્યેક વસ્તુઓ સત્-અસત્ નિત્ય-અનિત્ય આદિ અનંત ધર્મથી યુક્ત છે. જેમ ઘટ (ઘડો) રૂપ વસ્તુ રક્તત્વાદિ ( લાલરંગાદિ ) સ્વગુણે સત્ છે તો એજ બીજા ઘટ-પટ આદિ પરગુણથી અસત્ છે. આદિ શબ્દથી અહીં પુદ્ગલોની સાથે જે (અભિન્નત્વ) એકત્વપણું છે તે વ્યવહારથી જ ગણાય છે અને નિશ્ચયથી સકલધર્માવચ્છિન્ન છે-યુક્ત છે. જેમ કાપડ, લાકડું, ગાડું, સોનું આદિ અનેક ધર્મયુક્ત છે. કેમકે ઘડો નંદવાઈ જતા તે ઠીકરા આદિ બીજા ધર્મને પામ્યો. જો એમ ન હોય તો ઘડો ખંડિત થતાં તે જ ઘડો અવસ્તુપણે શૂન્યપણે થઈ જતે, પણ તેમ થયું નથી. જેમકે જીવ દ્રવ્ય છે તે પણ માણસ, હાથી, ઘોડા, સ્ત્રી, પુરુષ આદિ થાય છે તે વ્યવહારથી. જો નિશ્ચયથી વિચારીએ તો પૂર્વોક્ત વ્યવહારથી નિરાળો અછેદ્ય-અભેદ્ય પ્રમુખ અનંત ગુણવાળો છે. આમ સમકિતધારીનું જ્ઞાન વિશિષ્ટ હોય છે તેથી તે સર્વ વસ્તુને અનેકાંતદૃષ્ટિથી સર્વાંગપણે જાણી-સમજી શકે છે અને સમકિત રહિત સમજી શકતો નથી તે અજ્ઞાની કહેવાય છે. મહાભાષ્યમાં કહ્યું છે કે:—

सदसदविसेसणाओ, भवहेउ जहिच्छिओवलंभाओ ।
नाणफलाभावाओ, मिच्छद्दिट्ठिस्स अन्नाणं ॥ ३ ॥

અર્થાત્—મિથ્યાત્વીનું જ્ઞાન સત્-અસત્ આદિ વિશેષ ધર્મયુક્ત વસ્તુના પરિજ્ઞાનથી રહિત હોય છે. ભવના હેતુભૂત બંધના કારણને યથાસ્થિત જાણી શકતો નથી, સ્વેચ્છાચારીપણે હોવાથી જ્ઞાનનું ફળ ( વિરતિ ) પણ તે મેળવી શકતો નથી. એટલે

મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન તે વસ્તુતઃ અજ્ઞાન છે. સમ્યક્ત્વશાલીમાં જ બુદ્ધિના આઠ ગુણ હોય છે તે જણાવે છે.

શુશ્રૂષા એટલે સાંભળવાની ઈચ્છા, તેના વિના શ્રવણાદિ ગુણની પ્રાપ્તિ ન થઈ શકે. બીજો ગુણ 'શ્રવણ એટલે શાસ્ત્રો સાંભળવાં, શ્રવણથી ઘણામોટા લાભ થાય છે. ષોડશકમાં લખ્યું છે કેઃ—

क्षाराम्भस्त्यागतो यद्वन्मधुरोदकयोगतः ।
बीजं प्रारोहमादत्ते, तद्वत्तत्त्वश्रुतेर्नरः ॥१॥

અર્થઃ—ખારા પાણીના ત્યાગથી અને મીઠા પાણીના યોગથી જેમ બીજ અંકુરિત થાય છે, તેમ તત્ત્વના શ્રવણથી મનુષ્ય બોધિબીજના અંકુરને પામે છે.

क्षारांभस्तुल्य इह च, भवयोगोऽखिलो मतः ।
मधुरोदकयोगेन, समा तत्त्वश्रुतिः स्मृता ॥२॥

અહીં ખારા પાણી જેવો સમગ્ર ભવયોગ અને મધુરજળ તુલ્ય તત્ત્વજ્ઞાનશ્રવણ સમજવું જોઈએ.

ત્રીજો ગુણ ગ્રહણ કરવું, એટલે સાંભળેલું ગ્રહણ કરવું, ચોથો ગુણ ધારણ કરવું એટલે ગ્રહણ કરેલું યાદ રાખવું. પાંચમો ગુણ ઉહા, એટલે તેના વિષયમાં સામાન્ય રીતે વિચાર કરવો. છટ્ઠો ગુણ અપોહ એટલે તેના સંદર્ભમાં અન્વય–વ્યતિરેકાદિથી વિશિષ્ટ રીતે વિચાર કરવો. સાતમો ગુણ અર્થવિજ્ઞાન અર્થાત્ ઉહા અપોહના યોગથી મોહ, સંદેહ, વિપર્યાસ, (વિમતિ) આદિના નાશ થવા રૂપ જે જ્ઞાન થાય, તે અને આઠમો ગુણ તત્ત્વજ્ઞાન એટલે 'આ આમ જ છે' એવું નિશ્ચિત જ્ઞાન. આ બુદ્ધિના આઠ ગુણ છે. આઠે ગુણથી યુક્ત સમકિતી હોય છે. કેમકે સમ્યક્ત્વથી સર્વ પદાર્થના પરમાર્થનું પર્યાલોચન થઈ શકે છે. આ બાબત પર સુબુદ્ધિ મંત્રીનું ઉદાહરણ છેઃ—

## સુબુદ્ધિ મંત્રીની કથા.

ચંપાનગરીના મહારાજા જિતશત્રુને સુબુદ્ધિ નામનો મંત્રી હતો. તે અર્હદ્ ધર્મોપાસક (જૈન) હતો. એકવાર રાજાએ મન અને ઇન્દ્રિયોને ગમે તેવા ષડ્રસ સ્વાદિષ્ટ ભોજન કરાવ્યા અને અનેક મંત્રી સામંત સુભટાદિ સાથે જમવા બેઠો. સ્વાદનો રસિયો રાજા જમતો જાય ને રસોઈના વખાણ કરતો જાય.

'અહો આ કેવું સરસ છે? સ્વાદિષ્ટ છે? આની તો કેવી મજાની સોડમ છે? આનો દેખાવ પણ કેવો મનગમતો છે? ઇત્યાદિ રાજા વખાણ કરે ને સાથે જમવા બેઠેલા ચાળા કરે ને રાજાની હા માં હા કર્યા કરે. બધા ટાપસી પૂરે પણ સુબુદ્ધિ મંત્રી શાંત અને સ્વસ્થ ચિત્તે જમ્યા કરે. બોલે કે ચાલે? એ જોઈ રાજાએ તેને

પૂછ્યું 'કેમ બોલ્યા નહી? ભોજન કેવું મજાનું થયું છે નહીં? વધારે શું ભાવ્યું?' મંત્રીએ કહ્યું 'રાજા, સારી-નરસી રસોઇના ચક્કરમાં હું પડતો નથી. વસ્તુનો મને વિસ્મય પણ નથી. કારણ કે પુદ્ગલનો સ્વભાવ જ એવો છે કે ઘડીકમાં સુગંધી તો ઘડીકમાં દુર્ગંધી. સરસમાંથી નિરસ ને નિરસમાંથી સરસ થતાં પણ વાર નહી. માટે સારી કે નરસી રસોઇ માટે મારે શું કહેવું?' મંત્રીની વાત રાજાને ગળે ઉતરી નહી. મંત્રીએ અવસરે બોધ આપવાનો વિચાર કર્યો.

એકવાર રાજા પરિવાર સહિત ઉદ્યાનમાં જતો હતો. મંત્રી સાથે હતા. ગામ બહાર જતાં એક જંગી નાળું આવ્યું. જાણે તે સડી રહ્યું હતું. દુર્ગંધનો તો પાર નહોતો. રાજાએ નાક આડું કપડું મૂકી ઘોડો દોડાવ્યો. આગળ જઇ તેણે નાળાના પાણીની મોઢું બગાડી વાત કરી. શબ્દે શબ્દે ઘૃણા અને અણગમો. મંત્રીને પૂછ્યું 'કેવું ગંદું પાણી?' મંત્રીએ કહ્યું 'વ્યર્થ વાત છે. ગંદામાંથી સારૂં ને સારામાંથી ગંદુ. એ તો ચાલ્યા જ કરે છે.' રાજા ન માન્યા. ચતુર મંત્રી સમજી ગયો કે રાજા આ વાત માનતો નથી. નાળાના પાણીમાં ગંદકી ઘણી હતી. દુર્ગંધ પણ ભારે. મંત્રીએ નોકર પાસે તે નાળામાંથી પાણી મંગાવ્યું. ચાલણી જેવા તળીયાની કોઠીમાં તળીયે સ્વચ્છ રેતી. એના ઉપર ઝીણી કાંકરી, તે ઉપર મોટી કાંકરી તે પર કાંકરા એમ કોઠી ભરી તેમાં પાણી રેડી કોઠીના નીચે સ્વચ્છ ગલણાવાળું વાસણ મૂકી દીધું. ધીરે ધીરે પાણી સ્વચ્છ (ફીલ્ટર) થઇ તે વાસણમાં આવ્યું. તેમાં કતકફળનું ચૂર્ણ નાખી પાણી તડકામાં મૂક્યું.

આમ ઘણા ઘડામાં ગળી ગળીને ભર્યું તો પાણી કાચ જેવું સ્વચ્છ ને દુર્ગંધ રહિત થઇ ગયું. મંત્રીએ તે પાણીને સુવાસિત કરતાં તે પાણી બીજા પીવાના પાણી કરતાં વધુ સ્વાદુ, શીતલ, સુગંધી અને સ્વચ્છ બની ગયું. મંત્રીએ ઘરે રાજાને નિમંત્રી સારા ભોજન જમાડી પોતાના ઘડાનું શીતલ પાણી પાયું. ઉના જમણ પર ઠંડુ પાણી રાજાને ઘણું ભાવ્યું ને સારી રીતે પીધું.

પાણીથી રાજી થયેલા રાજાએ કહ્યું 'ભઇ મંત્રી! પાણી તો બસ તમે જ સારૂં પીઓ છો. આવું પાણી અમે તો કદી પીધું નથી. આ કયા કૂવાનું પાણી છે?' મંત્રીએ કહ્યું મહારાજ! આ તો બધા પુદ્ગલના પરિણામ છે. આપને આ પાણીનો કૂવો જાણવો જ હોય તો પહેલા આ દાસને અભય વચન આપો.' વિસ્મય પામેલા રાજાએ અભય આપતાં કહ્યું 'તમારૂં પાણી રાજકુટુંબ પી જશે ને તમે તરસથી પરમ ધામ પહોંચી જશો એમ લાગે છે?'

ગંભીર થયેલા મંત્રીએ કહ્યું 'મહારાજ મારી ધૃષ્ટતાની ક્ષમા માગું છું. આ પાણી પેલી ખાઈ......ગંદા નાળાનું છે મહારાજ. આ સાંભળી રાજાનું મોઢું તો બગડ્યું પણ વિશ્વાસ ન થયો. મંત્રીએ રાજાની સમક્ષ એ જળપ્રયોગ કરી બતાવ્યો. વિસ્મિત થયેલા રાજાએ પૂછ્યું 'તમારે આ બધું કરવાનું કાંઇ પ્રયોજન?' 'જી

મહારાજા, પ્રયોજન તો બસ એટલું જ કે આ પુદ્ગલ–પદાર્થોમાં સારા-નઠારા જેવું કાંઈ નથી. સારી વસ્તુ ખરાબ ને ખરાબ વસ્તુ સારી થઈ શકે છે, થતી જ હોય છે. એ આપને બરાબર સમજાઈ જાય, દાસના પ્રયત્નનું એ જ પ્રયોજન છે. રાજાએ કહ્યું ભાઈ! વાત તમારી સાવ સાચી છે. પણ તમે જાણી ક્યાંથી?' મંત્રીએ કહ્યું 'શ્રી જિનાગમના શ્રવણ અને તેની સદ્દહણાથી આ પુદ્ગલના પરિણામનો બોધ થાય છે. આ પુદ્ગલોની અચિંત્ય શક્તિની સમજણ આવે છે. અનેક પરિણામ પામવા પુદ્ગલનો સ્વભાવ છે. કિંતુ તે સ્વભાવ તિરોભાવથી વર્તતો હોઈ જ્ઞાની જ્ઞાનથી જાણે છે. છદ્મસ્થ જીવો જ્ઞાનાવરણીય આદિ આવરણના કારણે સારી રીતે નથી જાણી શકતા, પણ તેઓ શાસ્ત્રાધારે જાણે છે ને માને છે. મહારાજ! આ વિશ્વમાં વસ્તુની અપ્રાપ્તિ બે પ્રકારે હોય છે. એક સદ્–વસ્તુની અપ્રાપ્તિ અને બીજી અસત્–અવિદ્યમાન વસ્તુની અપ્રાપ્તિ. આમાં સસલાનું શૃંગ, આકાશનું ફૂલ, આદિ અસત્ વસ્તુની અપ્રાપ્તિ કહેવાય. કારણ કે જે વસ્તુ સંસારમાં છે જ નહીં તે ક્યાંથી મળવાની?

બીજી સત્-વિદ્યમાન વસ્તુની અપ્રાપ્તિ આઠ પ્રકારે છે. તેમાં અતિદૂર હોવાથી વસ્તુ ન મળે તે પહેલો પ્રકાર, તેનાં પણ દેશ, કાળ અને સ્વભાવે ત્રણ ભેદ છે. જેમ કોઈ માણસ પરગામ ગયો માટે ન દેખાયો. તેથી તેનો અભાવ નથી થતો પણ તે અતિદૂર જવાથી નથી મળતો. એવી રીતે સમુદ્ર સામે કાંઠે રહેલી વસ્તુ આપણે નથી જોઈ શકતાં. તેમ જ કાળથી દૂર હોય તે નથી દેખતા. જેમ આપણા જ પૂર્વજો જે પૂર્વે થઈને ગુજરી ગયા છે, અથવા શ્રી પદ્મનાભાદિ તીર્થંકરો કાળથી દેખાતાં નથી. ને ત્રીજો પ્રકાર સ્વભાવથી દૂરનો છે. હવા, જીવ, અવકાશ, ભૂતપ્રેતાદિ પદાર્થો છે ખરા, પણ તે સ્વભાવથી દૂર હોઈ આંખોથી જણાતા નથી. આ ત્રણે ભેદ પહેલાં વિપ્રકર્ષ (દૂર) નામના પ્રકારવાળા છે.

બીજો પ્રકાર અતિ સામીપ્યવાળી વસ્તુનું ન દેખાવું. જેમ આંખમાં જ આંજેલ મશ કે સુરમાને (જોતી) આંખ પણ જોઈ શકતી નથી. ઇંદ્રિયના ઘાતથી વસ્તુ ન દેખાય તે ત્રીજો પ્રકાર. જેમ કોઈ આંધળો–બહેરો માણસ રૂપ–શબ્દ આદિ જોઈ સાંભળી ન શકે. મનની અસાવધાની (ચિત્તવિક્ષેપ) હોવાથી વસ્તુ નથી દેખાતી તે ચોથો પ્રકાર. જેમ કોઈનું ચિત્ત બીજે હોય, ને પાસેથી મોટો હાથી ઘંટા વગાડતો ચાલ્યો જાય તો પણ તે તેને જોવે નહી. હાથી તો ત્યાંથી ગયો જ. પણ તેણે જોયો નહી.

વસ્તુ અતિસૂક્ષ્મ હોવાથી ન દેખાય એ પાંચમો પ્રકાર. જેમ જાળી આદિ કે છાપરાના છિદ્રમાં રહેલ ત્રસરેણુ પરમાણુ-દ્વયણુક આદિ નથી દેખાતાં. પણ છે તો ખરા જ. કોઈ જાતના આવરણથી વસ્તુ ન દેખાય એ છટ્ઠો પ્રકાર. જેમ જમીનમાં દટાયેલી, ભીંતમાં ચણાયેલી કે કોઈપણ જાતના પડદા પાછળ રહેલી વસ્તુ દેખાતી નથી, પણ તેના અસ્તિત્વનો નકાર કોણ કરી શકે? તેવી જ રીતે આપણી જ મંદતાને કારણે શાસ્ત્રના સૂક્ષ્મ અર્થ આપણે ન જાણી શકીયે. તથા એક વસ્તુથી પરાભવ પામી બીજી ન દેખાય તે સાતમો પ્રકાર. જેમ સૂર્ય આદિના તેજથી પરાભવ પામી ગ્રહ, નક્ષત્ર, તારા આદિ આકાશમાં પ્રકટ હોવા છતાં દેખાતા નથી. તેવી જ રીતે અંધકારથી પરાભવ પામેલ ઘટ આદિ પદાર્થો નથી દેખાતા. તથા સમાન વસ્તુમાં ભળી જવાને કારણે ન દેખાય તે આઠમો પ્રકાર છે. જેમ તલના ઢગલામાં એક મુઠ્ઠી આપણા તલ નાંખીયે તો તે (અલગ) દેખાતા નથી. મગના ઢગલામાં નાખેલ મુઠ્ઠી મગ પણ આપણા તરીકે દેખાતા નથી, તેથી કાંઈ તે તે વસ્તુ નથી એમ કહેવાય નહી જ. આવી રીતે આઠ પ્રકારે છતી વસ્તુની પણ અપ્રાપ્તિ થાય છે, આમ જીવ-પુદ્ગલ આદિમાં અનેક સ્વભાવ-ધર્મ વિદ્યમાન છે. જે તથાપ્રકારે પ્રકટ થઈ શકે છે. કિંતુ એ સર્વ સ્વભાવોની વિપ્રકર્ષાદિ કારણોને લીધે પ્રાપ્તિ થતી નથી. આ રીતે સર્વત્ર જાણવું જોઈએ.

અહીં કદાચ કોઈને શંકા થાય કે ' ઉપરોક્ત પ્રકારોમાં કોઈ દેવદત્ત નામનો માણસ દેશાંતર જવાથી આપણને દેખાતો નથી છતાં તે જ્યાં છે ત્યાંના માણસોને તો તે પ્રત્યક્ષ જ છે. માટે તેનું હોવું માનવામાં વાંધો નથી, પરંતુ જીવાદિકને તો કોઈએ જોયા નથી. તો પછી તેનું અસ્તિત્વ કેવી રીતે માનવું? તેનો ઉત્તર એ છે કે પરગામ ગયેલ દેવદત્ત કેટલાકને પ્રત્યક્ષ છે તેમ આ આત્મા પણ કેવળીને પ્રત્યક્ષ જ છે. તેવીજ રીતે જીવાદિક પદાર્થો કેવળી ભગવંતને પ્રત્યક્ષ હોઈ આપણે માનવા જ જોઈએ. તથા પરમાણુ આદિ નિરંતર અપ્રત્યક્ષ જ છે. તો પણ તે (પરમાણુ)ના કાર્યથી પરમાણુનું હોવાપણું અનુમાનથી સિદ્ધ છે. તેમ જીવાદિક પદાર્થો પણ તેમના કાર્યથી અનુમાનદ્વારા સિદ્ધ છે.

આમ અનેક પ્રકારની સિદ્ધાંતમાં જણાવેલી યુક્તિઓ દ્વારા સુબુદ્ધિ મંત્રીએ રાજાને પ્રતિબોધિત કર્યો. પરિણામે રાજા બારવ્રતધારી શ્રાવક થયો. આગળ જતા રાજા અને મંત્રી બન્નેએ સંયમ લઈ આત્મસાધના કરી કર્મ ક્ષય કરી બંને મોક્ષ પામ્યા. જે માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે—

जियसत्तू पडिबुद्धो, सुबुद्धिवयणेण उदनायंमि ।
तद्दोवि समणसिंहा, सिद्धा इक्कारसंगधरा ॥

પાણીના દ્દષ્ટાંતે સુબુદ્ધિ મંત્રીના વચનોથી જિતશત્રુ રાજા પ્રતિબોધ પામ્યા. આગળ જઇ બંને શ્રમણસિંહો થયા. અગ્યાર અંગના ધારક થઇ તેઓ મુક્તિને પામ્યા.

આમ આ ઉપદેશપ્રાસાદના પ્રથમ ખંડમાં ધર્મના પાયા સ્વરૂપ અને બુદ્ધિના નિધાન જેવા સમ્યક્ત્વના અનેક પ્રકારોને દ્દષ્ટાંતો સાથે બતાવવામાં આવેલ છે. આ સમ્યક્ત્વ મોક્ષના સમસ્ત શુભ હેતુમાં મુખ્ય છે. સમ્યક્ત્વ વગરની સમસ્ત કરણી એકડા વિનાના મીંડા જેવી વ્યર્થ પ્રાયઃ છે. માટે આ ગ્રંથને વાંચવા-વંચાવવા, ને સાંભળવાવાળાઓએ સમ્યક્ત્વની પ્રાપ્તિ, તેની નિર્મળતા અને સુદ્દઢતા માટે સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ જેથી સદ્જ્ઞાન, સદાચરણ ને તેનું ફળ શિઘ્ર મળે.

| |
|---|
| શ્રી વિજયલક્ષ્મીસૂરિ વિરચિત ઉપદેશ-પ્રાસાદ ગ્રંથમાં સમ્યક્ત્વાધિકાર પ્રતિપાદન રૂપ- **પ્રથમ ભાગ પરિપૂર્ણ.** |



# વિરાટ પ્રકાશનના અતિ ઉપયોગી પ્રકાશનો



## (૧) 'સુદર્શના ચરિત્રમ્'

સરલ-લલિત સંસ્કૃત ભાષામાં સુદર્શના ( સમળીવિહાર ) નું

પત્રાકાર અતિ ઉપયોગી પ્રકાશન.

કિંમત : રૂા. ત્રણ.



## (૨) 'સુદંસણા ચરિયં'

શ્રી દેવેન્દ્રસૂરિજી વિરચિત-મૂળ માગધી કાવ્યમય ચરિત્ર

જે ઘણા વખતથી દુષ્પ્રાપ્ય હતું.

: પ્રા...પ્તિ....સ્થા....ન :

(૧) માટુંગા કિંગ્ઝ સર્કલ જીવન અબજી જ્ઞાનમંદિર મુંબઇ-૧૯

તથા

(૨) ચંદ્રપ્રભસ્વામી જૈન દહેરાસર પ્રાર્થના સમાજ, મુંબઈ-૪

ઉપરના સરનામેથી પૂ૦ સાધુ-સાધ્વીજી મહારાજે તથા જ્ઞાન-ભંડાર માટે ભેટ મેળવવી.



## (૩) શ્રી શ્રાદ્ધવિધિ ( ગુજરાતી વિવરણ )

જૈનોનો ઉપયોગી વિધિ ગ્રંથ. શ્રાવકધર્મનો વૈધાનિક ગ્રંથ.

જે જૈન માત્રના ઘરમાં હોવો જરૂરી છે. ઘણા વખતથી

ઉપલબ્ધ નહોતો. કિંમત: રૂા. ૧૨-૦૦